# મહાદેવભાઈની ડાયરી

## પુસ્તક પહેલું

[૧૦-૩-'૩૨થી ૪-૯-'૩૨ : ગાંધીજી સાથે યરવડા જેલમાં]




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# મહાદેવભાઈની ડાયરી

## પુસ્તક પહેલું

[ ૧૦-૩-'૩૨થી ૪-૯-'૩૨ : ગાંધીજી સાથે યરવડા જેલમાં ]

સંપાદક
નરહરિ દ્વા૦ પરીખ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# નિવેદન

મહાદેવભાઈ સને ૧૯૧૭ના આખર ભાગમાં જ્યારથી ગાંધીજી સાથે જોડાયા ત્યારથી તે સને ૧૯૪૨માં તેમનો દેહાન્ત થયો ત્યાં સુધીની પોતાની ડાયરી એમણે લખેલી છે. પચીસ વર્ષના ગાંધીજી સાથેના સેવાકાળ દરમિયાન જેલમાં હોવાને અથવા બીજે કારણે જ્યારે તેઓ તેમની સાથે રહી શક્યા નહોતા — એકંદરે એવો ગાળો બહુ ટૂંકો છે — એ ગાળા સિવાય બીજા બધા વખતની તેમની નોંધો છે. ગાંધીજીના પત્રવ્યવહારની, તેમનાં ભાષણોની, વ્યક્તિઓની સાથે થયેલી મહત્ત્વની મુલાકાતોની તથા વાતચીતોની, તેમ જ ચાલુ ઘટનાઓ ઉપર તથા વિવિધ વિષયો ઉપર તેમના વિચારો તથા ઉદ્‌ગારોની તેઓ નોંધ કરી લેતા. પ્રખ્યાત અંગ્રેજ વિદ્વાન અને વિચારક જૉનસનનું જીવનચરિત્ર તેના અંતેવાસી બૉઝવેલે લખેલું, અંગ્રેજી સાહિત્યમાં બહુ મશહૂર છે. જૉનસનના જીવનના ઝીણા ઝીણા પ્રસંગો તથા નાનીમોટી વિવિધ બાબતો ઉપર જૉનસનના વિચારો એ જીવનચરિત્રમાં બૉઝવેલે નોંધેલા છે. ગાંધીજીના જીવનચરિત્રની બાબતમાં મહાદેવભાઈની અભિલાષા સવાયા બૉઝવેલ થવાની હતી. તેમની એ અભિલાષા પાર પાડવાનું વિધાતાને મંજૂર ન હતું પણ તેમણે જે સામગ્રી એકઠી કરી છે તે ઉપરથી વાચક જોઈ શકશે કે પોતાની અભિલાષા પાર પાડવા માટે મહાદેવભાઈએ તૈયારી કરવામાં કશી કચાશ નહોતી રાખી.

**નવજીવન** તથા **યંગ ઇન્ડિયા**માં અને પાછળથી **હરિજન** પત્રોમાં પોતાની ડાયરીઓમાંથી તે તે વખતે જાહેરમાં મૂકી દેવા જેવી વાનગી મહાદેવભાઈ પીરસી દેતા હતા અને એ રીતે ગાંધીજીના જીવનચરિત્ર માટે ઠીક ઠીક મસાલો તો તેમણે બહાર પાડી જ દીધો છે. છતાં કેટલીયે મૂલ્યવાન સામગ્રી બહાર પડ્યા વિનાની રહેલી છે. હવે ગાંધીજી આપણી વચ્ચે નથી એટલે એ બધી સામગ્રી બને તેટલી જલદી પ્રજા સમક્ષ રજૂ કરી દેવાનો નિર્ણય નવજીવન ટ્રસ્ટે કરેલો છે. મહાદેવભાઈ પછી એ જ વરસે ગાંધીજી સાથે જોડાયેલા અને મહાદેવભાઈના જેટલા જ ગાંધીજીના નિકટ સહવાસમાં રહેલા ભાઈ પ્યારેલાલને આ બધી સામગ્રી ઉપરથી ગાંધીજીનું વિસ્તૃત અને પ્રમાણભૂત જીવનચરિત્ર તૈયાર કરવાનું કામ નવજીવન ટ્રસ્ટે સોંપ્યું છે અથવા પોતાના અતિ પ્રિય કર્તવ્ય તરીકે ભાઈ પ્યારેલાલે તે ઉપાડ્યું છે.

મહાદેવભાઈની ડાયરીઓ ગાંધીજીના જીવનચરિત્ર માટેનો કાચો પણ અતિશય મહત્ત્વનો મસાલો છે. પણ કાચા મસાલા ઉપરાંત માનવજાતિને પ્રેરણા આપનારા અને મનુષ્યજીવનને ઘડનારા બહુ ઉપયોગી અને ચિરંજીવ સાહિત્ય તરીકે આ ડાયરીઓનું સ્વતંત્ર મહત્ત્વ પણ છે. ગાંધીજીની જીવનકળા ઉપરાંત, મહાદેવભાઈનો સ્વભાવ, તેમની કર્તવ્યનિષ્ઠા, તેમનું ભક્તિભાવથી તરબોળ હૃદય, અનેક વિષયોમાં તેમનો રસ એ બધું આ ડાયરીઓમાં પ્રગટ થાય છે. ટૂંકમાં મહાદેવભાઈનો આત્મા અહીં અક્ષરદેહ ધારણ કરે છે, અને આપણને અનેક બાજુએથી બહુ નિકટથી જોવા મળે છે. એક અનન્ય મિત્ર તરીકે સ્વાભાવિક રીતે જ મહાદેવભાઈનું પ્રિય અને પાવક સ્મરણ મને નિરંતર રહે, પણ આ ડાયરીઓનું સંપાદનકામ કરતી વખતે તો જાણે હું એમની સાથે ગંભીર તેમ જ હળવા અનેક વિષયો ઉપર ચર્ચા અને વાર્તાવિનોદ કરતો હોઉં અને કોઈ કોઈ વાર તો ટોળટપ્પા મારતો હોઉં એવો અનુભવ થયો છે. આ વાંચતાં બીજા મિત્રોને પણ એમ જ લાગશે એવી મારી ખાતરી છે.

ગુજરાતી ભાષામાં આ જાતનું સાહિત્ય હું ધારું છું આ પહેલું જ છે. અંગ્રેજી ભાષામાં તથા યુરોપની બીજી ભાષાઓમાં આવું ડાયરી-સાહિત્ય ઘણું છે. દુનિયાના આ જાતના તમામ સાહિત્યમાં, વસ્તુના ઉદાત્તપણાને લીધે, તેમ જ તે રજૂ કરવાની શૈલીની સરસતા તથા ચિત્તાકર્ષકતાને લીધે, મહાદેવભાઈની ડાયરીઓનું સ્થાન બહુ ઊંચું રહેશે એમ સુજ્ઞ વાચક સ્વીકારશે.

પચીસ વર્ષની મહાદેવભાઈની ડાયરીઓમાંથી મેં ૧૯૩૨ની ડાયરીથી શરૂઆત કેમ કરી? એક કારણ તો એ છે કે જેલમાં આ લખાયેલી હોઈ પ્રમાણમાં વધારે નિરાંતથી લખાયેલી છે. મહાદેવભાઈને લઘુલિપિ (શૉર્ટ હૅન્ડ) નહોતી આવડતી. ગાંધીજીનાં વ્યાખ્યાનો, વાતચીતો તેમ જ મુલાકાતોની નોંધ તેઓ તે જ વખતે દીર્ઘલિપિમાં જ લેતા. એટલી ઝડપથી તેઓ નોંધ લઈ શકતા કે તે ઉપરથી તેઓ શબ્દશઃ અહેવાલ આપી શકતા. પણ ધમાલમાં અથવા ઉતાવળમાં લેવાયેલી એ નોંધો ઓછી વિસ્તૃત હોય એ સ્વાભાવિક છે. જેલમાં બહારની કશી ધમાલ નહીં હોવાથી આ ડાયરી કાંઈક વિશેષ વિસ્તારથી લખાયેલી છે. બીજું કારણ એ છે કે બહાર હોય ત્યારે લખાયેલી બીજી ડાયરીઓમાંથી કાંઈક ને કાંઈક **નવજીવન** આદિ છાપાં મારફત લોકોને મળી ચૂકયું છે. જ્યારે આ જેલના ગાળાનું હોઈ તેમાંથી બહુ જ ઓછું જાહેરમાં આવેલું છે. વળી જેમ મહાદેવભાઈ વિસ્તારથી લખી શકયા છે તેમ ગાંધીજીએ પણ જેલમાં હોઈને વાર્તાલાપો તથા

પત્રવ્યવહાર લંબાણથી કરેલા છે. આમ અનેક રીતે આ ડાયરી વધારે મહત્ત્વની હોઈ સંપાદન અને પ્રસિદ્ધિ માટે તેને પહેલી પસંદગી આપી છે.

આ ડાયરી તા. ૧૦–૩–૧૯૩૨થી તા. ૪–૯–૧૯૩૨ સુધીની છે. ત્યાર પછી મહાદેવભાઈ જ્યાં સુધી ગાંધીજીની સાથે યરવડા જેલમાં રહ્યા તે વખતની ડાયરી બીજા પુસ્તકમાં આપવામાં આવશે. અસ્પૃશ્ય ગણાતા વર્ગને બીજા હિંદુઓથી અલગ મતદારમંડળો આપવાના મૅકડોનલ્ડના ચુકાદા વિરુદ્ધ ગાંધીજીના ઐતિહાસિક ઉપવાસવાળું પ્રકરણ એ બીજા પુસ્તકમાં આવશે. આ પુસ્તકમાં તેના સંકલ્પની હકીકત તો આવે જ છે. પછીનાં પુસ્તકોમાં શરૂઆતથી આગળ જવું કે '૪૨થી લઈને પાછળ પાછળ જવું એ હજુ નક્કી કર્યું નથી.

કેટલીક વ્યક્તિઓને લગતી અંગત અને ખાનગી હકીકતો જે જાહેરમાં આવે એવું એ વ્યક્તિને ન ગમે એ છોડી દીધી છે. પણ એ હકીકતો જો એવી હોય કે જેમાંથી લોકોને કાંઈ માર્ગદર્શન કે પ્રેરણા મળે ત્યાં હકીકત રાખીને વ્યક્તિનું નામ છોડી દીધું છે. જ્યાં વ્યક્તિનું નામ છોડી દીધું છે ત્યાં . . . આવાં ત્રણ ટપકાં મૂક્યાં છે; જ્યાં વધારે હકીકત છોડી દીધી છે ત્યાં ફૂદડીઓનાં નિશાન મૂક્યાં છે. ગાંધીજીએ અંગ્રેજીમાં લખેલા કાગળો તથા તેમના ઉપર અંગ્રેજીમાં આવેલા કાગળો મૂળ અંગ્રેજીમાં આપ્યા છે, અને તેની નીચે તેના ગુજરાતી તરજુમા મૂક્યા છે. મહાદેવભાઈએ અંગ્રેજી ચોપડીઓમાંથી જે ફકરા ઉતાર્યા છે તેના તરજુમા પણ આપ્યા છે; માત્ર 'ફોર્થ સીલ' એ ચોપડીમાંના અંગ્રેજી ઉતારા નથી આપ્યા. ગુજરાતી તરજુમા જ આપ્યા છે. આ બધા ગુજરાતી તરજુમાની જવાબદારી મારી છે.

આ ડાયરીમાં મુખ્ય પાત્રો ત્રણ છે: ગાંધીજી, સરદાર અને મહાદેવભાઈ. જેલના અમલદારો, દાક્તરો તથા બરદાસીઓ વચ્ચે વચ્ચે આવે છે ખરા, પણ એ ગૌણ પાત્રો છે. આમ તો ગાંધીજીનું આખું જ જીવન તદ્દન ખુલ્લું હતું. અંગત અને ખાનગી જણાય એવી એમની વાતો જેટલી જગત જાણતું હશે એટલી ભાગ્યે જ બીજા કોઈ નેતાની જગત જાણતું હોય. છતાં ગાંધીજીની ઘણીયે જાણવા જેવી વાતો હજી જનતાને જાણવા ન મળી હોય. આ ડાયરીમાં ગાંધીજીના વાર્તાલાપો તથા પત્રો મારફત ગાંધીજીની બહાર નહીં આવેલી ખાસિયતો તથા જીવનપ્રસંગો તેમ જ વ્યક્તિગત તથા સામાજિક જીવનને લગતા ઘણા અગત્યના વિષયો ઉપર ગાંધીજીના વિચારો વાચકને જાણવા મળે છે.

મુખ્યત્વે એમની જ દોરવણી નીચે આપણા દેશે બ્રિટિશ સરકારની નાગચૂડમાંથી છૂટવા સફળ પ્રયત્ન કર્યો, એ કારણે ગાંધીજીનું રાજકીય મહત્ત્વ ઘણું છે અને ઘણા માણસો તો એમને મોટા રાજદ્વારી નેતા જ ગણે છે. પણ રાજ્યપ્રકરણ એ ગાંધીજીનો મુખ્ય અથવા મહત્ત્વનો વિષય ન હતો. એમના જીવનમાં અને એમની સમગ્ર પ્રવૃત્તિમાં રાજ્યપ્રકરણ તો એક નાનો ખૂણો જ રોકે છે. સત્યની ઉપાસના, સત્યનો સાક્ષાત્કાર એ એમના જીવનનો પ્રધાન, અથવા એકમાત્ર ઉદ્દેશ હતો. સામાજિક, રાજકીય વગેરે એમની તમામ પ્રવૃત્તિઓ સત્યની ખોજને અંગે સાધનરૂપે હતી. એમની અહિંસા એ પણ સત્યના સાક્ષાત્કાર માટે હતી. સત્યને જ તે ઈશ્વર માનતા હતા. પરમાત્માના વાચક તરીકે ઈશ્વર કરતાં સત્ય શબ્દ વધારે સારો છે, વધારે સમજાય એવો છે, અને વધારે આચરાય એવો છે, એ એમણે ઘણા કાગળોમાં વિશદ કર્યું છે. ગમે તેટલી વિદ્વત્તા હોય, ગમે તેટલી હોશિયારી હોય, ગમે તેટલી બુદ્ધિમત્તા હોય પણ સત્યમય જીવન વિના સઘળું ફોગટ છે, એ એમણે ટોકી ટોકીને કહ્યું છે. એમના પોતાના જીવનમાં બુદ્ધિ કરતાં — પોતે મંદબુદ્ધિ છે એવું તેમણે ઘણી વાર કહ્યું છે — ચારિત્ર્યની નિર્મળતાએ ઘણો વધારે ભાગ ભજવ્યો છે. નિર્મળ ચારિત્ર્યવાળા સત્યોપાસકને પ્રસંગ આવ્યે આવશ્યક બુદ્ધિ ભગવાન સુઝાડી જ દે છે એવી શ્રદ્ધા અનેક વાર એમણે વ્યક્ત કરી છે.

દરેક માણસને થતું સત્યનું દર્શન પૂર્ણ સત્યને મુકાબલે તો, પોતાની સાધનાની શુદ્ધિ અને ઉત્કટતાના પ્રમાણમાં ઓછુંવત્તું અધૂરું જ હોય છે. જે વખતે જેટલું સત્ય આપણને સમજાયું હોય તેને આપણે માટે તે વખત પૂરતું પૂર્ણ માનીને આપણે ચાલીએ અને એમાંની ઊણપ જેમ જેમ આપણને ખબર પડતી જાય તેમ તેમ નમ્રતાપૂર્વક સ્વીકારીને સુધારીએ તો ઉત્તરોત્તર આપણને સત્યનું વધુ ને વધુ વિશાળ દર્શન થતું જાય. એક માણસને સત્યનું જે દર્શન થયું હોય તેના કરતાં બીજા માણસને તેના વિકાસની ભૂમિકા પ્રમાણે ઓછું અથવા વધારે દર્શન થયું હોય. એટલે એક માણસને જે સત્ય લાગે તે બીજા માણસને એટલું સત્ય ન પણ લાગે એવું બને. બન્ને માણસો સત્યોપાસક હોય તો પોતપોતાને માટે અથવા પોતપોતાની દૃષ્ટિએ તો બેયની વાત સત્ય હોય. હવે બન્ને માણસોએ પોતાની સાધના અથવા ઉપાસના આગળ ચલાવવી હોય અને એકબીજાની સાધનામાં દખલ ન કરવી હોય — અને ન જ કરવી જોઈએ, તો જ સત્યની ઉપાસના થઈ શકે — તો બન્નેએ એકબીજા પ્રત્યે પૂરેપૂરા સહિષ્ણુ એટલે કે પૂરેપૂરા અહિંસક રહેવું જોઈએ. આમ

સત્યની ઉપાસના માટે, પૂર્ણ સત્યના દર્શનના પ્રયત્ન માટે ગાંધીજીએ અહિંસાના સાધનને અપનાવ્યું હતું. અહિંસાનું સાધન અપનાવી સત્યની ઉપાસના કરવા માટે, પૂર્ણ સત્યની પ્રાપ્તિ માટે ગાંધીજીની તમામ પ્રવૃત્તિઓ હતી. વૈયક્તિક તેમ જ સામાજિક જીવનને લગતા તમામ પ્રશ્નોમાંથી સત્યને શોધવા ગાંધીજી મથતા અને તેથી એ તમામ પ્રશ્નો ગાંધીજીની પ્રવૃત્તિના વિષય બનતા. આ બધા પ્રશ્નો ઉપર સત્ય અને અહિંસાની દૃષ્ટિએ ગાંધીજી પોતાના વિચારો, જ્યારે જ્યારે તક મળતી અને જરૂર પડતી ત્યારે દર્શાવતા. ભાષણો અને લેખોમાં પ્રગટ થયેલા એ વિચારો જનતા સમક્ષ છે જ. આ ડાયરીમાં વાતચીતો અને પત્રવ્યવહારમાં એ વિચારો દર્શાવાયેલા આપણને જાણવા મળે છે. તેમાં હૃદયેહૃદય વાત કરતું હોઈ એ વિચારો અને ઉદ્‌ગારો વધારે સીધા અને વધારે ઘનિષ્ઠ સંબંધમાં આપણને મળ્યા છે. કોમી પ્રશ્ન તથા અસ્પૃશ્યતા અને ન્યાતજાતના ભેદોના પ્રશ્ન અત્યારે સૌથી મોખરાનું સ્થાન ભોગવતા હોઈ તે ઉપરના આ પુસ્તકમાં મળતા ગાંધીજીના ઉદ્‌ગારો ખાસ ધ્યાન ખેંચે છે.

સરદારને એક બાહોશ નેતા તથા વિચક્ષણ મુત્સદ્દી તરીકે આખો દેશ ઓળખે છે; અને હવે તો આપણા દેશની બહારની દુનિયા પણ ઓળખવા લાગી છે. કોઈ તંત્ર અથવા સંગઠન ઊભું કરવાની તથા તે તંત્રને કુશળતાપૂર્વક ચલાવવાની પોતાની આવડત અને કુનેહનો પરિચય પણ તેમણે દેશને આપ્યો છે. માણસને એની આંખમાંથી અથવા એનાં પગલાં પરથી ઓળખી લેવાની અથવા માપી લેવાની તેમની અસાધારણ શક્તિને લીધે ખોટા માણસો તેમની સાથે નભી શકતા નથી અને તેને લીધે કેટલાક લોકો તેમના વિરોધી પણ થઈ જાય છે. વિરોધીને ખુલ્લો પાડવો હોય ત્યારે આખાબોલી ભાષા બહુ ચમત્કારિક અસરથી તેમને વાપરતાં આવડે છે. એટલે તેમને ઉપર ઉપરથી જ જોનાર ઉપર એક જાતની કડકાઈની છાપ પડે છે. પણ આ બાહ્ય દેખાવની પાછળ સાથીઓ પ્રત્યે કેવું પ્રેમાળ દિલ અને નિષ્ઠાવાન હૃદય રહેલું છે તે અહીં જોવા મળે છે. ગાંધીજી પ્રત્યે તેમની ભક્તિ અને વફાદારી તો અદ્‌ભુત છે. વફાદાર સાથી અને ઉત્તમ સેવક થતાં આવડે તે જ બાહોશ સરદાર થઈ શકે છે એની પણ આપણને અહીં પ્રતીતિ થાય છે. એમની કાર્યકુશળતા વિષે ગાંધીજીનું પ્રમાણપત્ર અહીં ટાંકવાની લાલચ છોડી શકાતી નથી: "વલ્લભભાઈ અરબી ઘોડાને વેગે દોડી રહ્યા છે. સંસ્કૃત ચોપડી હાથમાંથી છૂટતી જ નથી. આની મેં આશા નહોતી રાખી. એ પરબીડિયાં માપ

વિના બનાવે છે અને આંખથી જ કાપતાં છતાં સરખાં ઉતારે છે. છતાં બહુ વખત જતો હોય એમ લાગતું નથી. એમની વ્યવસ્થા આશ્ચર્ય પમાડનારી છે. જે કરવાનું હોય તે યાદ રાખવા જેવું રાખતા જ નથી. આવ્યું તેવું કરી નાખવું. કાંતવાનું લીધું છે ત્યારથી કાંતવાનો સમય બરાબર સાચવે છે. એટલે રોજ સૂતરમાં ને ગતિમાં સુધારો થતો જાય છે. હાથ લીધેલું ભૂલી જવાનું તો ભાગ્યે જ હોય. ને જ્યાં આટલી વ્યવસ્થા હોય ત્યાં ધાંધલ જેવું તો હોય જ શાને?"

આ ઉપરાંત તેમનો તળપદો અને સોંસરો ઊતરી જાય એવો વિનોદ ગાંધીજીને પણ પેટ પકડીને હસાવે છે અને ત્રણ સાથીઓના એકધારા જીવનમાં એક જાતનો રસ પૂરે છે.

મહાદેવભાઈ વિષે તો શું કહું? પ્રવૃત્તિનાં વિવિધ ક્ષેત્રોને પોતાની કુશળતાથી એમણે દીપાવ્યાં છે. એમની વિપુલ અને ઉચ્ચ કોટિની લેખન-પ્રવૃત્તિ ઉપરથી ઘણાને એમ લાગે છે કે તેઓ સાહિત્યનો જીવ હતા. ઊંચા પ્રકારની સાહિત્યશક્તિ તેમનામાં હતી એ નિઃસંદેહ છે. પણ તેમના જીવનનું મુખ્ય ધ્યેય ગાંધીજીના જીવનમાં અને ગાંધીજીની પ્રવૃત્તિઓમાં વિલીન થઈ જવાનું હતું. તેમનામાં અદ્ભુત નમ્રતા હતી. પોતાના દોષો અને ત્રુટિઓ તેમને પહાડ જેવાં લાગતાં અને બીજાના દોષ તેમને મન રાઈ જેવડા પણ નહોતા વસતા. બીજાના માત્ર ગુણ જ જોવાનો તેમનો સ્વભાવ પડી ગયો હતો. તેમની નમ્રતા, પોતાની જાતને ભૂંસી નાખવાની, શૂન્ય બનીને રહેવાની તેમની વૃત્તિ એ તેમના જીવનસાફલ્યની અથવા જીવનસાર્થક્યની મુખ્ય ચાવી હતી. એ વસ્તુનાં દર્શન તેમણે લખેલી આ ડાયરીઓમાં પણ થાય છે.

તેમણે વાંચેલાં પુસ્તકોનું મર્મગ્રાહી વિવેચન અને કેટલાંક પુસ્તકોમાંથી આકર્ષક અને બોધક ફકરા તેમણે આમાં આપ્યા છે. ઉપરાંત સાધુ ટોમસ-એ-કેમ્પિસનો સ્વાધ્યાય તેમણે ચલાવ્યો છે. આ ડાયરીનો ગાળો પૂરા છ મહિનાનો પણ નથી, એટલામાં તેમણે અનેક પુસ્તકો વાંચ્યાં લાગે છે અને એ વાચનનો આપણને પણ સુંદર લાભ આપ્યો છે. આ ઉપરાંત બે બરદાસીઓનાં જે રેખાચિત્રો આપ્યાં છે તે ઉપરથી નાના ગણાતા માણસો સાથે કેવી આત્મીયતા તેઓ કેળવી શકતા તેનો ખ્યાલ આવે છે. પણ અહીં મારે અટકવું જોઈએ. મહાદેવભાઈને આપણો આખો દેશ ઓળખે છે. આ અને હવે પછી પ્રસિદ્ધ થનારી ડાયરીઓ ઉપરથી મહાદેવભાઈનો વધારે નિકટ પરિચય વાચકોને થશે.

પૂના, ૨૫-૭-૧૯૪૮ **નરહરિ પરીખ**

# મહાદેવભાઈની ડાયરી

## પુસ્તક પહેલું

[૧૦-૩-૧૯૩૨થી ૪-૯-૧૯૩૨ : ગાંધીજી સાથે યરવડા જેલમાં]

[illegible]तीयं तद् यद्राजन्नाव[illegible]ध्यसे ।
सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥

उद्योगपर्व, महाभारत

"Would that even for a day we had behaved
ourselves well in this world!"
"Be therefore always in readiness, and so live,
That death may never find thee unprepared."

Tho. A. Kempis

"They are slaves who fear to speak
For the fallen and the weak;
They are slaves who will not choose
Hatred, scoffing and abuse,
Rather than in silence shrink
From the truth they needs must think.
They are slaves who dare not be
In the right with two or three."

"And Sin, that which separates from God, which disobeys God, which *can* not in that state correspond with God — this is Hell. Sin is simply apostasy from God, unbelief in God."

Drummond

"The Hindus' very word for truth is full of meaning. . . . Truth was with them that which is."

MaxMuller, India, lec. ii. p. 82.

**हरिः ॐ श्री सद्गुरवे नमः ।**

સ્વપ્ને પણ આ દિવસ મારા નસીબમાં હશે એવો ખ્યાલ નહોતો. હા, એક દિવસ નાશિકમાં એવું સ્વપ્નું આવેલું ખરું કે હું યરવડામાં છું. એકાએક બાપુ પાસે મને લઈ જવામાં આવ્યો અને બાપુના પગે પડી મેં રોવા

૧૦–૩–'૩૨

માંડયું, તે કેમે કરી આંસુ ખાળ્યાં ખળાય જ નહીં. રોચે સવારમાં આવીને કહ્યું કે "ચાલો તમારી બદલી છે. એક કલાકમાં તૈયાર થાઓ." મેં પૂછયું: "કયાં?" તો કહે: "તું જાણીને ખુશ થશે અને મને ધન્યવાદ દેશે. પણ મારાથી કહેવાય એમ નથી." મેં ડૉકટર ચંદુલાલને મળવાની માગણી કરી, પણ રજા ન મળી. નવ વાગ્યે નાશિકથી બેઠા. મારી સાથે જે પોલીસ હતા તે જ વિઠ્ઠલભાઈને થોડા દિવસ ઉપર અહીં મૂકી ગયા હતા. એમાંના એક પોલીસનું જૂનું ઓળખાણ. લૉર્ડ રેડિંગને બાપુ મળવા ગયા ત્યારે—તારીખ પણ એ માણસને યાદ હતી: ૧૭મી જૂન '૨૦— એ સર ચાર્લ્સ ઇન્સનો બટલર હતો. પછી ચૂએન્ક, રા. સા. ગુણવંતરાય દેસાઈ વગેરે સાથે રહીને પોલીસમાં જોડાયો! એણે મને સીમલામાં જોયેલો. વિઠ્ઠલભાઈને ત્યાં પણ જોયેલો. એની યાદશક્તિ પણ ખરી!

જ્યારે અકબરઅલીએ સાબરમતીમાં ભેટીને આંખ ભીની કરી, અને પોતાની કોટડીમાં બંધ થઈને કહ્યું: "મારી દુવા છે કે તમને ગાંધીજી સાથે રાખશે" ત્યારે મને થયેલું: "તારી દુવા તો હોય, પણ મારું નસીબ કયાંથી લાવું?" એણે કહેલું: "લેકિન ફિર ભી મેરી દુવા હૈ." અકબરઅલીને વિષે કેવું કેવું સાંભળેલું? પણ એણે મહબ્બત બતાવવામાં બાકી ન રાખી, અને એની દુવા જ ફળી!

અમે માર્ટિનની સાથે ગોઠવણ કરી આવ્યા છીએ એમ બધાને પ્યારેલાલે તો નાશિકમાં કહેલું. એ પણ મને ગપ્પું લાગેલું. એયે સાચી વાત.

દરવાજા ઉપર જરા કડવો આવકાર મળેલો એટલે ધારેલું કે મારી નાશિકથી પેલાએ ટાઢે પાણીએ ખસ કાઢવા બદલી કરી લાગે છે, અને બાપુનાં દર્શન નથી જ થવાનાં. ત્યાં તો કટેલી હસતા હસતા આવ્યા, અને કહે કે ચાલો મારી સાથે. અમને આજે જ ચાર વાગ્યે ખબર મળ્યા છે કે તમને અમારે મહાત્માજી સાથે રાખવાના છે! બાપુના ચરણ ઉપર માથું મૂકયું ત્યારે બાપુનેયે આશ્ચર્ય થયું. વાંસા ઉપર, માથા ઉપર, ગાલ ઉપર ખૂબ થપાડો મારી. આટલું વહાલ બાપુએ કદી કર્યું નથી. હું કૃતજ્ઞતામાં અને મારી અયોગ્યતાના ભાનમાં ડૂબી ગયો. બાપુની અને સરદારની પાસેથી જાણ્યું કે મને અહીં લાવવામાં સર પુરુષોત્તમદાસનો પણ હાથ છે. ડાહ્યાભાઈ તો ગઈ વખતે કહી ગયેલા કે . . .એ કરવાનું કરી દીધું છે.

પરચૂરણ વાતો અને ખબરો પૂછ્યા પછી બાપુ કહે: "તમે ટાંકણે જ આવ્યા છો. વલ્લભભાઈની બુદ્ધિ બહેર મારી ગઈ છે. એમને સૂઝ જ નથી પડતી. એમણે તને કહ્યું કે નહીં?" વલ્લભભાઈ કહે: "એને ખાવા તો દો. પછી વાતો કરીએ." વલ્લભભાઈએ મારે માટે ખાવાનું મૂકયું. બાપુ અને પોતે તો ખાઈને બેઠા હતા. રોટી, માખણ, દહીં અને બાફેલાં શકરિયાં હતાં. ખાઈ રહ્યો એટલે બાપુએ વાત શરૂ કરી. શરૂ કરવાને બદલે સેમ્યુઅલ હોરને લખેલો કાગળ મને વાંચવાને આપ્યો. હું વાંચી ગયો. મને પૂછ્યું: "કેમ લાગે છે?" મેં કહ્યું: "મને આખી દલીલ શુદ્ધ લાગે છે. દમનનીતિને વિષે તો મને અગાઉ કેટલીયે વાર થયું છે કે કોક દિવસ બાપુનો પ્રકોપ આવું રૂપ લે તો આશ્ચર્ય નહીં. આમાં વલ્લભભાઈને શો વાંધો છે? એમને તો એ હશે કે આવું પગલું આપ લો તેમાં એઓ મહાસભાના પ્રમુખ તરીકે સંમતિ કેમ આપી શકે?" બાપુ કહે: "ના. એ સવાલ તો એમને નથી ઊઠ્યો. સાથી તરીકે સંમતિ કેમ આપે એ સવાલ છે. પણ મેં વલ્લભભાઈને ધાર્મિક રીતે વિચાર કરતા કલ્પ્યા નથી. એમણે તો રાજદ્વારી રીતે જ વિચાર કર્યો, અને એ બરાબર છે. મારો અને વલ્લભભાઈનો સંબંધ પણ ધાર્મિક ન કહેવાય. જ્યારે તમારી સાથેનો સંબંધ ધાર્મિક કહેવાય. વલ્લભભાઈની મુશ્કેલી તો એ છે કે 'આનો અનર્થ થશે. પેલા કહેશે કે એ તો ગાંધી એવો જ માણસ છે, ગાંડો થયો છે, ગાંડપણ કરવા દો. પ્રજાને પણ આઘાત પહોંચશે અને આવાં અનશનનાં ખોટાં અનુકરણ થવાનો ભય પણ બહુ મોટો છે.' પણ એ તો ભલે થાય. હું ગાંડો ગણાઉં, અને મરી જાઉં તેમાં શું ખોટું? તો મને કૃત્રિમ રીતે મહાત્માપણું મળેલું હશે તે ખલાસ થઈ જશે. એ

સારું જ છે. પણ મને તો એમ થાય એ પણ ભય નથી. રોમે રોલાં જેવા માણસો તો મારું પગલું સમજશે. અને એ પણ ન સમજે તો શું? મારે તો ધર્મનો વિચાર કરવો રહ્યો ના?" મેં કહ્યું: "દમન વિષે અનશન જગત સમજી શકે પણ આ અસ્પૃશ્યોવાળું કદાચ ન સમજે. અંગ્રેજો જગતને સમજાવવાનો પ્રયત્ન કરશે કે બધા અસ્પૃશ્યોની અથવા મોટા ભાગના અસ્પૃશ્યોની માગણી જુદા મતમંડળ માટે હતી. વળી અસ્પૃશ્યોને જુદાં મતમંડળ આપીને પ્રજાશરીર ઉપર ભયંકર કુહાડો મારવામાં આવે છે એ તમે આમાં વધારે સ્પષ્ટ કરો એમ હું માગું. જોકે ઘણા પ્રામાણિક અંગ્રેજો પણ આ સમજી નથી શકવાના." બાપુ કહે: "આના કરતાં વધારે સ્પષ્ટ કરવા જઈએ તો મુસલમાનોનો આ કાર્ય વિષેનો હિસ્સો વર્ણવવો જોઈએ. તેમાં મુસલમાનો સાથે વેર વધે. એ તો પેલા ૨૧ દિવસના ઉપવાસ વખતે થયું અને મહમદઅલીએ કેટલાંક વાક્યો કઢાવી નાખ્યાં હતાં એના જેવું થયું." મેં કહ્યું: "હિંદુ સમાજે જે પાપ કર્યું છે તે પાપના કરતાં પણ આ પાપ ભયંકર કહેવાય કે એની સામે અનશન કરવું પડ્યું? એમ કેટલાક કહેશે." બાપુ કહે: "હિંદુ સમાજનું પાપ સમાજ પાસે ધોવડાવી રહ્યા હતા. આ કૃત્ય તો એ પાપને કાયમી કરવા જેવું છે અથવા તો એને ન ધોવા દેવા બરોબર છે. દેશમાં આંતરવિગ્રહ કરાવવા સિવાય આમાંથી બીજું પરિણામ જ ન આવે, — હિંદુ સ્પૃશ્યો અને અસ્પૃશ્યો વચ્ચે અને હિંદુઓ અને મુસલમાનો વચ્ચે."

વલ્લભભાઈ કહે: "મારી તો હજી ના છે, પણ હવે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો."

બાપુ કાગળ સુધારવા બેઠા, અને સુધારીને સૂઈ ગયા.

રાત્રે ૧૨–૧ વાગ્યા સુધી મને ઊંઘ જ ન આવે. પોણા ચારે પ્રાર્થના માટે જાગ્યા. મોં ધોઈ કરીને પ્રાર્થના માટે બેઠા ત્યારે બાપુએ પ્રાર્થનાનો ક્રમ સંભળાવ્યો: "વલ્લભભાઈની પાસે શ્લોકો બોલાવીએ છીએ. એમને સંસ્કૃતનું જરાય જ્ઞાન નહીં એટલે અશુદ્ધ ઉચ્ચારો બહુ હતા. એટલે મેં વિચાર કર્યો કે આ ઉચ્ચારો સુધારવાનો આ સિવાય બીજો રસ્તો નથી. તમે જોશો કે બહુ ફેર પડી ગયો છે. ભજન હું બોલતો હતો, મોઢે તો મળે જ નહીં, એટલે અમે તો એક પછી એક ભજન લઈને વાંચવા માંડ્યાં. આજે મરાઠી શરૂ કરવાના હતા. હવે તમે રામધૂન અને ભજન ચલાવો." મેં રામધૂન ચલાવવાનું બાપુને જ કહ્યું. આ વાત તો રાત્રે થઈ. મેં પહેલું ભજન "પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો" ગાયું. એ વિના મારાથી બીજું શું ગાઈ શકાય?

સવારે પ્રાર્થના પછી સૂવાનો પ્રયત્ન કર્યો, પણ ન જ સૂઈ શક્યો.

૧૧-૩-'૩૨

સવારે ચા પીવાની મેં તો હા કહી હતી. વલ્લભભાઈને પૂછ્યું: "કેમ, તમે ચા પીવાની બંધ કરી છે?" એ કહે: "અહીં બાપુની સાથે આવીને હવે શું ચા પીવી? આપણે તો એ જે ખાય તે ખાવું એમ ઠરાવી દીધું. ચોખા છોડયા, શાક બાફવાનું ઠરાવ્યું, અને બે વખત દૂધ રોટી ઠરાવી. બાપુ પણ રોટી ખાય છે." ચા વિના ન ચલાવનારા વલ્લભભાઈના આ નિશ્ચયથી મને પ્રોત્સાહન મળ્યું. મેંયે ચાની ના પાડી અને રોજના ક્રમમાં ભળી ગયો. બાપુને માટે સોડા બનાવવો, ખજૂર સાફ કરવું, દાતણ બનાવવું એ બધું વલ્લભભાઈએ પોતે જ માથે લઈ લીધું હતું. હસતાં હસતાં કહે: "મને કયાં ખબર હતી કે અહીં સાથે રાખવાના છે. ખબર હોત તો કાકાને પૂછી લેત કે બાપુનું શું શું કામ કરવાનું હોય છે? આ તો બાપુ કશું કહે નહીં એટલે ખબર ન પડે. કપડાં ધોવાનું તો બાપુએ રાખ્યું જ નથી. અંદરથી ધોઈને જ નીકળે પછી કરવું શું?" એટલે બાપુએ કપડાં ધોવાનું કામ કેટલું સરળ કરી મૂકયું છે તે સંભળાવ્યું. સંભળાવતાં સંભળાવતાં ખૂબ હસ્યા. કહે કે "એક દિવસ માત્ર વેંતનો રૂમાલ લઈને જ નાહવાના ઓરડામાં ગયો, નહાઈ રહ્યા પછી જોયું કે ટુવાલ ભૂલી ગયો છું, એટલે પેલા રૂમાલને નિચોવીને એણે શરીર લૂછયું. રોજ કપડાં બદલવાનું તો રાખ્યું જ નથી, અને હવે તો આ ટુવાલ વિના પણ ચાલે એમ જોયું. મીરાના વખતમાં ત્રણ રૂમાલ ધોવાતા તેને બદલે હવે એક અને તેયે એકાંતરે ધોવાય છે. પછી શું ધોવાનું હોય?" અને માણસ કામ કરનારા પણ ખરા. મારુતિરાયા બલભીમા તો સવાર સાંજ ચરણ ઉપર માથું ટેકવીને સૂવા જાય. મને પણ એણે ત્રિમૂર્તિમાં ગણ્યો અને મારી આગળ પણ પ્રણામ કર્યા. મેં કહ્યું: "ભલા માણસ હું તો તારા જેવો રહ્યો."

સવારે બાપુએ કાગળ મને લખાવ્યો, લખાવતાં લખાવતાં અંદર સુધારા કરતા ગયા. મેજર ૧૦ વાગ્યે આવ્યા. એની સાથે પગ વિષે વાતો થઈ. એને કાંઈ ખબર ન પડેલી લાગી. એણે એન્ટીફ્લોજિસ્ટીન લગાવવાનું કહ્યું. એન્ટીફ્લોજિસ્ટીનનો રમૂજી ઇતિહાસ એને સંભળાવો એમ બાપુએ કહ્યું. એણે કહ્યું: "હું તો કેટલાંયે ટિન અહીં વેચાતાં મંગાવું છું!" મારાં કપડાં વગેરે વિષે કહે: "તમે 'બી' છો એટલે મારે તમને 'બી' ગણવા પડશે, કારણ મારી પાસે તમારે વિષે ખાસ હુકમ નથી." મેં કહ્યું: "તમે ઇચ્છશો એમ કરીશ." એટલે કપડાં આવ્યાં. પણ બધો સામાન જડતીને માટે બહાર રહ્યો.

રેંટિયો કાંતતાં કાંતતાં બાપુએ રેંટિયામાં જે ફેરફારો કર્યા છે તેની વાતો કરી. હમણાં તો રોજ ૨૫૦ વાર જેટલું કાંતે છે એમ જણાવ્યું. હજી શરીરમાંથી થાક નથી નીકળ્યો એવી ફરિયાદ હતી.

સેમ્યુઅલ હોરને કાગળ અને તેને માટે covering letter (સાથેનો કાગળ) સાઈમ્સ સાહેબને લખીને તે બપોરે મોકલ્યા. મોકલ્યા પછી બાપુ કહે: "હવે જાણે collapse થવા (થાકીને બેસી પડવા) જેવું લાગે છે, જેમ દિલ્હીમાં કાચી સુલેહ થયા પછી થયું હતું તેમ. રાત્રે — મધરાત પછી બધું નક્કી થયું, બેનને તાર કરવાનું અર્વિને ઇમર્સનને કહ્યું અને પછી આવીને બેઠા. એ પણ ગમગીન અને હું પણ. મેં મૌન તોડયું અને કહ્યું કે: 'જુઓ, હું તો તદ્દન ઠંડો થઈ ગયો છું. અને તમને પણ એવી જ લાગણી થઈ રહી છે એમ જોઉં છું. એટલે તમને ફરી પાછા વીનવું, ફરી પાછા તમને કહું કે હું તો લડવૈયો રહ્યો, મારે તો પાછું લડવુંયે પડે. તમને પણ થતું હોય કે કયાં આ સમાધાનમાં પડયા, અમલદારો કોઈ સમાધાન ઇચ્છતા નથી, વાતાવરણ પ્રતિકૂળ છે ત્યાં શું સમાધાન કરવું? તો હજુ તમે તાર પાછો ખેંચી લો, બેન મને મૂરખ કહેશે એટલું જ ના!' પછી એણે કહ્યું, 'ના એવું કશું નથી. તમારે લડવું જોઈએ તો લડજો. પણ વાજબી રીતે લડશો ના? ના, ના, એ તો સમાધાન થયું તે થયું.' આજે કાગળ મોકલ્યો નહોતો ત્યાં સુધી થતું હતું કે કાગળ જાય એટલે સારું. પણ હવે કાગળ ગયો એટલે થાય છે કે શી જવાબદારી માથા ઉપર લઈ લીધી છે? . . . સંભવ છે કે અસ્પૃશ્યોને માટે અલગ મતમંડળ તો ગયાં જ હવે. નહીં તો એમ પણ બને કે મને છોડી દે અને પછી મરવા દે!" મેં કહ્યું: "છોડી દઈને તો એ અનશનથી એ લોકોએ કલ્પ્યો ન હોય એવડો મોટો ખળભળાટ થાય." બાપુ કહે: "હા."

| | |
|---|---|
| ૧૨–૩–'૩૨ | વલ્લભભાઈ સવારે કહે: "આટલી વખતે તો બે વર્ષ ઉપર આ દહાડે ચંડોળા તળાવ વટાવી દીધું હતું." લડતને બે વર્ષ થઈ ગયાં. વચ્ચે તો એક નાનકડો વિષ્કંભક — ગાળો આવી ગયો. |

વલ્લભભાઈ બાપુને હસાવવામાં બાકી નથી રાખતા. આજે પૂછે: "કેટલાં ખજૂર ધોઉં?" બાપુ કહે: "પંદર." એટલે વલ્લભભાઈ કહે: "પંદરમાં અને વીશમાં ફેર શું?" બાપુ કહે: "ત્યારે 'દશ.' કારણ દશમાં અને પંદરમાં ફેર શું?" મને કહે: "કેમ મહાદેવ, કેવી જેલ છે? ઘેર કોઈ પથારી કરીને સુવડાવતું હતું કે? કમોડ ધોઈને રોજ તડકે કોઈ મૂકતું હતું કે? અને ટોસ્ટ કરેલી રોટી, માખણ, દૂધ અને વિધવિધ જાતની

તરકારી!" હું શી રીતે ફુલાઈ શકું? મારી આગળ તો નાશિકના જેલરોનાં ચિત્રો હજી તાજાં જ હતાં, અને જે છે તે બધું બાપુને લીધે છે એ ક્ષણ વાર પણ વીસરાય એવી વાત થોડી જ હતી?

એક વાત પહેલા દિવસના સંવાદની રહી ગઈ. બાપુ કહે: "અહીં તો મશરૂની તળાઈમાં મને સુવરાવે. તમને લાવશે એવી મને આશા નહોતી, પણ તમને લાવ્યા. એવી રીતે અનેક સગવડો આપવાનો પ્રયત્ન કરે, પણ તેથી હું શી રીતે ભરમાઈ જાઉં? તેથી કાંઈ જે ધર્મ આવી પડે તેમાંથી ચળી શકાય છે? તમારો અભિપ્રાય પણ પૂછું છું તે ઉપવાસ કરવાને વિષે નથી પૂછતો. દિલ્હી જેવા સંજોગ હોત તો તમને કોઈને પૂછત નહીં. *સામાન્ય રીતે હું નિર્ણય કર્યા પછી જ જાહેર કરું છું.* પણ આ વેળા તો આ ultimatum (છેલ્લી ચેતવણી) આપવાપણું રહેલું છે. અને જેની નોટિસ આપવાની રહી તેને વિષે ચર્ચા જરૂર કરી શકાય."

બપોરે લાઇબ્રેરીનું કેટેલોગ આવ્યું. અને પોતાને મનગમતી ચોપડીઓની માગણી કરવા લાગ્યા. કાઢો, અંદર સ્કૉટ છે? મેકોલે છે? કિંગ્સલી Westward Ho (વેસ્ટવર્ડ હો) છે? જ્યુલ્સ વર્ન છે? Faust (ફૉસ્ટ) છે? ચૂગો છે? એડવર્ડ કાર્પેન્ટરનું નામ સાંભળી તુરત કહે Adam's Peak to Elephanta (એડમ્સ પીક ટુ એલીફન્ટા) મંગાવો. અને નિવેદિતાની Cradle Tales (ક્રેડલ ટેલ્સ) પણ મંગાવો. જેલની ચોપડીઓ વિષે વાત કરતાં કહે: "દક્ષિણ આફ્રિકાની જેલની લાઇબ્રેરીમાં જ મેં પહેલી વાર Dr. Jekyll & Mr. Hyde (ડૉ. જેકીલ અને મિ. હાઈડ) વાંચ્યું. મને ખબર નહોતી કે આ વસ્તુ શું છે." આ લાઇબ્રેરીમાં પણ સ્ટીવન્સન છે એમ મેં કહ્યું. Virginitris Purisque (વર્જિનાઇટ્રીસ પ્યુરિસ્ક) એટલે તો To the pure virgin (ટુ ધી પ્યોર વર્જિન) કહેવાય એમ બાપુએ પોતે જ કહ્યું અને કહેવા લાગ્યા: "એ નિબંધો સારા હશે જ."

ખગોળની વાતો કરતાં કહે: "હવે હું બહુ પાવરધો થઈ ગયો છું. તમે કાકાની સાથે કાંઈ આકાશદર્શન કરતા કે? હું તો અહીં 'ટાઇમ્સ'-માંથી નકશો લઈને બેસું છું, અને રોહિણી, કૃત્તિકા, મૃગા, અને અનુરાધા જ્યેષ્ઠાથી બહુ આગળ ગયો છું. આફ્રિકામાં કિચનની સાથે હતો ત્યારે કિચનને આ બાબતમાં બહુ રસ હતો. એ મને એક વેધશાળા ઉપર પણ લઈ ગયો હતો. પણ મને કાંઈ રસ ન પડેલો. તે વેળા બીજી જ વસ્તુઓનો રસ હતો. બાકી આજે રસના ઘૂંટડા ચડે છે. આમાંથી દૃષ્ટિ કેટલી બધી વિશાળ થાય છે? બોટ ઉપર પેલી ચોપડીનાં છેલ્લાં પ્રકરણ તમે વાંચ્યાં

૨૬૮૪૧

હતાં ના?" પુસ્તકોની વાત કરતાં મેં કહેલું : "બાપુ તમારે માર્ક્સ વિષે વાંચવું જોઈએ, અને આપણા યુવકોને માટે માર્ક્સના જવાબમાં કાંઈક permanent contribution (ચિરંજીવ સાહિત્ય) મૂકી જવું જોઈએ." એટલે બાપુ કહે : "સાચી વાત છે. મને પણ એમ થયાં જ કરે છે. રશિયા વિષે પણ ઠીક ઠીક જાણી લઉં એવી ઇચ્છા થાય છે." મેં Mind & Face of Bolshevism (માઇન્ડ એન્ડ ફેઇસ ઑફ બૉલ્શેવિઝમ)ની અને શેરવૂડ એડીની ચોપડીની વાત કરી. બાપુ કહે "મંગાવજો. પણ મહિના સુધી નહીં." હમણાં તો The Wet Parade (ધ વેટ પેરેડ) વાંચે છે અને ખૂબ રસથી. સિંકલેર વિષે કહે : "આ માણસ તો અદ્‌ભુત સેવા કરી રહ્યો લાગે છે. સમાજનો એક એક સડો લઈને બેઠો છે અને એને આબાદ રીતે ઉઘાડો પાડે છે." મેં કહ્યું : "અને છતાં એડગર વૉલેસ જેવો જ prolific (ઘણાં પુસ્તકોને જન્મ આપનારો) કહેવાય. અને છતાં એમ થાય છે કે વૉલેસ જેવા પણ—ભલેને છૂપી પોલીસની વાર્તાઓ—એનો ધોધ કેમ ચલાવી શકયા હશે? એ માણસ તો પોતાની નવલકથાઓ મોઢે લખાવતો." એટલે બાપુ કહે : "મહાદેવ, લખાય, લખાય, એ તો ટૉલ્સ્ટૉય કહેતાને કે સિગાર મોંમાં પડી હોય, ગોટેગોટ ધુમાડા નીકળતા હોય અને સારી રીતે ચસકાવીને બેઠા હોય, પછી એવા તરંગો નીકળ્યાં જ કરે. અને ગપ્પાં મારવામાં શું કોઈને પૂછવા જવું પડતું હશે?"

આજે क અને ख ની ઘણી વાતો થઈ. क વિષે છેવટ સુધી માનવાની ના પાડેલી, પછી તેને કાગળ લખેલો, અને એનો કાગળ આવ્યો એટલે સમજાયું કે એણે નબળાઈ બતાવી. એણે અભિપ્રાય માગેલો. તેને લખ્યું કે "અભિપ્રાય તો ન જ અપાય. પણ તમારામાં મને શ્રદ્ધા છે. અને ભગવાન તમારું કલ્યાણ જ કરશે." પછી બાપુ કહે : "હજી હું આશા રાખી રહ્યો છું કે એ પોતાની ભૂલ સુધારશે. ख વિષે પણ એવી આશા રખાય. એણે ભૂલ કરી છે એમ એ ન સમજે એમ તો હું માનતો જ નથી. એ બહાદુર માણસ છે એટલે ડરે એમ પણ ન મનાય. છતાં કોણ જાણે? એટલે આજે તો એના કૃત્ય ઉપર એવો ઉદાર અર્થ મૂકવાની જરૂર છે કે એને કાંઈક અનિવાર્ય કામ હશે તે ઉકેલીને પછી પડવાનો વિચાર કર્યો હશે. આ બાબતમાં તે તે માણસને પૂછ્યા વગર ખબર ન પડે. જુઓની પેલી છોકરીઓ . . . 'બારડોલીમાં ન આવીએ' એમ લખી આપી આવી હતી ના?" મને ખબર નહોતી એટલે બાપુએ વર્ણન આપ્યું. પછી કહે : "આ તો બાપડી નાદાન છોકરીઓ. એ સીતારામથી ડરીને એવું લખી આપે. આવા મોટા માણસની તો એની સાથે સરખામણી

ન થાય. પણ ભગવાન જાણે. આ લડાઈ સૌની કસોટી કરી રહી છે."

સૂવા જતાં વલ્લભભાઈ હસતાં હસતાં કહે: "મહાદેવ આપણા ત્રણ ધ્રુવ તારા નહીં ખરવાના." બાપુ કહે: "પહેલાને વિષે મને શંકા છે. બાકી બીજા બેને વિષે તો એમ છે કે એ લોકોને પડ્યા વિના ચાલે જ નહીં."

૧૩-૩-'૩૨

આજે ગઈ કાલે ગણાવેલા ત્રણ તારામાંથી એક ખર્યાની વાત આવી, એટલે બાપુ વલ્લભભાઈને કહે: "આજે હવે તમે સુખે ખાજો. રોજ કહ્યાં કરતા હતા: "જેલમાં નથી જતા. હવે એ બિચારા ગયા, હવે તો તમને નિરાંત વળી ના?"

'ટાઇમ્સ'ના 'ઇલસ્ટ્રેટેડ વીકલી'માંથી તારામંડળનો નકશો કાઢ્યો અને તે ઉપરથી આકાશદર્શન કરવા માટે એક કાર્ડ બોર્ડ ઉપર તેને ચોંટાડવાને માટે વલ્લભભાઈને આપ્યો. દર રવિવારે આશ્રમની ટપાલ મોકલવાને માટે બ્રાઉન પેપર સંઘરેલા હોય તેમાંથી એક મજબૂત પાકીટ બનાવવાનું કામ પણ વલ્લભભાઈને માથે છે. તે પ્રમાણે એમણે સુંદર પાકીટ બનાવ્યું.

'હિંદુ' છાપું 'લંડન ટાઇમ્સ'નું અનુકરણ છે અને 'હિંદુ'ની સાપ્તાહિક આવૃત્તિ એ અહીંના 'ઇલસ્ટ્રેટેડ વીકલી'ની નકલ છે એમ બાપુએ કહ્યું. મેં કહ્યું: "પણ 'ઇલસ્ટ્રેટેડ વીકલી' જ્યારે છીછરા માણસોને માટે છે ત્યારે આ છેક એવું નથી." બાપુ કહે: "'છેક' શબ્દ તમે ઉમેર્યો એ ઠીક કર્યું. નહીં તો આમાં પણ છીછરી વસ્તુઓ પાર વિનાની આવે છે."

બપોરે આશ્રમની ટપાલ લખ્યાં કીધી. દરમ્યાન વલ્લભભાઈ કહે: "અમારે તમને 'સત્ય સંહિતા' બતાવવી જોઈએ. 'ગુજરાત'માં મુનશીએ છાપી છે અને અમને મોકલી છે." એ કાઢવામાં આવી. હું વાંચી ગયો. બાપુ કહે: "ઘણાં ધતિંગ બનાવવામાં આવે છે, એવુ એ હોઈ શકે. ત્રણસેં વર્ષ જૂની હોય નહીં અને હમણાં જ રચવામાં આવી હોય." પછી વલ્લભભાઈ કહે: "એ તાડપત્ર ઉપર છે. એકસો પચીસ પુસ્તકો છે, એ લખવા બેસે તો પણ માણસ એટલું કે' દિવસે લખી શકે!" બાપુ કહે: "મારા જન્મની, માબાપની વગેરે પૂર્વઇતિહાસની વાતો તો આશ્ચર્ય પમાડે એવી છે." મેં કટકે કટકે શ્લોકો વાંચવા માંડ્યા. બા વિષે શ્લોકો આવ્યા ત્યારે બાપુ કહે: "એ અક્ષરશઃ સાચું છે."

भार्यैका भविता साध्वी रूपशीलगुणान्विता ।
पतिव्रता महाभागा छायेवानुगता सदा ।
जातकष्टे कष्टभाक् च जात सौख्ये सुखान्विता
बाल्ये विवाह सिद्धिश्च त्रयोदशक वत्सरे ।

પણ આના કરતાંયે વધારે સાચું એમને પોતાને વિષે આ કેવું છે!

मातृतुल्य परस्त्रीकः एकपत्नीव्रतं चरेत् ।

વલ્લભભાઈને તો એમાં વિશ્વાસ હોય એમ જણાયું. બાપુએ કહ્યું: "એ વસ્તુ સાચી પ્રમાણપાત્ર હોય તો આશ્ચર્યજનક છે."

एकषष्ठी तदा वर्षे विरोधश्च महान् भवेत्
द्विषष्ठौ वत्सरे काले किंचित् शमनमादिशेत्
किंचित् स्वातंत्र्यमादेश्यमस्वास्थ्यं च भवेन्नरः
विदेश गमने चैव पंचषष्टिक पूर्वके
श्वेतःप्रभु सार्वभौमस्तस्य दर्शनमादिशेत्
तन्मूलात्कार्यसिद्धिर्जातकस्य भविष्यति
पश्चात्स्वदेशवासी च आश्रमे वासवान् भवेत्
ज्ञानमार्गप्रवृत्तिश्च जातकस्य भविष्यति
सप्तति वत्सरे पूर्वे योगसिद्धिश्च जायते ।

આ શ્લોક ભાવિના ઉપર ખૂબ પ્રકાશ પાડનારા છે, એમ વલ્લભભાઈને લાગ્યું. મેં કહ્યું: "એમાં શહેનશાહની સાથેની જે મુલાકાતની વાત છે તે ગયે વર્ષે થઈ ગયેલી મુલાકાતની વાત નથી પણ ભાવિ મુલાકાતની વાત હોવી જોઈએ."

ગમે તેમ હોય, આમાંથી ગમ્મત તો ઠીક મેળવી.

* * *

બાપુ 'વેટ પેરેડ' વાંચતા હતા. મૌન ત્રણ વાગ્યે લીધું. પણ વાંચતાં વાંચતાં આ વાક્ય આવ્યું તે મને બતાવ્યું અને વાંચવા કહ્યું: 'everybody had to choose between self-indulgence and self-control' (દરેક માણસને સ્વચ્છંદ અને સંયમ વચ્ચે પસંદગી કરવાની રહેતી). મેં બાપુના 'નીતિનાશને માર્ગે' (Self-restraint v. Self indulgence) પુસ્તકની યાદ આપી. આખા પુસ્તકનો આ સાર છે, એમ બાપુ કહેતા હોય એમ લાગ્યું.

* * *

જમી રહ્યા પછી વલ્લભભાઈ હમેશની જેમ દાતણ કૂટીને તૈયાર કરવા બેઠા. પછી કહે: "ગણ્યાગાંઠ્યા દાંત રહ્યા છે તોપણ બાપુ ઘસ ઘસ કરે છે. પોલું હોય તો ઠીક પણ સાંબેલું વગાડ વગાડ કરે છે." મેં વિનોદ ફેરવીને કહ્યું: "'૩૦માં આપણું સાંબેલું સાંબેલું પણ વગડ્યું સરસ." બાપુએ હકારદર્શી

સ્મિત કર્યું. વલ્લભભાઈ કહે: "આ વખતે પણ એમ જ છે. પણ શું કરીએ, Caravan passes! (કારવાં — સંઘ આગળ ચાલ્યો જાય છે!)"

* * *

વલ્લભભાઈની ગમ્મત આખો દિવસ ચાલતી જ હોય. બાપુ બધી વસ્તુમાં 'સોડા' નાખવાનું કહે છે એટલે વલ્લભભાઈને એ એક મોટો મજાકનો વિષય થઈ પડ્યો છે. કંઈક અડચણ આવે એટલે કહે: "સોડા નાંખોની!" અને એની હાસ્યજનકતા બતાવવાને સારુ . . . વૈદ્યના નેપાળાની વાત કરીને ખૂબ હસાવ્યા.

આજે બાપુએ ઇમર્સનના કાગળનો જવાબ આપ્યો. એમાં સાથીઓ પ્રત્યેની વફાદારી (loyalty to colleagues) અને સત્ય પ્રત્યેની વફાદારી (loyalty to truth) એ બે વસ્તુ વિષે મહત્ત્વના ઉદ્‌ગાર બાપુએ કાઢ્યા, અને પેલાની આંખ ઉઘાડવાનો પ્રયત્ન કર્યો.

**૧૪–૩–'૩૨**

બાપુએ સરકારને કાગળ લખેલો (મુલાકાત વિષે), તેનો ઉત્તર આજે આવ્યો. બાપુએ 'પોલિટિકલ'ની વ્યાખ્યા માગી હતી, અને પોતે જે અર્થ કરે છે તેનો વિસ્તાર કર્યો હતો. સરકારે માત્ર લખ્યું જે 'પૉલિટિક્સ'માં મુદ્દલ ભાગ ન લેતા હોય તે મળી શકે. બાપુ કહે: "છતાં જેલમાં જતા હોય કે સવિનયભંગની લડતમાં ભાગ લેતા હોય તે, એમ નથી લખ્યું એટલે પૉલિટિક્સનો અર્થ આખરે મારા ઉપર છોડ્યો લાગે છે." મને પણ વિચાર કરતાં એ જ લાગ્યું હતું.

* * *

આજે બાપુનો આશ્રમની ટપાલનો દિવસ હતો. વલ્લભભાઈના શબ્દમાં 'હોમવર્ડ મેલ ડે'. એટલે લગભગ ૪૨ કાગળ આશ્રમમાં અને બીજા પાંચ સાત લખ્યા. નારણદાસભાઈના કાગળમાં અવયવોના સદુપયોગને વિષે — જરામરણ વિષે — કેટલાક સહજ પણ અતિમહત્ત્વના ઉદ્‌ગારો અનાયાસે જ લખાવાઈ ગયા છે, તે જોવા જેવા છે. પરસરામની ઉપર પ્રારબ્ધ પુરુષાર્થ વિષે કાગળ લખ્યો છે તે નોંધવા જેવો ગણાય. તિલકનની ઉપર विषया विनिवर्तन्ते વિષે જે વિસ્તાર કર્યો છે તે આખો અહીં ઉતારું છું:

"In working out plans of self-restraint, attention must not for a moment be withdrawn from the fact that we are all sparks of the divine and therefore partake of its nature and since there can be no such thing as self-indulgence with divine, it must of necessity be foreign to human

nature. If we get a heart-grasp of that elementary fact, we should have no difficulty in attaining self-control and that is exactly what is implied in the Gita verses we sing every evening. You will recall that one of the verses says that the craving for self-indulgence abates only when one sees God face to face."

"જીવન સંયમપરાયણ બનાવવાની યોજના ઘડતી વખતે એક ક્ષણ પણ એ વસ્તુનું વિસ્મરણ ન થવું જોઈએ કે આપણે બધા જ પરમાત્માના અંશ છીએ અને તેથી એનો સ્વભાવ આપણામાં રહેલો છે. અને પરમાત્માને વિષે સ્વચ્છંદ જેવી વસ્તુ હોઈ જ ન શકે. એટલે સાબિત થાય છે કે સ્વચ્છંદ માનવ–સ્વભાવને પણ પ્રતિકૂળ છે. આ મૂળ વસ્તુ હૃદય સોંસરવી ઊતરી જાય તો સંયમ સાધવામાં કશી મુશ્કેલી ન પડે. આપણે રોજ ગીતાપાઠ કરીએ છીએ તેમાં બરાબર આ જ ધ્વનિ છે. એ શ્લોક તમને યાદ હશે, જેમાં કહ્યું છે કે વિષયમાંથી રસ ત્યારે જ જાય છે જ્યારે પરમાત્માનું દર્શન થાય છે."

બાળકોના કાગળમાં એક વસ્તુ મહત્ત્વની જણાવી: "આજનો સમય લાંબા કાળ લગી ચાલ્યાં કરે તો આપણને થાક નહીં લાગવો જોઈએ અને જો એને શોકનું કારણ માની લઈએ તો થાક લાગ્યા વિના રહે જ નહીં."

. . . જેવા અહીં પણ બાપુને પોતાની દીકરીના શિક્ષણ વિષે કાગળ લખીને અભિપ્રાય પુછાવે! એને લખેલા એક કાગળમાં વર્ણાંતર લગ્ન વિષે બાપુના વિચાર હજી આગળ ચાલ્યા એમ જણાય છે. એને આમ લખ્યું: "મેરા યહ ભી વિશ્વાસ હૈ કિ શાદી જાતિ કે બાહર હોની ચાહિયે. મર્યાદા વૈશ્ય તક હી બઢાઈ જાય તો ભલે, પરંતુ યોગ્ય પતિ વૈશ્ય કે બાહર હી મિલે ઔર લડકી ઉસે પસંદ કરે તો ઉસકો રોકના નહીં ચાહિયે."

એક નવવિવાહિત યુગલે અજબ કંકોત્રી મોકલી. તેમાં પોતાના લગ્નનો ઉલ્લેખ કરીને આશીર્વાદ માગ્યા. તેને બાપુએ પત્તું લખ્યું: "ચિ. . . . તમે બન્નેએ નવો માર્ગ કાઢ્યો છે. મારા આશીર્વાદ તમને બન્નેને છે. તેમાં સરદાર વગર માગણીએ જોડાય છે. તમે બંને શુદ્ધ સેવા કરો એમ અમે ઇચ્છીએ છીએ. આશીર્વાદની માગણી છાપેલા કાર્ડમાં કરી છે તેથી તે કેવળ શોભારૂપ થઈ જાય છે ને તેટલે અંશે તેની કિંમત ઓછી થાય છે. જો આશીર્વાદ માગવા યોગ્ય હોય તો તે હાથે લખી મગાવવા યોગ્ય છે અને તેમાં દંપતીના કંઈક શુભ સંકલ્પ પણ હોય."

. . . બહેને સૌંદર્યની સ્તુતિ કરવા વિષે સવાલ કરેલો. પોતે કૉલેજમાં કોઈક યુવકને જોઈને તેના સૌંદર્યની સ્તુતિ કરેલી અને જવાહરલાલની ખૂબસૂરતી ઉપર મોહિત છે એમ જણાવેલું. બાપુએ ત્રણ વાક્યોમાં સૌંદર્યસૂત્ર કથ્યાં: "સૌંદર્યની સ્તુતિ થવી જ જોઈએ. પણ તે મૂક સારી. અને 'तेन त्यक्तेन भुंजीथाः' આકાશનું સૌંદર્ય જેને હર્ષ ન પમાડે તેને કંઈ નથી ગમવાનું એમ કહી શકાય. પણ જે હર્ષઘેલા થઈ નક્ષત્રમંડળને પહોંચવાની સીડી બાંધવાનો આદર કરે તે મૂર્છિત છે."

* * *

કોકે નીલગિરિથી યુકેલિપ્ટસની એક બાટલી મોકલી. તેને ખોલાવીને સરદારને કહે: "મારી આંગળી અને તમારું નાક બંનેને પીડા છે એટલે કોકે જાણીને જ મોકલી લાગે છે." પછી એ શીશી બિલાડી ન પાડે એ ખાતર બીજી શીશીઓની જગ્યાએ ન ગોઠવતાં બીજી સુરક્ષિત જગ્યાએ ગોઠવવી જોઈએ એમ સરદારને કહ્યું. કાગળો લખાવ્યે જતા હતા. દરમ્યાન મને કહે: "તમે કિચનનું નામ સાંભળેલું ના? એ કહેતો કે તું એકે વસ્તુ એવી નથી કરતો કે જેનું કારણ ન હોય." મેં કહ્યું: મેં એ જ વસ્તુ આપને વિષે અનેક વાર કહી છે, "જેની એક પણ પ્રવૃત્તિ વ્યર્થ નથી તે કારણ વિના કશું જ ન કરે." પછી બાપુ કહે: "વાત સાચી છે, નાક અમુક રીતે અને અમુક જગ્યાએ કેમ નસીકયું એમ મને કોઈ પૂછે તો તેનું કારણ આપી શકું."

* * *

મિસિસ નાયડુનો કાગળ આવ્યો. મળવા આવ્યાં હતાં પણ ન મળવા દીધાં. એટલે કાગળ સુપરિન્ટેન્ડન્ટને આપી ગયાં. દક્ષિણ આફ્રિકા વિષે એણે લખ્યું હતું કે: A good deal has been achieved there. It was something like striking living water out of obdurate rock. ત્યાં ઠીક ઠીક કામ થયું છે. દુર્ભેદ્ય ખડકમાંથી પાણી કાઢવા જેવું એ કામ હતું. અને ફઝલીના કામનાં બહુ વખાણ હતાં. બાપુને The most unseeable being — અતિ દુર્લભદર્શન પ્રાણી કહીને સંબોધ્યા હતા.

. . .ને નોટિસ મળ્યાની વાત 'લીડર'માં જોવાની મળી. "અણધાર્યો તારો ખર્યો" એમ મેં કહ્યું. બાપુ કહે: "સરકારે ખેરવ્યો."

આજે સવારે પોણાચારે ઊઠવાને બદલે બાપુ ત્રણ વાગ્યે ઊઠી પડ્યા. મેં કહ્યું: "ટકોરા ત્રણ જ સંભળાયા." બાપુને ઘડિયાળ જોતાં માલૂમ પડયું કે ત્રણ જ વાગ્યા છે, એટલે કહે: "ઊઠ્યા છીએ ત્યારે

પ્રાર્થના કરી લઈએ એ જ ઠીક છે." દાતણપાણી અને પ્રાર્થના કરી રહ્યા પછી ચાર થયા. લીંબુનું પાણી અને મધ પીધાં. દરરોજ ચાર સાડાચારથી સાડાપાંચ વાગ્યા સુધી બાપુ અને સરદાર ચાલે છે. બાપુએ આજે સરદારને ચિઠ્ઠી ઉપર લખ્યું: "તમે બાકીની ઊંઘ પૂરી કરો." સરદાર કહે: "નહીં, આપણે તો તમારી પાછળ પાછળ જ ચાલવાના!"

૧૫-૩-'૩૨

આજે બાપુએ હરિદાસની ખબર મેજરને પૂછી. પૂછતાં સંતોષકારક જવાબ ન મળ્યો. એટલે બાપુ કહે: "એને મને બે અક્ષર લખવા દો. એ મારા અક્ષર વાંચશે એટલે પણ એના જીવમાં જીવ આવશે." મેજર કહે: "એ તો ન બને." બાપુએ કહ્યું: "મેજર માર્ટિને એવી રીતે રજા આપી હતી." મેજર કહે: "હું તમારો સંદેશો આપીશ એ વધારે ઠીક થશે." બાપુ કહે: "એ ચાલે, પણ વધારે ઠીક તો હું લખું તે." મેજર કહે: "તમારી આ ટપાલમાં તમારા અક્ષરો બતાવીશ તો!" બાપુએ હરિદાસને મળવાની પરવાનગી શુક્રવાર સુધીમાં આપો એવો માર્ટિનને કાગળ લખ્યો.

* * *

પણ હરિદાસની જ વાત આજે સંતાપજનક છે એમ નહીં. બીજી ઘણી એવી ખબર મળી. કાકાસાહેબ, નરહરિ અને પ્રભુદાસને બેલગામ ખસેડ્યા છે. ત્યાં કાકાને રેંટિયા માટે સાત દિવસ ઉપવાસ કરવા પડ્યા. પ્રભુદાસને ઇસ્પિતાલમાં, નરહરિને બીજા સાથે, અને કાકાને જુદા રાખ્યા છે. પ્રભુદાસને બે માણસો બાવડાં ઝાલીને લાવ્યા, અને સળિયામાંથી વાત કરવી પડી. હું તો સમસમી ગયો. ક્યાં આ બધાની લાયકાત અને ક્યાં મારી! આમાંથી કોક બાપુ પાસે મૂકવામાં આવ્યા હોત તો કેવું યોગ્ય થાત! પણ કોણ જાણે એ લોકોને વધારે તાવીને એમની યોગ્યતા હજીયે ઘણી વધારવી હશે, અને મારી પાસે ભગવાનને વધારે આત્મનિરીક્ષણ કરાવવું હશે અને મને વધારે શરમાવવો હશે! જેલમાં આવ્યો ત્યારે બાપુની પાસે જવાય તો સારું એમ ઊંડે ઊંડે મન ઇચ્છતું હતું. ન જવાય એમ યોગ્યતાનું ભાન કહેતું હતું, અને હવે મારે બદલે વધારે યોગ્ય આ બધામાંથી કોક હોત તો સારું એમ આત્મા સાક્ષી પૂરે છે. 'અકલ કલા ખેલત નર જ્ઞાની'!

* * *

આ લોકોની વાત સાંભળી મને દુ:ખ થાય છે, એમ બાપુએ જોયું એટલે બાપુ કહે: "નહીં જે થાય છે તે ઠીક થાય છે. આપણે શું જેલ

ભોગવીએ છીએ? જેલનો ખરો અનુભવ એ લોકોને થવાનો એ સારી વાત છે." મેં કહ્યું : "એક દૃષ્ટિએ તો એ સરસ છે જ. આજે જમનાલાલજીને વીસાપુરમાં જોઈને બધાનું શેર લોહી ચઢ્યું હશે. તેમ જ કાકા નરહરિના સાથનું અનેકને અભિમાન થયું હશે." બાપુએ આગળ ચલાવ્યું : "એટલે જે થાય છે તે સરસ છે. મેં તો અહીં જેલ ભોગવી જ નથી એમ કહેવાય." મેં કહ્યું : "'૨૨માં કંઈક ભોગવી હતી એમ કહેવાય." બાપુ : "ના, ના. કશું જ નહીં." મેં કહ્યું : "દૂધ પણ બે વાર ગરમ કરવા નહોતા દેતા ને!" બાપુ કહે : "જૂઠી વાત! એ બધી તમે અતિશયોક્તિ સાંભળેલી. જે માગું તે મળતું હતું. સગડી માગું તો સગડી, રોટી માગું તો રોટી અને ઘી માગું તો ઘી. કાગળ-પત્રો બિલકુલ ન લખેલા અને મુલાકાત નહોતી લીધી એ વાત સાચી. પણ એવું તો મારું આજેયે ચાલ્યાં જ કરે છે ના!" પછી કહે છે : "ખરી જેલ તો દક્ષિણ આફ્રિકામાં ભોગવી. ગાળો ખાધી, મારો ખાધા, સખ્ત મજૂરી કરી." "માર ખાધા?" "હા. અમલદારોના નહીં, પણ કેદીના. અમને ઝૂલુઓની સાથે મૂકવામાં આવ્યા હતા. પાયખાનાની એવી વ્યવસ્થા હતી કે નીચે ડબો અને ઉપર એક આડું લાકડું. તેની ઉપર ઉભડક બેસવાનું, નહીં કશું પકડવાનું સાધન કે નહીં કશી એકાંત. હું જેમતેમ એ લાકડું બે હાથે પકડીને બેઠો હતો ત્યાં એક ઝૂલુ કેદી આવ્યો અને મને થપાટ મારીને હડસેલ્યો. હું ભીંત સાથે અફળાયો, માથામાં વાગ્યું હોત તો ઢગલો લોહી નીકળત. એ માણસને લાગ્યું કે એની બેસવાની જગ્યા ઉપર પગ મૂકીને હું બગાડું છું. એ દિવસે પાયખાને જવાની તો વાત જ શી! બીજે દિવસે સુપરિન્ટેન્ડન્ટને આખો કિસ્સો વર્ણવ્યો, અને કહ્યું : "અમને તમે આ જ સગવડ આપશો તો આવા કિસ્સા બન્યાં જ કરવાના. હું એમાં એ બિચારાનો દોષ કાઢતો નથી. પણ અમારે માટે હિંદી ઢબે જુદી વ્યવસ્થા જોઈએ, અમારે પાણી વાપરવું જોઈએ, અમારે અમુક રીતે બેસવું જોઈએ. બસ બીજે દિવસથી નોખી વ્યવસ્થા થઈ. એ તો હું હતો તો. નહીં તો કેટલાયે દિવસ વિટંબણા વેઠી હોત. અને અમને ખાવાનું કેવું મળતું? મીલી પેપ એટલે મકાઈની કાંજી — એ ત્રણ દિવસ દહાડામાં ત્રણે વખત; બે દિવસ ભાત, તે એકલો જ — શાક, દાળ વિના — તેમાં માત્ર મીઠું અને ઘી; તે ઘી પણ પ્રિટોરિયામાં તો નહીં જ; અને બે દિવસ વાલ તે કેવળ ઉકાળેલા! એ વિષે તકરાર ઉઠાવી ત્યારે અમને અમારી પોતાની રસોઈ કરી લેવાની રજા મળી. રજા મળી તે પણ રાંધવાની. ચીજો તો એની એ જ. થંબી નાયડુ રાંધતો અને સુંદર

ભાત બનાવીને આપે, એ બધા નાચી નાચીને ખાય. મારે જે ઓરડીમાં રહેવાનું હતું તે માંડ ત્રણચાર ફૂટ પહોળી અને છ ફૂટ લાંબી હશે, અને તિજોરી જેવી બંધ. એમાં અજવાળાનું નામ ન મળે, હવાને માટે માત્ર ઉપર બારી. એ એકાન્ત કોટડીઓ—'અંધારી કોટડીઓ કહેવાતી. મારી આસપાસ બધા જગતના ઉતાર એવા કેદીઓ. એક ૩૦ વાર સજા પામેલો કેદી, એક બળાત્કારના ગુનાવાળો અને બધા ઝૂલુ. મારે કેદીઓનાં પહેરણનાં ખીસાં કાતરીને આપવાનાં અને પેલાઓએ એ સીવવાનાં. પેલાઓને કાતર અપાય નહીં એટલે એ કામ મને સોંપેલું. પછી કામળા ગૂંથવાનું કામ મળેલું; એટલે કે ફાટેલા કામળા એકબીજા ઉપર સીવી લઈને તેની રજાઈ બનાવી દેવાની. આવા તો સેંકડો કામળા મેં સીવ્યા હશે. અમારે ૬થી ૧૧ અને ૧૨થી ૫ એમ નવ કલાક કામ કરવું પડતું. પણ હું કદી થાકચો નહીં. હું તો પેલાની પાસે કામળા માગ્યે જ જાઉં. પ્રિટોરિયામાં ઘી પણ ન મળે એટલે મેં ભાત ખાવાનો છોડ્યો. એક જ વાર મીલી પેપ લઉં. ડૉક્ટર રોટી મૂકે. પણ હું ના પાડું. આખરે ડૉક્ટર હાર્યા અને ઘી આપ્યું અને રોટી પણ રહેવા દીધી. થોડો વખત અમને બહાર કામ કરવાનું મળેલું. મોટા મોટા ચાંચવા આપેલા અને તે વડે અહીંના કરતાં પણ વધારે ખડકાળી જમીન ખોદવાની. પછી મ્યુનિસિપલ વૉટર ટૅન્કનું કામ કરવાનું, ત્યાં પણ અમને મોકલવામાં આવ્યા હતા. એક ઝીણાભાઈ દેસાઈ કરીને હતા તે બિચારા ખોદતાં ખોદતાં મૂર્છા ખાઈને પડચા હતા. પેલો વૉર્ડર ગ્રિફિથ કરીને હતો તે તો બૂમ પાડ્યે જ જાય—ચલાવો, ચલાવો. પછી મેં એને નોટિસ આપી કે તું આમ કરીશ તો અમે કોઈ કામ નહીં કરીએ, ત્યારે એ ચેત્યો. મારું વજન તો આ દિવસોમાં બહુ જ ઘટી ગયેલું. પણ ત્યારે વજનનો કોણ વિચાર કરતું હતું! ત્રીજી વાર જેલમાં ગયો ત્યારે મારા ખાવાનો પ્રશ્ન ઊકલી ગયો હતો. મેં ખજૂર, મગફળી અને લીંબુ માગી લીધાં અને તે મને મળેલાં. હરિલાલે પણ તે દિવસોમાં બહુ બહાદુરી બતાવેલી. એને દૂર ક્યાંક ખૂણાની એક જેલમાં કાઢેલો. ત્યાંથી બદલાવાને માટે એણે સાત ઉપવાસ કરેલા અને આખરે જીતેલો. હું તે વેળા બહાર હતો. પણ મેં એ બાબતમાં જરાયે માથું માર્યું નહોતું. એ બધા ખરા જેલના દિવસો હતા. આ તે જેલ! અહીં તો સામાન્ય કેદીઓને પણ એટલો ત્રાસ નથી, જેટલો ત્યાં હતો. પાછળથી ત્રાસ હળવો થયેલો, ખાવાપીવાની વગેરે સ્થિતિ સુધરેલી. એ સુધરેલી દશામાં ઇમામ સાહેબ આવેલા."

આ તો દક્ષિણ આફ્રિકાના ઇતિહાસનું એક અમૂલ્ય પાનું મળી ગયું.

*　　　*　　　*

આજે બાપુએ 'વેટ પેરેડ' પૂરું કર્યું અને વલ્લભભાઈને કહે તમારે જરૂર વાંચવું. દારૂબંધીનો આખો ઇતિહાસ અંદર મળી જાય છે, અને કેટલાંક પ્રકરણ તો બહુ સરસ છે. આ આગમચ બાપુ અનેક પુસ્તકો વાંચી ચૂક્યા છે. આજે Adam's Peak to Elephanta (એડમ્સ પીક ટુ એલીફન્ટા) શરૂ કર્યું.

આજે . . .નાં અનેક ચોપાનિયાં આવ્યાં. તેમાંથી ખૂબ હસવાનું મળ્યું. 'જ્ઞાન કિરણો' નામની અનેક પત્રિકાઓ એક મોટા તાવ ઉપર છાપેલી હતી. તેને કાપી સીવીને વલ્લભભાઈએ એક ચોપડી બનાવી, ને બાપુને કહે: "વાંચવા જેવી છે, પણ જ્ઞાન વધી જશે તો!" પછી બાપુએ વાંચવા લીધી અને એક એક લીટી વાંચીને ખડખડ હસે. ખાસ કરીને 'દીવો ન બાળો' એ પત્રિકા વાંચીને. વલ્લભભાઈ કહે: "એ પત્રિકા લૅમ્પને દીવે બેસીને લખી હશે!" બીજા હસાવનાર તો અનેક ભાગો હતા. બાપુ કહે: "બિચારા સૌ પોતાની મતિ પ્રમાણે જેટલું થાય તેટલું કરી રહ્યા છે." પછી જરાક વાર રહીને: "પણ ક્યાંય કૉંગ્રેસનું નામઠામ છે? એની પાછળ કેવી ડરની મનોદશા રહેલી છે! જ્યાં સ્પષ્ટ ઉલ્લેખ કરવો જોઈએ ત્યાં પણ પરાણે ચૂપ રહેવું પડે! અને સરકાર પણ માને કે આ ઠીક છે. જ્યારે બધી પ્રવૃત્તિ તો કૉંગ્રેસની હોય. દયાજનક સ્થિતિ છે!"

*　　　*　　　*

જીવણજીને મારા જ્ઞાતિજન તરીકે બાપુએ ઓળખાવ્યા અને દુર્ગા સાથે મને મળવા દીધા. સગાં અને મિત્રો વિષેના કાયદાની હાસ્યજનકતા બતાવવા મેં મલકાની અને એની શકુંતલાનો કિસ્સો કહ્યો. બાપુને કહ્યું: "વિષ્ણુના કાગળમાં આ હતું." બાપુ કહે: "આવી વાતો છાપામાં કેમ નહીં આવતી હોય?"

**૧૧–૩–'૩૨**

ગઈ કાલે બા બારડોલી તાલુકામાં ફરવા ગયાં એવી ખબર આવી હતી, એટલે મેં કહેલું: "આ વખતે બાને છ મહિના મળશે." બાપુ કહે: "'સી' ક્લાસ મળે અને મજૂરી મળે તો નવાઈ નહીં. બાને 'સી' ક્લાસ મળે એ સરસ કહેવાય." ત્યાં તો આજે સાંજે એ જ ખબર છાપામાં આવ્યા! આ ખબર સાંભળીને બાપુના આનંદનો પાર ન રહ્યો. ખડખડાટ હસ્યા, પછી માત્ર એટલું બોલ્યા: "સાઠ વર્ષની ડોસીને સખત મજૂરી આપતાં એને

શરમ નહીં આવી હોય!" વલ્લભભાઈને હસતાં હસતાં કહે: "તમને 'સી' મળવો જોઈતો હતો." વલ્લભભાઈ કહે: "મને કૅમ્પ જેલમાં મોકલે તો બહુ રાજી થાઉં."

*    *    *

એક માણસને એણે પૂછેલા સવાલના જવાબમાં બાપુએ લખાવ્યું:

"It is possible and necessary to treat human beings on terms of equality, but this can never apply to their manner. One would be affectionate and attentive to a rascal and a saint, but one cannot and must not put saintliness and rascality on the same footing."

"માણસમાત્રને સમાનભાવે ગણવો એ શકય અને આવશ્યક છે. પણ તેમના ગુણ-અવગુણને એ ધોરણ કદી લાગુ પાડવું જોઈએ નહીં. એક બદમાશ અને એક સંત — બન્ને પ્રત્યે પ્રેમ રાખી શકાય અને તેની સેવા પણ કરાય. પણ બદમાશી અને સંતપણાને કદી એક કક્ષા ઉપર મૂકી ન શકાય, મૂકવાં ન જોઈએ."

મેં કહ્યું, "ભાટે શાસ્ત્રી ગીતાની સમતાનો એવો અર્થ કરે છે કે આપણે દુષ્ટને મારીએ અને સદાચારીને પૂજીએ એ સમત્વ છે, કારણ દુષ્ટને મારવામાં દયા અને ન્યાયબુદ્ધિ છે. આપણી વૃત્તિ કેવી છે એના ઉપર આધાર છે." બાપુ કહે: "સ્ટોક્સ પણ એમ માને છે એ તમે જાણો છો ના? હું કહું છું કે એવી રીતે દયાથી મારી જ ન શકાય." વલ્લભભાઈ હસતાં હસતાં કહે: "વાછડાને દયાથી મરાય તો દુષ્ટને કેમ નહીં?" બાપુએ એ વાત તો હસી કાઢી, પણ વલ્લભભાઈએ જ્યારે સવાલ ઉઠાવ્યો કે "કોઈની મરવાની ઇચ્છા તે હોતી હશે?" ત્યારે બાપુએ કહ્યું: "જરૂર હોય, આપઘાત કરનારાઓ ઇચ્છા વિના આપઘાત કરતા હશે?"

*    *    *

ટૉમસને આપેલી લાઠીની વ્યાખ્યા સાંભળીને બાપુ કહે: "એ હવે પોત પ્રકાશ્યાં કરે છે. આવા કેટલાક માણસો પડ્યા છે તે કહે છે કે તડ અને ફડ શા સારુ નથી કરતા?" કાંઈક મૅકડોનલ્ડની વાત નીકળી અને હોરની પણ. વલ્લભભાઈ કહે: "સૌ ચોરો છે, નહીં તો હોર આવી રીતે પાર્લમેન્ટમાં બોલી શકે?" બાપુ કહે: "ચોર નથી. વિલાયતમાં મેં જોયું કે ચોર હોવાની જરૂર નથી. મરે જેવા અને લૉર્ડ ડિકિન્સન જેવા પ્રામાણિકપણે દલીલ કરતા હતા કે તમારાથી રાજ શી રીતે ચલાવાય? એવી રીતે બીજા પણ પ્રામાણિકપણે માને. આપણી પાસે સત્તા હોય તો આપણે કેવી રીતે વર્તીએ?" વલ્લભભાઈ કહે: "આપણે પણ એમ વર્તીએ,

પણ તેથી આપણે દુષ્ટ કહેવાતા મટીએ?" બાપુ કહે: "નહીં, પણ આપણુને તે વેળા કોઈ દુષ્ટ કહે તો આપણુને તે ખરાબ લાગે એમાં તો કાંઈ શંકા નથી. એટલે આ લોકોને દુષ્ટ માનવાની જરૂર નથી."

*   *   *

મેજર માર્ટિનનો કાગળ આવ્યો તેમાં લખ્યું હતું કે: 'સરકારને કાગળ મોકલ્યો છે અને તેનો વળતી ટપાલે જવાબ માગ્યો છે; તેમ જ ભંડારી પાસે પણ હરિદાસની ખબર માગી છે.'

સારજંટ વિન્સ અને રોજર્સને ઘડિયાળો મોકલી તે બદલ તેમની કદરદાની (appreciation) જણાવવાનું ઇન્ડિયા ઑફિસ તરફથી મુંબઈ સરકારને લખાણુ આવ્યું છે, એ ગાંધીને જણાવજો, એવો મૅક્સવેલનો મેજર ભંડારી ઉપર કાગળ આવ્યો, તે બાપુને બતાવવામાં આવ્યો.

૧૭-૩-'૩૨

રંગૂનવાળા મદનજીત ઇનસીન જેલમાં ૭૨ વર્ષની ઉંમરે ગુજરી ગયા. એ માણસની અનેક ત્રુટીઓ છતાં એણે બ્રહ્મદેશ માટે ભેખ લીધો હતો એને વિષે કશી શંકા નથી. એ સેવાને માથે એણે જેલમાં સ્વર્ગવાસી થઈને કળશ ચઢાવ્યો છે. બાપુને આ ખબર સાંભળીને અભિમાન થયું.

'ટાઇમ્સ' બાની કેદ સાદી છે એમ જણાવે છે.

આજના 'ક્રૉનિકલ'માં 'ઍડવાન્સ' પત્રમાંથી ઉતારેલો બેન્થામનો ગોળમેજીના કામનો ખાનગી અહેવાલ છે એ, એ લોકોને પૂરેપૂરા ઉઘાડા પાડે છે. સવારે મિસિસ નાયડુને 'સી' મળે તો કેવું થાય? એવી વાત થતી હતી ત્યાં બાપુ કહે: "એને વિષે એમ ન કરે. એટલા ઝેરીલા એ લોકો ન થાય." વલ્લભભાઈ કહે: "જુઓને જેમણે બાને 'સી' આપ્યો તેને વિષે પણ તમે કહો છો કે એટલા ઝેરીલા ન થાય. તમે તો 'ન્યાયદર્શી' રહ્યા ને?" સેમ્યુઅલ હોરને વિષે વલ્લભભાઈ પૂછે, "આ માણસ આમ કેમ આંખ આંધળી રાખી શકતો હશે?" બાપુ કહે: "એ કન્ઝર્વેટિવના સ્વભાવમાં છે. જુઓને અઈ લડાઈ વખતે જર્મનો ફ્રાન્સ સુધી પહોંચી ગયા ત્યાં સુધી અમે જીતીએ છીએ, જીતીએ છીએ, એમ જ વર્ણવતા હતા ને!"

*   *   *   *

કોણી ઉપરના હાડકામાં અને જમણા હાથના અંગૂઠામાં બાપુને બહુ દરદ રહે છે. બાપુ કહે: "એ ઘડપણનાં ચિહ્ન છે. એ દુઃખનો વિચાર જ છોડી દેવો જોઈએ. એ અનિવાર્ય સમજીને એની આળપંપાળ છોડવી જોઈએ." વલ્લભભાઈ: "પેલા હઠયોગીની જેમ!" પછી બાપુ કહે: "જો હું બહાર હોત તો કદાચ બ્લડપ્રેશર વધી જાત એમ તો સ્પષ્ટ દેખાય છે.

કારણ ઊંઘની ભૂખ હજી મટતી નથી." એટલે મેં કહ્યું : "ત્યારે તો અહીં આવ્યા એ ઈશ્વરકૃપા કહેવાય !" બાપુ કહે : "જરૂર. એ કરતાં બીજાં કારણોએ પણ હું બહાર રહીને શું કરી શકત? હિંદુમુસલમાનનો સવાલ, સરહદ પ્રાંતનો સવાલ એ બધા વિકટ હતા. લાલ ખમીસવાળા લશ્કરનું શું કરત? હવે જે સાચા કોંગ્રેસવાદી છે તે જુદા તરી આવશે અને બીજા હશે તે જુદા પડી જશે. એવો સંભવ છે કે આપણે છૂટશું ત્યારે ભગવાને આખી સ્થિતિ બહુ અનુકૂળ કરી મૂકી હશે."

. . .ની મતાધિકાર કમિટી આગળ જુબાની વાંચીને આજે બાપુ કહે : "એ તો તદ્દન વેચાઈ ગયેલ હોય એમ જ બોલે છે. પ્રૌઢ મતાધિકારની વિરુદ્ધ બોલે એને હવે શું કહીએ ?"

આજે માર્ટિનને આપેલા અલ્ટીમેટમનો જવાબ આપવા સુપરિન્ટેન્ડન્ટ સાહેબ આવ્યા — લગભગ બાર વાગ્યે. ત્યાં બાપુ આજનું સાયંકાળનું ખાવાનું છોડવાની નોટિસનો કાગળ લખવાનો વિચાર કરી રહ્યા હતા! મેજરે ખબર આપી કે તમને

૧૮–૩–'૩૨

દર પખવાડિયે ત્રણ કેદીને મળવાની છૂટ આજે આવી ગઈ છે. જેલની શિસ્ત ન ચર્ચાય, પૉલિટિક્સ ન ચર્ચાય, બીજા કેદીઓની ખબર ન ચર્ચાય, ૨૦ મિનિટની જ મુલાકાત હોય, વગેરે શરતો પણ સાથે છે! સાથે એ શરત પણ હતી કે બાપુએ એ લોકોને ઑફિસમાં મળવા આવવું, કે જેથી સરદાર અને મહાદેવ એ લોકોની સાથે વાતો ન કરી શકે! આ બધું પોસાય એમ નહોતું. પણ બાપુ કહે આની સામે નથી લડવું. એમણે તો હરિદાસ, નરસિંહભાઈ અને છગનલાલ જોષીને મળવાની માગણી કરી. પછી યાદ આવ્યું કે સ્ત્રીઓને મળવા બોલાવવી જોઈએ. એટલે ગંગાબહેનની માગણી કરી. ગંગાબહેનની માગણીથી મેજર ભડક્યા. પાછા આવ્યા. સ્ત્રીઓને એમની જેલમાંથી કાઢવાનો હુકમ નથી, અને તમને મળવા કેમ લઈ જઈ શકાશે વગેરે વાતો કરી અને આખરે ઇન્સ્પેક્ટર જનરલને પાછું લખવાનું કહીને ગયા.

બહારના માણસોને મળવાનો આગ્રહ ન રાખી શકાય, એ વિષે બાપુ સ્પષ્ટ વિચાર ધરાવે છે. જેલમાં આવવું અને બહારનાને મળવાની લલુતા રાખવી એનો કશો અર્થ નથી. પણ જેલી ભાઈઓની સ્થિતિની ખબર રાખવાનો જેટલો અધિકાર છે, એટલું જ કર્તવ્ય છે. અને એ માટે આગ્રહ ન જ છોડી શકાય. આ તત્ત્વને અનુસરીને જ આજ સુધીનાં પગલાં લેવાયાં છે.

* * *

આજે નારણદાસભાઈને અ—બ ને વિષે બાપુએ એક મહા ગંભીર પ્રશ્ન ઊભો કરનારો કાગળ લખ્યો. અની પશુતાની સામે આખરી ઉપાય તરીકે છે, અનું sterilization (વંધ્યકરણ) અથવા બને birthcontrol (ગર્ભનિરોધ)ના ઉપાય શીખવવા. એવી સૂચના મૂકીને પણ નારણદાસભાઈ ઉપર બધું છોડયું. તમારી બુદ્ધિ ન કબૂલ કરે તો છોડી દેજો, તમારા ઉપર વધારેપડતો બોજો લાગે તો પણ છોડી દેજો ઇ. ઇ. પણ આવા સંજોગોમાં sterilization (વંધ્યકરણ) હિતકર છે એમ બાપુએ જણાવ્યું; અને સ્ત્રીની રક્ષાને સારુ birthcontrol (ગર્ભનિરોધ) પણ એને શીખવી શકાય. આટલે અંશે પોતાના અગાઉના વિચારોમાં અપવાદ તરીકે આવા કિસ્સા આવે, એમ બાપુએ જણાવ્યું.

આજે સેમ્યુઅલ હોરનું The Fourth Seal (ધ ફોર્થ સીલ) પૂરું કર્યું. સરસ પુસ્તક છે. એમાં ગ્રાંડ ડચેસનું ચિત્ર અદ્ભુત ચીતર્યું છે, પોતાનો રશિયન શીખવાનો અતિશય ખંતભર્યો અને સફળ પ્રયત્ન, સામ્રાજ્યની સેવા કરવાની એની તીવ્ર ઇચ્છા, વગેરે બધું સ્પષ્ટ તરી આવે છે. બાપુની ટીકા એ હતી કે ઝારનો છેવટના પ્રકરણમાં બચાવ એ વધારે પડતી રાજાનિષ્ઠા બતાવે છે.- મેં કહ્યું: "ઝારે જો ગાદીત્યાગ ન કર્યો હોત તો લડાઈનું કાંઈ જુદું પરિણામ આવત એમ એ માને છે. એ લડાઈનું ફળ વિપ્લવ, અને એમાંથી ગમે તેમ હોય પણ પ્રજા ઊભી થઈ, એ વાતને એ ગણકારતો જ નથી લાગતો. એને તો pale horse દેખાયો અને તેની પાછળ મરણ, સત્યાનાશ, દુકાળ, વગેરેનાં જ દૃશ્યો દેખાયાં છે." બાપુ કહે: "એ સાચું, પણ રાજા વિષે એ કહે છે તે સાચું કે એણે ગાદી ન છોડી હોત અને રાજ કરી બતાવ્યું હોત તો વગરમોતે ન મરત, એના બૂરા હાલ ન થાત." "એણે ગાદીત્યાગ ન કર્યો હોત તો એને પ્રજા નહીં મારત શું?" બાપુ કહે: "એ કહી નહીં શકાય. પણ એણે હિંમતથી પ્રજાની સામે ઊભા રહેવું હતું!"

**૧૯-૩-'૩૨**

મદનજીત ક્યારે કેવી રીતે બાપુ સાથે જોડાયા, પછી કેવી રીતે છૂટા પડયા એ વિષે બાપુને પૂછ્યું; અને ઘણી જાણવા જેવી હકીકત બાપુ પાસેથી મળી. એ જૂનાગઢના નાગર, ઝાંઝીબારથી દક્ષિણ આફ્રિકા ગયેલા, ત્યાં બાપુએ તેમને આશ્રય આપેલો. ઘરભંગ થયા પછી અનેક સારાનરસા અનુભવ લઈ, પછડાઈ, પટકાઈ બાપુ પાસે આવેલા. બાપુની તિજોરીમાંથી પૈસા ગયા તેની કૂંચી વિષે મદનજીતને પૂછપરછ કરતાં એ ચિડાઈને ઘર ત્યજી ગયેલા.

પછી સારી પેઠે જંગલોમાં ભટક્યા. તિજોરીની કૂંચીનો ચોર તો કોઈ બીજો જ હતો એમ જોતાંવેંત બાપુએ તો એને બોલાવ્યા, એને વીનવ્યા. એ પાછા આવ્યા પણ બાપુ સાથે ન રહ્યા. બાપુએ એની પાસે પ્રેસ કઢાવ્યું, એમાં સારી પેઠે પૈસા નાંખ્યા. એને 'ઇન્ડિયન ઓપીનિયન' કાઢવાનું સૂઝયું. એમાં લખે નાજર, તે બાપુ તપાસે અને પછી છપાય. એ તો આખો ખોટનો ધંધો હતો. દર માસે ૫૦–૬૦ પાઉન્ડ બાપુને નાખી દેવા પડે, અને માંડ ચારસો નકલો ખપે. બાપુએ છગનલાલને તપાસવા મોકલ્યા, તેને ન ગણકાર્યા. પછી વેસ્ટ ગયા. તેણે રિપોર્ટ કર્યો કે આ તો દેવાળું કાઢવાનો ધંધો છે, એને સમેટી લો. બાપુએ એને ફિનિક્સ લઈ જવાનો નિશ્ચય કરતાંની સાથે આ ભાઈ હિંદુસ્તાન જવા નીકળેલા. ગોખલેની ઉપર કાગળ લઈ ગયેલા. બાપુની ઠીક વગોવણી બરમામાં પણ કરેલી. પણ એનો વખાણવા લાયક ગુણ એ કે એણે પંડને માટે કોડી ભેગી નથી કરી; અનેક ખટપટોમાં ભાગ લેતા છતાં એમાં પોતાનો સ્વાર્થ નહોતો ઇચ્છ્યો. ખટપટ, બીજાને વિષે વહેમાવું, પારકાના દોષો જ પ્રથમ જોવા, એવાં એવાં અપલક્ષણો એનામાં હતાં, પણ સમાજને અર્થે એણે ભેખ લીધેલો તે સાચો હતો. રંગૂનમાં પણ એણે સ્વાર્થને માટે કશું જ નથી કર્યું. અને કોમની સેવાને અર્થે જ જીવન ગાળ્યું એ વિષે શંકા નથી. એ જીવનનો અંત જેલમાં આણીને ઇશ્વરે એની અપૂર્વ કદર કીધી.

આજે ડાહ્યાભાઈ મળવા આવ્યા હતા. સવારે જોષી, નરસિંહભાઈ, અને હરિદાસને બાપુ મળ્યા. ડાહ્યાભાઈ કહેતા હતા કે સરોજિની દેવીને વાઇસરૉય મળ્યા હતા. સરોજિનીએ કહ્યું કે 'આ ખરી વસ્તુ બહાર આવી એ સારું થયું. ત્યાં જઈને શું સ્વરાજ્ય મળવાનું હતું?' કટેલીએ જમનાલાલજીને દબાવવાનો ખૂબ પ્રયત્ન કરી જોયો, એ સાંભળીને ભારે આશ્ચર્ય થયું.

* * *

દર અઠવાડિયે આશ્રમની ટપાલ જે જાડા પાકીટમાં આવે છે, તેની ઉપર અહીં પારસલો વગેરે ઉપર આવેલા બ્રાઉન પેપર ચોડીને નવાં પાકીટ કરવામાં આવે છે. હું કહેતો હતો કે, આ પાકીટ આપણને બ્રાઉન પેપરની કિંમતે પડી રહે છે. બાપુ કહે: "હા, પણ પેલી ગુંદરની બાટલી ખૂંચે છે. પ્રથમ તો લાહી કરીને પછી તેમાં કંઈક મિશ્રણ નાખવાનું શોધવાનો વિચાર કર્યો, પણ પછી એમાંથી ચિત્ત ખેંચી લીધું, અને મધ્યમ માર્ગ પસંદ કર્યો." એટલે વલ્લભભાઈ કહે: "મધ્યમ માર્ગવાળા તો લખતરમાં જઈને બેઠા છે."

* * *

. . .ની સામે પણ હાજરીની નોટિસ ખેંચી લેવાઈ છે એ વાંચીને મેં કહ્યું ". . . એ બધા એક જ પ્રકારની દલીલને વશ થયા છે." બાપુ કહે: "હા, નબળાઈની દલીલને વશ થયા છે."

સરોજિની દેવીને સીમલાનું આમંત્રણ હતું. ત્યાં જવું કે ન જવું એ વિષે બાપુનો અભિપ્રાય માગ્યો હતો. બાપુએ અભિપ્રાય આપવાની ના પાડી. સરદારે આપ્યો. ડાહ્યાભાઈને કહ્યું: "કહેજે કે ન જવું."

૨૦-૩-'૩૨

ખાસ કાંઈ નોંધવા જેવું નથી. છગનલાલ જોષીને મોકલવાની ચોપડીની યાદી કરવાનું કહ્યું, તેમાં બ્રેઇલ્સફર્ડ, ક્રોઝીયર અને ડ્યુરન્ટની ચોપડી નોંધવાની ના પાડી. કારણ એ રાજદ્વારી કહેવાય, અને એ 'ક' વર્ગવાળાને નથી મળતી. એ નોંધતાં નોંધતાં દરેક પુસ્તક વિષે વાતો ચાલતી હતી. ત્યાં બાપુ કહે: 'સાકેત' વાંચી જાઓ, બે દિવસનું કામ છે. ૪૫૦ પાનાનું કાવ્ય બે દિવસમાં પૂરું કરવાનું મુશ્કેલ તો લાગ્યું. પણ બાપુ એમ વિના વિચારે કહે નહીં કરીને શરૂ કર્યું અને રાત્રે સૂતા સુધીમાં તો ૩૦૦ પાનાં વાંચ્યાં હતાં. એટલું આકર્ષક એ લાગ્યું. સવારે પોણાચારે ઊઠવાનું ન હોત તો પૂરું કરીને જ સૂતો હોત.

૨૧-૩-'૩૨

'સાકેત' આજે ચાર વાગ્યે પૂરું કર્યું. અપૂર્વ મનોહર કૃતિ છે. રામાયણની કથાની ધરતી લઈને એની ઉપર પોતાની કલ્પનાસૃષ્ટિ સુંદર રચી છે. ભાષા સરલ, સુબોધ; કાવ્ય-પ્રવાહ અકૃત્રિમ અને પ્રાસાદિક, સ્વચ્છ વહેતા ઝરા જેવો આદિથી અંત સુધી વહ્યો જાય છે. એ કથા ગમે તેટલી વાર વાંચીએ તોપણ આંખ ભીની થયા વિના કેટલાય પ્રસંગ વાંચી શકાતા જ નથી. તેમ જ આ વેળા પણ થયું. ઊર્મિલાનું ચિત્ર સ્વતંત્ર જ છે. એમાં ખૂબ નાવીન્ય અને શોભા છે. માત્ર નવમો સર્ગ જરા સંસ્કૃત કવિઓનું વધારેપડતું અનુકરણ લાગે છે. છતાં આખું કાવ્ય મૈથિલીશરણ ગુપ્તની એક ચિરંજીવ કૃતિ રહી જશે. એનું વાચન મનોહર નહીં પણ પાવક છે, ઉન્નતિપ્રદ છે. આટલા ઉન્નત વાતાવરણમાં અથથી ઇતિ સુધી રાખે એવાં ક્વચિત જ વાંચવામાં આવતાં પુસ્તકોમાંનું આ એક છે.

આજે અને કાલે મળી બાપુએ આશ્રમને માટે ૪૦ કાગળો લખ્યા (ઇમામ સાહેબનાં સ્મરણો ઉપરાંત). એક બે કાગળો નોંધવા જેવા અહીં નોંધું છું. જમનારામે બહારની સ્થિતિનો ઉલ્લેખ કરીને લખેલું કે કેટલાક ઊભા છે, કેટલાક પડી ગયા છે. તેના જવાબમાં બાપુએ લખ્યું:

"તમારા કાગળની અમે આશા રાખી જ હતી. જન્મે એટલા ક્યાંય જીવતા જ નથી. વળી હવા બગડે ત્યારે મૃત્યુસંખ્યા વધે છે. તેથી તમે લખો છો તેનું મને આશ્ચર્ય નથી. મૃત્યુસંખ્યા વધી નથી એ આશ્ચર્ય અને આનંદ. અને મરણનો ખેદ શાને? મરવા લાયકનું મરણ આવકાર-લાયક હોય. વળી મરે છે તે ફરી જન્મવાને જ ના? એટલે ખેદનું ક્યાંયે કારણ જ નથી. એકાકી રહેવાની કળા જેણે નથી સાધી તે બહારના ફેરફારોથી અશાંત થાય. પણ સત્યનારાયણને તો જે એકલા ઊભવા-લાયક હોય તે જ પામે."

એક બ્રહ્મચર્ય પાળવા ઇચ્છનારી બાલિકાને લખે છે:

"બ્રહ્મચર્યપાલનમેં સબસે બડી ચીજ ભ્રાતૃભાવનાકા સાક્ષાત્કાર કરના હૈ. હમ સબ એક પિતાકે લડકે-લડકિયાં હૈં. ઉનમેં વિવાહ કૈસે? ખાના કેવલ ઔષધરૂપ, સ્વાદકે લિયે નહીં. મનકો ઔર શરીરકો સેવાકાર્ય-મેં રોકે રખના. સત્યનારાયણકા મનન કરના. બાલ કટાનેકા ધર્મ સ્પષ્ટ હો જાય તો લોકલજ્જા છોડકર કટવાના. ઈશ્વરભક્તિકે લિયે નિત્ય સેવામેં લીન રહેના.

મનોવિકાર હમારે સચ્ચે શત્રુ હૈં સમજકર નિત્ય યુદ્ધ કરના. યહી યુદ્ધકા મહાભારતમેં વર્ણન હૈ."

લોઝાનમાં God is Truth (ઈશ્વર સત્ય છે) અને Truth is God (સત્ય ઈશ્વર છે) ઉપર જે પ્રવચન કર્યું હતું તે જ વસ્તુનો બાળકો ઉપરના કાગળમાં સરસ રીતે ઉલ્લેખ છે:

"ઈશ્વરની મારી વ્યાખ્યાનું સ્મરણ છે કે? ઈશ્વર સત્ય છે એમ કહેવાને બદલે હું સત્ય ઈશ્વર છે એમ કહું છું. આમ હમેશાં મને સૂઝયું નથી. સૂઝ તો ચારેક વર્ષ પહેલાં જ પડી. પણ મારું વર્તન અજાણપણે એવી રીતે થયેલું છે. ઈશ્વરને મેં તો સત્યરૂપે જ ઓળખ્યો છે. એક સમય એવો હતો જ્યારે ઈશ્વરની હસ્તી વિષે શંકા હતી. પણ સત્યની હસ્તી વિષે તો નહોતી જ. આ સત્ય કેવળ જડ ગુણ નહીં પણ શુદ્ધ ચૈતન્યમય છે. તે જ રાજ્ય ચલાવે છે તેથી ઈશ્વર છે. આ વિચારની ગડ બેઠી હોય તો તમારા બીજા પ્રશ્નનો જવાબ એમાં જ આવી જાય છે. પણ ગૂંચવણ હોય તો પૂછજો. મારે સારુ તો આ અનુભવગમ્ય જેવું છે! 'જેવું' કહું છું કેમ કે સત્યદેવનો સાક્ષાત્કાર નથી કર્યો. ઝાંખીમાત્ર થઈ છે. શ્રદ્ધા અડગ છે."

* * *

ઓસ્ટ્રેલિયન પ્રીમિયરને ડુબાડવાનું કાવતરું એક Imperialist conspiracy (સામ્રાજ્યવાદી ષડ્યંત્ર) છે એમ આજની ખબરો ઉપરથી

બાપુને લાગ્યું ! ઓસ્ટ્રેલિયામાં મજૂર પક્ષનો તો પ્રભાવ છે એટલે સમાજવાદનો; અને સમાજવાદ કે સામ્યવાદનો સામનો કરવાને માટે આજે Imperialism (સામ્રાજ્યવાદ) કે Fascism (ફાસિઝમ) છે. એનો આજે પ્રચાર થઈ રહ્યો હોય એમ લાગે છે. દક્ષિણ આફ્રિકામાં એ જ થયેલું છે ના? Jameson Raid (જેમીસન રેડ)ની પાછળ એ સિવાય બીજું શું હતું? એ તો ક્રુગરનો મંત્રી મહાઅષ્ટાવધાની અને ચાણક્ય જેવો હતો એટલે પેલાના બધા દાવ ખોટા પડ્યા, બધાને પકડ્યા, ખાસ ન્યાયાધીશોથી કેસ ચલાવ્યો અને બધાને ફાંસીની સજા કરાવી.

આજના નાનકડા નાનકડા અનુભવો પણ બધાય નોંધવા જેવા છે.

**૨૨-૩-'૩૨** સવારે ચાર વાગ્યે પ્રાર્થના પછી લીંબુ અને મધનું પાણી પિવાય છે. ઊકળતું પાણી આવે તે મધ અને લીંબુના રસની ઉપર રેડવામાં આવે, પછી પાણી પીવા જેવું થાય ત્યાં સુધી વાટ જોતાં કેટલીક મિનિટ અમે બેઠા રહીએ, અથવા બેઠા બેઠા વાંચીએ. ગઈ કાલથી બાપુએ પોતાના પાણી ઉપર કપડાનો કટકો ઢાંકવા માંડ્યો. આજે સવારે પૂછે છે: "મહાદેવ, આ કટકો કેમ ઢાંકું છું ખબર છે? નાનાં નાનાં એટલાં જંતુઓ હવામાં હોય છે કે તે પાણીની વરાળને લીધે અંદર પડવાનો સંભવ છે, એમાંથી બચી જવાય છે." વલ્લભભાઈ હમેશની રીતે કહે: "એટલી હદ સુધી આપણાથી અહિંસા ન પળાય." બાપુ હસીને કહે: "અહિંસા તો ન પળાય, પણ સ્વચ્છતા પળાય ના!"

* * *

બીજાં છાપાંઓએ પોતાની ઘરાકી વધારવાને અનેક તરકીબો કરી છે તેવી 'ક્રૉનિકલ'માં અનેક પ્રકારની હરીફાઈ આવે છે. આજે કેટલાંક ચિત્રોથી સૂચવાતાં ધંધાનાં નામોની હરીફાઈ હતી. બાપુ કહે: "ચાલો વલ્લભભાઈ, નામો સૂચવવા લાગો, ઇનામ લેવું છે ના?" અને સાચે જ કાગળો લખાવતા હતા તે કામ મૂકીને બાપુ આ વિનોદમાં પડ્યા. બધાં નામો લખ્યાં, અને પછી મને કહે: "મહાદેવ, તમે એક્સ વાય ઝેડને નામે એ મોકલો." સાંજે મેં પૂછ્યું: "બાપુ, સાચે જ તમે ઇચ્છો છો કે આ મોકલવું?" બાપુ કહે: "એમાં શું? એમાં થોડો બુદ્ધિનો ઉપયોગ છે અને નિર્દોષ ગમ્મત રહેલી છે." અમે ઠરાવ્યું કે એના જવાબો ડાહ્યાભાઈ મારફતે મોકલવા.

* * *

સુપરિન્ટેન્ડન્ટ પાસે બાપુ ભાગ્યે જ કોઈ મહેરબાની માગે. પણ ખગોળનો અને આકાશદર્શનનો એમને હમણાં હમણાં એટલો શોખ વધી ગયો છે કે ગ્રહણ આવે તે પહેલાં કેટલાય દિવસ આગમચ એ ગ્રહણ ક્યારે દેખાશે, ક્યાંથી દેખાશે એની વાતો કરતા હતા. આજે સવારે સુપરિન્ટેન્ડન્ટને પૂછ્યું કે "સામો દરવાજો ને દીવાલ એ ગ્રહણ જોતાં આડાં આવશે કારણ કે ગ્રહણ શરૂ સવા છ વાગ્યે થાય છે, અને તે વેળા ચંદ્ર દીવાલની નીચે હોઈ ન જોઈ શકાય, પણ જો તમે દરવાજો ઉઘડાવો તો અમે ગ્રહણ જોઈ શકીએ." સુપરિન્ટેન્ડન્ટે હા પાડી. જેલર સાહેબ બિચારા છ વાગ્યાના આવીને બેઠા, સવા છ સાડા છએ અમે જોવા નીકળ્યા. પણ ચન્દ્રે સત્યાગ્રહ કર્યો. સામે ક્ષિતિજ ઉપર વાદળાંમાં એ છુપાયો તે છુપાયો. જાણે 'તમારું ગ્રહણ થતું જગતમાં કોઈ ને તમે જોવા દો એમ નથી, મારું ગ્રહણ શા સારુ તમે જોવા ઇચ્છો' એવો ઉપાલંભ આપતો હોયની! સાત સુધી રાહ જોઈ, પ્રાર્થનાનો સમય થઈ ગયો, બાપુ થાકયા. કરુણ સ્વરે વલ્લભભાઈ ને કહ્યું: "વલ્લભભાઈ, ગ્રહણ નહીં જ દેખાય." જેલરને કહ્યું: "ત્યારે આપ પધારો, આપને તકલીફ આપી તે માફ કરજો." જેલર કહે: "નહીંજી, હજી પાંચ દશ મિનિટ થોભો, આટલું થોભ્યા છીએ તો થોડું વધારે, કદાચ વાદળાં વીખરાય, અને ચંદ્ર દેખાય." થોભ્યા, સવાસાત થયા. બાપુ આખરે નિરાશ થયા અને કહ્યું: "બસ હવે તો આપ જાઓ. હવે અમે પ્રાર્થના કરીએ." બાપુને મેં પૂછ્યું: "બાપુ, આટલી ઉત્સુકતાથી ગ્રહણ કોઈ વાર અગાઉ જોવાને માટે ઊભા રહ્યા છો ખરા?" બાપુ કહે: "ના, કદી નહીં, એ તો આ આકાશદર્શનના નવા શોખનું જ પરિણામ છે." મેં પૂછ્યું: "બાળપણમાં?" બાપુ: "બાળપણમાં? અરે ત્યારે તો મા ગ્રહણ જોવા દે જ શેની? એ કહે: ના બચ્ચા આપણાથી ગ્રહણ ન જોવાય, એ જોઈએ તો કાંઈ માઠું થાય. એ સાંભળીને અમે ચૂપ રહીએ."

રાત્રે કાગળો લખાવવા બેઠા. એક સરકારી પેન્શનરનો કાગળ હતો. ૭૦ વર્ષની ઉંમર થઈ છે, પણ દમનો ઉપદ્રવ બહુ પીડે છે. તમે અનેક પ્રયોગો કરેલા છે, અને કુદરતી ઉપાયે દર્દો સારાં કર્યાં છે તો મને કાંઈ ન સૂચવો? બાપુને મેં કહ્યું: "આવા કાગળના ક્યાં જવાબ આપતા ફરશો?" બાપુ કહે: "ભલે." એમ કહીને કાગળ ફાડ્યો. ત્યાં સરદાર બોલ્યા: "અરે લખોની કે ઉપવાસ કર, ભાજી ખા, કોળું ખા, સોડા પી." બાપુ ખડખડાટ હસ્યા અને મને કહે: "મહાદેવ, એ કાગળ ઉપાડી લો, આપણે એને લખવું છે." સાચે જ કાગળ લખાવ્યો. એનો સાર એ

હતો કે, 'તમારે ડૉ. મુથુને લખવું. પણ મારું અશાસ્ત્રીય પણ અનુભવજ્ઞાન એ સૂચવે છે કે તમારે ત્રણ ઉપવાસ કરવા અને પછી ઉપવાસ દૂધ અને નારંગીના રસથી છોડવો. આટલું કરી જુઓ તો ફેર પડશે.' આ લખાવીને કહે: "આ તો બરોબર પ્રયોગ કરેલો છે. એક બહાદુરસિંગની ઉપર કુદરતી ઇલાજ કરેલો અને તે સારો થયો એટલે તે પોતાના મિત્ર લુટાવનસિંગને મારી પાસે લાવેલો. એ મારો અસીલ પણ ખરો. તે વેળા અસીલ એ દર્દોની વાત કરે અને એના ઉપાય પણ મારી પાસેથી મેળવે ખરા. બસ લુટાવનસિંગને મેં ઉપવાસ કરાવ્યા, અને પછી ભાત, દૂધ અને નારંગીની છાલના મુરબ્બા ઉપર એને રાખ્યો. એક માસમાં એનો દમ ક્યાંયે ચાલ્યો ગયો. એની પાસે બીડી પણ છોડાવી હતી. ત્યાં તો અમારું મોટું શયનગૃહ હતું તેમાં પચાસેક સૂતા. એક દિવસ એવું થયું કે હું બહાર સૂતેલો અને લુટાવનસિંગ અંદર. મારી પાસે ટૉર્ચ તો રહે જ. બીડી સળગતી જોઈ અને મેં તુરત ટૉર્ચ કરી. લુટાવનસિંગ શરમાયો, મારા પગ પકડી લીધા, 'હવે કદી નહીં પીઉં, આ હરામખોર મન વશ નથી રહેતું, શું થાય?' એ પછી એણે બીડી નહોતી પીધી એમ મને ભાસ છે, અને દમ તો ગયેલો જ."

* * *

આજે બાપુની સૂચનાથી કૂકર, દાળચોખા વગેરે મંગાવ્યાં. વલ્લભભાઈ કહે: "ત્રણ મહિનાની કરી ચાલતી હતી, હવે તું કેવું જમાડે છે તે જોશું." બાપુએ બહુ પ્રેમથી આ ફેરફાર સૂચવ્યો પણ હાલ ચાલતાં રોટી અને બાફેલા શાક અને દૂધના પ્રયોગોમાં ફેરફાર થાય છે એ એમને ગમે છે એમ ન લાગ્યું. **जानामि धर्मं न च मे प्रवृत्तिः** જેવો પ્રસંગ આવી પડ્યો. બાપુના બાપે બાળપણમાં એમને નાટક જોવાની જેવી રજા આપી હતી તેવું તો આ ન હોય એમ ઘડીકવાર થયું!

બાપુએ From Adam's Peak to Elephanta (ફ્રૉમ ઍડમ્સ પીક ટુ એલીફન્ટા) પૂરું કરીને સ્ટોક્સનું પુસ્તક લીધું. ભૂલ્યો, દરમ્યાન 'અનઘ' નામનું મઘ વિષેનું એક નાનકડું મૈથિલીશરણબાબુનું સુંદર પુસ્તક એક દિવસમાં પૂરું કર્યું. અને મને પણ વાંચી જવાનો આગ્રહ કર્યો.

હેમપ્રભાદેવીના સાધ્વીપણા, કુશળતા, ધીરજ, હિમ્મત અને ઉદ્યમ વિષે ગઈ કાલે જ બાપુએ નારણદાસના કાગળમાં ઉલ્લેખ કર્યો હતો. એ બહેનનો એક આર્તતા ભરેલો કાગળ આવ્યો હતો. તેમાં એ પૂછતી હતી: આ માનવદેહે પ્રભુનાં દર્શન થાય? એને બાપુએ જવાબ આપ્યો: "મનુષ્યદેહે ઇશ્વર-સાક્ષાત્કાર થાય કે નહીં એ પ્રશ્ન ગીતાભક્તને

થાય જ નહીં, કારણ એ તો કર્મનો અધિકારી છે, ફળનો કદી નહીં. અને જેનો અધિકાર નથી તેનો વિચાર શો કરવો? છતાં મારો અભિપ્રાય છે કે દેહ છતાં પૂર્ણ સાક્ષાત્કાર અસંભવિત છે. આપણે ઠેઠ એની સમીપ પહોંચી શકીએ ખરા, પણ દેહની હસ્તી હોવાથી દ્વારપ્રવેશ અસંભવિત પ્રતીત થાય છે. ઈશ્વરના વિરહનું દુઃખ તો આપણને સદૈવ રહેવું જ જોઈએ. જો ન રહે તો પ્રયત્ન બંધ થઈ જશે અથવા શિથિલ થઈ જશે. વિરહદુઃખનું પરિણામ નિરાશા નહીં, આશા હોવું જોઈએ; મંદતા નહીં, અધિકાધિક ઉદ્યમ હોવું જોઈએ. પ્રયત્ન અલ્પ ભલે હોય તોપણ તે કદી વ્યર્થ જતો નથી એ ભગવાનનો કોલ છે. આ કારણથી આપણું વિરહદુઃખ પણ આનંદદાયી થઈ પડવું જોઈએ. કારણ આપણને વિશ્વાસ હોવો જોઈએ કે કોઈ ને કોઈ રોજ સાક્ષાત્કાર થવો જ જોઈએ."

૨૩-૩-'૩૨

ગયા સોમવારે લખેલા કાગળમાંનો એક નોંધવાનો રહી ગયો. એ કાગળમાં બાપુએ એક નવો વિચાર મૂકી દીધો હતો. હિંદુસ્તાન સૌથી વધારે વહાલો દેશ કેમ છે તેનું કારણ એ નથી કે એ મારો છે, પણ એનું કારણ એ કે એમાં સૌથી વધારે સારાપણું ભાસ્યું છે. એના ગૌરવ છતાં એ ગુલામ રહ્યો છે એ વાત સાચી, પણ એ પણ એનું સારાપણું છે. બીજા કોઈ દેશને ગુલામ બનાવવાના કરતાં એ ગુલામ રહ્યો છે, અને જાલિમ અને ગુલામ વચ્ચે પસંદગી હોય તો ગુલામની દશા વધારે પસંદ કરવા જેવી છે. આ આખો વિચાર અહિંસામાંથી ફલિત થાય છે એ સ્પષ્ટ છે.

બીજો અહિંસાનો નમૂનો લો. જ્યારે વલ્લભભાઈ વડાની ટેકડી કરે ત્યારે બાપુ કહે: "ના વલ્લભભાઈ, તમે અન્યાય કરો છો, એનો દોષ નથી, એનાથી થાય એટલું બધું કરે છે." પણ આજનો કિસ્સો એ ભારે કસોટીનો થઈ ચૂક્યો. બાપુએ જે દિવસે કેદીઓને મળવાની રજા આવી તે દિવસે સ્ત્રીઓને મળવાની માગણી કરેલી. વડા ભડકેલા. આખરે કાગળ લખવાની પરવાનગી પોતાના વડા પાસે મેળવી આવેલા. એ કાગળ બાપુએ લખ્યો, છતાં એમણે એ આપવાનું ભૂલી ગયો છું એમ જણાવેલું. એ ભૂલેલા નહોતા, પણ ત્યાં અનશન થયું હતું, એટલે એ ત્યાં ગયા નહોતા. એવામાં અચાનક ગંગાબહેન ઝવેરી મુલાકાતે આવ્યાં. એ નાનીબહેનને મળીને આવ્યાં હતાં. એમની પાસેથી અનશનની વધારે ખબર મળી. વડા ત્યાં જવાની ના પાડે છે કારણ એ લોકો અનશન છોડે ત્યાર પછી જઈ

શકું એમ જણાવે છે. આ વાત બાપુને બેહૂદી લાગી, અને આજે અતિશય આકરી વાત, ભલે મીઠાશથી એને કહેવી પડી. એમને કહ્યું કે હું તમારો વડો હોઉં તો હું તમને આટલી હકીકત ઉપર સસ્પેંડ કરું. પેલો સાંભળી રહ્યો. એણે જવાને તો મનેકમને ઇરાદો પ્રગટ કર્યો, પણ સાંજ સુધી, રાત સુધી જવાબ ન આવ્યો. એ માણસની જડતા ઉપર મને આશ્ચર્ય થયું. બાપુએ કહ્યું: "દેશી વડા સાથે લડવાનો પ્રસંગ પણ મારા નસીબમાં લખ્યો હશે? ભલે લખ્યો હોય તો, તે જોઈ લેશું." આજ સુધી એને વિષેના અભિપ્રાયમાં જે સહિષ્ણુતા હતી તે અહિંસાનો નમૂનો હતો. આજની કડકાઈ એ સત્યાગ્રહનો અને સામાનામાં ધર્મજાગૃતિ પ્રેરવાની ઉત્કંઠાનો નમૂનો હતો.

* * *

આજે . . .નો કાગળ આવ્યો તેથી બાપુને સંતોષ થયો. કલેક્ટરે સ્વતંત્ર રીતે એમને બોલાવેલા. એમણે પોતે કૉંગ્રેસમૅન હોવાનું જાહેર કરેલું અને છતાં સંઘની નીતિ સવિનયભંગનું કામ હાલ ન કરવાની છે એ જણાવેલું. પેલાએ 'હાજરી'ની શરત વિષે દિલગીરી બતાવીને કહેલું કે 'સંઘની નીતિ વિષે કાગળ ન લખો?' . . .એ કહ્યું કે 'સજામાંથી છટકવા માટે એ કાગળ લખ્યો કહેવાય એટલે હું કાગળ લખવા નથી ઇચ્છતો.' બાપુએ કહ્યું આ તદ્દન સંતોષકારક વસ્તુ છે.

* * *

આજે ખીચડી શાક રાંધીને અહીં રસોડાનો પ્રયોગ શરૂ કર્યો. વલ્લભભાઈને તો બહુ સંતોષ થયો જ. નિર્લેપ રહીને એમની એટલી સેવા કરી શકાય તો બહુ સરસ વાત છે.

* * *

'અનઘ' આજે પૂરું કર્યું. બહુ સરસ વસ્તુ છે. મઘની કથા જાતક કથાઓમાં છે. 'બુદ્ધલીલાસારસંગ્રહ'માં એનો કિસ્સો ધર્માનંદ કોસંબીએ રસિક રીતે વર્ણવ્યો છે. પણ એને આદર્શ સત્યાગ્રહી, અને કારાગૃહવાસી અને સવિનયભંગી વર્ણવવાનું કલામય કામ મૈથિલીશરણ બાબુને માટે હતું. જૂની કથાને એમણે બહુ સુંદર સ્વરૂપ આપ્યું છે. આજે સ્ટોક્સનું પુસ્તક વાંચતાં વાંચતાં બાપુ કહે: "ગ્રેગે અને ઍન્ડ્રૂઝે એને આ પુસ્તક છપાવવાની શું જોઈને સલાહ આપી હશે? જેને કંઈ સંગીન આપવાનું નથી, જેનું મન જ અનિશ્ચિત છે, અને સ્પષ્ટ વિચાર દર્શાવી નથી શકતું એ ભલે પોતાની મૂંઝવણો સાફ થવાને માટે કાગળ ઉપર લખે પણ તેને પુસ્તકાકારે શા સારુ છપાવે?"

૨૪-૩-'૩૨

આજે એવલીન રેન્ચ તરફથી Fors clavigera (ફોર્સ ક્લેવિજેરા)નાં ચાર પુસ્તકો આવ્યાં. બાપુ એ જોવામાં ગરકાવ થયા. એની પાછળની વિષયસૂચિથી આશ્ચર્યચકિત થયા અને એ જોવામાં અર્ધોક કલાક આપ્યો. વિષયસૂચિ જોતાં જોતાં કહે: "'બ્રિટિશ બાઇબલ' એ શું હશે?" વલ્લભભાઈએ પૂછ્યું: "બ્રિટિશ બાઇબલ એટલે?" બાપુ કહે: "એટલે બ્રિટિશ લોકોને બાઇબલ એ શું?" એટલે તરત જ વલ્લભભાઈએ જવાબ આપ્યો: "પાઉંડ શિલિંગ અને પેન્સ." પુસ્તકમાં ખરેખર પાઉંડ શિલિંગ અને પેન્સ એ બ્રિટિશ બાઇબલ એમ જ લખેલું હતું. વલ્લભભાઈ કહે: "જુઓ, આવું આવું મને આવડે છે ના?"

અહીં છાપું વાંચવાનો વલ્લભભાઈનો ઇજારો. વાંચતાં એમના ઘણા ઉચ્ચારોમાં ભૂલો હોય તેની એમને જરાય પરવા નહીં. ખાસ કરીને મદ્રાસ તરફનાં નામોના ઉચ્ચાર તો એમને કેમે કરી મોંએ ચડે જ નહીં. આરોગ્ય સ્વામી મુદલિયારને અંગ્રેજીમાં Arokia swami લખેલું. તેઓ 'આરોકિયા' બોલે અને મને હસવું આવે. એટલે પછી ચિડાઈને કહે: "તને હસવું આવે છે, પણ આમાં તો જે લખાણું તે વંચાણું." બાપુ કહે: "પણ વલ્લભભાઈ, તામિલમાં 'ક' અને 'ગ'ની વચ્ચે ફેર નથી." એટલે વલ્લભભાઈ કહે: "પણ અંગ્રેજીમાં તો 'જી' છે ના? તે શા સારુ નથી લખતા?"

કલકત્તાના Royalists (રોયલિસ્ટ્સ)ને માટે તૈયાર કરેલો એન્થોલનો ખાનગી અહેવાલ છાપામાં આવ્યો. તેની ઉપર છાપાંની ટીકા વંચાતી હતી. એમાં Gandhi's constructive vacuities (ગાંધીની રચનાત્મક ગફલતો) એવો શબ્દ આવતો હતો. મેં બાપુને પૂછ્યું: "રચનાત્મક ગફલત એ કેવી થતી હશે?" વલ્લભભાઈ કહે: "આજે તારી દાળ બળી ગઈ હતી ને, તેવી." બાપુ ખડખડાટ હસ્યા. નવો કૂકર આવેલો. વલ્લભભાઈ સારી દાળ વિના ત્રણ મહિના થયા રહેલા અને આજે સારી દાળની આશા રાખતા હતા. ત્યાં પહેલે જ દિવસે પાણી ઓછું હોવાને લીધે અને દેવતા વધારે હોવાને લીધે દાળ બળી ગઈ હતી!

* * *

છાપાં વાંચીને બાપુ કહે: "બધું ઠીક જ થઈ રહ્યું છે અને આપણે ભારી ઊગરી ગયા છીએ. એન્થોલના કાગળથી જે બહાર પડી રહ્યું છે, — મુસલમાનોની પરિષદના બધા હેવાલો — એ બધું શું સૂચવે છે? આપણે અંદર પડ્યા તે બધું બરોબર છે."

વલ્લભભાઈ રોજ રસથી છાપાં વાંચે, બાપુ રસથી સાંભળે, કાંઈ નહીં તો રસથી સાંભળે એમ બતાવે. કોઈ વાર બાપુ કાંઈ લખતા હોય કે વાંચતા હોય તો વલ્લભભાઈ રોકાઈ રહે. વારંવાર જુએ કે બાપુ પોતાનું કામ પૂરું કરી રહ્યા કે નહીં? એટલે બાપુ કહે, "કેમ વલ્લભભાઈ 'હરે' કહું કે? એટલે તમારી કથા શરૂ થાય. તો ભલે 'હરે'." આમ ચાલે છે, છતાં છાપાં વાંચવાં એ બાપુને બહુ ગમતાં નથી. સામાન્ય કેદી બહારની ખબર મેળવવા તલપાપડ થાય, ચોરીથી છાપાં મળી શકતાં હોય તો મેળવે. પણ બાપુની આ બાબતમાં લાગણી તદ્દન જુદી જ છે. છાપાં ન મળતાં હોય તો સુખે એ વખત બીજા વધારે સારા વ્યવસાયમાં આપે, બલકે મળે છે તેનો ઘણી વાર અણગમો થતો હોય તો આશ્ચર્ય નહીં. . . .ને વિષે ખબર વાંચીને ચિંતા થતી હતી. તેના કાગળની રાહ જોઈ, કાગળ આવ્યો એટલે સંતોષ થયો અને તેને લખ્યું: "તમારા કાગળ પછી કાંઈ જ કહેવાપણું રહેતું નથી. સાચું તો એ છે કે બહાર બને તેના વિચાર સરખાયે ન કરવા જોઈએ. પણ જ્યાં લગી છાપાં વાંચવાનું બંધ ન કરું અથવા ન થાય ત્યાં લગી વિચાર ન કરવા કે ન થવા એ અસંભવિત છે. તેથી જ તમને પૂછીને મન શાંત કર્યું. જે વાત કરી તેનો સાર તે જ વખતે તેને મોકલી દીધો હોત તો સારું થાત એમ મારો પાછલો અનુભવ સૂચવે છે. પણ હવે તે કરવાપણું નથી. ભવિષ્યને સારુ આ સૂચના કદાચ ઉપયોગી થાય."

જુગતરામને લખ્યું: "તમે ઠીક કાગળ ભર્યો છે. આપણી ગાડી ચલાવનાર મનુષ્ય નથી, ઈશ્વર છે. તેમાં બેઠેલા આપણે તેની ઉપર શ્રદ્ધા રાખીએ ત્યાં લગી તે ચાલ્યાં કરે જ. શ્રદ્ધા છોડી કે ગાડી અટકી જ જાણવી."

*　　　*　　　*

આશ્રમનાં બાળકો કોક વાર સુંદર સવાલો પૂછે છે. ઇંદુ પારેખે પૂછ્યું: "ભીષ્મને શિખંડીને આગળ કરીને માર્યા અને જયદ્રથને માટે સૂર્યને સુદર્શન ચક્રથી ઢાંકી દીધો એ શ્રીકૃષ્ણ ભગવાને બરોબર કર્યું? અને જો બરોબર ન હોય તો એવાં નાટક આપણાથી ભજવાય?" એ બાળકને તો હમેશાં લખાતી બે ઇંચ પહોળી અને ચાર ઇંચ લાંબી કાપલીમાં લખ્યું: "તારો સવાલ સરસ છે. મહાભારત કાવ્ય છે, ઇતિહાસ નથી. જો માણસ હિંસાનો માર્ગ લે તો તેમાં સાચજૂઠ આવે જ એમ બતાવવાનો કવિનો હેતુ છે. પછી તેમાંથી કૃષ્ણ જેવા પણ બચી નથી શકતા. બાકી ખોટું તે તો ખોટું જ છે. અને શિખંડીને આગળ કરવામાં તેમ જ સૂર્યને ઢાંકવામાં દોષ તો હતો જ. વ્યાસજીએ પણ મારા સ્મરણ પ્રમાણે એ પ્રસંગો દોષરૂપે

વર્ણવ્યા છે. આવા દાખલાવાળાં નાટકોમાં એ દાખલા નકલ કરવા યોગ્ય નથી એમ બતાવ્યું હોય તો તે ભજવવામાં કદાચ દોષ ન હોય. છતાં તું પૂછે છે એ બહુ વિચારવા યોગ્ય તો છે જ." નારણદાસભાઈને લંબાણથી લખ્યું : "મને આ પ્રશ્ન બહુ ગમ્યો છે. નાટકનું વલણ આ દોષને દોષરૂપે ઓળખાવવાનું હોય તો તે ભજવવામાં હું કાંઈ બાધ ન ગણું. એમ છતાં આવાં નાટક ભજવવાની યોગ્યતા વિષે મારા મનમાં શંકા તો છે જ. દોષિત કાર્યો મહાપુરુષોએ કર્યાં હોય — પછી ભલે તે દોષને આપણે દોષરૂપે વર્ણવ્યો હોય તોપણ — તેનું વર્ણન કરવાની આવશ્યકતા વિના એવાં કાર્યોને બાળકોની આગળ વારંવાર ધર્યા કરવામાં મને શ્રેય નથી લાગતું. કાર્યનો દોષ તેઓ ભૂલી જાય અને મહાપુરુષોએ કર્યું એટલે આપણે પણ કરી શકીએ એવી છાપ રહી જવાનો સંભવ છે. તેથી આવા પ્રસંગોને વીણી કાઢીને તેનાં નાટકોને બાળકો પાસે ભજવાવવાં એ પણ બરોબર નથી લાગતું. આપણાં નાટકો બધાં જુદા પ્રકારનાં હોવાં જોઈએ એમ મને ભાસે છે — જેમ કે રવીન્દ્રનાથનું 'મુક્તધારા'; અને હમણાં મેં અહીં મૈથિલીશરણ ગુપ્તનું 'અનઘ' વાંચ્યું; એ બહુ સારું છે, અને ત્યાં બાળકોની પાસે મૂકવા-લાયક છે. તેની હિંદી સરળ અને અત્યંત મીઠી છે, ભાવ ઉત્તમ છે.

*　　　　*　　　　*

અમેરિકનો ગુણ વર્ણવવા માટે પણ મીઠુંમરચું ભભરાવ્યા વિના સંતોષ નથી પામતા, એનો, મિલ્સ જેવા સહૃદય રિપોર્ટરના રિપોર્ટમાં દાખલો મળતો હતો. બીજો દાખલો આજે જોવામાં આવેલા એક લેખમાં મળે છે :

"When a customs official at Marseilles, France, asked him whether he had any cigarettes, cigars, firearms, alcohol or narcotics in his luggage, he replied in the negative. Nevertheless the travelling equipment was examined. It proved to consist of: 3 spg. wheels, 3 looms, 1 can goats' milk, 1 package dried raisins, 1 copy Thoreau's Civil Disobedience, 1 set false teeth, 6 dicepers."

"માર્સેલ (ફ્રાન્સ)ના જકાતી અમલદારે એમને પૂછ્યું કે તમારા સામાનમાં સિગરેટ, સિગાર, દારૂગોળો, પીવાનો દારૂ કે બીજો કોઈ કેફી પદાર્થ તો નથી ને? એટલે ગાંધીજીએ નકારમાં જવાબ આપ્યો. છતાં એમનો સરસામાન તપાસવામાં આવ્યો. તેમાંથી શું નીકળ્યું? ૩ રેંટિયા, ૩ સાળો, ૧ બકરીના દૂધનું કેન, ૧ સૂકી અંગૂરનું પડીકું, ૧ થૉરોની 'કાયદાની સામે થવાની ફરજ' એ ચોપડી, ૧ બનાવટી દાંતનું ચોકઠું અને

ર ખાદીના તાકા." કેટલું ચોક્કસ ચિત્ર! — કે જેથી વાચક ભોળવાય અને માને કે સાચે જ સાચું! આમાં અથથી ઇતિ સુધી એકે વાત સાચી ન મળે!

આજે બાપુની એક વાતથી ચોંક્યા — વલ્લભભાઈ અને હું બંને. બાપુ કહેતા હતા કે થાક હજી ઊતરતો નથી, શરીરમાં જે સ્ફૂર્તિની આશા રાખું તે લાગતી નથી. એટલે વલ્લભભાઈ કહે: "ખજૂર ખાવાનું છોડ્યું એટલે, તમે બરોબર ખાતા નથી. ખજૂર મંગાવીએ, ફળ મંગાવીએ. ખાધા વિના શી રીતે સ્ફૂર્તિ આવે?" બાપુ કહે: "તમને સાચું કહું? મને તો એમ થયાં કરે છે કે દશવીસ ઉપવાસ કરી નાખું તો કેવું સારું? અને તેમાં આ સ્ત્રીઓનો કિસ્સો ઊભો થયો ત્યારે મને થયું કે આ ઠીક લાગ આવ્યો છે. ત્યાં તો એ પ્રકરણ પતી ગયું! બાકી મને જરૂર લાગે છે કે એટલા ઉપવાસ કરું તો પાછી શરીરમાં નવી સ્ફૂર્તિ આવી જાય!" આમ ઉપવાસ કરવાનો લાગ આવે તેને બાપુ વધાવી લે એટલે કોક વાર ઉપવાસ કરવાની તીવ્ર ઇચ્છાને લીધે ઉપવાસના સંજોગ ન છતાં ઉપવાસ કરી નાખે એવું જ બને. હું તો ખરેખર ધ્રૂજી જ ગયો. મેં મારો ડર બાપુની આગળ મૂક્યો નહીં.

**૨૫-૩-'૩૨** કાકા, પ્રભુદાસ અને જમનાલાલજીની તબિયત વિષે ખબર કઢાવવાને આઇ. જી. પી. ને લખ્યું, અને કેદીઓની સાથે પત્રવ્યવહાર કરવાની રજા માગનારો કાગળ પણ એને લખ્યો.

અમારા કૂકરની દાળ બળી ગઈ એટલે બાપુ કહે એનાં કારણો શોધો. પાણી ઓછું હતું એ તો સ્પષ્ટ છે જ, પણ પછી બાપુએ એમના સ્વભાવ પ્રમાણે એની રચનાં વિષે સવાલો કર્યા. પોતે જ એક કૂકર ૧૯૩૦માં અહીં બનાવરાવ્યો હતો એમ એમણે કહ્યું. — પણ એ તો કોક ઉપાડી ગયું. પછી મારા કૂકરની રચના જોઈને કહે: "નીચેના દાળના વાસણમાં દાળ મૂકવાને બદલે એકલું પાણી જ મૂકો અને દાળ ઉપલા વાસણથી શરૂ કરો એટલે ત્રણ વાસણનો ઉપયોગ કરવાને બદલે ચારનો ઉપયોગ કરો, અને સૌથી નીચેનાની વરાળે બધું પકાવો." વલ્લભભાઈ કહે: "એટલે મને સારી દાળ મળતાં ચારપાંચ દિવસ તો આ અખતરાઓમાં વીતી જશે." મને બાપુની સૂચના સુંદર લાગે છે અને હું અખતરો કરવાનો ઇરાદો રાખું છું.

* * *

આજે 'આત્મકથા'ની બાળોપયોગી આવૃત્તિનાં પ્રૂફ ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ તરફથી મારી ઉપર આવ્યાં. બાપુએ તે વાંચવા માંડ્યાં અને તેમાં ઘણા સુધારા કરવા માંડ્યા.

બાપુએ Fors Clavigera (ફૉર્સ ક્લેવિજેરા) પણ વાંચવાનું શરૂ કર્યું. એટલા રસથી વાંચે છે કે આશ્રમને દર અઠવાડિયે મોકલવાની વાનગી એમાંથી નીકળશે એમ બાપુ આશા રાખે છે.

આજે સાંજે ચાલતાં છાપું નહોતું એટલે વાતો ચાલવા માંડી. . . .ની વાતો ચાલતી હતી. એક કાળ એવો હતો કે જ્યારે બાપુ એને ટોકે અને કહે: "તમે દરરોજ દરેક સ્થાને હું બાગી છું, હું બાગી છું, શા સારુ કહ્યાં કરો છો? પ્રસંગ આવે અને કહો તો ઠીક છે, પણ હમેશ એની જરૂર નથી." . . .એ જવાબ આપેલો: "કોણ જાણે કોઈ વાર આપણે આપણા સિદ્ધાંતથી ચલિત થઈએ તો આપણને યાદ આપવાને માટે કામ લાગે એટલે એનું રટણ કર્યાં કરવું એ સારું." આ વાત કરીને બાપુ કહે: "એ તો પેલી કુમુદ ગાતીને — 'પ્રમાદધન મુજ સાચા સ્વામી, એ વિણ અપ્રિય સર્વ બીજું.' એના જેવું. પ્રમાદધન વિષે જરાય લાગણી નહોતી એટલે એનું રટણ કરીને લાગણી પેદા કરવા માંડી!"

આ ઉપરથી ગોવર્ધનરામ ઉપર વાતો ચાલી. બાપુ કહે: "પહેલા ભાગમાં એમણે પોતાની શક્તિ ઠાલવી. નવલકથાનો રસ પહેલામાં ભરેલો છે. ચરિત્રચિત્રણ એના જેવું ક્યાંય નથી; બીજામાં હિંદુ સંસાર સરસ ચીતરાયો છે; ત્રીજામાં એમની કળા ઊડી ગઈ, અને ચોથામાં એમને થયું કે હવે મારે જગતને જેટલું આપવું છે તે આ પુસ્તક દ્વારા જ આપી દઉં તો કેવું સારું."

મેં કહ્યું: "એમનામાં ટૂંકી વાર્તા લખવાની કળા નહોતી. એમણે લખી નથી. પણ લખવા ધારત તોય ન લખી શકત. એ કળા અને સાથે જ નવલકથાની કળા ટાગોરે સાધી."

બાપુ કહે: "ટાગોરની ક્યાં વાત કરીએ? એણે શું નથી સાધ્યું? સાહિત્યનું એક ક્ષેત્ર એણે છોડયું છે? અને બધાયમાં સર્વોપરિતા — એવી અલૌકિક શક્તિનો માણસ આપણે ત્યાં તો નથી જ પણ જગતમાંયે હશે કે કેમ એ વિષે મને શંકા છે." . . . . પછી વલ્લભભાઈ કહે: "પણ એમનું શાંતિનિકેતન ચાલશે? એ તો હવે વૃદ્ધ થયા, અને એમની જગ્યા લેનાર કોઈ રહ્યું નથી." બાપુ કહે: "મુશ્કેલ વાત છે ખરી. પણ એ તો કેમ કહેવાય! ભગવાને આટલી અસાધારણ પ્રતિભાવાળો માણસ પેદા કર્યો તેનું કામ એમ ને એમ બંધ થઈ જાય એમ તો ન જ ઇચ્છયું હોય." વલ્લભભાઈ

કહે: "એ તો ઠીક. પણ એની જે બધી અસાધારણતાઓ છે એ કોણ કયા ક્ષેત્રમાં આણી શકવાનું હતું?" મેં કહ્યું: "નંદલાલ બોઝ, અસિત હલધર જેવા ઉત્તમ ચિત્રકળાકાર ત્યાં પડ્યા છે. વિધુશેખર શાસ્ત્રી છે." વલ્લભભાઈ: "ચિત્રકળા તો ઠીક. એની શાળા તે કેટલી ચાલે? આપણી તો ખાદી ને રેંટિયો. એને માટે બાપુ થોડા જ જોઈએ? એ તો બાપુ ન હોય તો દૂધાભાઈયે આવીને ચલાવ્યાં કરે. લોકો ઉપાડી લઈ શકે એવી કોઈ વસ્તુ એમણે નથી આપી જે અખંડ ચાલ્યાં જ કરે."

મેં કહ્યું: "એક મહાત્મા કહેતા હતા કે ગાંધીજીની બધી વાતો લોકો ભૂલશે ત્યારે પણ ખાદી અને દારૂનિષેધ એ શાશ્વત રહેવાનાં છે."

બાપુ: "એનું કારણ જ એ છે કે એ સામાન્ય લોકોને રુચે છે, અને એ સામાન્યમાં સામાન્ય માણસ પણ ચલાવ્યાં કરી શકે."

મને આ વેળા અનેક વિચાર મનમાં આવ્યા અને ગયા. 'આશ્રમ ચલાવનાર બાપુ પછી કોણ? આશ્રમનાં અસિધારાવ્રતો ધોકો અને ધડકો લઈને સંભળાવનારા અને દિનરાત એને વિષે જાગ્રત રહેવાનું કહેનારા કોણ? અનેક પ્રકૃતિનાં, અનેક પ્રદેશનાં, અનેક રુચિ અને શક્તિનાં સ્ત્રી-પુરુષો અને બાળકોનો આપણો માળો બાપુ પછી કોણ ચલાવશે? ઈશ્વર. અહિંસા અને સત્યમાં શ્રદ્ધા રાખનારાં અને એને માટે મરનારાં અજ્ઞાત માણસો એટલાં બધાં પડ્યાં છે કે આપણી પોતાની ન્યૂનતા છતાં અવિશ્વાસને સ્થાન નથી રહેતું.'

મેં તરત કહ્યું: "ટાગોરને વિષે એમ કહેવાય કે આજ સુધી એમને ત્યાં અસાધારણ પ્રતિભાવાળા માણસો ન ખેંચાયા હોય તે કદાચ હવે એમનું કામ ચાલુ રાખવાને માટે જોડાય. શાંતિનિકેતન એમના આદર્શ પ્રમાણે જ ચાલુ રાખવાને નવા માણસો કેમ ન જોડાય?"

બાપુ કહે: "બરોબર છે. આજે એમની પ્રચંડ શક્તિથી ઘણા આકર્ષાતા ન હોય તો ભવિષ્યમાં આકર્ષાય એમ બને જ. આજે પણ રામાનંદ ચેટરજી જેવા તો છે જ, અને ઈશ્વરકૃપા હોય તો બીજા પણ આવે. અને એમનું શ્રીનિકેતનનું કામ છે તે તો ચાલુ રહેશે. એમહર્સ્ટ જેવો માણસ વિલાયત છોડીને એ ચલાવવા માટે ચાલ્યો આવે તો મને આશ્ચર્ય નહીં થાય."

વલ્લભભાઈ: "પણ મને તો આપણું કામ ધકચાં કરશે એમ સ્પષ્ટ વિશ્વાસ છે. એમાં ઝાઝું વિચારવાપણું અને સમજવાપણું ન મળેને!"

બાપુ કહે: 'દેવદાસે એક સચોટ વાક્ય કાંતવા વિષે 'લીડર'માં લખેલું તે મને યાદ આવે છે — It is too simple to command

attention and belief. રેંટિયાની વાત એટલી બધી સાદી છે કે લોકોનું ધ્યાન અને શ્રદ્ધા તે આકર્ષી શકે નહીં.

કોણ જાણે કેમ, મહેરબાબાની વાત ચાલી. બાપુ કહે : "એ જબરો માણસ છે. એ કોઈને શોધવા નથી જતો પણ એની પાસે માણસો ચાલ્યા આવે છે, પૈસા ચાલ્યા આવે છે. વિલાયતથી જ્યારે બોલાવ્યો એટલે ગયો. અમેરિકાથી અનેક ધનાઢ્યોએ એને બોલાવ્યો એટલે ગયો. અને શા માટે એની અસર ન પડે? સાત વર્ષ થયાં મૌન, અને છતાં કાંઈ ગાંડો નથી, એટલી વાત જ લોકોને આકર્ષવાને પૂરતી છે."

મેં કહ્યું : "એમણે પોતાનું પુસ્તક વાંચવા આપેલું તે તમને કેવું લાગેલું?" બાપુ : "એમાં અસાધારણતા કશીયે નહોતી. અને અંગ્રેજીમાં લખેલું. એના શિષ્યે એના વિચારો નોંધેલા એટલે ગરબડગોટા જેવું હતું. મેં એમને સૂચના કરી કે તમારે લખવું હોય તો ગુજરાતીમાં લખો અથવા તમારી માદરી જબાન ફારસીમાં લખો. શા માટે આપણે પારકી ભાષામાં લખવું? એને એ સૂચના ગમી."

મેં કહ્યું : "એની મુખમુદ્રા ઉપર એક પ્રકારની પ્રસન્નતા છે."

બાપુ કહે : "હા, છે જ. અને એનો દાવો પણ છે કે એને સદૈવ આનંદ આનંદ છે. એને સાક્ષાત્કાર થયો છે એમ એ માને છે. બાળ-બ્રહ્મચારી છે, એને વિકાર થતા નથી એમ એ કહે છે, અને મને એ સાચો માણસ લાગ્યો છે. એનામાં આડંબર તો નથી જ."

આજે સવારે સ્ટોક્સનું પુસ્તક વાંચતાં એકાએક કહે : "તમારી પાસે ઈશોપનિષદ છે. એના ૧૮ મંત્રોમાં બધું જ ઠાલવી દીધેલું છે અથવા એક પહેલા જ મંત્રમાં. એ વારંવાર વાંચવાનું મન થાય છે. બધા શ્લોકો ગોખી નાખવાનું મન થાય છે."

હું : "મારા પિતાએ મને બાળપણમાં એ ગોખાવેલું. નથુરામ શર્માની ચોપડીમાંથી એ વાંચતા. મારા કાકા એમના શિષ્ય હતા."

બાપુ : "નથુરામની એ ચોપડી સરસ છે. ભાષાન્તર એનું વાંચવાનું ગમે એવું છે. નથુરામની અસર કાંઈ જેવી તેવી નહોતી."

હું : "એક સમયે સવારસાંજ સંધ્યા કર્યા વિના અમને ખાવાનું ન મળતું. એવો કડક મારા કાકાનો નિયમ હતો."

બાપુ : "હા, એનામાં ઘણુંયે સારું હતું, પાછળથી આડંબર વધી ગયો અને કામ બગડયું. મેં તો બધાં ઉપનિષદનું ભાષાન્તર **પ્રથમ** એમનું જ વાંચેલું, અને તે સરસ લાગેલું."

આજે કેડલ કમિશનર આવ્યો હતો. 'મહાદેવરાવ' દેસાઈની ખબર પૂછી હતી. પણ હું શૌચ ગયો હતો. બાપુને

૨૬-૩-'૩૨

કહે કે "આ વખતે લડાઈમાં સરકાર અને લોકો બન્ને તરફથી કડવાશ નથી. એટલો મારે લોકોને credit (જશ) આપવો જોઈએ." બાપુએ કહેલું: "You may keep the credit and let us have the cash — એ 'જશ' તમે રાખો અને નગદ અમને આપો." પછી કહે: "અહીં મારા વિભાગમાં તો મહાત્માને ૯૫ ટકા માણસ નથી ઓળખતા, પણ મને ઓળખે છે!" આ માણસ બાપુને ગોધરાના દિવસથી ઓળખે છે, મુંબઈમાં પણ મળ્યો હતો. આ અભિપ્રાય આપતાં એને વિવેકમાં પણ ખામી આવતી નહીં લાગી હોય! એટલામાં હું આવ્યો. મને કહે: "તમને ગાંધીજીની સંભાળ રાખવા સરકારે મૂક્યા છે." મેં કહ્યું: "હું એમની સંભાળ રાખું છું કે એઓ મારી રાખે છે એ કહેવું મુશ્કેલ છે." પછી કહે: "તમારા જેવાં ત્રણ ઉત્તમ ભેજાંને સરકારે સાથે રાખ્યાં એ બતાવે છે કે સરકારને તમારે વિષે કેટલો વિશ્વાસ હશે!"

આજે મીરાબહેનના બે અઠવાડિયાંના કાગળો આવ્યા. વડાની પાસે આની ઉઘરાણી તો થયેલી હતી જ. પણ એણે જણાવેલું નહીં કે આ કાગળો આવ્યા હતા. આ બાપુને બહુ ખરાબ લાગ્યું. એટલે બાપુએ ડાહ્યાભાઈની મુલાકાત થઈ રહ્યા પછી કહ્યું: "મારાથી બધું સહન થશે પણ તમે મને છેતરો તે નહીં સહન થાય. તમે પ્રામાણિક રહેશો તો તમારી આગળ બકરી જેવો રહીશ. તમે એમ કહેશો અમુક ખબર ન આપી શકાય તે ચાલશે, પણ જૂઠાણું કે છેતરપિંડી મારાથી ન સહન થાય." એ સડક થઈ ગયો અને બાપુને આશ્વાસન આપ્યું કે એવું નથી અને કદી થશે નહીં.

The Living Church (ધી લિવિંગ ચર્ચ) નામના એક અમેરિકન સાપ્તાહિકમાં What is Gandhi's religion? (ગાંધીનો ધર્મ શો છે?) નામનો એક બહુ મહત્ત્વનો લેખ આવ્યો. અમેરિકાથી જ કોકે એ મોકલ્યો છે. એ લેખ બતાવે છે કે બાપુની અસર ખ્રિસ્તી મંડળોમાં એટલી બધી થવા લાગી છે કે ખ્રિસ્તી પ્રચારકો ગભરાયા છે. આ લેખક રેવરન્ડ મૂડી બહુ શક્તિવાળો લાગે છે. આઠ વર્ષ થયાં બાપુને વિષેનું બધું સાહિત્ય વાંચતો રહ્યો છે. આખો લેખ બાપુને ખ્રિસ્તી અને ઈશુ ખ્રિસ્તના જેવા અને આધુનિક જમાનાના ઈશુ કહેનારા ખ્રિસ્તીઓ ઉપર સખ્ત ટીકા રૂપે છે. એમાં કેટલીક ટીકા બહુ સચોટ છે.

"The Americans look at him without understanding him. Gandhi is not a Christian, makes no pretence of being so, and owes very little of anything to the teaching of Christ. . . . I can have little in common with those among us who are trying to persuade America that Gandhi, a Hindu to the core, is really 'unconsciously Christian' . . . . Gandhi believed in 'Non-violence' to any creature long before he ever heard of Christianity. It was part of his childhood faith. His mother taught it to him. The principle of Ahimsa (non-violence) whereon he lays so much stress today is distinctly and beyond controversy a part of his Hindu heritage."

"અમેરિકનો એને બરાબર સમજ્યા વિના એની વાતો કરે છે. ગાંધી ખ્રિસ્તી નથી જ. એ પોતે જ એવો દાવો કરતા નથી. એનામાં જે કાંઈ છે તેમાંનું બહુ થોડું ખ્રિસ્તના ઉપદેશને આભારી છે. આપણામાંના કેટલાક અમેરિકાને એવું સમજાવવા પ્રયત્ન કરે છે કે ગાંધી પોતે ન જાણતા હોય પણ તે ખરેખર ખ્રિસ્તી છે. હું એવું કશું માનતો નથી. એ તો હાડોહાડ હિંદુ છે. ખ્રિસ્તી ધર્મ વિષે એમણે કશું જાણ્યું કે સાંભળ્યું હશે તે પહેલાંથી ગાંધી તો પ્રાણીમાત્ર પ્રત્યે અહિંસાને માનતા આવ્યા છે. તેઓ અહિંસાને બાળપણથી પોતાના ધર્મનો એક સિદ્ધાન્ત ગણતા. એમની માએ એમને એ શીખવેલું. આજે જે અહિંસાના સિદ્ધાન્ત ઉપર તેઓ આટલો બધો ભાર મૂકે છે તે હિંદુ ધર્મમાંથી એમને વારસામાં મળેલો છે એ સ્પષ્ટ અને નિર્વિવાદ છે."

આ કહીને — અને આ સાચી વાત કહીને — મહમદઅલીએ એક વાર કહેલું તે જ વસ્તુ બહુ સૌમ્ય ભાષામાં આ પાકો ખ્રિસ્તી બાપુને વિષે કહે છે:

"Let us be done with the idea that Christianity is the only religion that can produce good men. The question is when other religions have done their best, can Christianity, at its best, surpass them? We believe so. Mr. Gandhi is quite certainly a better Hindu than I am a Christian — that is, he practises his religion in a much better fashion than I do mine. He is probably as high a type as his religion can produce, while I am a very poor advertisement for mine. But that is not the question. It is not at all fair to judge the relative worth of Christianity and Hinduism by comparing Christians like me with Mr. Gandhi. The real question is, *can* Christianity at its best produce a higher

type of man than Hinduism? If not, then we ought all to become Hindus. And if Hinduism can produce a type worthy to be compared with Christ himself, then why strive to make the Hindus Christian?"

". . . I would by no means seek to deny Gandhi is a 'great soul'. I believe that he is so. But from what knowledge I can get from my reading, I most certainly say that I do not think him as great a soul as very many of the Christian saints have been. I also fully believe that we have many better men in the Christian church today, although their virtues have not been so highly publicized. The battles they are fighting are not of such a spectacular character, but demand a courage and a devotion not inferior to that which Gandhi exhibits in his political contest with the British Empire."

"આપણે એ વાત ભૂલી જવી જોઈએ કે ખ્રિસ્તી ધર્મ જ એક એવો છે, જે સારા માણસો પેદા કરી શકે. સવાલ તો એ છે કે બીજા કોઈ પણ ધર્મના ઉત્તમોત્તમ સર્જન કરતાં ખ્રિસ્તી ધર્મનું ઉત્તમોત્તમ સર્જન ચઢિયાતું છે કે નહીં? હું માનું છું કે છે જ. હું જેવો ખ્રિસ્તી છું તેના કરતાં ગાંધી વધારે સારા હિંદુ છે એમ હું જરૂર કહું. એનો અર્થ એટલો જ કે હું મારા ધર્મનું જે રીતે પાલન કરું છું તેના કરતાં ગાંધી પોતાના ધર્મનું વધારે સારી રીતે પાલન કરે છે. સંભવ છે કે હિંદુ ધર્મ જેટલો ઊંચામાં ઊંચો માણસ પેદા કરી શકે તેટલા ઊંચા એ છે, જ્યારે હું ખ્રિસ્તી ધર્મનો બહુ નબળો પ્રતિનિધિ ગણાઉં. પણ આપણી સામે સવાલ એ નથી. મારા જેવા ખ્રિસ્તીની ગાંધી જેવા હિંદુની સાથે સરખામણી કરીને ખ્રિસ્તી અને હિંદુ ધર્મની સરખામણી કરવી એ જરાયે વાજબી નથી. ખરો સવાલ તો એ છે કે ખ્રિસ્તી ધર્મનું તથા હિંદુ ધર્મનું સારામાં સારી રીતે પાલન કરનારામાંથી કયા ધર્મવાળો ચઢે? જો ખ્રિસ્તી ધર્મવાળો ન ચઢી શકે એમ આપણે કહીએ તો આપણે સૌએ હિંદુ ધર્મ અંગીકાર કરવો જોઈએ. જો હિંદુ ધર્મનું પાલન કરવાથી ખુદ ઈશુ ખ્રિસ્ત સાથે સરખાવી શકાય એટલે દરજ્જે વ્યક્તિ ચઢી શકતી હોય તો પછી આપણે હિંદુઓને ખ્રિસ્તી બનાવવાના પ્રયત્નો શા સારુ કરી રહ્યા છીએ?"

". . . ગાંધી મહાત્મા એ વસ્તુનો ઇનકાર કરવાનો મારો આશય નથી. હું માનું છું કે એ મહાત્મા છે. પણ મેં જે વાંચ્યું છે તે ઉપરથી હું નિશ્ચયપૂર્વક કહું છું કે એવા અનેક ખ્રિસ્તી મહાત્માઓ થઈ ગયા છે

જેમને ગાંધી ન પહોંચી શકે. હું તો બરાબર માનું છું કે આજે પણ ખ્રિસ્તી સંપ્રદાયમાં ગાંધી કરતાં ચઢિયાતા એવા અનેક મહાત્માઓ પડેલા છે; ફરક એટલો જ છે કે એમના મહાત્માપણાની એટલી જાહેરાત નથી થવા પામી. એ લોકો જે સંગ્રામો ખેડી રહ્યા છે તે લોકોની નજરે ચઢે એવા સ્વરૂપના નથી એટલું જ. બાકી બ્રિટિશ સામ્રાજ્ય સાથેની રાજદ્વારી લડતમાં ગાંધી જે હિંમત અને નિષ્ઠા બતાવી રહ્યા છે તેના કરતાં એ લોકોની હિંમત અને નિષ્ઠા જરાયે ઊતરતા પ્રકારનાં નથી."

આમ કહીને તે ઍંડ્રૂઝ અને હોમ્સ જેવા ખ્રિસ્તીઓની સખ્ત ટીકા કરે છે કે એમણે ગાંધીજીને ખ્રિસ્તની સાથે સરખાવીને દુષ્ટ મૂર્તિપૂજાનો દોષ વહોરી લીધો છે.

"Idolatry consists in giving to any person or to any thing the place which belongs to our Lord."

"જે સ્થાન અથવા પદ આપણા ભગવાન ઈશુનું છે તે સ્થાન કોઈ પણ વ્યક્તિને કે વસ્તુને આપવું એનું નામ મૂર્તિપૂજા."

વાત એવી છે કે આ ખ્રિસ્તી Our Lord 'આપણા લૉર્ડ'ને ભગવાન માને છે, જ્યારે પેલા બીજા ખ્રિસ્તી માનતા નથી. એટલે જેમ ખ્રિસ્તને ઈશ્વરી અંશ માને છે તેમ જ બાપુને માને છે. આ માણસ માને છે કે ખ્રિસ્તી ધર્મની અહિંસા એ, ગાંધી જે અહિંસા શીખવે છે — ગોરક્ષાની અહિંસા! — તેના કરતાં ચઢિયાતા પ્રકારની છે. ખ્રિસ્તે તો Resist not evil — બૂરાઈનો પ્રતિકાર ન કરો કહ્યું, જ્યારે આ માણસ તો Passive resistance — નિઃશસ્ત્ર પ્રતિકાર શીખવે છે. એના Non-violent resistance — અહિંસક પ્રતિકારની પાછળ hatred — દ્વેષ રહેલો છે જ્યારે Christian Non-violence — ખ્રિસ્તી અહિંસામાં love — પ્રેમ રહેલો છે. આ માણસ બાપુને મળ્યો હોય તો આમ ન લખે. એ મળ્યો નથી એ જ ખામી છે. એના બધા અભ્યાસની ઊણપ બાપુના અંગત પરિચયનું અજ્ઞાન અને બાપુના હિંદુ ધર્મ વિષેના વિચારોનું અજ્ઞાન છે. અને એને જ પરિણામે એ આ ઉદ્ગારો કાઢે છે:

"Christ gave to the world a sublime moral religion; Gandhi gives to the world a new way to get your enemy down — and as his spiritual contribution recommends the especial veneration of the cow."

"ખ્રિસ્તે દુનિયાને એક ભવ્ય નીતિ-ધર્મ આપ્યો છે. જ્યારે ગાંધી તો દુશ્મનને શી રીતે માત કરવો એની એક નવી રીત શીખવે છે.

અધ્યાત્મની બાબતમાં એનો ફાળો એટલો છે કે ગાયની ખાસ પૂજા કરવાની એ ભલામણ કરે છે."

આ બાપડો સમજતો નથી કે ગાંધીને જિસસની જેમ જ આ લોકનું રાજ નથી જોઈતું, અને ગાંધીની અહિંસા વિશ્વના અણુપરમાણુ-માત્રને વિષે અહિંસા છે. ગાંધીજી શત્રુને પાડવાનો નવો રસ્તો નથી શીખવતા, પણ શત્રુને મિત્ર કરવાનો રસ્તો શીખવે છે, અને ગાંધીને મન બાહ્ય શત્રુના કરતાં આંતર શત્રુઓની સાથેની લડાઈ વધારે મહત્ત્વની અને વધારે વિકટ છે.

*　　　*　　　*

ફૂલચંદનું એક પત્તું આવ્યું. તેમાં તે લખે છે કે "મને યાદ કર્યો તે સદ્ભાગ્ય માનું છું. ધ્રાંગધ્રાનું પ્રકરણ ઈશ્વરે સુઝાડયું તેમ પતવ્યું અને તેમાં મને પરમ સંતોષ છે. હવે ઈશ્વર સુઝાડે તેમ કામ કર્યે જાઉં છું."

બાપુ કહે: "આ વાક્યોમાં વિવેકપુરઃસર જણાવી દીધું છે કે હવે મારા અને તમારા રસ્તા જુદા છે."

મેં કહ્યું: "આ પ્રકરણને વિષે હશે, પણ એની સત્યાગ્રહની રીત જ જુદી છે એમ એ કહેવા ઇચ્છે છે."

બાપુ કહે: "એ સ્પષ્ટ છે. કોમળમાં કોમળ ભાષા અધ્યાહારની છે, અને એણે અધ્યાહારની ભાષા વાપરી છે."

આ કહીને પોતે મૅટ્રિકની પરીક્ષા આપવા અમદાવાદ ગયા હતા ત્યારે કોક અમદાવાદીને ત્યાં, પોતાના મોટાભાઈની ભલામણથી ઊતરેલા, તેણે આપેલા આવકારનું બહુ રમૂજી વર્ણન આપ્યું. "એ ભાઈ લેવા આવ્યા, ગાડીમાં પોતાને ઘેર સુધી આવ્યા, અને પછી મને મૂકીને ઘરમાં ચાલ્યા ગયા. ભાડું કોણ આપે? મેં તો પેલા ગાડીવાળાને પૂછયું અને ભાડું આપી દીધું. મેં ભાડું આપ્યું ત્યાર પછી પેલા ભાઈ પાછા આવ્યા. એણે અધ્યાહારની ભાષા વાપરી હતી. એના ઘરમાં બીજી કંજૂસાઈનો પણ પાર ન હોતો. પણ મને છોડવવાને જ દ્વારકાદાસ પટવારી આવ્યા અને પોતાને ઘેર લઈ ગયા." મેં મારો એક તાજો અનુભવ વર્ણવ્યો. બાપુ કહે: "તારો અનુભવ મારાને ચઢી જાય."

*　　　*　　　*

'ટ્રિબ્યૂન'માં 'ડેલી ટેલીગ્રાફ'ના ખબરપત્રીનો પેશાવર વિષેનો લેખ છે. તેમાં નિર્લજ્જ રીતે પેશાવરને કેમ દબાવી દીધું તેનું આબાદ વર્ણન છે. બાપુ કહે: "આમાં આપણો આખો કેસ આવી જાય છે. ધાક બેસાડી દેવા સિવાય બીજો રસ્તો અમે લીધો જ નથી એમ એ કબૂલ કરે છે."

બ્રેઇલ્સફર્ડનો 'ન્યૂ લીડર'માં સારો લેખ હતો. હિંદી પરિસ્થિતિનો એણે તાદૃશ ચિતાર આપ્યો છે. 'ટ્રિબ્યૂન'માં એન્થોલના ખાનગી પરિપત્ર ઉપર અને ઇકબાલના મુસ્લિમ પરિષદના ભાષણ ઉપર આબાદ લેખો હતા. આ લેખો જોઈને બાપુએ એક બે વાર કહ્યું: "વિચારો દર્શાવનારું (views paper) ઉત્તમ છાપું 'ટ્રિબ્યૂન' છે. ખબરો આપનારું (news paper) ઉત્તમ છાપું 'હિંદુ' છે. 'ટ્રિબ્યૂન'વાળો પોતાના અગાધ અનુભવથી જે રીતે બધી વસ્તુ સમજે છે અને પૃથક્કરણ કરે છે એ બીજા બધાથી ચઢી જાય છે."

* * *

"ઇકબાલનો રાષ્ટ્રીયતાનો વિરોધ બીજા મુસલમાનોમાં ભરેલો છે, માત્ર કોઈ બોલતા નથી", એમ બાપુએ જણાવ્યું. "'હિંદોસ્તાં હમારા'ના પોતાના ગીતનો હવે એ ઇન્કાર કરે છે." મેં કહ્યું: "એનું PanIslamism — ઇસ્લામી સામ્રાજ્ય અને શૌકત મહમ્મદનું સરખું કે નહીં?" બાપુ કહે: "સરખું, પણ આ Antinationalism (રાષ્ટ્રીયતાના વિરોધ)ને PanIslamism (ઇસ્લામી સામ્રાજ્યભાવના) સાથે કશો સંબંધ નથી. હું મુસલમાન પ્રથમ અને પછી હિંદી એ વાતનો હું બચાવ કરું, કારણ કે હું તો એવું કહેનારો રહ્યો ના કે હું પ્રથમ હિંદુ છું માટે જ સાચો હિંદી છું? મહમદઅલી એ વસ્તુ ઘટાવી શકતા હતા. આ લોકોને 'હું મુસલમાન પ્રથમ છું' એનો એ જૂનો અર્થ રહ્યો જ નથી. આજે તો હું મુસલમાન છું એટલે Nationalist (રાષ્ટ્રીય) નથી એ અર્થ થઈ રહ્યો છે."

* * *

શંકરલાલના ભાઈ ધીરજલાલના મરણના ખબર આવ્યા. અમને સૌને ખૂબ આઘાત પહોંચ્યો. ધીરજલાલ જેવા આજ્ઞાધીન અને ભ્રાતૃભક્ત ભાઈને લીધે શંકરલાલ ઘરની કશી ચિંતા વિના અથવા તો ઘર છોડીને દેશને બધું સમર્પણ કરી શક્યા એ ભાઈ જવાથી શંકરલાલની ઉપર અણધાર્યો અને બહુ દુઃખદાયક બોજો આવી પડશે એ લાગણીથી મનને બહુ ઉદ્વેગ થયો. બાપુએ એમને અને ધીરજલાલનાં વિધવાને આશ્વાસનનો તાર કર્યો.

**૨૭–૩–'૩૨** બાપુને પોતાની જરાય ચિંતા નથી પણ બીજાને માટે એમનો જીવ વલોવાઈ જાય છે. અહીં પુરાઈને બેઠા છતાં અહીં પણ આ વસ્તુનાં અનેક ઉદાહરણો રોજ જોવાનાં મળ્યાં જ કરે છે. 'સરદારને માટે તમે કેમ કાંઈ રાંધતા નથી? તમારા ઉપર તો એમણે ઘણી આશાઓ બાંધેલી,' એવા મીઠા ઉપાલંભો આપીને મને રાંધવાને પ્રેર્યો. હરિદાસ ગાંધી વિષે તો મેજર માર્ટિનને લગભગ અલ્ટિમેટમ આપ્યું. બીજા કેદી ભાઈઓને કાગળ

લખવાની તો છૂટ હોવી જોઈએ, એવો કાગળ મેજર માર્ટિનને લખ્યો, અને તે મોકલવો પડે તે પહેલાં જ મેજર ભંડારી એ પરવાનગી આપી ગયા. એટલે તુરત જ મીરાબહેન, કાકા, પ્રભુદાસ, મણિ, જમનાલાલજી, દેવદાસ એ બધાને કાગળ લખ્યા. મીરાબહેન તો રોજ કાગળને અભાવે અકળાતી હશે એ વિચારે એક કાગળ લખ્યો હતો જ. પણ તેના બે આવ્યા એટલે પહોંચનો બીજો લખ્યો અને જેલરને વીનવ્યા કે એ કાગળ તુરત મોકલવામાં આવે. સરદારને રાત્રે મચ્છરથી ઊંઘ ન આવે માટે એમને તુરત મચ્છરદાની મળવી જોઈએ એ બાબતની ચિઠ્ઠી પોતે જેલરને લખી અને રવિવાર છતાં એમને ઘેર પહોંચાડવાની વૉર્ડરને સૂચના કરી. પોતે રાત્રે લઘુશંકાને માટે ઊઠે અને એમની પાવડીના ખખડાટથી હું ઘણી વાર જાગી જાઉં છું, એમ જાણ્યું એટલે પાવડી છોડી, ચંપલ પહેરવા માંડ્યા, ઓરડામાં જવાનું બંધ કર્યું, અને પાત્ર પોતાના ખાટલા પાસે રાખ્યું; અને જ્યારે પાત્ર ઓરડામાં હતું ત્યારે હું સૂઉં છું ત્યાંથી દૂરનો રસ્તો લઈને ઓરડામાં ચોરને પગલે જતા! પોતાનાથી બજારમાંથી ફળ ન મંગાવાય પણ હરિદાસ ગાંધી ઇસ્પિતાલમાં છે તેને માટે ફળ બજારમાંથી અવશ્ય મંગાવી શકાય! 'ઐસો કો ઉદાર જગમાંહી, બિનુસેવા જો દ્રવે દીન પર, રામ સરિસ કોઉ નાંહી, ઐસો કો ઉદાર.'

* * *

આજે પ્રભાતે ફરતાં ફરતાં ચાલુ પ્રસંગો ઉપર ચર્ચા ચાલી. બાપુએ કહ્યું: "આજે સમાધાન થાય એમ હું ઇચ્છતો જ નથી. એનો હજી અવસર નથી, આપણે એને માટે તૈયાર નથી. હજી આપણે મૂંગે મોઢે ઘણાએ જેલમાં જવાનું છે અને પડી રહેવાનું છે. સરકાર અણધારી રીતે મારી સાથે સરખી ચાલી રહી છે. કેદીઓ ઉપર કાગળો લખવાની છૂટ આપવા જેટલી ઉદાર થશે એવી મેં આશા નહોતી રાખી. પણ સંભવ છે કે આપણી અહિંસાની અસર એના ઉપર થઈ હોય. પેલો કેડલ આવ્યો હતો તે કાંઈ ભારે ડાહ્યો માણસ નથી પણ કોઈ કોઈ વાર એના મોઢામાંથી ડહાપણનાં વાક્યો નીકળે છે. એણે જ્યારે કહ્યું કે આપણી લડતમાં આ વેળા કડવાશ નથી એટલે એમ સમજવું કે જમવાના ટેબલ ઉપર ચાલતાં એ લોકોનાં ગપ્પાંના ભણકારા એ વાતમાં વાગતા હતાં. હજી આપણે વધારે અહિંસા કેળવીએ તો એની વધારે અસર થાય.

* * *

વલ્લભભાઈ આજે ધાર્મિક પ્રશ્નો ચર્ચતા હતા. મહાભારત, રામાયણ, એ ઐતિહાસિક ગ્રંથો નથી જેમ શેક્સપિયરનું જ્યુલિયસ સીઝર એ

ઐતિહાસિક ગ્રંથ નથી. રામ, કૃષ્ણ, એ પાત્રો હતાં, પણ કોઈ સંપૂર્ણ પુરુષ નહોતો. બધા પોતાના કાળના મહાપુરુષો. તેમના ગુણો તે કાળના લોકોએ દશગણા અને સોગણા કરીને વર્ણવ્યા. એક પણ શુભ કાર્ય કરો તેનો ગુણાકાર કરીને જ લોકો વર્ણવવાના. એમ જ આપણા અવતારી પુરુષો વિષે થયું છે, એમ જ ઈશુનું, મહમદનું. મેં પેલા અમેરિકન પાદરીના લેખની ચર્ચા ઉપાડી. બાપુ કહે: "મેં કદી કહ્યું જ નથી કે હિંદુ ધર્મની ઉત્તમોત્તમ વ્યક્તિ એ ખ્રિસ્તી ધર્મની ઉત્તમોત્તમ વ્યક્તિ કરતાં ચઢી જાય. એટલે જ હિંદુ ધર્મને કોઈનો ધર્મ નીચો માનવાપણું નથી કે તેનો ધર્મ છોડાવવાપણું નથી. ખ્રિસ્તીઓ ઈશુને ભગવાન માને છે અને કોઈ પણ માણસની ઈશુની સાથેની તુલના અથવા કોઈ પણ વ્યક્તિ વિષે ઈશુના ગુણનું આરોપણ, એને મૂર્તિપૂજા માને છે. મુસલમાનો મહમદને ઈશ્વર નથી માનતા, અને કોઈ વસ્તુ કે વ્યક્તિમાં ઈશ્વરનું આરોપણ કરવું એને મૂર્તિપૂજા માને છે. એ વાત સાચી છતાં એ લોકો પેગંબરની મૂર્તિપૂજા જ કરે છે. અને જ્યાં સચરાચર એનાથી ભરપૂર છે ત્યાં કોઈ વસ્તુ અથવા વ્યક્તિ ઉપર ભગવાનના આરોપણની વાત ક્યાં રહી? વ્યક્તિમાત્રમાં ઈશ્વરી અંશ છે, કોઈનામાં ઓછો, કોઈનામાં વત્તો. પેલો અમેરિકન અહિંસાનો અર્થ નથી સમજ્યો, અને ઈશુના Resist not evil 'બૂરાઈનો પ્રતિકાર ન કરો'નો ભાવ પણ નથી સમજ્યો. Love thy enemies તારા દુશ્મનો ઉપર પ્રેમ કર એ nonresistance અપ્રતિકારનો positive aspect સક્રિય પ્રકાર છે. Resist evil by good બૂરાઈનો ભલાઈથી પ્રતિકાર કર એવું વાક્ય બાઇબલમાં ક્યાંય છે એમ મને યાદ નથી." (મારું કહેવું એવું હતું કે એવું બાઇબલનું એક વચન મને યાદ છે.)

*　　*　　*

આજે મુસ્લિમ પરિષદ ઉપરનો એક સરસ લેખ 'ટ્રિબ્યૂન'માં આવેલો. તે વાંચી સંભળાવવામાં આવતાં બાપુ કહે: "Long live Kalinath Roy ઘણું જીવો કાલીનાથ રૉય. એ માણસના લેખો આજકાલ કોમી પ્રશ્ન તથા અસ્પૃશ્યોને માટે સંયુક્ત મતદાર મંડળ જેવા પ્રશ્નો વિષે બહુ અનુભવ અને જ્ઞાનપૂર્ણ આવે છે."

*　　*　　*

આજે ઇમર્સનને કાગળ લખ્યો કે જમીનો વેચવામાં આવશે અને પાછી ન આવે એમ મુંબઈ સરકારે જાહેરનામું કાઢ્યું છે; પણ તમને યાદ આપું છું કે ગયે વર્ષે આપણે સુલેહની ગોષ્ઠી કરતા હતા ત્યારે અર્વિનને કહેલું કે હવે ભવિષ્યમાં આવો પ્રસંગ આવે તો જમીન વેચવી ન જોઈએ

—આ શુભેચ્છાને તમે ધૂળ મેળવશો? કાંઈ નહીં તો જે વસ્તુઓને માટે ભાવિ પ્રજા આપણી ઉપર ફિટકાર વર્ષાવશે એવી વસ્તુઓ, અથવા પાછળથી આપણને પોતાને પસ્તાવો થવાનો સંભવ હોય અને છતાંય જેનો ઉપાય ન થઈ શકે એવી વસ્તુઓ, કરવાનું તો બંધ રાખો! ઝેરવેરના વારસા ઓલાદની ઓલાદ સુધી રાખવા છે? એ કાગળની ઉપર 'અંગત' એમ લખવું જોઈએ કે નહીં એમ મેં પૂછ્યું. બાપુએ 'હા' કહી. એટલે સરદાર કહે: "ન લખ્યું તો પણ શું થયું? કોઈ વાંચી જશે તેમાં શું થવાનું છે? જે વાંચશે તે કહેશે કે આ લોકો જેવા નાગા કોઈ નહીં — જેલમાં ગયા છે તોયે જંપે છે?"

* * *

'કિંગ્સ કોલેજ'માં બોલ્ડવિનનું Secret of Happiness 'સુખની ચાવી' ઉપર ભાષણ થયું. એનો સાર 'મેન્ચેસ્ટર ગાર્ડિયને' આપેલો તે 'ક્રોનિકલે' ઉતાર્યો છે. સર આલ્ફ્રેડ ક્રિપ જેવો શસ્ત્રવૈદ 'સુખ અને જીવનસાફલ્ય' એ વિષય ઉપર દર વર્ષે ભાષણો અપાવવાને માટે દાન કરી જાય એ પણ એક અપૂર્વતાવાળી વસ્તુ છે. ભાષણમાં બોલ્ડવિનની ચૂંટેલા શબ્દોનાં ચૂંટેલાં વાક્યોવાળી શૈલી ઊભરાતી હતી. સુખના ઉપર બોલવાને બદલે એણે તો ઈશ્વરની જેમ 'નેતિ નેતિ' કહીને પતાવ્યું. ઈશ્વર સુખ અથવા આનંદરૂપ જ છે એટલે એની 'નેતિ નેતિ'થી વ્યાખ્યા થાય એમાં શું આશ્ચર્ય? છતાં ભાષણને અંતે કહેલા ઉદ્‌ગારો બહુ હૃદયંગમ છે:

"Happiness may be the echo of virtue in the soul, it is certainly a harmony in the mind. It may radiate from beggars and Gypsies, lords of the universe who own no service to fame and fortune. It may be the beatific vision of the holiest saints or the insight of the greatest thinkers in the art of apprehending reality."

"સુખ એ હૃદયમાં રહેલા ગુણોનો પડઘો હોય. ચિત્તમાંની સુસંવાદિતા તો એ જરૂર છે જ. ભિખારીઓ અને રખડુઓમાં પણ એ જોવા મળે. તેવાઓ દુનિયાના સ્વામી છે કારણ કીર્તિ કે સંપત્તિની તેમને સ્પૃહા નથી. સુખ એ પવિત્ર સંતોને થતું પરમ આનંદના અનુભવનું દર્શન હોય અથવા તો મહાજ્ઞાની પુરુષોમાં તત્ત્વનું આકલન કરવાની કળાની જે અંતર્દૃષ્ટિ હોય છે, તે પણ એ હોય."

છતાં આપણી સુખની વ્યાખ્યાને કોઈ પહોંચે એમ છે? **यद्यत्परवशं दुःखं यद्यदात्मवशं सुखम् ।** ગેટેની શતસંવત્સરી ઊજવાય છે. એની અનેક

સૂક્તિઓ ટાંકવામાં આવે છે. આ આપણી સુખની વ્યાખ્યાને પર્યાયરૂપે એણે આપી છે: Everything that frees our spirit without giving us self-mastery is pernicious. જે જે વસ્તુઓ આત્મવિજય અપાવ્યા વિના ચિત્તને નિરંકુશ કરે છે તે મહા હાનિકારક છે. ગીતાજીમાં તો વચનામૃતો ભરેલાં છે. **यस्त्वात्मरतिरेव स्यात्** ॥ **सुखमात्यन्तिकं यत्तद्** ॥ અને **यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः** ॥ ટૂંકામાં ટૂંકી અને જાડા માણસ સમજે એવી જાડી વ્યાખ્યા જોઈએ તો એ કે બીજાના સુખને માટે જીવવું અને બીજાને સુખી જોવા, એના જેવું બીજું એકે સુખ નથી.

*　　　*　　　*

રોમે રોલાંએ બાપુની સ્વિટ્ઝર્લૅન્ડની એટલે રોલાંની મુલાકાતનું એક અતિશય જીવંત વર્ણન, રમૂજ અને તાજગીથી ઊભરાતું વર્ણન, એક અમેરિકન મિત્રને લખેલા કાગળમાં લખ્યું છે. એમાં એ બાપુની અને પોતાની ભેટને સાધુ ડોમિનિકની અને સંત ફ્રાન્સિસની મુલાકાત સાથે સરખાવે છે. ડોમિનિક રોલાં કે ગાંધીજી? મુલાકાત લેવા તો ડોમિનિક ગયો હતો. પણ ડોમિનિકના કરતાં ફ્રાન્સિસના જીવનની તુલના ગાંધીજીના જીવન સાથે વધારે થઈ શકે કદાચ. આખો કાગળ એટલા બધા હળવા વિનોદોથી ભરેલો છે કે આ તુલનામાં ઉપર ઉપરની તુલના ઉપરાંત બહુ નહીં હોય. છતાં જરા વિચારવા જેવું છે ખરું. અને ડોમિનિક કે ફ્રાન્સિસ એમાંથી ગમે તેની સાથે પોતાની સરખામણી કરવી એ જબરદસ્ત આત્મવિશ્વાસ અને આત્મસ્વચ્છતાનું ભાન સૂચવે છે. મને સ્મરણ છે ત્યાં સુધી સંત ફ્રાન્સિસ ઉગ્ર તપશ્ચર્યાની મૂર્તિ હતો, ડોમિનિક '**युक्ताहार विहार**', '**युक्त स्वप्नावबोध**', '**कर्मसु युक्तचेष्ट**' હતો. પણ કોણ કહેશે કે ફ્રાન્સિસ યોગી નહોતો?

*　　　*　　　*

ગેટેના જીવનમાં ત્યાગ અને ભોગ, વિલાસ અને વૈરાગ બંને ઊભરાય છે; પણ ભોગ અને વિલાસમાંથી આખરે એને છૂટકો ત્યાગ અને વૈરાગમાંથી જ જડ્યો છે, અને પ્રયત્નશીલ મનુષ્યને માટે સદાય આશા છે એવું અનુભવવાક્ય મૂકી ગયો છે. પ્રયત્નશીલતાનું લક્ષણ એની પ્રસિદ્ધ લીટીઓમાં દેખાય છે:

Who has not cut his bread with sorrow
Who hasn't spent the midnight hours
Weeping and watching for tomorrow,
He knows you not, Ye heavenly powers!

જેણે સંતપ્ત દિલે પોતાનો રોટલો ખાધો નથી, જેણે કાલને માટે રડીને અને જાગીને આજની રાત પસાર કરી નથી તે, હે ભગવાન, તને ઓળખતો નથી!

મિસિસ નાયડુના બનારસ જવા વિષે બાપુનું અનુમાન એ છે કે,

૨૮-૩-'૩૨ એને માલવિયાજીએ બનારસ બોલાવી હશે અને એમણે પાંચ કલાક વાતો કરી એ કૉન્ગ્રેસની બેઠક ભરવાને વિષે હશે. જ્યારે પેલા કહે છે કે કૉન્ગ્રેસ ગેરકાયદે છે તો શા માટે એ ન ભરવી અને એનો મોટો મુદ્દો ઊભો કરીને એના ઉપર જેલમાં ન જવું? એ એ લોકોનો વિચાર હોય તો આશ્ચર્ય નથી.

ભાવિ રાજ્યબંધારણમાં ભાગ લેવા વિષે બાપુ કહે : " એ તો જોઈને કહી શકાય. વિલાયતમાં પણ મેં કહેલું અને અહીં પણ કહું છું કે જો એમાં કશી સત્તા મળતી જ ન હોય તો તેનો કારમો વિરોધ કરજો, અને સત્તા મળી જતી હોય તો ધારાસભાઓનો કબજો લેજો. હું ન હોઉં તો એટલું તો કહી જ જાઉં." વલ્લભભાઈ કહે: "અહીં સુધી સાથે લાવ્યા અને એમ કાંઈ એકલા ચાલ્યા જવાશે?"

* * *

રસ્કિનનું Fors Clavigera ( ફૉર્સ કલેવિજેરા ) બાપુએ બહુ રસથી વાંચવાનુ શરૂ કર્યું અને આજે કહે : " આ પુસ્તક તો અનેક વાર વાંચીએ તો પણ થાકીએ તેમ નથી, એમાંથી નવું નવું સૂઝે એવું છે." કેળવણીના પાયા વિષે કેટલાક વિચાર બહુ સુંદર લાગવાને લીધે એ વિષે એક નાનકડો લેખ આશ્રમને મોકલ્યો.* મેં રસ્કિન અને ટૉલ્સ્ટૉય વચ્ચે એક સમાનતા સૂચવી.

* જૉન રસ્કિન એક ઉત્તમ પ્રકારનો લેખક, અધ્યાપક અને ધર્મજ્ઞ હતો. એનો દેહાંત ૧૮૮૦ની આસપાસ થયો. એના એક પુસ્તકની મારી ઉપર બહુ જ ઊંડી અસર પડી અને તેનાથી જ દોરાઈને મેં જિંદગીમાં મહત્ત્વનો ફેરફાર એક ક્ષણમાં કર્યો, એ વાત ઘણાખરા આશ્રમવાસીઓ તો જાણતા જ હોવા જોઈએ. એણે ૧૮૭૧ની સાલમાં કેવળ કામદાર વર્ગને ઉદ્દેશીને એક માસિક પત્ર લખવાનો આરંભ કર્યો હતો. એ પત્રોની સ્તુતિ મેં ટૉલ્સ્ટૉયના કોઈક લખાણમાં વાંચેલી. પણ આજ લગી એ પત્રો હું મેળવી શક્યો નહોતો. એની પ્રવૃત્તિ વિષેનું અને એના રચનાત્મક કાર્ય વિષેનું એક પુસ્તક મારી સાથે આવેલું એ અહીં વાંચ્યું. એમાં પણ આ પત્રોનો ઉલ્લેખ હતો. તે ઉપરથી મેં વિલાયત રસ્કિનની એક શિષ્યાને લખ્યું. એ જ પેલા પુસ્તકની લેખિકા હતી. એ બિચારી ગરીબ, એટલે આ પુસ્તકો ક્યાંથી મોકલી શકે? મૂર્ખાઈથી કે ખોટા વિનયથી મેં તેને આશ્રમમાંથી પૈસા મંગાવી લેવાનું ન લખ્યું. આ ભલી બાઈએ પોતાના પ્રમાણમાં સમર્થ એવા મિત્રને મારો કાગળ મોકલી દીધો; એ 'સ્પેક્ટેટર'ના અધિપતિ. એમને હું વિલાયતમાં મળેલો પણ ખરો. એમણે આ પત્રો પુસ્તકાકારે ચાર વિભાગમાં છપાયેલા છે તે મોકલી આપ્યા. એમાંનો પહેલો ભાગ હું વાંચી રહ્યો છું. એમાંના વિચારો ઉત્તમ છે, અને આપણા ઘણા વિચારોને તે મળતા આવે છે,—તે એટલે લગી કે અજાણ્યો માણસ તો એમ

"ટૉલ્સ્ટૉયે પોતાનું કળાનિષ્ઠ જીવન છોડીને સેવાનિષ્ઠ જીવનની શરૂઆત કરી અને કળાનાં પુસ્તકો લખવાનો કેવળ ત્યાગ કર્યો અને આમ વર્ગની ઉન્નતિ સાથે એવાં ઘરગથ્થુ પુસ્તકો અને વાર્તાઓ લખવા માંડી. રસ્કિનના જીવનનો પ્રથમ ભાગ પણ કળાનિષ્ઠાનો હતો. એ કળાનિષ્ઠાના કાળમાં એણે Modern

---

જ માની લે કે મેં જે કંઈ લખ્યું છે અને આશ્રમમાં જે કંઈ આપણે આચરીએ છીએ એ રસ્કિનનાં આ લખાણોમાંથી ચોરેલું છે. 'ચોરેલું' શબ્દનો અર્થ તો સમજાયો જ હશે. જે વિચાર કે આચાર જેની પાસેથી લીધેલ હોય તેનું નામ છુપાવીને તે પોતાની કૃતિ છે એમ બતાવવામાં આવે એ ચોરેલું ગણાય.

રસ્કિને ઘણું લખ્યું છે. તેમાંથી આ વખતે તો થોડુંક જ આપવા ઇચ્છું છું તે કહે છે કે મુદ્દલ અક્ષરજ્ઞાન ન હોય તેના કરતાં કંઈક પણ હોય તે સારું જ છે એમ કહેવાય છે તેમાં ગંભીર ભૂલ છે. રસ્કિનનો સ્પષ્ટ અભિપ્રાય એ છે કે જે ખરી છે, જે આત્માને ઓળખાવનારી છે તે જ કેળવણી છે અને તે જ લેવી જોઈએ. અને પછી તે કહે છે કે આ જગતમાં મનુષ્યમાત્રને ત્રણ પદાર્થોની અને ત્રણ ગુણની આવશ્યકતા છે. જે એ કેળવી ન જાણે એ જીવવાનો મંત્ર જ નથી જાણતો અને તેથી આ છ વસ્તુ કેળવણીના પાયારૂપ હોવી જોઈએ. તેથી મનુષ્યમાત્રે બચપણથી,— પછી તે બાળક હોય કે બાળા,— સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, અને સ્વચ્છ માટી કોને કહેવાં, તે કેવી રીતે રાખવાં, અને તેનો શો ઉપયોગ છે તે જાણવું જ જોઈએ. તેમ જ ત્રણ ગુણોમાં તેણે ગુણજ્ઞતા, આશા અને પ્રેમને ગણાવ્યાં છે. જેનામાં સત્યાદિને સારુ કદર નથી, જે સારી વસ્તુને ઓળખી નથી શકતા, તે પોતાના ગુમાનમાં ભમે છે અને આત્માનંદ પામી શકતા નથી. તેમ જ જેનામાં આશાવાદ નથી, એટલે જે ઈશ્વરી ન્યાયને વિષે શંકિત રહે છે, તેનું હૃદય કોઈ દિવસ પ્રફુલ્લિત નહીં રહી શકે. અને જેનામાં પ્રેમ નથી, એટલે અહિંસા નથી, જે જીવમાત્રને પોતાનાં કુટુંબી ગણી નથી શકતો તે જીવવાનો મંત્ર કદી સાધી ન શકે.

આ વસ્તુની ઉપર રસ્કિને પોતાની ચમત્કારી ભાષામાં બહુ લંબાણથી લખ્યું છે. એ તો વળી કોઈ વખતે હું આપણો સમાજ સમજી શકે એવી રીતે આપી શકું તો ઠીક જ છે. આજે તો આટલેથી જ સંતોષ માની લઉં છું. સાથે એટલું કહી દઉં કે જે આપણે આપણા ગ્રામ્ય શબ્દોમાં વિચારતા આવ્યા છીએ અને જેને આચારમાં મૂકવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ એ જ બધું લગભગ રસ્કિને પોતાની પ્રૌઢ અને ખેડાયેલી ભાષામાં અને અંગ્રેજી પ્રજા સમજી શકે એવી રીતે મૂક્યું છે. અહીં મેં સરખામણી બે જુદી ભાષાની નથી કરી, પણ બે ભાષાશાસ્ત્રીની કરી છે. રસ્કિનના ભાષાશાસ્ત્રના જ્ઞાનની સાથે મારા જેવા મુકાબલો ન કરી શકે. પણ એવો કાળ અવશ્ય આવશે કે જ્યારે ભાષામાત્રનો પ્રેમ વ્યાપક થશે; ત્યારે ભાષાની પાછળ ભેખ લેનારા શાસ્ત્રીઓ રસ્કિન જેવા નીકળી પડશે; ત્યારે તેઓ, જેવું પ્રભાવશાળી અંગ્રેજી રસ્કિને લખ્યું, તેવું પ્રભાવશાળી ગુજરાતી લખશે.

તા. ૨૮–૩–'૩૨
યરોડામંદિર

Painters, (મૉડર્ન પેન્ટર્સ,) Stones of Venice, (સ્ટોન્સ ઑફ વેનિસ) આદિ પુસ્તકો લખ્યાં. પછી એને લાગ્યું કે, સૌંદર્યની ઉપાસના એ સરસ વસ્તુ છે, પણ આસપાસ દુઃખ, દારિદ્ર્ય અને કુસંપ હોય ત્યાં સૌંદર્યને શી રીતે માણી શકાય? એટલે એણે પોતાની કલમ dipped in blood and tears લોહી અને આંસુમાં બોળી અને Unto this Last (અન્ટુ ધિસ લાસ્ટ)—'સર્વોદય' લખ્યું. જે ટીકા ટૉલ્સ્ટૉય ઉપર થઈ તે રસ્કિન ઉપર પણ થઈ." બાપુ કહે: "એ તુલના અમુક હદ પછી નથી ચાલતી. કારણ ટૉલ્સ્ટૉયે તો કલાજીવનને એટલે પોતાના ભૂતકાળને વખોડચો, તેનો ઇનકાર કર્યો, જ્યારે રસ્કિને તો પોતાના કળાજીવનના ઉપર Unto this Last (અન્ટુ ધિસ લાસ્ટ) અને ફૉર્સ (Fors) લખીને કળશ ચઢાવ્યો." મેં કહ્યું: "એ તો ટૉલ્સ્ટૉય વિપ્લવકારી હતો માટે એણે જીવનમાં પણ પરિવર્તન કર્યું. અને રસ્કિન વિચાર બતાવીને બેસી રહ્યો." બાપુ કહે: "એ તો મોટો ભેદ છે ના? ટૉલ્સ્ટૉયનું જીવનપરિવર્તન રસ્કિનમાં નથી." વલ્લભભાઈ કહે: "પણ આજે રસ્કિનનું નામ કોઈ વિલાયતમાં લેતું નથી ખરું ના?" બાપુ કહે: "હા, નથી લેતા, પણ રસ્કિન ભુલાય એમ નથી. એનો કાળ આવી રહ્યો છે. જેણે રસ્કિનને ન સાંભળ્યો અને તેને વિષે બેદરકાર રહ્યા તે રસ્કિન તરફ પાછા વળે એવો સમય આવી રહ્યો છે."

*　　　*　　　*

તિલકન નામના વિદ્યાર્થી જે આશ્રમમાં આવેલ છે તેને લખ્યું:

"Vanity is emptiness: Self-respect is substance. No one's self-respect is ever hurt except by self, vanity is always hurt from outside.

"In the phrase 'Seeing God face to face', 'face to face' is not to be taken literally. It is a matter of decided feeling. God is formless. He can therefore, only be seen by spiritual sight-vision."

"ફૂલણજીપણું—ગુમાન એ પોલું છે. સ્વમાન એ નક્કર છે. કોઈનું પણ સ્વમાન બીજાથી હણી શકાતું નથી. સ્વમાન હણાય તો તે પોતાનાથી જ હણાય છે. જ્યારે ગુમાનને હમેશાં બહારથી આઘાત લાગે છે, બીજા તેને હણી શકે છે.

"ઈશ્વરને સાક્ષાત્ જોવો એ પ્રયોગમાં 'સાક્ષાત્'નો અર્થ અક્ષરશઃ લેવાનો નથી. એ પ્રયોગ તો આપણી ભાવનાની નિશ્ચિતતા બતાવવા માટે છે. બાકી ઈશ્વર તો નિરાકાર છે. એ જોઈ શકાય તો આધ્યાત્મિક અંતર્દૃષ્ટિથી જ જોઈ શકાય."

બીજા એક કાગળમાં લખ્યું :

"જેમ એક વૃક્ષનાં પાંદડાં સાથે જ રહે છે તેમ સમાન આચાર-વિચારવાળા વિષે છે. એ સ્વાભાવિક આકર્ષણ છે.

"સાથી—સહકારી કરોડ હોઈ શકે. મિત્ર તો એક ઈશ્વર જ હોય. બીજી મિત્રતા ઈશ્વરની મિત્રતામાં વિઘ્નકારી છે એમ મારો અભિપ્રાય અને અનુભવ છે.

"કૃષ્ણ ભગવાન યોગબળથી કે બીજા બળથી ભૌતિક સાધન વિના આવજા કરતા એમ હું જાણતો કે માનતો નથી. ખરા યોગી વિભૂતિ માત્રનો ત્યાગ રાખે છે, કેમ કે તેનો યોગ કેવળ સાક્ષાત્કાર સાધવા સારુ છે. તેને હલકી વસ્તુને સારુ કેમ વટાવે?"

આ કાગળમાં વિભૂતિ શબ્દને બદલે સિદ્ધિ શબ્દ મેં સૂચવ્યો, તે ન સ્વીકાર્યો. સારી રીતે ચર્ચા કર્યા પછી એને વળગી રહ્યા. વિભૂતિમાં સિદ્ધિ આવી જાય છે. વિભૂતિનો ત્યાગ કરે એટલે વિભૂતિના ઉપયોગનો ત્યાગ કરે; અને ત્યાગ કરે એટલે એને વિષે સાવ અજાણ રહે. જેમ પાંપણ હાલ્યાં કરે છે તેને વિષે આપણે સાવ અજાણ રહીએ છીએ તેમ.

૨૯-૩-'૩૨

સેમ્યુઅલ હોરનું પુસ્તક 'ફોર્થ સીલ' પોતાના રશિયન અનુભવોનું છે. લડાઈ દરમ્યાન રશિયનનો અભ્યાસ એક વર્ષમાં કરીને એણે રશિયામાં દેશની સેવા ખાતર જવાની માગણી કરી અને ખાનગી ખબરખાતાના વડા તરીકે ગયો અને મૂલ્યવાન સેવા બજાવી. પુસ્તકમાં તે વેળાની સ્થિતિનાં અને પાત્રોનાં રસમય વર્ણનો છે. રશિયામાં દેશની યુદ્ધસામગ્રીની અવ્યવસ્થિતતા જોઈને એણે જે લખેલું છે તે ઇંગ્લંડ અને બીજા કોઈ પણ દેશ વચ્ચેનો ભેદ આજે પણ બતાવે છે. રશિયાનાં લશ્કરી ખાતાંઓની રેઢિયાળ ઑફિસો, અનેક રજાના દિવસો, અનિશ્ચિત સમયો વિષે વાત કરીને એ લખે છે :

"ચાલુ કામના દિવસોએ પણ ઘણા અમલદારો ઑફિસમાં વખતસર ન આવે એટલે રશિયન સાથીઓ સાથે મુલાકાતનો વખત ગોઠવવામાં મને બહુ મુશ્કેલી પડતી. દાખલા તરીકે, હું રશિયા પહોંચ્યો ત્યારે મને યાદ છે કે આખા સ્ટાફનો મુખ્ય ઑફિસર ક્વાર્ટર માસ્ટર જનરલ, તેને એવી જ ટેવ કે દરરોજ રાતે અગિયાર વાગ્યે ઑફિસમાં આવે અને બીજે દિવસે સવારે સાતઆઠ વાગ્યા સુધી કામ કરે. આપણા જેવાઓ જેમને દિવસે કામ કરવાની ટેવ હોય એમને તો આવા માણસો સાથે સહકાર કરવાનું બહુ મુશ્કેલ પડે. આ લોકોની આવી રીતભાત જોઈ આવી બધી વસ્તુઓ વિષે લંડનના મુખ્ય અમલદારો શું ધારે એવા વિચાર મને આવતા. આપણે

ત્યાંના જેવા પદ્ધતિસર કામ કરનારા અમલદારો, બરાબર પલોટાયેલા ટાઇપિસ્ટો, કાર્ડો ઉપરથી અનુક્રમણિકાઓ તૈયાર કરવામાં નિષ્ણાતો અને બીજો આખો ઑફિસ સ્ટાફ જેમની બાહોશીથી લંડનનું તંત્ર નમૂનારૂપ ગણાય છે, તેઓને આમની કામ કરવાની ઢંગધડા વગરની ટેવો જોઈ ને શા ખ્યાલ આવે? રશિયામાં હું જેમ વધારે રહ્યો તેમ મારો એ વિચાર જે ઘણા વખતથી મારા મનમાં ઘોળાયાં કરતો હતો, તે સ્પષ્ટ થતો ગયો કે આપણે જેટલી ઉત્કટતાથી આ યુદ્ધ લડી રહ્યા છીએ તેટલી ઉત્કટતાથી બીજો કોઈ દેશ લડતો નથી. ઑફિસનું રોજબરોજનું કામ પણ ખાતાંની વ્યવસ્થાને અભાવે વખતોવખત પૂરેપૂરું થંભી જતું. દાખલા તરીકે એક વખત એવું બન્યું કે જે તારનાં દોરડાં પરથી આપણા તારો જતા તે દસ દિવસ સુધી બગડેલા રહ્યા. આ દસે દિવસ હું તો રોજ અનેક તારો મોકલતો અને તે જતા નહીં; પણ શું બન્યું છે તે મને કહેવાનું પણ કોઈને સૂઝયું નહીં. મને લંડનથી તાર ન મળવા માંડ્યા એટલે છેવટે મને ચિંતા થવા લાગી. તપાસ કરતાં મને માલૂમ પડ્યું કે તારખાતાના અધિકારીએ આ માહિતી મને એટલા જ માટે નહીં આપેલી કે મારા તાર જતા નથી એવી મને ખબર પડે તો હું ચિંતા કરું."

રોજર કેસમેન્ટની વિચિત્રતાઓનું વર્ણન કરે છે: "છાંયડામાં પણ ૧૦૦ ડિગ્રી જેટલી ગરમી હોય તે વખતે આયર્લૅન્ડની હાથે કાંતેલી જાડામાં જાડી ખાદી પહેરે. મોજાં કે જોડાની તો વાત જ નહીં અને માની ન શકાય તેટલો મનસ્વી અને જક્કી." પછી લખે છે: "પણ તેના આ બધા વાયલપણા છતાં, ઘાતકીપણાને ધિક્કારનારી અને જુલમની સામે ઝૂઝનારી કેટલીક વિરલ વ્યક્તિઓની હારમાળામાં એ સ્થાન ભોગવે છે. એ વચ્ચે ન પડ્યો હોત તો કૉન્ગો અને પુટુમાયોમાં ચાલતા રબર માટેના જુલમોના ભવાડા બિનરોકટોક ચાલુ રહ્યા હોત અને ત્યાંના રાંક વતનીઓની રિબામણી અને કતલ ચાલુ રહી હોત. તેમાં કરુણ આટલું જ છે કે ૧૯મી સદીના આ ડૉન ક્વિક્ઝોટોનો એવો મત બંધાઈ ગયો હતો કે રબરના વેપારીઓ કૉન્ગોના પેલા વતનીઓ ઉપર જેવો જુલમ આચરતા તેવો જ જુલમ ઇંગ્લંડ આયર્લૅન્ડ ઉપર આચરી રહ્યું છે. પોતાના આ મનસ્તરંગને તેણે ધાર્મિક સિદ્ધાંત બનાવી મૂક્યો હતો અને તેથી એ એવે માર્ગે ચઢ્યો કે તેને રાજદ્રોહીને મોતે મરવું પડ્યું."

રશિયાના ઝારને માટે લખે છે: "એ માણસની સાથે વાતમાં મને તેઓ એક એવા વિનીત અને ધર્મભીરુ સજ્જન લાગેલા કે એવાને મારી નાખવાનો કોઈને ખ્યાલ પણ ન આવે. પણ તેની જાહેર કારકિર્દીના જે

પુરાવા મળી આવે છે તે ઉપરથી મને લાગે છે કે તેની સામે કાળાં કૃત્યો કરનારા તરીકે કેસ સાબિત કરી શકાય. તેણે પોતાના મિત્રોને હોમી દીધેલા, રાજકાજમાં ભાગ્યે જ કોઈ ઉદારવૃત્તિ તેણે દર્શાવી હોય, તેણે રાજ્યની નાવનું સુકાન બરાબર સંભાળ્યું નહીં અને નાવને ખરાબે ચઢાવ્યું. એમ છતાં, એના બધા દોષોનો સ્વીકાર કરતાં પણ, મારી તો ખાતરી છે કે એ સારો માણસ હતો અને આજના ઉતાવળિયા ફેંસલા સામે ઇતિહાસ જરૂર અપીલ નોંધાવશે. કારણ ઇતિહાસ હૃદયની અદાલત પાસે ન્યાય કરાવે છે અને એ અદાલતમાં પુરાવા તરીકે કૃત્યના જેટલું જ મહત્ત્વ ઇરાદાને પણ આપવામાં આવે. એણે પોતાના રશિયન મિત્રોને હોમી દીધા ખરા, પણ એણે પોતાના યુદ્ધમિત્રોનો કદી ત્યાગ કર્યો નથી. રાજપ્રકરણના ક્ષેત્રમાં તેણે અનેક ગુલાંટો ખાધી અને ખૂબ ગલ્લાંતલ્લાં કર્યાં, પણ પોતાના પુરાણા ધર્મને તે દૃઢતાથી વળગી રહ્યો અને ચળ્યો નહીં. એ પ્રેમાળ પિતા હતો, વફાદાર પતિ હતો, રાજનાં રોજબરોજનાં કામકાજનો ઢસરડો ખેંચવામાં અને વૈતરું કરવામાં તેણે થાકને ગણ્યો નથી. ઇતિહાસ તેને એક કમનસીબ રાજવી તરીકે સંભારશે, જેઓ શાંતિના વખતમાં શાન્તિપૂર્વક રાજ્યો ચલાવવાને સર્જાયા હોય છે, અને જેમના શુભ હેતુઓ અદમ્ય બળોના ઉત્પાત આગળ બેકાર બની જાય છે."

રશિયાની પ્રજા કેવી ધર્મદ છે તેનાં ચિત્રો હોરે પુષ્કળ આપ્યાં છે: "દેવળમાં રોજની માફક ખૂબ ભીડ હતી. દેવપૂજામાં દીવા બળતા હતા. તે સિવાય બધે અંધારું હતું. પણ પ્રાર્થના શરૂ થઈ એટલે સૌએ પોતપોતાની મીણબત્તીઓ સળગાવી. જોની અને મારા સિવાય કોઈની પાસે બાઇબલ નહોતી. આટલી ભીડમાં ચારપાંચ કલાક સુધી લોકો શી રીતે ઊભા રહી શકતા હતા તેની કલ્પના કરવી મુશ્કેલ છે. એક નનામીની આસપાસ ઊભા રહી સૌ પ્રાર્થના કરતા હતા.'' પછી એ રશિયાના પુરાણા ભાવિક ખ્રિસ્તીઓની વાત કરતાં એક ખેડૂતનું વર્ણન આપે છે: "પાસેની દુકાનમાંથી તેણે એક જ ભજનાવલિ ખરીદી. જાતજાતની ભજનાવલિઓ, સંતોના આશીર્વચનો તથા શાપવચનોથી ભરેલી હતી. ફિરસ્તાઓ તથા ભૂતોનાં વિચિત્ર ચિત્રો પણ પુષ્કળ હતાં. પુસ્તકો ચામડાંની બાંધણીવાળાં અને ઉઠાવદાર હતાં. રંગ તથા છપાઈમાં ઑક્સફર્ડ અને કેમ્બ્રિજનાં છાપખાનાંને જેબ આપે એવાં હતાં. અને કિંમતો પણ ભારે હતી. ઘેટાંની ચામડીના ડગલાવાળો એક ખેડૂત દુકાનમાં દાખલ થયો અને સંતવાણીનાં બે પુસ્તકો ખરીદવા તેણે પચાસ રૂબલ કાઢ્યા તે જોઈ હું તો આભો બની ગયો. મેં એને જરા વાતે વળગાડ્યો ત્યારે એણે કહ્યું કે, બે સુંદર

સચિત્ર પુસ્તકો ખરીદવા તે ઘણાં વર્ષોથી પૈસા બચાવ્યાં કરતો હતો. રશિયાના એક છેડેથી બીજે છેડે સુધી તદ્દન ભોળી શ્રદ્ધાવાળાં, અને કર્મઠ ધર્મનું કડકાઈથી પાલન કરનારાં આવાં કરોડો ભાવિક સ્ત્રીપુરુષો પડેલાં છે."

કૅપ્ટન કોની અને ઍડમિરલ કોલચેકનાં ચિત્રો જીવનથી તરવરે છે. એણે જાપાનમાં જીતેલી તલવાર બોલ્શેવિકો એની પાસે લેવા જાય છે અને એ દરિયામાં ફેંકી દે છે તેનું વર્ણન તથા એના મરણનું વર્ણન બહુ વાંચવા જેવું છે. નાટકનો છેલ્લો અંક ઇર્કુટ્સ્કમાં ભજવાયો. બોલ્શેવિકોએ ત્યાં મુકદ્દમો ચલાવવાનો તમાશો કર્યો. જે સાક્ષીઓના પુરાવા નોંધાયા છે તેમના શબ્દોમાં જ એનો હેવાલ હું આપીશ:

"....ઉપલી કોર્ટની તપાસમાં જજને પૂછવામાં આવ્યું, 'તમારી આગળ જુબાની આપતી વખતે તેના ચહેરા ઉપરના ભાવ કેવા હતા?'

ઉ૦ — યુદ્ધમાં હારેલા અને કેદી બનેલા સેનાપતિની અદાથી મારી આગળ તે ઊભો હતો. એની પોતાની દૃષ્ટિએ એ સંપૂર્ણ ગૌરવથી વર્તતો હતો. પોતાના કોઈ પણ મિત્રને તેણે ફસાવ્યો નથી."

જ્યારે એને મોતની સજા ફરમાવવામાં આવી ત્યારે અદાલતને એણે સવાલ પૂછ્યો: "ન્યાયની અદાલતનો આ ફેંસલો છે કે લશ્કરી દૃષ્ટિએ કરેલો હુકમ છે?" જ્યારે ગોળીબાર કરનારી ટુકડી આવી પહોંચી ત્યારે બરફ ઉપર પગના અંગૂઠાથી તેણે લખ્યું: "છેલ્લી સલામ." પછી એણે સિગાર સળગાવી અને મોતને ભેટવા તૈયાર થઈ ગયો.

જજે કબૂલ કર્યું: "આ બધો વખત તે વીરની માફક વર્ત્યો."

"જલ્લાદ આગળ પણ?"

"એમાં શો શક છે?"

તેના મરણસમાચાર મૉસ્કો પહોંચ્યા, ત્યાં એક રસ્તે જનારાએ એને વિષે કાંઈક અપમાનભર્યા શબ્દો ઉચ્ચાર્યા.

બીજો રસ્તે જનાર તેની સામે તડૂક્યો, "તમારે કોલચેકનું ભૂંડું ન બોલવું જોઈએ. એ આપણી સાથે લડ્યો અને તેને મારી નાખવો પડ્યો. પણ એ સુંદર માણસ હતો."

આંતરવિગ્રહ દરમ્યાન ગુજારવામાં આવેલા સિતમ બાબત તેની ઉપર બિનપાયાદાર આક્ષેપો મૂકવામાં આવ્યા ત્યારે તે ધસીને ફેંકી દેતાં લેનિન બોલેલો: "કોલચેકનો વાંક કાઢવો એ મૂર્ખતા છે. પ્રજાતંત્રનો આ બહુ બેહૂદો બચાવ કહેવાય. જે સાધનો એને મળી આવ્યાં તે સાધનો વડે કોલચેકે કામ કર્યું."

આ પછી રશિયાના ગ્રાન્ડ ડ્યુક સર્જની પત્ની અને હેસ ડાર્મસ્ટાટ (જર્મની)ની રાજકુંવરી ઇલિઝાબેથનું વર્ણન કરે છે, એ અપૂર્વ સુંદરતા-ભર્યું છે. એનો પિતા હેસ ડાર્મસ્ટાટનો ગ્રાંડ ડ્યુક ચોથો એ જર્મન અને માતા અંગ્રેજ — ઇંગ્લૅંડની રાણી વિક્ટોરિયાની દીકરી રાજકુંવરી એલિસ. એનાં માતાપિતાનું જીવન સુંદર, સરળ અને નિર્મળ હતું. રજવાડાના કરતાં એક સુશીલ કુટુંબના સંસ્કાર એનામાં નાખવાનો પ્રયત્ન માબાપોએ કર્યો હતો. તેઓ કુલ ચાર બહેનો હતી. તેમાંથી ઇલિઝાબેથ સને ૧૮૮૪માં રશિયાના ગ્રાંડ ડ્યુક સર્જને પરણી અને નાની બહેન ઝાર નિકોલસને પરણી. ગ્રાંડ ડ્યુક ઝારનો કાકો થાય. ઇલિઝાબેથને સેમ્યુઅલ હોર બે વાર મળેલો: એક વાર ગ્રાંડ ડ્યુક સર્જ મૉસ્કોનો ગવર્નર હતો ત્યારે મૉસ્કોની રાણી તરીકે અને બીજી વાર ભિક્ષુણી તરીકે, એક મઠની અધ્યક્ષા અથવા કુળમાતા તરીકે. "ગ્રાંડ ડચેસને મળીને બહાર આવતાં મને મનમાં થયું કે અમને કેવળ એક સંતનાં જ નહીં પણ ખ્રિસ્તી સમાજની ભારે સેવા કરનાર એક મહાવિભૂતિનાં દર્શન થયાં હતાં. ત્યાં ઇસ્પિતાલ, દવાખાનાં, અનાથાશ્રમો, શાળાઓ, ક્ષયના રોગીઓ માટેનાં આરોગ્યાલયો, નર્સોને તાલીમ આપવાનાં કેન્દ્રો, એવી અનેક સંસ્થાઓ આ ઉદાત્ત બાઈની પ્રેરણાથી અને તેની દેખરેખ નીચે ચાલતી.

"પણ શાથી એ રાજકુંવરી મટી ભિક્ષુણી બની? એનું લગ્ન સુખી હતું. ગ્રાંડ ડ્યુક સર્જનો પિતા ઝાર અલેક્ઝાંડર બીજો, એણે કિસાન-ગુલામો (Serfs)ને મુક્તિ આપી હતી અને એનું ખૂન કોઈ અરાજ્યવાદીથી થયેલું. પછી નિકોલસ ઝાર થયો ત્યારે એ મૉસ્કોનો ગવર્નર હતો. જાપાની લડાઈમાં હાર્યા પછી એણે નિકોલસને કહેલું કે પ્રજાથી હારીને કે પ્રજાના જોરને વશ થઈને નહીં પણ ઉદારતાના ચિહ્ન તરીકે પ્રજાને ધારાસભા આપો. રાજાએ એ સલાહ ન માની એટલે એણે રાજીનામું આપેલું. રાજીનામું આપીને એ મૉસ્કો છોડવાની તૈયારીમાં હતો, સરસામાન બધો સ્ટેશને રવાના થઈ ગયો હતો. ત્યાં એક ત્રાસવાદીએ આવી સર્જનું ખૂન કર્યું. આ ખૂન થયું ત્યારે ઇલિઝાબેથ તો મંચૂરિયાના લશ્કર માટે મૉસ્કોમાં ખોલવામાં આવેલા એક સેવાકેન્દ્ર પર જવાની તૈયારીમાં હતી. ત્યાં તો એણે ક્રેમલિનના રાજમહેલના એક ખંડની બારીઓ ધડાકા સાથે એક બૉમ્બથી ઊડતી સાંભળી. પોતાના પતિને એણે મરેલો જોયો. ગાડીના ચૂરેચૂરા થઈ ગયા હતા અને ગાડીવાન ઘાયલ થયો હતો."

સર્જનું ખૂન કેમ થયું, એના ખૂનમાં કોનું કાવતરું હતું એ બાબતની હૃદયવેધક વિગતો હોર આપે છે. આમાંનો એક ખૂની આઇઝેવ

હતો. એ રાજ્ય સામે ગુના કરવાની ઉશ્કેરણી કરવાના કામ માટે પોલીસખાતા તરફથી જ રોકાયેલો માણસ હતો. એક યાદ રાખવા-લાયક ફકરામાં હોર લખે છે: "ગુના કરવાની ઉશ્કેરણી કરનારા આવા નીચ બદમાશો હોતા હશે ખરા? આ જાતની પ્રવૃત્તિ એ જ શું ગુનાહિત અને ચસકેલાં મગજોની શોધ નથી? એમનાં કામ શેતાની કાવાદાવાવાળાં હોય છે. હેબતાઈ જવા જેટલું એમને જોખમ ખેડવાનું હોય છે. બદલો મળવાનો કશો ભરોસો નથી હોતો. એટલે આવા લોકો હસ્તી ધરાવી શકે એમ માનવાનું જ મારું દિલ તો ના પાડે છે. પોલીસખાતાએ શા માટે આવા માણસો રાખી ત્રાસજનક અત્યાચારોની ઉશ્કેરણી કરવી જોઈએ? પોલીસખાતામાં પોતાની લાગવગ વધારવાની આકાંક્ષામાંથી આવા બેધારી તલવાર જેવા સમાજદ્રોહીઓ પાકે છે, એ ખુલાસો મને વાજબી નથી લાગતો. આવા લોકો વહેલામોડા ખુલ્લા પડી ગયા વિના ન જ રહે. અને ધારો કે તેઓ ફાંસીએ જતાં અથવા કતલ થતાં બચી જાય તોપણ તેમને એવો તે શો મોટો અને કાયમી બદલો મળી જવાનો હતો, જેને લીધે એક યા બીજા પક્ષના ખોફનું જોખમ ખેડવા તેઓ તૈયાર થાય? આ સવાલોનો સંતોષકારક જવાબ મને કદી મળતો નથી. પરંતુ ભરોસાદાર પુરાવાથી મને એટલી ખાતરી તો થઈ છે કે આવા માણસો હસ્તી ધરાવે છે અને તેમનામાં સૌથી નામચીન આઇઝેવ હતો, જે હિચકારાની ઉશ્કેરણીથી ગ્રાંડ ડ્યુકનું ખૂન થયું.

"આ ખૂનમાં બીજા બે સાગરીતો હતા. એકનું નામ હતું કાલીવ. ઉત્સાહી, તરંગી, કવિ, મોટી ગંભીર આંખો, એક ખ્વાબી આદમીના મોં ઉપર હોય એવું સ્મિત — એવો એ જુવાનિયો આઇઝેવ જેવાની ભયંકર સોબતમાં ક્યાંથી પડ્યો? તેણે બૉમ્બ નાખેલો. ગરીબ અને શાન્તિપ્રિય ખાનદાનનો એ નબીરો હતો. એનો બાપ વૉર્સોમાં પોલીસ હતો. પોલીસ-ખાતામાં લાંચ નહીં ખાનારા બહુ થોડા હોય છે. તેમાંનો એ હતો. એના ભાઈઓ જાતમહેનત કરી પરસેવો પાડી ગુજરાન ચલાવનારા હતા. કાલીવ અને એનો ભાઈ યુનિવર્સિટીમાં દાખલ થયા. ત્યાંની યુનિવર્સિટીઓમાં અમુક ઘટનાઓની પરંપરા સામાન્ય રીતે ચાલતી. તેમાં એ ફસાયો. પહેલાં શક પરથી બરતરફી, પછી પોલીસની તકેદારી, પછી દેશનિકાલ, છેવટે ત્યાંથી છટકવું અને પશ્ચિમ યુરોપના છૂપા પ્રવાસો ખેડવા. આ ઘટનાપરંપરામાં એ પણ સપડાયો અને એની યુનિવર્સિટીની કારકિર્દી બરબાદ થઈ. તેના હૃદયમાં વેરનું શલ્ય ભોંકાયું. ધીમે ધીમે એ ક્રાંતિવાદીઓ તરફ ખેંચાતો ગયો અને છેવટે એમની કારોબારી સમિતિનો સૌથી આગળ પડતો કાર્યકર્તા

બન્યો. એ ધાર્મિક વૃત્તિનો હતો. પોતાના સાથીઓની નાસ્તિકતા પ્રત્યે તેની નાપસંદગી હતી. જોકે દુનિયાએ તેની સાથે કશી જ યારી નહોતી બતાવી, છતાં તેના દિલમાં કોઈ પણ પ્રત્યે અંગત રાગદ્વેષ નહોતો. એના સાથીઓ તો અનુકંપારહિત વિનાશના કાર્યક્રમમાં મચ્યા રહેતા, પરંતુ એને તો અરાજ્યવાદી એ નામનો પણ તિરસ્કાર હતો. એક વખત એના પતિની સાથે ગ્રાંડ ડચેસ ગાડીમાં બેઠેલી હતી તે વખતે એણે બૉમ્બ ન ફેંક્યો. સર્જને તે દ્વેષપાત્ર જાલિમ નહોતો ગણતો, પણ પોતાની સ્વપ્નસૃષ્ટિના માર્ગમાં તેને એક અંતરાયરૂપ માનતો હતો. એ પોતાના મિત્રોને કહેતો કે આપણે નવી ભાવનાના સુભટ છીએ, નવરચનાને માટે આપણે લડીએ છીએ, આપણે ભવિષ્યના ઘડવૈયા છીએ. સર્જ ભૂતકાળનો પ્રતિનિધિ હતો એટલે તેનો નાશ કરવો જ જોઈએ."

પછી ગ્રાંડ ડચેસ ઇલિઝાબેથ આ માણસને કેદખાનામાં મળવા જાય છે. એ દૃશ્ય તો કોઈ અપૂર્વ નાટકના દૃશ્યને પણ ઝાંખું પાડે એવું છે. ખૂન પછી ગ્રાંડ ડચેસ એને કેદખાનામાં મળવા ગઈ. એનો પતિ પુરાણી ધર્મરૂઢિઓને ચુસ્તપણે માનનારો હતો. એણે એને એવું શીખવ્યું હતું કે મરણ સમયે ઝેરવેરનો અંત લાવવો જોઈએ અને મરનારને ઈશ્વરનું ચિંતન કરવાની તક આપવામાં મદદ કરવી જોઈએ. એટલે ઇલિઝાબેથ પોતાના પતિનું ખૂન કરનારને જેલમાં મળવા ગઈ અને તેની સાથે એણે ભાવપૂર્ણ હૃદયે વાતો કરી. કોઈ વધુ હૃદયદ્રાવક મુલાકાત બીજી હોઈ શકે ખરી? એક બાજુએ ઊંચા કુળની એક સુંદર વિધવા પોતાના પતિના ખૂનીને પશ્ચાત્તાપ કરવા વીનવી રહી છે, તેના હાથમાં બાઇબલ મૂકે છે અને ખ્રિસ્તી દયાધર્મનો તેને ઉપદેશ કરે છે. બીજી બાજુએ એક વિપ્લવવાદી ખ્વાબી જુવાનિયો છે. પોતે એક વિધિનિર્મિત કાર્ય પાર પાડયું છે એવો એનો દૃઢ વિશ્વાસ છે. પોતે જે લોહી વહેવડાવ્યું છે અને જે આહુતિ આપવા પોતે સજ્જ થઈને બેઠો છે તેને પરિણામે દુનિયાને વધુ સારી તે બનાવી જાય છે, એવી એને ખાતરી છે.

કેદખાનામાંની કોટડીનું બારણું ઊઘડયું અને ગ્રાંડ ડચેસ અંદર એકલી દાખલ થઈ. આશ્ચર્ય પામેલે ચહેરે કાલીવે પોતાના મુલાકાતીને પૂછ્યું: "તમે કોણ છો? અને શા માટે આવ્યાં છો?"

**ઇલિઝાબેથ:** "હું ગ્રાંડ ડ્યુકની વિધવા. ભલા, તારો એમણે શો અપરાધ કર્યો હતો?"

કાલીવ : "મારે તમારું ખૂન કરવું નહોતું. મારા હાથમાં બૉમ્બ સાથે મેં ઘણી વાર તમને તમારા પતિ સાથે જોયેલાં, પણ તમે સાથે હો એટલે મેં બૉમ્બ નાખેલો નહીં."

ઇલિઝાબેથ : "પણ ભલા, તને એમ ન થયું કે એનું ખૂન કરતાં તું મને પણ મારી જ રહ્યો હતો? એ નિર્દોષને મારતાં તારા હૃદયમાં જરાયે અરેરાટી ન છૂટી? પણ થયું તે થયું. હવે તારું મરણ નજીક છે. તું પશ્ચાત્તાપ કર. પ્રભુની દયા યાચ, તારે માટે આ બાઇબલ લાવી છું."

ઇલિઝાબેથે એના હાથમાં બાઇબલ મૂકયું ત્યારે તેના પતિનું ખૂન કરનારે ઇલિઝાબેથના હાથમાં પોતાની ડાયરી મૂકી અને કહ્યું : "હું બાઇબલ વાંચીશ. તમે મારી ડાયરી વાંચજો. એ ડાયરીમાં મારે ખૂન કેમ કરવું પડયું, અમારા ધ્યેયની આડે આવનારાઓનો નાશ કરવાની પ્રતિજ્ઞા મેં કેવી રીતે લીધી અને પાળી એ તમે જોશો."

બન્નેએ એકબીજાની વિદાય લીધી. પેલો જુવાન અડગ હૈયે મોતને ભેટયો. બન્ને વચ્ચે — ખૂની અને તેના બલિની વચ્ચે — બાહ્ય દૃષ્ટિએ મોટો દરિયો પડેલો દેખાય. પણ કદાચ એ ખૂનીના અંતરમાં — કારણ એ નાસ્તિક નહોતો — પેલી ખ્રિસ્તી બાઈ જે એને પશ્ચાત્તાપ કરવાનું કહેતી હતી તેની સાથે વધારે ગાઢ સમભાવ હતો.

એ યુવકે ન્યાયાધીશ આગળ કહ્યું : "મારે કશો બચાવ કરવાનો નથી. મેં ગ્રાંડ ડયૂકની વિધવા આગળ મારું હૃદય ખોલીને વાત કરી છે. એ પોતે જ એની સાક્ષી પૂરશે."

હવે એક ત્રીજા ત્રાસવાદીનું ચિત્ર જુઓ. જે માણસે આવાં ચિત્રો ખેંચ્યાં છે તે બંગાળને નહીં સમજી શકતો હોય?

"આ ભેદી માણસ — બોરિસ સાવિયાકોવ કરતાં વધારે ઊંડી છાપ મારા દિલ ઉપર બીજા કોઈએ પાડી નથી. એ પ્રખર વિચારક હતો. એની દલીલ આગળ રૂઢ રીતરિવાજો, પ્રચલિત વિચારપ્રણાલિકાઓ વગેરેના ભાંગીને ભુક્કા થઈ જતા. એ હૃદયવેધક લેખક હતો. વાંચનારાના દિલમાં અલૌકિક ભાવોની ભૂતાવળ જગાવી શકતો. એ અડંગ સાહસિક હતો. ગમે તેવાં ભયંકર કાવતરાંમાં એ આગેવાન હોય. એવા આ અક્લાંત યોજકના જાદુની સામે બહુ થોડા ટકી શકતા. એનો ભાઈ સાવિનકોર તથા એ, સેન્ટ પિટર્સબર્ગની યુનિવર્સિટીમાં ભણતા. ત્યાંથી એ બન્નેને બીજા ઘણાઓની સાથે કઝાન ચોકમાં રાજ્યવિરોધી દેખાવો કરવા માટે પોલીસે પકડયા. લંડનના વિદ્યાર્થીઓ સ્ટ્રેન્ડ આગળથી પોકારો કરતા ઘણી વાર જાય છે તેથી વિશેષ કશું આ જુવાનોએ કર્યું ન હતું. પણ સેન્ટ પિટર્સબર્ગમાં તો આવા

હસવામાંથી ખસવું થઈ ગયું. એ યુવાનોનો બાપ ન્યાયાધીશ હતો. તેને નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો અને એ ગાંડો થઈને મરી ગયો. મોટાભાઈને સાઇબિરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યો, જ્યાં એણે આપઘાત કર્યો. બોરિસ જેલખાનામાંથી નાસી છૂટીને ફાંસીમાંથી બચવા પામ્યો. જરાક મોટું ટોળું ભેગું થયું, થોડો ઘોંઘાટ થયો અને બે યુનિવર્સિટી વિદ્યાર્થીઓએ ઉદ્દંડતા બતાવી, તેમાંથી એક સુખી કુટુંબ દયામાયાવિહીન ચક્કરમાં સપડાઈ ગયું! એક દીકરો બચ્યો તે દિલમાં ઝેર અને હાથમાં બૉમ્બ સાથે રસ્તે ભટકતો થઈ ગયો. . . . દસ વરસ સુધી કેટલાંયે ભયંકર કાવતરાંઓમાં એનું નામ સંડોવાયાં કર્યું. વર્ષો વીતતાં કાવતરાંમાંના પોતાના સાથીઓના રૂઢ થઈ ગયેલા પોપટિયા શબ્દોથી તેનું તેજ અને સૂક્ષ્મ લાગણીવાળું ચિત્ત અસ્વસ્થ થઈ ગયું. એણે પોતાની જાતને પૂછવા માંડ્યું કે આ ખૂનખરાબીથી શું વળે? હિંસા કરવી એ વાજબી છે કે વાજબી નથી? જો હિંસા વાજબી હોય તો યુદ્ધમાં સામા માણસને મારવો અને ખૂન કરવું એ બેમાં કશો તફાવત છે ખરો? જો હિંસા વાજબી ન હોય, તો પછી યુદ્ધો, સામાન્ય ખૂનો અને ગ્રાંડ ડ્યૂકોના જાન લેવા એ બધું સરખું જ ખોટું ગણાયને? પોતાની આ શંકાઓ અને પોતાનાં હૃદયમંથનો એણે પોતે જ પોતાનાં બે વિલક્ષણ પુસ્તકો 'ધ પેલ હૉર્સ' (The Pale Horse) અને 'ધ ટેલ ઑફ વૉટ વૉઝ નૉટ' (The Tale of What was Not) એમાં બહુ આબેહૂબ વર્ણવ્યાં છે. ગ્રાંડ ડ્યૂકના ખૂન વખતે એ માણસ આ મંથન-માંથી જ પસાર થઈ રહેલો હતો. ઘણા રશિયન વિપ્લવવાદીઓની માફક તે પણ વિનીત બનતો જતો હતો. . . . પછી તો તેણે પોતાનું તમામ બળ બોલ્શેવિક ચળવળની સામે વાપરવા માંડ્યું. આ માણસ હોરની ટ્રેનમાં એક વાર હતો. એ જ તરવરાટ, એ જ લાગણીની સૂક્ષ્મતા, એ જ બુદ્ધિનો ચમકાર અને એ જ, એક વિષયમાંથી બીજા વિષયમાં પ્રવેશ કરવાનું લગભગ બિલાડીના જેવું ચાપલ્ય. પાછળથી કોઈ સ્ત્રીએ એને ભોળવ્યો. રશિયા ગયો. ત્યાં કેસ ચાલ્યો. એણે પોતાના આગલા સાથીઓને ફસાવ્યા, અને પોતે સોવિયેટના વિરોધી હોવા નાકબૂલ કર્યું. છેવટે કેદખાનાની બારીમાંથી પડતું મૂકી એણે આપઘાત કર્યો. આ વિચિત્ર કથા એને સારામાં સારી રીતે ઓળખનારાના પણ માન્યામાં આવતી નથી." આટલી વાત કરીને હોર પાછા ઇલિઝાબેથની વાત પર આવે છે. "એણે પોતાનાં ઘરેણાંગાંઠાં—લગ્નના મંગળસૂત્રરૂપ વીંટી સુધ્ધાં વેચી નાખ્યાં. તેમાંથી ત્રીજો ભાગ રાજ્યને આપ્યો, ત્રીજો ભાગ સગાંવહાલાંને આપ્યો અને ત્રીજો ભાગ ધર્મકાર્યોને માટે—ઇસ્પિતાલ, દવાખાનાં, અનાથાશ્રમો,

શાળાઓ, ક્ષયરોગીઓને માટે આરોગ્યાલયો ૪૦ ને માટે—આપ્યો. પોતે રાજમહેલ છોડ્યો. બ્રહ્મચારિણીઓનો એક સેવાશ્રમ સ્થાપ્યો અને તેમાં રહેવા ગઈ. એની સંસ્થા અસાધારણ બની. સામાન્ય રીતે આવા આશ્રમોમાં જોડાનારાં પાઠપૂજા, ધ્યાન, જપ, તપ, વ્રત, ઉપવાસ, એવામાં જ મશગૂલ રહે છે. ઇલિઝાબેથે પોતાના આશ્રમમાં આ વસ્તુઓના કડક પાલન ઉપર ભાર મૂક્યો ખરો, પણ તેની સાથે સમાજસેવાની પ્રવૃત્તિઓ ઉપર પણ એટલો જ ભાર મૂક્યો. આશ્રમમાં સેંકડો બહેનો જોડાઈ. તેમાંથી વીસેક બહેનોએ તો આજીવન બ્રહ્મચર્યની દીક્ષા લીધી. બીજી આશ્રમવાસ પર્યંતની દીક્ષાવાળી બની. આ આશ્રમવાસિનીઓમાં રાજકુંવરીઓ હતી, કેળવાયેલાં કુટુંબોની સ્ત્રીઓ હતી અને ખેડૂતવર્ગમાંથી પણ હતી. એક જુવાન ખેડૂત સ્ત્રી તો જપાની યુદ્ધમાં સિપાહીના વેશમાં લડી હતી અને તેને ચાંદ મળ્યો હતો. આ સેવાશ્રમનું કામ ખૂબ ચાલ્યું. એમનું કામ એવું તો બોલી રહ્યું કે અનેક ઠેકાણેથી નર્સોને માટે આ આશ્રમમાંથી માગણી થતી. એમની ઇસ્પિતાલમાં કઠણમાં કઠણ કેસો આવતા. ઇલિઝાબેથ શ્રેષ્ઠ નર્સ ગણાતી. એનો અનાથાશ્રમ વિભાગ આખા યુરોપમાં ઉત્કૃષ્ટ ગણાતો. એના નિભાવ માટે દાનની રેલ ચાલતી.

જ્યારે એ વાત જાહેર થઈ કે ક્ષયના અસાધ્ય ગણાતા છેક ગરીબ વર્ગના દરદીઓ માટે ઇલિઝાબેથે આશ્રમ સ્થાપ્યો છે અને મરવા પડેલા દરદીઓની તે રોજ મુલાકાત લે છે, ત્યારે તેના એ કામથી મૉસ્કોના સમાજનો આત્મા પણ જાગ્રત થયો. એના છેક નજીકના મિત્રોએ મને કહેલું કે એનું સુંદર ચારિત્ર્ય, એના અહર્નિશ ચાલતા જપતપ અને ધ્યાનધારણા વગેરેથી વધુ તેજસ્વી બન્યું હતું. દિવસના અનેક વ્યવસાયોથી પરવારીને રાતનો મોટો ભાગ તે ધ્યાન અને ભજનમાં નિર્ગમન કરતી. ઘડી બે ઘડી નિદ્રા લેતી તે ગાદી વિનાનાં પાટિયાં ઉપર. આહારમાં માંસાદિ તો કેટલોય કાળ થયાં તેણે છોડ્યાં હતાં. તેના જીવનમાં તેણે ભક્તિયોગ અને કર્મયોગનો સુમેળ સાધ્યો હતો.

લડાઈ દરમ્યાન એણે આ સંસ્થાની પ્રવૃત્તિ પ્રસંગોચિત સેવા તરફ વાળી. ઘાયલો માટે મળતાં દાનમાંથી પૈસા ખવાઈ જાય છે એમ જાણવામાં આવતાં દરેક દાતાને રસીદ મોકલવાની રીત એણે આગ્રહપૂર્વક પાડી. એ તો જપાની લડાઈ વખતના એના અનુભવનો ઉપયોગ એણે ૧૯૧૪માં પૂરેપૂરો કર્યો. પણ એની જિંદગીની આકરામાં આકરી કસોટી હજી હવે થવાની હતી. આપણે જોઈ ગયા છીએ કે એ જર્મન રજવાડાની કુંવરી હતી. એટલે ૧૯૧૫માં જર્મનવિરોધી મવાલીઓનું ધ્યાન એની સંસ્થા

તરફ ગયું. ત્યાં રશિયાને માટે દરેક પ્રકારનું યુદ્ધકાર્ય થતું હતું. છતાં એની સંસ્થાને દુશ્મન પ્રવૃત્તિનું કેન્દ્ર માનવામાં આવ્યું. એક વાર મવાલીઓનું એક ટોળું આશ્રમને બાળવા માટે ચઢી આવ્યું. મૉસ્કોના મેયર ત્યાં જઈ પહોંચ્યા અને મવાલીઓને સંસ્થા બાળતા અટકાવ્યા. એની બહેન ઝારની રાણી હતી. તેને એ હંમેશાં સારી સલાહ આપતી. પણ એ રાસ્પુટીનના પંજામાં ફસાઈ હતી. એની સલાહનો એણે જોઈએ તેવો લાભ ન લીધો. પછી તો બે બહેનોનો ઝાઝો મેળાપ ન થતો.

૧૯૧૭માં જ્યારે વિપ્લવ ફાટી નીકળ્યો ત્યારે મૉસ્કોના મવાલીઓને ફરી પાછી ઘૂમરી ચડી આવી. તોડેલાં કેદખાનાંમાંથી છૂટેલા કેદીઓ અને બીજા મવાલીઓ એને જર્મન જાસૂસ તરીકે પકડવા એની સંસ્થાને ઘેરી વળ્યા. એ ભલી બાઈ બહાર આવીને પેલાં ટોળાં સામે ઊભી રહી અને એમને કહેવા લાગી કે "તમારે શું જોઈએ છે? જે જોઈતું હોય તે અંદર આવીને લઈ જાઓ. અહીં કશાં હથિયાર, દારૂગોળો કે જાસૂસોને સંતાડેલા નથી. હોય તો શોધી કાઢો અને સુખેથી લઈ જાઓ. પણ ખબરદાર, પાંચ માણસથી વધારેએ અંદર પેસવાનું નથી."

ટોળાંએ સામા પોકાર કર્યા: "અમારે કશું સાંભળવું નથી. અમારે તો તમને પકડવાં છે. ચાલો અમારી સાથે."

ઇલિઝાબેથે સ્વસ્થ ચિત્તે ઉત્તર વાળ્યો: "હું આવવા તૈયાર છું. પણ આ સંસ્થાની હું કુળમાતા છું. એટલે મારે બધા કામકાજની રીતસર સુપરત કરી દેવી જોઈએ."

આમ કહીને બધી બહેનોને પ્રાર્થનામંદિરમાં ભેગા થવાનું કહ્યું. પેલા ટોળામાંથી પાંચ જણાને હથિયાર બહાર રાખીને અંદર આવવા દીધા. એમને ઈશુના ક્રૂસ પાસે લઈ ગઈ. તેઓ મંત્રમુગ્ધ જેવા એ જ્યાં લઈ ગઈ ત્યાં ગયા અને બાઈની સાથે ક્રૂસ આગળ પગે પડ્યા. પછી બાઈએ તેમને કહ્યું "હવે જોઈએ તે શોધી લો અને લઈ જાઓ." પેલાઓએ આમતેમ ખોળાફંફોળા કર્યા અને પછી બહાર નીકળીને કહ્યું, "અરે, આ તો ઠાલો એક આશ્રમ છે આશ્રમ. બીજું કશું જ અહીં નથી."

આ વાવાઝોડું તો આવ્યું અને ગયું. રશિયામાં ઝારના ભાગી ગયા પછી પ્રજાએ સત્તા હાથમાં લીધી હતી. પણ જે પક્ષના હાથમાં સત્તા હતી તેનાથી પ્રજામાંના બીજા ઉગ્ર પક્ષને સંતોષ નહોતો. એટલે પ્રથમ પક્ષવાળા જેમણે કામચલાઉ રાજ્યસત્તા સ્થાપી હતી તેઓ ઇલિઝાબેથને આવીને કહેવા લાગ્યા, "પ્રજા પાગલ બની છે અને તમારે જો બચવું હોય તો આશ્રમ છોડી ક્રેમલિનના રાજમહેલમાં ચાલો. ત્યાં તમે વધુ સુરક્ષિત રહેશો."

પરંતુ ઇલિઝાબેથે તો પાકા નિશ્ચય સાથે પોતાનું જીવન સેવામાં અર્પણ કર્યું હતું. એટલે તેણે આશ્રમમાંથી ચસવાની ના પાડી. તેણે કહ્યું, "મેં રાજમહેલ છોડયો છે તે આવા વિપ્લવવાદીઓની સામે એ મહેલનો પાછો આશ્રય લેવાને માટે નહીં. તમે મારા આશ્રમનું રક્ષણ ન કરી શકો તો એને ઈશ્વર ઉપર છોડો."

આમ દાવાનળ સળગ્યો હતો છતાં ઘાયલ સિપાહીઓની સારવાર કરવાનું, મરવા પડેલી વૃદ્ધ બાઈઓને આશ્વાસન આપવાનું, ગરીબોને રાહત આપવાનું અને બાકીના વખતમાં ભજનકીર્તનનું એનું કામ એણે ચાલુ જ રાખ્યું. બીજી બાજુ બોલ્શેવિકો પેલી કામચલાઉ સરકારને તોડી પાડવાની પેરવી કરી રહ્યા હતા. તે વેળા તેણે એક મિત્રને કાગળ લખ્યો તેમાં જણાવ્યું :

"આવે સમયે જ ઈશ્વરશ્રદ્ધાની સાચી કસોટી થાય છે. એવી કસોટીમાં પણ શાંત અને પ્રસન્ન રહેનાર જ કહી શકે છે કે 'પ્રભુ, તારું ધાર્યું થાઓ.' આપણા વહાલા રશિયાની આસપાસ વિનાશ સિવાય બીજું કશું દેખાતું નથી. તેમ છતાં મારી શ્રદ્ધા અચળ છે કે આવી કસોટીએ કસનાર રુદ્ર ઈશ્વર અને દયાળુ કૃપાનિધાન ઈશ્વર એ એક જ છે. મોટા તોફાનની કલ્પના કરોની! તેમાં પણ ભયાનકની સાથે ભવ્ય અંશો હોય છે જ ને? કેટલાક રક્ષણ માટે નાસભાગ કરે છે, કેટલાક તેમાં ડરના માર્યા જ મરણ પામે છે, જ્યારે કેટલાક એ મહા તોફાનમાં પણ ઈશ્વરની મહત્તાનાં દર્શન કરે છે. આજે આપણી આસપાસ એવું જ તોફાન નથી ચાલી રહ્યું? અમે તો કામ, સેવા, અને પ્રાર્થનામાં રત છીએ. અમારી આશા અખંડ છે. રોજ ને રોજ બનતી આ સઘળી ઘટનાઓમાં અમે તો ભગવાનની દયાનું જ દર્શન કરી રહ્યાં છીએ. આવે કાળે પણ આશા રાખતાં જીવી રહ્યાં છીએ એ જ એક ચમત્કાર નથી?"

છેવટે બોલ્શેવિકોનો વિજય થયો એટલે થોડા દિવસ પછી લાલ લશ્કરની એના આશ્રમ ઉપર ચડાઈ આવી. લશ્કરના વડાએ હુકમ કર્યો કે શાહી કુટુંબ સાથે ઇકટેરિનબર્ગ ભેગાં થવાને ચાલો. એણે આશ્રમની બધી બહેનોને મળી લેવાની રજા માગી. પણ રજા ન મળી. એક બીજી બહેન સાથે એને ઉપાડીને ટ્રેનમાં મૂકવામાં આવી. રસ્તેથી એણે આશ્રમની બહેનો પર વિદાયનો કાગળ લખ્યો. ઇકટેરિનબર્ગમાં ઝાર અને ઝરીના સાથે એને થોડાક દિવસ કેદ રાખવામાં આવી. ત્યાંથી પાછી પેલી બહેન સાથે એને પણ લઈ જવામાં આવી. રાજકુટુંબનાં બીજાં બધાં માણસોનો એને ત્યાં મેળો થયો. સૌ કેદી હતાં. ખાવાપીવાના અને પહેરવાઓઢવાના

સાંસો હતા. એ બાપડાં સઘળાં મરણની રાહ જોઈને જ બેઠાં હતાં. ૧૭મી જુલાઈએ ઇકેટેરિનબર્ગમાં ઝારઝરીનાનું ખૂન થયું. ૧૮ મીએ બોલ્શેવિક જલ્લાદો ડ્યૂસ અને રાજકુંવરોની આસપાસ ફરી વળ્યા. સઘળાંની આંખે પાટા બાંધવામાં આવ્યા. અને નજદીકમાં લોઢાના કાટનો ઢગલો પડ્યો હતો તેમાં બધાંને નાખવામાં આવ્યાં. કોકે એમાં સુરંગ મૂકી અને ઘડીકમાં ભડાકો થતાં સૌના ચૂરેચૂરા ઊડી ગયા. પેલા ઢગલા ઉપર નંખાતી વખતે ઇલિઝાબેથે જે શબ્દો ઉચ્ચાર્યા તે દૂર ઊભેલા એક ખેડૂતના સાંભળવામાં આવ્યા : 'ભગવાન, એ લોકોને ક્ષમા કર. તેઓ શું કરી રહ્યા છે તેનું એમને ભાન નથી.'"

૩૦-૩-'૩૨

આજે સવારે ફરતાં ફરતાં એક મુસ્લિમ નેતાની વાત નીકળી. વલ્લભભાઈ કહે: "એ પણ ક્રોકટીને વખતે મુસલમાન બની ગયા હતા. એમને માટે જુદું રાહત ફંડ માગતા હતા, એને માટે જુદી અપીલ કરાવવા માગતા હતા." બાપુ કહે: "એમાં એનો વાંક નથી. આપણે એવા સંજોગો ઊભા કરીએ છીએ એટલે એ શું કરે? આપણે એમને માટે શું રાખ્યું છે? જેમ અંત્યજોને ગણીએ એમ ઘણે ઠેકાણે એમને ગણીએ છીએ. અમતુલને મારે દેવલાલી મોકલવી હોય તો હું એને . . . પાસે મોકલી શકું? ખરી વાત તો એ છે કે આપણે આ ભાટિયા સેનિટેરિયમ, જ્યાં બધા જઈને ન રહી શકે—જ્યાં અમતુલ ન જઈ શકે—ત્યાં જવું ન જોઈએ. એ વસ્તુ તો ક્યારે ટળે કે જ્યારે હિંદુઓ આગળ પડીને પગલું લે. આજે તો બે કોમની વચ્ચેનું અંતર વધતું જાય છે. પણ તે અંતર તો તો જ ઘટશે જો હિંદુઓ જાગ્રત થઈ જશે અને પોતાના વાડા તોડશે. એક કાળ એવો હશે કે જે વારે આ બધી સંકુચિત વસ્તુઓ જરૂરની હશે. આજે એની જરૂર નથી." વલ્લભભાઈ કહે: "પણ એ લોકોના રીતરિવાજ જુદા, એ માંસાહારી, આપણે શાકાહારી, શી રીતે મેળ ખાય?" બાપુ: "ના ભાઈ, ગુજરાત સિવાય બીજે ક્યાં હિંદુ શાકાહારી છે? પંજાબ, યુક્ત પ્રાંતો, સિંધમાં તો બધા માંસાહારી કહેવાય. . . . આજે તો બધું તાવણીમાં તવાઈ રહ્યું છે. જે થાય તે ખરું. કુશળ જ થવાનું છે એવો વિશ્વાસ રાખીએ."

સિવિલ સર્જન આજે બાપુને જોવા આવ્યા હતા. જાણે એ પણ ઉપકાર કરવા આવતો હોય એવી રીતે આવીને બાપુની છાતી ઉપર ભૂંગળી મૂકી અને કહે: "મારી છાતી આવી સારી હોય તો હું તો ફૂલ્યો ન સમાઉં" બસ એટલું કહીને આગળ ચાલ્યો. બાપુએ પોતાના હાથની ઘૂંટીના અને

આંગળીના દર્દની વાત જ ન કરી. મારો પગ જોયો પણ એની પાસે કશી સૂચના નહોતી. વેડ ઉતારવા આવ્યો હોય તેમ લાગ્યું. ભાગ્યે જ કોઈ સિવિલ સર્જન બાપુની સાથે વાતો કરવાની લાલચ છોડીને આમ ચાલ્યો જતો હશે. આ માણસનો કેટલો મોટો સંયમ!

જૉન ઍન્ડર્સન બધાનાં સર્ટિફિકેટ લઈને આવ્યો છે. લાસ્કીના એને વિષેના ઉદ્‌ગારો બાપુને બતાવ્યા. બાપુ કહે: "સાચું હશે. જો એ માણસ એવો હોય તો બંગાળને વશ કરી લેશે. સુભાષ, સેનગુપ્તા વગેરેને સમજાવશે. અને કોંગ્રેસની અવગણના કરશે. પંજાબમાં પણ એવું થશે એમ મને તો લાગે છે. આખા હિંદુસ્તાનને વિષે એકી સાથે શાંતિ સ્થપાય એવું મને નથી દેખાતું. એક એક પ્રાંત જ એ લોકો શાંત કરતા જશે એવી મારી કલ્પના છે."

* * *

ઓટલા ઉપર સૂવાને બદલે બાપુએ મને બહાર સૂવાની આજથી ફરજ પાડી અને મારે માટે મેજર પાસેથી ખાટલો માગ્યો.

મેજર આજે બહેનોના સંબંધમાં કહે: "ત્રીસચાલીસ બહેનો આપને લખવા માગે એનું હવે શું થાય? પોતાનું નામ લખી મોકલે તો ન ચાલે?" બાપુ કહે: "કહેતા હોય તો હું એમને કહું કે બેચાર લીટીથી સંતોષ માનજો, લાંબું ન લખજો, તો? એ લોકોને બેચાર લીટી લખીને જે સંતોષ વળે તે શા સારુ અટકાવો છો? એ તો બાપડી સૌ ગરીબડીઓ છે."

**૨૧-૩-'૩૨**

આજે 'લીડર'નો 'લંડન લેટર' સરસ હતો. સામાન્ય રીતે પોલાક મોળું મોળું લખે છે, પણ આ વખતે હિંદુસ્તાનની ઘટના ઉપર એણે ઠીક ઝીકઝીને લખ્યું છે. બાને 'સી' ક્લાસ મળ્યો, પછી 'એ' મળ્યો અને કરાંચીની એક ૮૦ વરસની બાઈને પકડી, એની ઉપર એણે સારું લખ્યું છે. 'બા' તો ગાંધીની પત્ની હતાં એટલે એને 'સી' બદલીને 'એ'માં મૂક્યાં, નહીં તો ૬૦ વરસની બીજી કોઈ ઓરત તો 'સી'માં જ રહેત ને? એ એની દલીલ સરસ છે. પણ સૌથી સરસ તો એ છે કે સેમ્યુઅલ હોરને માટે એ લખે છે કે હિંદુસ્તાનમાં આ ચાલી રહ્યું છે ત્યારે સેમ્યુઅલ 'સ્કેટ' કરે છે! સંઘ અને ભસતાં કૂતરાંનું એનું રૂપક એના પર જ સામું ન ઊછળે પણ અહીંનો સંઘ છેક એટલો ન ચાલ્યો જાય કે પછી કશું સુધારવાપણું ન રહે અને કૂતરાં ભસતાં રહી જાય એ જોજો — એમ કહીને એણે હોરને 'સાવધાન' કર્યું છે.

બાપુ કહે: "બસ આ તો ફિરોજશાહ મહેતાના જેવું થયું. એને દક્ષિણ આફ્રિકાની લડતને માટે કશી પડી નહોતી, પણ જ્યારે બાને

પકડ્યાની ખબર સાંભળી ત્યારે એ ધગી ગયા અને ટાઉન હૉલનું પ્રસિદ્ધ ભાષણ કરેલું. પોલાકનાથી આનું સહન ન થયું એટલે આ લખ્યું છે."

વલ્લભભાઈ: "આનું તો કોઈને પણ લાગે તેમ છે. બા તો અહિંસાની મૂર્તિ છે. એવી અહિંસાની છાપ મેં બીજી કોઈ સ્ત્રીના મુખ ઉપર જોઈ નથી. એમની અપાર નમ્રતા, એમની સરળતા, કોઈને પણ હેરત પમાડે તેવાં છે."

બાપુ: "સાચી વાત છે વલ્લભભાઈ. પણ મને બાનો સૌથી મોટો ગુણ એની હિંમત અને બહાદુરી લાગે છે. એ આડાઈ કરે, ક્રોધ કરે, અદેખાઈ કરે, પણ એ બધું જાણ્યા પછી આખરે દક્ષિણ આફ્રિકાથી આજ સુધીની એની કારકિર્દી લઈએ તો એની બહાદુરી શેષ રહે છે."

સવારે 'આત્મકથા'ની સંક્ષિપ્ત આવૃત્તિનાં પ્રૂફ તપાસતાં મેં બાપુને પૂછ્યું: "તમારી માતાનાં કઠણ વ્રતો: એકાદશી, ચાતુર્માસ, ચાંદ્રાયણ વગેરેની વાત કરી છે, પણ આપે તો શબ્દ saintliness (પવિત્રતા) વાપર્યો છે. અહીં પવિત્રતા કરતાં તપશ્ચર્યા આપ કહેવા નથી ઇચ્છતા? તો શબ્દ austerity ન લખાય?"

બાપુ કહે: "ના. મેં પવિત્રતા હેતુપૂર્વક વાપર્યો છે. તપશ્ચર્યામાં તો બાહ્ય ત્યાગ, સહનશક્તિ અને આડંબર પણ હોઈ શકે. પણ પવિત્રતા એ તો આંતરગુણ છે. મારી માતાના આંતરજીવનનો પડઘો એની તપશ્ચર્યામાં પડતો. મારામાં કશી પવિત્રતા જોતા હો તો તે મારા પિતાની નથી, પણ મારી માતાની છે. મારી માતા ચાલીસ વરસે ગુજરી ગયેલાં એટલે મેં એની ભરજુવાની જોઈ છે. પણ કદી એને ઉછાંછળી કે ટાપટીપવાળી કે કાંઈ પણ શોખ કે આડંબર કરનારી મેં જોઈ નથી. એની પવિત્રતાની જ છાપ હંમેશને માટે મારા ઉપર રહી ગઈ છે."

૧-૪-'૩૨

એકરીવાળાએ એક બિલાડી પાળી છે. એ બિલાડીને બે બચ્ચાં થયેલાં. એ હવે બહાર નીકળ્યાં. બાપુના ઉઘાડા સુંવાળા પગની આસપાસ આવીને એ બિલાડી ઘણી વાર વીંટળાય. કાલે સવારે બચ્ચાંને લઈને આવી અને બચ્ચું ગેલ કરવા લાગ્યું. બિલાડીની પૂંછડીને ઉંદર માનીને દૂરથી દોડતું દોડતું આવે, તે પૂંછડી મોંમાં લે, તેને કરડે, પેલી પૂંછડી ખેંચી લે, વળી પાછી છોડે એટલે વળી પાછું પેલું બચ્ચું એ પૂંછડીને મોંમાં લે, પીંખે, કરડે અને ગમ્મત કરે. આ ખેલ બાપુએ અનેક મિનિટ સુધી રસ્કિન વાંચતા હતા તે છોડીને જોયાં કીધા.

આજે કુરેશી અને બે મહારાષ્ટ્રી ભાઈઓ કૅમ્પમાંથી મળવા આવ્યા હતા. આ લોકોની સાથે વાતો કરવાને લીધે બાપુનું કાંતવાનું આજે મોડું થયું, અને બપોરનું સૂવાનું ગયું. બહેનોનો કાગળ પણ આજે આવ્યો. બધી આનંદમાં છે અને ઉદ્યોગમાં દિવસ નિર્ગમન કરે છે.

આજે સાંજે ફરતાં આંબેડકરની વાત કાંઈક પ્રસંગને લઈને નીકળી. બાપુ કહે: "મને તો વિલાયત ગયો ત્યાં સુધી ખબર નહોતી કે આ આંબેડકર અંત્યજ છે. હું તો માનતો હતો કે આ કોઈ બ્રાહ્મણ હશે. એને અંત્યજો માટે ખૂબ લાગેલું છે અને એ વધારાપડતી વાતો ઊકળીને કરે છે." વલ્લભભાઈ કહે: "મને એટલી તો ખબર હતી, કારણ એ ઠક્કર સાથે ગુજરાતમાં ફર્યા હતા ત્યારે મારે ઓળખાણ થયેલી." પછી ઠક્કર બાપા અને સર્વન્ટ્સ ઑફ ઇંડિયાની અસ્પૃશ્યો પ્રત્યેની વૃત્તિની વાત નીકળી. બાપુ કહે: "પ્રથમથી જ એ લોકોની આ વિષેની વૃત્તિ આજે આ પ્રશ્ને જે સ્વરૂપ લીધું છે તેને માટે જવાબદાર છે. હું તો ૧૯૧૫માં ગોખલે ગુજરી ગયા ત્યારે પૂના સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી હૉલમાં રહ્યો હતો ત્યારે જ એ મેં જોઈ લીધેલું. એ પ્રસંગ મને બરોબર યાદ છે. મેં દેવધરની પાસેથી એમની પ્રવૃત્તિઓની ટૂંકી નોંધ માગી, કે જેથી મને ખબર પડે કે મારે શું કામ ઉપાડવું. એ નોંધમાં અસ્પૃશ્યો વિષે હતું કે એમની પાસે જઈને ભાષણો આપવાં, એમના ઉપર કેવા અન્યાય થાય છે તે વિષે એમનું ભાન જાગ્રત કરવું, ઇત્યાદિ. મેં તો દેવધરને કહ્યું કે 'આ તો મેં રોટી માગી તેને બદલે પથ્થર મળે છે. આ રીતે અસ્પૃશ્યોનાં કામ શી રીતે થઈ શકે? આ સેવા નથી. આ તો મુરબ્બીવટ છે. અસ્પૃશ્યોના ઉદ્ધાર કરનારા આપણે કોણ? આપણે તો એ લોકો પ્રત્યેના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનું, ઋણ ફેડવાનું છે. એ તો એ લોકોને અપનાવીને થઈ શકે, એમની આગળ ભાષણ આપીને ન થઈ શકે.' શાસ્ત્રી અકળાયા અને બોલ્યા: 'તું આમ ન્યાયાસન ઉપર ચઢીને વાત કરશે એવી અમે આશા નહોતી રાખી.' હરિનારાયણ આપ્ટે પણ બહુ ચિડાયા. હરિનારાયણને મેં કહ્યું: 'તમે તો સમાજમાં બંડ કરાવશો એમ લાગે છે.' આપ્ટે કહે: 'હા, ભલે બંડ થાય, એ હું કરીશ.' આમ બહુ વિવાદ થયો હતો. મેં તો બીજે દિવસે શાસ્ત્રી, દેવધર, આપ્ટે બધાને કહ્યું: 'હું તમને દુઃખ આપીશ એવી મને કલ્પના નહોતી.' મેં માફી માગી એની એ લોકોના ઉપર સારી અસર થઈ. પછી તો અમને બની ગયું." વલ્લભભાઈ: "તમને તો બધાની સાથે બની જ જાય ને. તમારે શું? વાણિયા મૂછ નીચી!" બાપુ કહે: "જુઓની, એટલે જ કતરાવી નાખું છું ના?"

૨-૪-'૩૨

મારે રોટલી વણવાને માટે વેલણ જોઈતું હતું. ત્રણચાર વાર એને માટે માણસે વીશીમાંથી માગણી કરી અને ન આવ્યું એટલે વૉર્ડર કહે: "શીશીથી આજે રોટલી વણો, કાલ સુધીમાં બીજું આવી જશે." વલ્લભભાઈ કહે: "અહીં તો શીશીથી રોટલી વણાવે તેવા પડ્યા છે." બાપુ કહે: "પણ સાચે જ, વલ્લભભાઈ, શીશીથી રોટલી સારી વણી શકાય છે." એ અખતરો પણ બાપુ કરી ચૂકેલા હતા. મેં પૂછ્યું: "ફીનિક્સ આશ્રમમાં ગયા ત્યાં સુધી રસોઇયો હતો ખરો?" બાપુ કહે: "ના. એ પહેલાં રજા આપેલી. એક રસોઇયો બહુ સારો હતો, એ બ્રાહ્મણ હતો. તે ગયો પછી એક મતિયો આવ્યો. તે તો કહે: 'ભાઈસાબ, તમે મરચાં વગેરે ન વાપરવા દો એ તો અમારે ન પોસાય.' એટલે મેં કહ્યું: 'તો ભલે જાઓ.' ત્યારથી રસોઇયા વિના ચલાવવા માંડ્યું. રાંધવું, કપડાં ધોવાં, પાયખાનાં સાફ કરવાં અને દળવાનું બધું ઘરમાં હાથે જ કરી લેતાં હતાં. દળવાને માટે છ પાઉન્ડની કિંમતની લોખંડની ઘંટી લીધી હતી. એક માણસથી ન દળાય, પણ બે સુખે દળી શકે. મારે સવારના પહોરમાં ઊઠીને એ પહેલું કામ. ગમે તેને મારી સામે દળવા બેસાડી દઉં. એ ઘંટી ઊભા ઊભા દળવાની હતી. હાથો હલાવવાનો પણ હલાવવાને બે માણસ જોઈએ. ૦। કલાકમાં અમારા આખા ઘરનો આટો દળાઈ જતો. અને જેવો જોઈએ તેવો જાડોપાતળો."

બારડોલીમાં લોકોએ પૈસા બધા ભરી દીધા, ન ભરવાને માટે દિલગીરી બતાવી. કમિશનરને હારતોરા આપ્યા, અને "સરકારકી જે" બોલાવી!! વલ્લભભાઈ કહે: "હવે આપણે સરકારને લખીએ કે સરકારની જે થઈ ગઈ છે, હવે અમને શા સારુ પૂરી રાખ્યા છે?" બાપુ: "બરોબર છે. આપણને કબૂલ છે!"

૩-૪-'૩૨

મ્યુરિયલ લિસ્ટરના કાગળો વિલાયતનાં જૂનાં સ્મરણો હંમેશાં જાગ્રત કરે છે. એ લખે છે તેમાં અત્યુક્તિ ન હોય તો — અને નથી જણાતી — બાપુના ત્યાંના વાસની અસર સામાન્ય લોકો ઉપર પણ ઠીક રહી ગઈ કહેવાય.

ચીન-જપાન લડાઈ અટકાવવાને સત્યાગ્રહ સેના મિસ મૉડ રોયડન અને ક્રોઝીઅર તૈયાર કરી રહ્યા હતા. તેમાં ૬૦૦ સ્ત્રીપુરુષોએ નામ નોંધાવ્યાં, એમ મ્યુરિયલ ખબર આપે છે. આ મહત્ત્વની ખબર કહેવાય. આને પણ હું તો બાપુના અહિંસાપ્રચારનું પરિણામ ગણું છું. આ ખબર વધાવી લેતાં બાપુએ આ ટીકા કરી: "અહીંયાં પણ આપણે શસ્ત્રોથી લડતા

હોઈએ તો એ લડત બંધ કરવાને માટે આ છસો જણા આવે! એ લોકોને બળ સિવાય બીજું કશું અપીલ નથી થતું."

બાપુએ આ વખતે ઘણા કાગળો લખ્યા, લખાવ્યા. સવારે સુરેન્દ્રની ઉપર એક કાગળ લખ્યો. અને તે સુપરિન્ટેન્ડેન્ટની મારફતે મોકલાવ્યો. "બ્રહ્મચર્ય બાબત તમે લખ્યું હતું તે મને મળ્યું હતું. મળશું ત્યારે જરૂર ચર્ચશું. જે વિચારો ઇમામ સાહેબને ત્યાં બતાવ્યા હતા તે દૃઢ થયા છે ને દૃઢ થતા જાય છે. એટલે કે અનુભવ તેની સત્યતા સિદ્ધ કરી રહેલ છે. ત્રણે કાળે અને બધી સ્થિતિમાં ટકી શકે તે જ બ્રહ્મચર્ય છે. આ સ્થિતિ બહુ મુશ્કેલ છે, પણ એમાં નવાઈ નથી. આપણો જન્મ વિષયમાંથી છે. જે વિષયમાંથી પેદા થયું છે એવું શરીર આપણને બહુ ગમે છે. આ વંશપરંપરાથી મળેલા વિષયી વારસાને નિર્વિષયી કરવો એ કઠિન જ હોય. છતાં તે અમૂલ્ય આત્માનું નિવાસસ્થાન છે. એ પ્રત્યક્ષ થાય ત્યારે બ્રહ્મચર્ય સ્વાભાવિક થઈ શકે છે. અને એવું બ્રહ્મચર્ય સાક્ષાત્ રંભા સ્વર્ગમાંથી ઊતરી આવે ને સ્પર્શ કરે તોયે અખંડિત રહે. સૌને પોતાની માતા રંભા સમાન હોય. રંભા માતાનો વિચાર કરતાં પણ વિકાર શમે છે. એમ સ્ત્રીમાત્રનો વિચાર કરતાં વિકાર શમવા જોઈએ. પણ કેટલું લંબાવું? આટલું ફરી ફરી વિચારી તેના ફલિતાર્થ કાઢજે.

૪-૪-'૩૨

"ખુરશી કરવાથી કોઈ પીગળે તેમાંથી તમે અહિંસાનું પરિણામ ઘટાવો એ બરાબર નથી. પણ એ વિષય મહત્ત્વનો નથી. જેમ જેમ શ્રદ્ધા વધશે તેમ તેમ બુદ્ધિ વધશે. ગીતા તો એમ શીખવતી લાગે છે કે બુદ્ધિયોગ ઈશ્વર કરાવે છે. શ્રદ્ધા વધારવી એ આપણું કર્તવ્ય છે. અહીં શ્રદ્ધા અને બુદ્ધિ એટલે શું એ સમજવાનું રહે છે ખરું. એ સમજ પણ વ્યાખ્યાથી નથી આવતી. પણ ખરી નમ્રતા કેળવવાથી આવે છે. જે માને છે કે તે જાણે છે એ કંઈ જાણતો નથી. જે માને છે કે તે કંઈ જાણતો નથી તેને યથાસમયે જ્ઞાન આવી રહે છે. ભરેલા ઘડામાં ગંગાજળ નાખવા ઈશ્વર પણ સમર્થ નથી. એટલે આપણે ખાલી હાથે જ ઈશ્વર પાસે રોજ ઊભવાનું છે. આપણો અપરિગ્રહ પણ એ જ સૂચવે છે. હવે બસ! મને લખવું હોય ત્યારે લખવું. કાગળ આપશે."

આજે બાવન કાગળો આશ્રમમાં અને તે ઉપરાંત બીજા સાતઆઠ લખ્યા. સેમ્યુઅલ હોરના પુસ્તક 'ધ ફોર્થ સીલ'માંથી ગ્રાંડ ડચેસ ઇલિઝાબેથનું ચિત્ર મેં આશ્રમને માટે મોકલ્યું. પરચૂરણ કાગળોમાં

કેટલાક રમૂજી કાગળો હતા. એક જણે પૂછ્યું : "સાચું બોલવાથી કોઈ માણસનો પ્રાણ જતો હોય તો અને જૂઠું બોલે તો ન જતો હોય તો સાચું બોલવું કે જૂઠું બોલવું ?" બાપુએ એને લખ્યું : "સત્ય જ્યાં પ્રસ્તુત હોય ત્યાં કોઈ પણ ભોગે કહેવું જોઈએ." એક અમેરિકને લખ્યું કે તમે ઈશુના સિદ્ધાંતોનો પ્રચાર કરવામાં જ સમય આપશો એવી શરતે છૂટવા માગતા હો તો હું તમને બ્રિટિશ સરકાર પાસે તુરત છોડાવું. એને પણ બાપુએ જવાબ આપવાની તસ્દી લીધી :

"I thank you for your letter. My answer to your first question is that I would not like anybody to get me out, and certainly not on any condition. I cannot give up, for any consideration whatsoever, what I regard as my life's mission."

"તમારા કાગળ માટે આભારી છું. તમારા પહેલા સવાલના જવાબમાં જણાવવાનું કે કોઈ મને છોડાવે એ મને પસંદ નથી. વળી કોઈ શરત કબૂલ કરીને તો હું છૂટવા ઇચ્છતો જ નથી. જેને મેં મારા જીવનનું એક ધર્મકાર્ય માન્યું છે તે હું કોઈ પણ બદલાની લાલચે ન જ છોડી શકું."

એક અમેરિકનનો સારો કાગળ આવ્યો હતો. પોતે પહેલાં નાસ્તિક હતો, પછી ત્રણ વર્ષ જેલમાં ગયો — ધર્મની ખાતર વિરોધ કરનાર તરીકે — અને આસ્તિક થયો. પછી ક્રિશ્ચિયન સાયન્સ વિષે વાંચ્યું; તેમાં શ્રદ્ધા જાગી. જોકે એ પંથવાળા ગાંધીજીની હિલચાલ વિષે ચૂપ રહે છે. પોતાના છાપામાં બ્રિટિશ સામ્રાજ્યશાહીને જ ટેકો આપે છે. ક્રિશ્ચિયન સાયન્સ વિષે બાપુનો અભિપ્રાય શો છે એ પૂછ્યું. બાપુએ એને લખ્યું :

"I have met many Christian Science friends. Some of these have sent me Mrs. Eddy's works. I was never able to read them through. I did however glance through them. They did not produce the impression the friends who sent them to me had expected. I have learnt from childhood and experience has confirmed the soundness of the teaching that spiritual gifts should not be used for the purpose of healing bodily ailments. I do however believe in abstention from use of drugs and the like. But this is purely on physical, hygienic grounds. I do also believe in utter reliance upon God, but then not in the hope that He will heal me, but in order to submit entirely to His will, and to share the fate of millions who even though they wished to, can have

no scientific medical help. I am sorry to say, however, that I am not always able to carry out my belief into practice. It is my constant endeavour to do so. But I find it very difficult, being in the midst of temptation, to enforce my belief in full."

"મને ઘણા ખ્રિસ્તી સાયન્સવાળા મિત્રો મળ્યા છે. તેમાંના કેટલાકે મને મિસિસ એડીનાં પુસ્તકો વાંચવા મોકલ્યાં છે. એ બધાં હું વાંચી શક્યો નથી પણ ઉપર ઉપરથી હું નજર ફેરવી ગયો છું. એ પુસ્તકો મોકલનાર મિત્રોએ આશા રાખી હશે એવી છાપ એ પુસ્તકોની મારી ઉપર નથી પડી. હું બચપણથી જ એવું શીખ્યો છું અને અનુભવથી એ શિક્ષણના સાચાપણાની મને પ્રતીતિ થઈ છે કે આધ્યાત્મિક શક્તિઓ અથવા સિદ્ધિઓનો ઉપયોગ શરીરનાં દરદો મટાડવા માટે ન કરવો જોઈએ. જોકે દવાઓ અને ઓસડિયાંથી માણસે પરહેજ રહેવું જોઈએ એમ હું માનું છું. પરંતુ એ તો કેવળ આરોગ્યસંરક્ષણની શારીરિક દૃષ્ટિએ જ. વળી હું ભગવાન ઉપર પૂરો ભરોંસો રાખવામાં માનું છું, એવી આશાથી નહીં કે એ મને સાજો કરે પણ એટલા માટે કે તેની ઇચ્છાને આધીન થવું અને ગરીબોના દુઃખમાં ભાગીદાર થવું — એવા ગરીબો જેમની ખૂબ ઇચ્છા હોવા છતાં જેમને શાસ્ત્રીય દાક્તરી મદદ મળી શકતી નથી. પરંતુ મારે દિલગીરી સાથે કહેવું જોઈએ કે મારી આ માન્યતા હું હમેશાં અમલમાં મૂકી શકતો નથી. મારો પ્રયત્ન હમેશાં એ દિશામાં હોય છે ખરો, પણ અનેક પ્રલોભનોની આડે હું તેનો પૂર્ણતાએ અમલ કરી શકતો નથી."

આ વખતના કાગળમાં બહુ મહત્ત્વનો કાગળ બહેનોને ઉદ્દેશીને હતો. એ તો આખોય ઉતારવા જેવો છે. એમાં પણ ઉત્તમોત્તમ ભાગ આ છે: "એક મોટામાં મોટો દોષ બહેનોમાં જોયો છે, એ પોતાના વિચારો આખા જગતથી છુપાવવાનો છે. તેથી તેનામાં દંભ આવી જાય છે. અને અસત્ય જેનામાં ઘર કરે તેનામાં જ દંભ આવી શકે છે. દંભના જેવી ઝેરી વસ્તુ આ જગતમાં હું કોઈ જાણતો નથી. અને તેમાં પણ હિંદુસ્તાનની મધ્યમ વર્ગની સ્ત્રી જે સદાય દબાયેલી રહે છે તેનામાં દંભ આવે છે એ તો તેને કાનખજૂરાની જેમ કોરી ખાય છે. ડગલે ને પગલે પોતાને ન ગમતું હોય એવું એ કરે છે, અને કરવું પડે છે એમ તે માને છે. જરાક સમજી લે તો તે જાણે કે આ જગતમાં કોઈથી દબાવાનું કારણ તેને નથી. તે જેવી છે તેવી આખા જગતની પાસે હિંમતપૂર્વક ઊભા રહેવાને તૈયાર થાય અને આ પહેલો પાઠ શીખી લે તો બીજાં કારણો મેં જે બતાવ્યાં છે તેને પહોંચી વળે."

પ્રેમાબહેને લખ્યું હતું: "હાલ તો બધાં આશ્રમમાં કસરત પાછળ પડ્યાં છે. એ તો તમારો વારસો છે ને? જે લીધું તેની પાછળ પડવું." આનો જવાબ બાપુએ વિસ્તારથી આપ્યો: "તું આશ્રમને પ્રમાણપત્ર આપે છે તે હું ન આપું. સાચું હોય તો એ પ્રમાણપત્ર ગમે ખરું. જે વસ્તુ લે છે તેની પાછળ આશ્રમ ગાંડું થાય છે એ છાપ તારી ઉપર ભલે પડી હોય. તે બરોબર નથી. આશ્રમનાં વ્રતોને જ આપણે ક્યાં પહોંચી વળ્યાં છીએ? આશ્રમમાં હિંદી, ઉર્દૂ, તામિલ, તેલુગુ, સંસ્કૃત શીખવાનાં હતાં. એમાં ઘણો જ શિથિલ પ્રયત્ન થયો છે. ચામડાની કળાને આપણે ક્યાં પહોંચ્યાં છીએ? ઝીણામાં ઝીણું સૂતર આપણે ક્યાં કાઢીએ છીએ? આવું તો બીજું ઘણું બતાવી શકું! મારી શંકાના સમર્થન સારુ આટલું બસ છે. લાઠી, વગેરેની પાછળ સહુ પડી શકે છે. એ તો મીઠાઈની પાછળ સહુ પડે છે, એમ કહેવા જેવું થયું. એવી વસ્તુઓ જગતમાં છે જ કે જેની પાછળ પડવામાં પરિશ્રમ નથી. આપણે પશુ કુટુંબના પણ છીએ તેથી આ ગુણ આપણામાં સ્વાભાવિક છે. તેને કેળવવો પડે તેમ નથી. એ કેળવવો ઘટે છે કે નહીં તે પ્રશ્ન છે. પશુ જાતિના બધા ગુણો ત્યાજ્ય છે એવું તો નથી જ."

ઉપનિષદો ઉપર ટીકા લખો — જેમ ગીતા ઉપર લખી — એ સૂચના વિષે એ જ કાગળમાં લખ્યું: "ઉપનિષદો મને ગમે છે. તેના અર્થ લખવા જેટલી મારી યોગ્યતા હું માનતો નથી."

બીજું કેટલુંક સામાન્ય: "જે પ્રેમીજન પાસેથી દોષ કઢાવે તેનું પરિણામ સ્તુતિ સાંભળવામાં આવે. કારણ કે પ્રેમ દોષની ઉપર પડદો પાડે છે. અથવા દોષને ગુણરૂપે જુએ છે. પ્રસંગોપાત્ત દોષો બતાવે તે પ્રેમનો સ્વભાવ છે. ને તે સંપૂર્ણતા જોવાને ખાતર. તને . . .ની આગળ 'હિસ્ટેરિકલ' વર્ણવી હતી. તેમાં પણ તારી સ્તુતિ હતી, એ કિસને કહ્યું? કેમ કે જો હિસ્ટેરિકલ ન માનું તો તો તું વધારે દોષિત ઠરે એમ એ સંબંધ હતો. તું હિસ્ટેરિકલ તો છે જ. તું ગાંડી જેવી થઈ જાય છે એનો અર્થ શો? જે ગભરાઈ જાય છે એ હિસ્ટેરિકલ છે."

મનુનો, હરિલાલભાઈએ પીને તોફાન કર્યાં તેના વર્ણનનો હૃદયભેદક કાગળ આવ્યો હતો. સાથે એની માશીના પત્રમાં હતું કે મનુ રોતી રહેતી નથી. એટલે એ બાપડી છોકરીની કરુણ દશાની કલ્પના બાપુ અને હું કરી શક્યા. બાપુએ એને વાત્સલ્યપ્રેમથી છલકાતો કાગળ લખ્યો: "ચિ. મનુડી, તારો કાગળ મળ્યો. તે આખો બે વાર વાંચી ગયો. તારે ગભરાવાનું કારણ નથી. હરિલાલની દુર્દશા તેં નજરે જોઈ એ બહુ સારું થયું. મને તો બધી ખબર હતી જ. એમ છતાંય આપણે કોઈની આશા ન છોડીએ.

ઈશ્વર શું નથી કરી શકતો? હરિલાલમાં કંઈ પુણ્ય રહ્યું હશે તો તે ઊગી નીકળશે. આપણે તેને પંપાળીએ નહીં. ખોટી દયા ન ખાઈએ અને વધારે ને વધારે પવિત્ર થતાં જઈએ તો તેની અસર હરિલાલ ઉપર પણ થાય જ. તારે કઠણ હૃદય કરવાનું છે. હરિલાલને લખી નાંખવું જોઈએ કે જ્યાં લગી તે દારૂ ન છોડે ત્યાં લગી તું નથી જ એમ સમજે. આપણે બધાં એ રસ્તો લઈએ તો હરિલાલ ચેતે. દારૂડિયો એને બહુ આઘાત પહોંચે છે ત્યારે ઘણી વાર પોતાની કુટેવ છોડે છે.

"પરણવા વિષે તેં જવાબ આપ્યો તે મને ગમ્યો છે. એ નિશ્ચયને વળગી રહેશે તો તારું સારું જ થશે. તું છેક બચપણમાં તો એવી માંદી હતી કે તારા બચવાની આશા જ ન હતી. એ વખતની બાની ભારે સેવા અને ડૉક્ટરના ઇલાજથી તું બચી ગઈ. પણ એ માંદગીને લીધે તું પાંચ વર્ષ તો મુદ્દલ વધી જ નહીં, એમ કહી શકાય. હજુ નબળી તો છે જ. બલિ તારી સંભાળ રાખે છે, તે ન રાખે તો માંદી પડે જ. એટલે હું તો તારી ઉંમરમાંથી હંમેશાં પાંચ વર્ષ બાદ ઓછામાં ઓછાં કરું છું. આપણે તો સ્ત્રીને પરણવાનો વહેલામાં વહેલો કાળ ૨૧ વર્ષનો ગણ્યો છે. એટલે તેં જે ઉંમર આંકી છે તે બરોબર છે. ૨૫ વર્ષે માંડ પરણવા લાયક ગણું. પણ મારે કાંઈ તને બાંધી લેવી નથી. જે વિચાર તું આજે રાખે છે તે બરોબર છે, એટલું જ જણાવવા સારુ આટલું લખ્યું છે. રામીએ વહેલા પરણવાનો આગ્રહ રાખ્યો તો હું વચ્ચે ન આવ્યો. જોકે મને એટલી ઉંમરે પરણી તે જરાય ન ગમ્યું. તારે તો વહેલું ન પરણવાનાં ઘણુંય કારણો છે. ઈશ્વર તારો નિશ્ચય કાયમ રાખે. અત્યારે તો તું ખૂબ ભણ. શરીર મજબૂત કર, અને ગીતાજી જે ધર્મ શીખવે તે સમજ અને તે પ્રમાણે આચરણ રાખ."

આજના લખેલા કાગળોની યાદી, હું પાસે નહોતો એટલે વલ્લભભાઈ પાસે કરાવી. કાગળના કકડામાંથી અર્ધો બાકી રહ્યો તે વલ્લભભાઈએ કાપ્યો અને બાપુની સામે જોઈને કહે: "એટલો શા માટે ન બચાવીએ?" બાપુ કહે: "મારો લોભ શીખો તો સારું જ તો!"

આ વાક્યમાં મીઠું કટાક્ષ હતું, એ વલ્લભભાઈ શેના જાણે? એનો સંબંધ આજે સાંજે એક વાક્યમાં મને કહી દીધું હતું તેની સાથે હતો: "મહાદેવ, આ વલ્લભભાઈ માટે નથી. તમને જ સૂચના કરી દઉં કે અહીં બહારથી જે વસ્તુ આવે તે ઉપર અંકુશ રાખજો હોં. હું જોઈ ગયો છું કે ધીમે ધીમે વધતું જ જાય છે. આ પૈસા આપણા જાય છે, એ ભાન મારા મનમાંથી કદી ખસતું નથી. જે વલ્લભભાઈના આરોગ્યને માટે આવશ્યક હોય એ અવશ્ય મંગાવવું, પણ મર્યાદા સમજી લેવી."

આવતી કાલે સત્યાગ્રહ સપ્તાહ શરૂ થાય છે. એટલે પીંજવાનું શરૂ કરવાનું છે. બાપુને પૂછતો હતો કે "પીંજણની તાંત કેવી છે? તમારાથી કેટલી વાર તૂટતી હતી?" બાપુ કહે: "જતન કરતાં આવડે તો કાંઈયે ન તૂટે. શંકરલાલ મારી પાસેથી લે કે તૂટે. કાકા મારી પાસેથી લે કે તૂટે. પણ મારી તો દહાડાના દહાડા સુધી ચાલતી. એ તો જતનનું કામ છે. જુઓની આ લંગોટ પહેરું છું. તે જાળવી જાળવીને પહેર્યા કરું છું. બીજાની પાસે તે હોય તો ક્યારનો ફાટી જાય." વલ્લભભાઈ કહે: "એ તો પહેરતા જ ન હો, અને ખીંટી ઉપર સંભાળીને રાખી મૂક્યો હોય એવું લાગે છે." બાપુ કહે: "એમ જ છે."

૫-૪-'૩૨

"જતન કરતાં આવડે તો" એ શબ્દમાં બાપુનું આખું જીવન આવી જાય છે એમ કહી શકાય. "દાસ કબીર જતન કર ઓઢી, જ્યોંકી ત્યોં ધર દીની ચદરિયાં" એ શબ્દ બાપુને જોઈને ઘણી વાર યાદ આવે છે. ૩૦-૩૫ વર્ષ થયાં શરીરની અને મનની શુદ્ધિનું જાગ્રત જતન એમણે જેવું કર્યું છે તેવું કોણે કર્યું હશે?

આજે સરદારનું વજન ૧૩૬॥—એટલે હતું તેટલું ને તેટલું રહ્યું. મારું ૧ રતલ ઓછું એટલે ૧૪૮ અને બાપુનું ૨॥ રતલ ઓછું થયું એટલે ૧૦૩॥. બાપુનું આટલું ઓછું થયું તેનું કારણ બાપુએ એ આપ્યું કે આજે ઉપવાસ હોવાને લીધે પાણી, મધ, રોટી, બદામ ન લેવાયાં અને એનું એટલું વજન બાદ કરવું જોઈએ. મેજરે પણ હા ભણી.

૬-૪-'૩૨

આશ્રમની ટપાલ આ વખતે ઠીક મોટી હતી. બાળકોના કાગળોમાં તેમનાં ઊગતાં, ઊછરતાં મનના સુંદર ચિતાર આવે છે.

દિલ્હીમાં મહાસભા ભરવા વિષે સરદાર ચિંતિત છે. સરદાર કહે છે: "નાહકનાં લોકોનાં મન ડહોળાવાનાં. એ થશે ત્યાં સુધી અનેક કરવાનાં કામ છોડીને બેસવાના. ઢીલા માણસો તો કાંઈક તર્કવિતર્ક કરતા થઈ જવાના અને પ્રચાર કરવાના કે માલવીજી મહાસભા ભરે છે એટલે એમાં કંઈક હશે. કેટલાક નાહકના દિલ્હી જતા સુધી બધી વાતો મુલતવી રાખવાના. આમાં હું લાભ નહીં પણ હાનિ જોઉં છું." બાપુ કહે: "હાનિ તો નથી જ. એ વિચાર સુંદર છે કે જે મહાસભા ૪૭ વર્ષ થયાં અટકી જ નથી તેને ન અટકાવવા દેવી જોઈએ, અને ભરવી જોઈએ. એ કલ્પનામાં જ કંઈક છે. બાકી એમાં થવાનું કશું નથી. એ ભરતાં થોડા પકડાય. માલવીજી

પકડાય તો સરસ વસ્તુ છે." વલ્લભભાઈ: "પણ માલવીજી છે, એ તો ૨૪મી એપ્રિલ ફેરવીને એક મહિનો આગળ પણ ધપાવે! બાકી એથી પકડાય તો તો સારું ખરું."

ખેડા તરફના કાગળોથી જણાય છે કે ગામડાં આ વખતે પણ ઠીક ઝીક ઝાલી રહ્યાં છે. અને ખૂબ સહન કરી રહ્યાં છે. બારડોલીને હંમેશાં હૂંફ જોઈએ. બોરસદ કોઈની હૂંફ વિના પણ ઝૂઝી શકે છે એમ એણે બતાવી આપ્યું.

૭-૪-'૩૨

બાપુને દૂધ છોડચે બે માસ થઈ ગયા. તબિયત સારી છે એમ કહે છે. પણ થાક લાગે છે, એમ જણાવે છે. જોકે દૂધને બદલે બદામ સદી કહેવાય ખરી. આજે ત્રણ શેર બદામ અહીંની બેકરીની ભઠ્ઠીમાં ભૂંજી નાંખી. છોડાં તો ન ઊખડ્યાં. બાપુની ધારણા પ્રમાણે આફ્રિકામાં મગફળી એવી રીતે ભઠ્ઠીમાં સારી ભૂંજાતી અને છોડાં નીકળી જતાં. ન નીકળ્યાં અને એને પીસવામાં વખત કંઈક વધારે ગયો અને માખણ જેવી સુંવાળી તો ન થઈ પણ શેકાઈ ઉત્તમ. આજે બાપુએ આશ્રમ વિષે લખાવ્યું તેમાં જણાવ્યું છે કે, "ખોરાકના પ્રયોગો કરતાં હું પશ્ચિમમાંથી શીખ્યો." કાલે વલ્લભભાઈ હસતાં હસતાં કહે: "પણ પ્રયોગો મરતાં સુધી કર્યા કરવા?" બાપુ કહે: "હા, મારા પ્રયોગો તો ચાલુ જ છે."

આજે કૅમ્પ જેલમાંથી બહેનોનો કાગળ આવ્યો. એમાં ગંગાબહેન, તારાબહેન, તારાદેવી, જ્યોત્સ્ના શુક્લ, અમીના, ચંચળબહેન, વસુમતિ અને ત્રણ મહારાષ્ટ્રીય બહેનોના કાગળો હતા. બધા કાગળો બહેનોના ઊભરાતા પ્રેમના નમૂના હતા. કર્ણાટકની મનોરમાબહેનનો કાગળ તો હૃદયદ્રાવક હતો. 'અમારી કર્ણાટકી બહેનોમાંથી કેટલીક તો આપનાં દર્શન કદી કર્યાં નથી. એમની શ્રદ્ધા અપાર છે. એ છૂટીને પણ કોઈ વાર દર્શન કરી શકશે કે નહીં એ કહી શકાય નહીં, કારણ એ લોકો દૂર ગામડાંમાં રહેનારી છે, એટલે અમને અહીં દર્શન આપી જાઓ તો કેવું સારું?' એક બહેન લખે છે: 'કોઈ વાર આપની સાથે પત્રવ્યવહાર નહીં અને એ પત્રવ્યવહાર જેલમાં કરવાનો અવસર આવે એ મહદ્‌ભાગ્ય જ ના!' પ્યારેલાલનાં વૃદ્ધ માતુશ્રી તારાદેવી પણ આનંદમાં છું એમ લખે છે. અને તુલસી રામાયણ મોકલી આપો એમ જણાવે છે. અને અમીના કહે છે કે મને કશી ચિંતા નથી. બાળકોને ભગવાન સંભાળશે. બહેનોના કાગળો વાંચીને શેર લોહી ચડવા જેવું થયું. આ બહેનો દેશના તંત્રની લગામ ભવિષ્યમાં હાથમાં

લેશે એ વિષે મને શંકા નથી લાગતી. નિર્ભયતાની તાલીમ લીધેલી બહેનોનાં સંતાનો એ દેશની એક કીમતી તરુણ સેના થઈ પડશે.

આજે સીરિયાથી એક સુંદર ઊનની શેતરંજી આવી. એમાં ઘેરો લાલ, કેસરિયા, અને રાખોડી ભૂરા રંગના પટ્ટા છે. અને સુંદર કાળી ઊનની ભાત છે. એ મોકલતાં લખેલો કાગળ આખો ઉતારવા જેવો છે:

British consulate,
Aleppo Syria,
Sunday Jan. 17, After Eng. service.

Dear Mr. Gandhi,

The day has come, when being in prison, I feel that you will be free to accept one of our Armenian National Coloured "Killims", spun and woven by the refugees. I am come to live and work amongst them in view of my country's debt towards these war victims who have passed through such horrors of death, and aslo because I find that they are the "child"-nation "set in the midst of those at strife." The colours are red — sacrifice; sky-blue — hope; gold — the light.

Yours with deepest gratitude for the message you are bringing to our world,

Moto Edith Roberto

બ્રિટિશ એલચી ખાતું,
એલેપ્પો સીરિયા,
તા. ૧૭, જાન્યુઆરી, વાર રવિ

પ્રિય ગાંધીજી,

આપ અત્યારે જેલમાં છો ત્યાં હું માનું છું કે અહીંના નિરાધાર આશ્રિતોએ જાતે કાંતી વણીને તૈયાર કરેલી આર્મીનિયાના રાષ્ટ્રીય રંગોવાળી એક શેતરંજીનો સ્વીકાર કરવાની આપને છૂટ હશે. યુદ્ધનો ભોગ થઈ પડેલા અને મૃત્યુની યાતનાઓમાંથી પસાર થયેલા પ્રત્યે મારા દેશનું ઋણ ફેડવા માટે હું અહીં આવી છું અને આ આંશ્રિતોની વચ્ચે રહું છું. આ પ્રજા હજી બાલ્યાવસ્થામાં છે અને એકબીજા સાથે લડતાં મોટાં રાષ્ટ્રોની ભીંસમાં આવી ગયેલી છે તે પણ તેમને મદદ કરવાનું એક કારણ છે. રંગો આ પ્રમાણે છે: લાલ — ત્યાગના પ્રતીક તરીકે, વાદળી — આશાના પ્રતીક તરીકે અને સોનેરી — પ્રકાશના પ્રતીક તરીકે.

દુનિયાને જે સંદેશો આપ આપી રહ્યા છો તે માટે ભારે આભારની ભાવના સેવતી,

આપની
મોટો એડિથ રૉબરટો

નાનાભાઈનો કાગળ આવ્યો. તેમાં દક્ષિણામૂર્તિની આર્થિક સ્થિતિ વિષે ચિંતા હતી. અને જિજુભાઈના બાળકને પંચગની ક્ષયને માટે મૂકવાની વાત હતી.

ક્ષયને વિષે લખતાં લખ્યું કે "ક્ષયના કરતાં ક્ષયનો ભય વધારે પીડે છે. જેને વિષે ક્ષયનું આરોપણ થાય છે તે પોતાના દર્દનો જ વિચાર કર્યાં કરે છે અને જ્યાં ત્યાં ક્ષયથી થતો દુખાવો જોયાં કરે છે. આ ભૂત જો મનમાંથી કઢાવી નાંખી શકાય તો દરદી ઝટ સારો થાય છે." દક્ષિણામૂર્તિને વિષેની આર્થિક મૂંઝવણ વિષે લખતાં લખ્યું :

"દ્રવ્યનો પ્રશ્ન તમને શા સારુ નડચો છે? આ વસ્તુ તો તમે મારી પાસેથી શીખી જ લો. કેમ કે એ બાબતમાં હું વિશારદ ગણાઉં. 'મહાત્મા' બન્યા પહેલાં જ હું જે વસ્તુ શીખી ગયો હતો તે આ: ઉધાર પૈસા લઈને વેપાર કરવો એ જેમ ખોટું અર્થશાસ્ત્ર છે તેમ ઉધાર પૈસાથી જાહેર સંસ્થા ચલાવવી એ ખોટું ધર્મશાસ્ત્ર છે. અને જે સંસ્થાને વિષે સારામાં સારા માણસોએ ભિક્ષાને સારુ ભટકવું પડે એનું નામ ઉધાર વેપાર છે. તમે સંખ્યાનો આંક બાંધ્યો છે તેના કરતાં આ આંક કાં નથી બાંધતા? જેટલા પૈસા આવે તેના પ્રમાણમાં વિદ્યાર્થીઓને લેવા. હું જે લખી રહ્યો છું તે આચારમાં મૂકવું સહેલામાં સહેલું છે. માત્ર સંકલ્પની આવશ્યકતા છે. દરેક વર્ષનું સરવૈયું નક્કી કરવું. એ પ્રમાણે ઘર બેઠાં દ્રવ્ય આવે તો સંસ્થા ચલાવવી. ન આવે તો બંધ કરવી. તમે તો હવે બહુ જૂની સંસ્થા કહેવાઓ. પાછલો ઇતિહાસ ઉજ્જ્વળ છે. સારા શિક્ષકો છે. આટલું છતાં શ્રદ્ધા કાં ન હોય? તમારું બધું સાહસ ઈશ્વરને અર્પણ કરી તેને નામે સંકલ્પ કરો અને તેની મરજી હશે તો તે સંસ્થા ચલાવશે. 'હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણી રે.' આ ભજન આજ સાંજના પ્રાર્થનામાં ગાયું હતું. તેનું સ્મરણ તો એક બાળા ઉપરના મારા કાગળમાંથી. તમે લખો છો કે વલ્લભભાઈ હોત અથવા હું હોત તો તમારી વિટંબણા તમને ન મૂંઝવત. વિટંબણા જ ક્યાં છે? અને છે તો તેને કાપનારા અમે કોણ? આંધળો આંધળાને શું દોરે? પણ વિટંબણા માનો તો તે પણ એના જ ખોળામાં નાંખી દો. આ બધું પાંડિત્ય માનીને ફેંકી ન દેતા. પણ તેનો અમલ કરજો."

એક ઓવરસિયર પૂછે છે કે તમે પરમધામે પહોંચ્યા છો અને ઈશ્વરનાં દર્શન કર્યાં છે? તેને પણ બાપુએ જવાબ આપ્યો:

"I have your letter. I am unable to say that I have reached my destination. I fear I have much distance to cover . . ."

"તમારો કાગળ મળ્યો. હું મારે નિશાને પહોંચી ગયો છું, એમ કહી શકું નહીં. હજી મારે ઘણું અંતર કાપવાનું બાકી છે. . . ."

'ઉષા' માસિકમાં . . . વૈદ્યનો ચોખા ઉપર એક લેખ હતો. વલ્લભભાઈ ધ્યાનપૂર્વક વાંચી ગયા. અને બાપુને કહેવા લાગ્યા કે "જુઓ તમે અમારી ચોખા ખાવા વિષે ટીકા કરો છો પણ ચોખામાં તો આટલાં તત્ત્વો છે. આટલા બધા ગુણો છે!" બાપુ હસ્યા અને કહે: "હા, ભાઈ હા," પછી મેં એક પછી એક એના ગુણો વાંચવા માંડયા. બાપુ દરેકની સામે રદિયો આપતા જાય. "ચોખાનું પ્રોટીન બીજા કોઈ પણ પ્રોટીન કરતાં ઉત્કૃષ્ટ છે." બાપુ કહે: "પણ એમાં છે જ કેટલું પ્રોટીન? અતિશય ઓછું એટલે ઉત્કૃષ્ટ થયું." Herald of Health 'આરોગ્યનો છડીદાર'માંથી વૈદે એ મુદ્દો ટાંક્યો છે, તેથી તો બાપુને હસવું આવ્યું: "એકી બાંધીનો ભાતખાઉ જપાની પૅસિફિક મહાસાગરમાં નાવ હંકારતો હોય, પનામાની સામુદ્રધુની આગળ નહેર ખોદતો હોય, મંચુરિયાના બરફમાં રશિયનો સાથે લડતો હોય, અથવા પોતાની જમીનમાં હળ ફેરવતો હોય તે બટાટા અને માંસખાઉ અંગ્રેજ કે અમેરિકન કરતાં કોઈ રીતે ઊતરે એવો નથી." બાપુ કહે: "વૈદ્ય આવાં ધતિંગ ચલાવે તે કેમ પોસાય? આ કેટલું ખોટું છે? કયો જપાનીસ એકલા ચોખા ઉપર રહે છે? ચોખા તો એનો ગૌણ ખોરાક છે. માછલી અને માંસ સારી રીતે ખાય છે. જેમ આપણામાં બંગાળીઓ અને મલબારીઓ અને ત્રાવણકોરીઓ ચોખા અને માછલી ખાય છે તેમ. એ લોકોને ચોખા ઉપર જીવનારા થોડા જ કહી શકાય? ચોખા ઉપર જીવનારા બિહારીઓ છે ખરા. તે બધા કેવા નમાલા અને રોગી છે? ચોખા ઉપર શરીર બાંધી જ ન શકાય.

આર્મીનિયન કાગળમાં વાદળી રંગ એ આશાનું ચિહ્ન છે એમ લખેલું છે. શેતરંજીમાં રાખોડી રંગ છે. બાપુ કહે: "આ આકાશનો રંગ કેમ કહેવાયો હશે?" સાંજે ફરતાં બાપુ કહે: "પેલો જે ધૂળેટી રંગનો આકાશનો કકડો દેખાય છે તેવો એ રંગ છે. તેવો રંગ કદાચ સીરિયાના આકાશનો રંગ હોય. ડીન ફેરારનું ઈશુનું જીવનચરિત્ર વાંચેલું તેમાં યાદ છે કે નેઝેરેથ આગળના પહાડોને લીધે ત્યાંનું આકાશ આવા જ રંગનું વર્ણવાયું છે!"

ગઈ કાલે નરસિંહભાઈ પટેલના આફ્રિકાના કાગળો વાંચી ગયા. એમાંથી નરસિંહભાઈના વિચારો કેમ પલટાયા એનું વર્ણન કરનારો કાગળ હું કાંતતો હતો તે મને ચાંપીને વાંચી સંભળાવ્યો. કેવી રીતે એમણે હિંદુસ્તાન છોડ્યા છતાં સરકાર માટે ક્રોધ, વૈરભાવ સંઘરી રાખ્યાં હતાં, કેવી રીતે એમણે અંગ્રેજ મુસાફરોની સાથે નવલકથા અદલબદલ કરતાં ટૉલ્સ્ટૉયનું A Murderer's Remorse (ખૂનીનો પસ્તાવો) એ પુસ્તક વાંચ્યું અને એમની આંખ ઊઘડી ગઈ, અનેક વાર વાંચ્યું, એનું ભાષાંતર મિત્રોમાં ફેરવ્યું, અને અહિંસાના ઉપાસક બન્યા. બાપુ કહે: "એમનું નિખાલસપણું બહુ વખાણવા જેવું છે."

૮-૪-'૩૨

એક કાગળ — અંબાલાલ મોદીનો — જોળીઆ ખડકી, નડિયાદથી આવેલો, તેને જવાબ આપ્યા પછી જોળીઆનો અર્થ પૂછ્યો, અને તેમાંથી પોળોનાં નામ વિષે વાતો ચાલી. વલ્લભભાઈ કહે: "નાગરવાડો એટલે ઢેડવાડો," બાપુથી પણ હસાઈ ગયું. પણ એ હસવું વાળવાને માટે કહો કે અનાયાસે તેમને રાજકોટનો નાગરવાડો યાદ કરતાં કેટલાંક સ્મરણો તાજાં થયાં. ૧૮૯૬-૯૭માં રાજકોટમાં પહેલી મરકી આવેલી તે વેળા બાપુ તાજા દક્ષિણ આફ્રિકાથી આવેલા. અને સુધારા કરવાની ધગશ તો ખરી જ. એટલે મરકીનિવારણ માટે ઉપાયો લેવામાં મદદ કરેલી. મુખ્ય કાર્યક્રમ એ હતો કે તે વેળાનાં પાયખાનાંનો નાશ કરી જુદાં પાયખાનાં બાંધવાં — જેમાં સૂર્યનો પ્રકાશ આવતો હોય, અને જેમાંથી ભંગીને આગળથી પેસીને આગલો ભાગ સાફ કરવાનું સુગમ પડે. આ ફેરફારો કરવામાં ગરીબ લોકો તો ખૂબ અનુકૂળ થયા, પણ વધારેમાં વધારે વિરોધ નાગરવાડામાં થયો. એ તો કહે: ન જોયો મોટો પાયખાનામાં સુધારો કરનારો આવ્યો છે? મેઘજીભાઈ પોલીસ સુપરિન્ટેન્ડન્ટ જે મારા સગા થાય, તેમની અને બીજાની મને મદદ હતી. પણ નાગરવાડાએ ન સાંભળ્યું, અને ગાળોના વરસાદ વરસાવ્યા તે જુદા! ઢેડવાડામાં પણ હું ગયેલો — પણ ક્યાં ઢેડવાડો ને ક્યાં નાગરવાડો! ઢેડવાડાની સ્વચ્છતાનો પાર નહીં. ત્યાંના સ્વચ્છ ફળિયાંમાં કશું પાથર્યા વિના આપણે બેસી શકીએ, જ્યારે નાગરવાડો ગંદકીનું ઘર હતો.

એ વખતે દુકાળ પણ હતો. દુકાળિયાને માટે આફ્રિકાથી પણ પૈસા આવેલા. મને કશો અનુભવ નહીં એટલે એક મધ્યસ્થ જગામાં જઈને

દાણા વહેંચવા માંડ્યા. ત્યાં તો એના ઉપર એવી પડાપડી થઈ કે હુલ્લડ થવા જેવું થયું.

ત્રીજું કામ, એક હિંદુ-મુસલમાન ઝઘડો હતો. એ ઝઘડામાં એક બે મુસલમાન ઓળખીતા હતા, તેને લીધે તેનો નિવેડો લાવવામાં ફાવ્યો હતો, એમ યાદ છે.

અને એ જ વેળા વિક્ટોરિયાની ડાયમંડ જ્યુબિલી હતી. મેં બરોબર ભાગ લીધેલો. મગનલાલ તથા છગનલાલને God save the King શીખવેલું. અને એ છોકરાઓની પાસે નાનાં નાનાં ઘણાં કામ લીધેલાં. અને ત્યારથી એ છોકરાઓને મારા કરેલા કહેવાય. મને થયું કે આ છોકરાઓ ભવિષ્યમાં કામ આપશે.

* * *

આજે બાપુએ ઘણા કાગળો લખ્યા અને લખાવ્યા. પ્રેમાબહેનને અને મીરાબહેનને પોતાના હાથે લાંબા કાગળ લખ્યા — ડાબા હાથે. જમણા હાથની આંગળીએ સારી પેઠે દરદ થાય છે. એટલે ડાબા હાથે લખવું પડે છે. એ ઓછું લખાય છે એટલે મારી પાસે સામાન્ય કાગળો તો લખાવે છે. પણ આવા અસામાન્ય કાગળો બધા પોતે જ લખે છે. મને લખાવેલા કાગળોમાંથી એક કાગળ અંબાલાલ મોદીનો હતો જેનો ઉલ્લેખ હું ઉપર કરી ગયો. સંતરામ મહારાજની આજ્ઞાથી સંતરામ મંદિરમાં ગીતારામાયણાદિનાં પારાયણ દેશની શાંતિને અર્થે શરૂ થયાં છે, એ વિષે મહારાજે બાપુનો અભિપ્રાય માગ્યો હતો. તેના જવાબમાં બાપુએ લખાવ્યું: "તમારો પત્ર અને ગુજરાતી ગીતા–રામાયણ મળ્યાં. બન્નેને સારુ મહારાજશ્રીનો ઉપકાર માનું છું. બ્રાહ્મણ પંડિતો જો સંતપુરુષો હોય અને લોકોમાં ઉપનિષદાદિના જ્ઞાનનો પ્રચાર કરે તો તે સારું છે, એ વિષે બે મત હોઈ જ ન શકે. વિદ્વત્તા અને સાધુતાનો મેળ આજકાલ ઓછો જોવામાં આવે છે. તેથી આવી પ્રવૃત્તિઓ વિષે મનમાં ઉદાસીનતા રહે છે ખરી.

"ગીતા–રામાયણના સંપૂર્ણ પારાયણ વિષે ઉપરના જેવી જ અથવા એથી જરા વિશેષ ઉદાસીનતા રહે છે. અર્થ સમજ્યા વિના અથવા અર્થ સમજતા છતાં કેવળ ઉચ્ચારણને ખાતર — કેમ જાણે ઉચ્ચારણમાં જ પુણ્ય હોય નહીં તેમ માનીને — અથવા આડંબર અથવા કીર્તિને ખાતર જેઓ પાઠ કરે તેવાના પારાયણની હું કાંઈ કિંમત આંકતો નથી. એટલું જ નહીં પણ એથી નુકસાન થાય છે એમ હું માનું છું. જો ઉપરના દોષોને દૂર રાખવાના ઉપાયો મહારાજશ્રી શોધી શક્યા હોય અને તે યોજીને પારાયણ ચલવાવી રહ્યા હોય તો એથી ભલું થાય એ વિષે મને શંકા નથી.

"હું કેદી છું એ વાતને ધ્યાનમાં રાખીને મારા આવા પત્રોનો જાહેરમાં ઉપયોગ ન થવો જોઈએ. તેથી આ વિષે બરોબર કાળજી રાખશો."

બીજો કાગળ હનુમાનપ્રસાદ પોદ્દારને લખાવ્યો. એમાં એમણે પૂછેલા કેટલાક પ્રશ્નોના ઉત્તર હતા:

(૧-૨) ઇશ્વરકો માનના ચાહિએ ક્યોંકિ હમ અપનેકો માનતે હૈં. જીવકી હસ્તી હૈ તો જીવમાત્રકા સમુદાય ઇશ્વર હૈ ઔર યહી મેરી દૃષ્ટિમેં પ્રબલ પ્રમાણ હૈ.

(૩) ઇશ્વરકો નહીં માનનેસે સબસે બડી હાનિ વહી હૈ જો હાનિ અપનેકો નહીં માનનેસે હો સકતી હૈ. અર્થાત્ ઇશ્વરકો ન માનના આત્મ-હત્યા-સા હૈ. બાત યહ હૈ કિ ઇશ્વરકો માનના એક વસ્તુ હૈ ઔર ઇશ્વરકો હૃદયગત કરના ઔર ઉસકે અનુકૂલ આચાર રખના યહ દૂસરી વસ્તુ હૈ. સચમુચ ઇસ જગતમેં નાસ્તિક કોઈ હૈ હી નહીં. નાસ્તિકતા આડંબર માત્ર હૈ.

(૪) ઇશ્વરકા સાક્ષાત્કાર રાગદ્વેષાદિસે સર્વથા મુક્ત હોનેસે હી હો સકતા હૈ. અન્યથા કભી નહીં. જો મનુષ્ય સાક્ષાત્કાર હુઆ હૈ ઐસા કહતા હૈ ઉસકો સાક્ષાત્કાર નહીં હુઆ હૈ ઐસા મેરા મંતવ્ય હૈ. યહ વસ્તુ અનુભવગમ્ય હૈ, પરંતુ અનિર્વચનીય હૈ. ઇસમેં મુઝકો કોઈ સંદેહ નહીં હૈ.

(૫) ઇશ્વરમેં વિશ્વાસ રખનેસે હી મેં જિંદા રહ સકતા હૂં. ઇશ્વરકી મેરી વ્યાખ્યા યાદ રખના ચાહિએ. મેરી સમક્ષ સત્યસે ભિન્ન ઐસા કોઈ ઇશ્વર નહીં હૈ. સત્ય હી ઇશ્વર હૈ.

"સત્ય જ ઇશ્વર છે" એ વસ્તુ અને "બધું ઇશ્વરશ્રદ્ધાથી કરવું, બધું ઇશ્વરને આધારે અને તેનાથી પ્રેરાઈને કરવું" એ બેનો કેમ મેળ ખાય એમ મેં સાંજે ફરતાં પૂછ્યું. આજે જ આ વાક્યો સત્યાગ્રહાશ્રમના ઇતિહાસમાં લખાવ્યાં હતાં. "આવી શ્રદ્ધા રાખનાર ઇશ્વર મોકલે તે પૈસા વડે તે મોકલે તે પ્રવૃત્તિ ચલાવે. ઇશ્વર જાતે કાંઈ કરે છે એવું આપણને જોવા કે જાણવા દેતો નથી. મનુષ્યોને પ્રેરીને તેમની મારફતે તેનું કામ કાઢે છે." ઇ. આવાં વાક્યોમાં 'ઇશ્વર' શબ્દને બદલે પર્યાય શબ્દ 'સત્ય' લખીએ તો ચાલે? સત્ય અમુક કરે છે, મનુષ્યોને પ્રેરે છે, પ્રવૃત્તિ ચલાવે છે, મોકલે છે એમ શી રીતે કહેવાય? બાપુ કહે: "અવશ્ય કહેવાય. સત્યનો સંકુચિત નહીં પણ વિશાળ અર્થ—સત્ય એટલે હોવું, જે વસ્તુ શાશ્વત છે તે. એ સત્તા વડે બધું ચાલે છે એ ઇશ્વરશ્રદ્ધા. ઇશ્વર શબ્દ પ્રચલિત છે, એટલે આપણે સ્વીકારી લીધો છે. નહીં તો ઇશ્વરમાં 'ઇશ્' એટલે 'રાજ ચલાવવું' એ ધાતુ રહેલો છે. એટલે મારી દૃષ્ટિએ એ સત્યના કરતાં ઊતરતો શબ્દ છે. જે અચળ સત્ય છે એના બળે જરૂર બધી પ્રવૃત્તિ ચાલે, અને માણસો

પ્રેરાય. મુનશીને પણ શંકા હતી, એણે મને પૂછ્યું હતું: '**ईश्वरप्रणि-धानात् वा**' એમાં ઈશ્વર એટલે શું? મેં એને લખ્યું: ઈશ્વર એટલે સત્ય. એ સૂત્રની ઉપર ટીકા લખનારાઓએ કેટલાકે કહ્યું છે કે આ શબ્દો સૂત્રમાં નિરર્થક છે, અને એ કેવળ પ્રચલિત માન્યતાને આઘાત ન પહોંચાડવા ખાતર જ પતંજલિએ લખ્યા. હું એ માનતો-જ નથી. પતંજલિ જેવો સમર્થ સૂત્રકાર એક પણ શબ્દ વ્યર્થ રીતે વાપરે જ નહીં. એણે ઈશ્વરનો અર્થ હું કરું છું, એ કર્યો છે કે નહીં એ નથી કહી શકતો. પણ હું કરું છું તે અર્થ લેતાં તો એ શબ્દો આવશ્યક છે."

મીરાબહેનનો કાગળ આવ્યો, ૨૪ પાનાંનો. એની લીટીએ લીટીએ નિર્મળ ભક્તિ નીતરે છે. બાપુની પાસે રહીને સેવા કર્યા વિના એને સખ ન વળે અને બાપુ કહે એ મોહ તારે છોડવો જોઈએ. એ મોહ ન છોડે તો હું નહીં હોઈશ તે દિવસે તું પાંગળી થઈ પડશે. આ ઝઘડો એ આવ્યાં છે ત્યારથી. બાપુ અને તેની વચ્ચે ચાલી રહ્યો છે. આજે પોતાના કાગળમાં એણે પોતાનું દિલ પાસું ઠાલવ્યું છે. એની પારદર્શકતા ચમત્કારી છે:

"Bapu, I am never without that thought in my mind, as to how best to serve you. I think and pray and reason with myself and it always ends the same way in my heart of hearts. When you are taken from us, as in jail, an instinct impels me to work with all my strength at outward service of your cause. I feel no doubt and no difficulty. When you are with us, an equally strong instinct impels me to retire into silent personal service — trying to do anything else, I feel lost and futile. The capacity for the former depends on the fulfilment of the latter. The one is the counterpart of the other and something continually tells me that it was for fulfilment in that way that I was led to you. The instinct is so strong that I cannot get round it or through it or over it. It is difficult to ask you to have faith in it as the full proof of its correctness can only come after your death. But there it is, Bapu, and I can only leave it at that. This much I know full well that during this struggle my strength, capacity and inner peace and happiness are much greater than last time, because I had been able to serve according to my instinct (except for one short spell of anguish since your previous release). The fact that I was on the point of a breakdown when I came here, had nothing

to do with this question. It was sheer over work, because when I saw that I was shortly going to be arrested, I simply spent my strength recklessly, knowing an enforced rest was coming. And there was more than enough work around me to be reckless over.

"Who knows if it is all delusion! But a woman has to go by instinct. It is strength with her than any amount of reason, and her full strength can only be harnessed and brought into service if her nature is able to express itself. I have no thought, no care, no longing in all the world except for you — *you the cause* — *you the ideal.* To serve that cause in this life and to reach that ideal in after life, God who has brought me from utter darkness to the light of your path will surely not answer my prayers by leaving me now to follow a wrong instinct? I have not written all this for the sake of argument, but simply to share with you the result of my ceaseless strivings to *understand* since I have been in jail."

"બાપુ, આપની સેવા શી રીતે ઉત્તમ કરી શકું, એ વિચાર મારા મગજમાંથી કદી ખસતો જ નથી. હું વિચાર કરું છું, મારા મન સાથે દલીલ કરું છું અને ભગવાનને પ્રાર્થના કરું છું, પણ છેવટે મારા અંતરની ગુહામાંથી એક જ અવાજ ઊઠે છે. જ્યારે આપને અમારી વચ્ચેથી ઉપાડી લેવામાં આવે છે, જેમ કે જેલમાં, ત્યારે આપનાં બાહ્ય કામોમાં પૂરી ધગશથી હું પડી શકું છું. કશી જ શંકા કે કશી જ મુસ્કેલી નડતી નથી. પણ જ્યારે આપ અમારી પાસે હો છો ત્યારે એક અસાધારણ પ્રબળ વૃત્તિ મૂંગા મૂંગા આપની અંગત સેવામાં જ ડૂબી જવાની મને પ્રેરણા કરે છે. બીજું કશું કામ કરવાનો પ્રયત્ન કરવાનું મને મિથ્યા લાગે છે, રસ્તો ભૂલ્યા જેવું લાગે છે. આપની અંગત સેવામાં સફળતા મળે તો જ પેલાં બાહ્ય કામો કરવાની શક્તિ આવે એમ જાણે લાગે છે. એક વસ્તુ બીજીની પૂરક હોય એમ લાગે છે. કશુંક મને અંદરથી સતત કહ્યાં કરે છે કે હું આપની પાસે ખેંચાઈ આવી છું તે આપની સેવા કરવાને માટે જ છે. આ વૃત્તિ એટલી બધી પ્રબળ છે કે હું તેમાંથી છૂટી શકતી નથી. આ વસ્તુ આપને માનવાનું કહેવું એ પણ મુસ્કેલ છે કારણ એ વસ્તુની સત્યતાની પૂરેપૂરી સાબિતી તો આપના અવસાન પછી જ મળી શકે. એટલે એ વૃત્તિ છે એટલું કહીને જ મારે અટકવું રહ્યું. આટલી વાત હું ચોક્કસ જાણું છું કે

આ વખતની લડતમાં મારું બળ, મારી શક્તિ, મારી આંતરિક શાંતિ અને સુખ ગયા વખત કરતાં ઘણાં વધારે રહ્યાં છે. તેનું કારણ એક એ જ છે કે મારી વૃત્તિ મુજબ હું આ વખતે કામ કરી શકી છું. માત્ર આપ પહેલા છૂટ્યા પછી એક વાર થોડો વખત હું દુઃખી થઈ ગઈ હતી. આ વખતે અહીં (જેલમાં) આવી તે પહેલાં હું ભાંગી પડવાની અણી ઉપર હતી તે વસ્તુને આ પ્રશ્ન સાથે કશો સંબંધ નથી. એનું કારણ તો કેવળ વધારેપડતું કામ જ હતું. મેં જોયું કે હું થોડા વખતમાં પકડાઈ જવાની છું, એટલે મેં મારી શક્તિ આડુંઅવળું જોયા વિના ખર્ચી નાખવા માંડી. હું જાણતી હતી કે મને ફરજિયાત આરામ મળવાનો જ છે. અને મારી આસપાસ કામના એવા ઢગલા પડ્યા હતા કે વિચાર કરવો પોસાય એમ નહોતું.

"કોણ જાણે, આ બધી ભ્રમણા તો નહીં હોય! પણ સ્ત્રી તો પોતાની મનોવૃત્તિથી જ દોરવાય ને? એનું બળ બુદ્ધિ કરતાં વૃત્તિને આધારે ચાલવામાં જ રહેલું છે. પોતાના સ્વભાવને તે પ્રગટ કરી શકે તો જ એની ખરી શક્તિને નાથી શકાય અને સેવામાં લગાડી શકાય. એક આપ, આપ જ મારું કામ અને આપ જ મારા આદર્શ, એ સિવાય આ આખા જગતમાં મારે બીજો કશો વિચાર, બીજી કશી ચિંતા કે બીજી કશી અભિલાષા નથી. આ જીવનમાં એ કામ પાર પાડવાને માટે અને પછીના જીવનમાં એ આદર્શને પહોંચવાને માટે ભગવાન મારી પ્રાર્થના નહીં સાંભળે? શું કામ એ મારી વૃત્તિઓને ખોટે માર્ગે દોરવાઈ જવા દેશે? એણે જ શું મને ઊંડા અંધારામાંથી આપના પ્રકાશમય માર્ગે ખેંચી આણી નથી? આ બધું હું આપની આગળ દલીલ કરવા નથી લખતી, પણ જેલમાં આવ્યા પછી ખરી વસ્તુ સમજવા હું નિરંતર પ્રયત્ન કરી રહી છું તેમાંથી જે મને સૂઝ્યું છે તે આપની આગળ રજૂ કરવા જ લખું છું."

આને બાપુએ જવાબ આપ્યો :

"I understand and appreciate all you say about yourself. Let me put you at rest. When I come out you shall certainly be with me and resume your original work of personal service. I quite clearly see that it is the only way for your self-expression. I shall no longer be guilty as I have been before of thwarting you in any way whatsoever. My only consolation in thinking over the past is that in all I did, I was guided by nothing else than the deepest love for you and regard for your well-being. I see once more that good government is no substitute for self-government. A Gujarati

proverb says, what one sees for oneself may not be visible to the nearest friend though he may have ever so powerful a searchlight. Both these proverbs may not be universally applicable. They certainly are in your case. You need therefore fear no interference from me henceforth. And who can give me more loving service than you?"

"તેં તારે માટે જે બધું લખ્યું છે તે હું સમજી શકું છું અને તેની કદર કરું છું. એક બાબતમાં તો તને નિશ્ચિંત કરી જ દઉં. જેલમાંથી બહાર નીકળું ત્યાર પછી જરૂર તું મારી સાથે જ રહેશે અને મારી અંગત સેવાનું તારું અસલ કામ પાછું શરૂ કરી દેશે. હું સાફ જોઈ શકું છું કે તારા આત્માના આવિર્ભાવ માટે એ જ એક માર્ગ છે. પહેલાં મેં એવું કર્યું છે પણ હવે મારી સેવાનાં કામથી તને વંચિત કરવાનો ગુનો હું નહીં કરું. ભૂતકાળમાં જે બન્યું છે તેનો વિચાર કરું છું ત્યારે મને એક મોટું આશ્વાસન એ રહે છે કે જે કાંઈ મેં તારા પ્રત્યે કર્યું છે તે તારે માટેના ઊંડા પ્રેમથી અને તારા ભલા માટેની લાગણીથી પ્રેરાઈને કર્યું છે. પણ હું જોઈ શકું છું કે સુરાજ્ય એ સ્વરાજ્યની અવેજીમાં ન ચાલી શકે. એક ગુજરાતી કહેવત છે કે 'ધણીને સૂઝે ઢાંકણીમાં ને પડોશીને ન સૂઝે આરસીમાં.' આ બન્ને કહેવતો બધે જ ન લાગુ પાડી શકાય. જોકે તારી બાબતમાં તો એ બરાબર લાગુ પડે જ છે. એટલે હવે પછી મારી તરફથી કશી દખલ નહીં થાય એની તું પૂરી ખાતરી રાખજે. અને મારી સેવા તારા કરતાં વધારે પ્રેમથી કોણ કરી શકવાનું હતું?"

બસ આ છેલ્લા વાક્યમાં બાપુની હાર — પ્રેમને વશ થઈને ખાધેલી હાર — રહેલી છે. એના જેટલી પ્રેમળ સેવા કોઈની નહીં. એ અક્ષરશઃ સત્ય છે. શંકરલાલની સેવા જ્યારે બાપુની સાથે એ હતા ત્યારની અપૂર્વ હતી. કૃષ્ણદાસની સેવામાં જે ચોકસાઈ દીસતી એ તેના નિર્મળ પ્રેમનું પરિણામ હતું. પણ મીરાબહેનની સેવામાં કોઈ અનેરી મીઠાશ છે, કારણ એમાં પોતાને ભૂંસી નાખવાપણું છે, અને ચોવીસ કલાક બાપુની જ નિષ્ઠા — અવ્યભિચારી ભક્તિ રહેલી છે. તેની સરખામણી શંકરલાલ ન કરી શકે, ન કૃષ્ણદાસ. મારું તો આ ત્રણની પાસે જવાનું પણ ગજું નથી. એનાં સ્પષ્ટ કારણો છે. મારામાં નથી એ અવ્યભિચારી ભક્તિ, અને નથી શરીર કે ચિત્તની એ શુદ્ધિ અને પવિત્રતા. નાનાં નાનાં સોંપેલાં કામ હું તો ભૂલી જાઉં છું, જ્યારે મીરાબહેન તો સેવાનાં અનેક કામ ઉપજાવી કાઢે અને

બાપુને એ લેવાની ફરજ પાડે. મને આજ તકિયાના ગલેફ ચઢાવવાનું કહ્યું. મેં "હા" કહી. તુરત બીજું કંઈ કામ સોંપ્યું તેમાં પડ્યો એટલે ગલેફ ચઢાવવાનું રહ્યું અને તે હું યાદ કરું તે પહેલાં વલ્લભભાઈએ ચઢાવી દીધેલા. ઈશ્વરે એમના ચરણ આગળ લાવીને મૂક્યો છે તો કોઈક દિવસે એ શક્તિ આપશે તે શ્રદ્ધાએ રગશિયું ગાડું ચલાવ્યે જાઉં છું.

*　　　*　　　*

બાપુએ કાગળમાં ટાંકેલી ગુજરાતી કહેવત: 'ધણીને સૂઝે ઢાંકણીમાં ને પડોશીને ન સૂઝે આરસીમાં.' મને બાપુએ પૂછ્યું: "આનું અંગ્રેજી આવડે છે?" અંગ્રેજી તો ન સૂઝ્યું, પણ પછી એનું પૃથક્કરણ કરતાં ગુજરાતી અર્થ વિષે પણ હું સ્પષ્ટ નહોતો. બાપુ પણ સ્પષ્ટ નહોતા.

૯-૪-'૩૨

સવારે ઊઠીને એ જ કહેવત વિષે મેં વલ્લભભાઈને પૂછ્યું. બાપુ કહે: "કેમ, એમની પરીક્ષા લો છો?" મેં કહ્યું, "વલ્લભભાઈ પાસે આવી કહેવતોનો ઠીક ભંડાર હોય છે. એટલે એમને કદાચ ખબર પડે." બાપુ કહે: "હા, એ તો જાણું છું, પણ એના અર્થ વિષે આપણે ક્યાં તકરાર છે! આપણે તો એની રચનાનો પ્રશ્ન છે. એ કહેવત ગોઠવી શી રીતે શકાય? અર્થ તો સ્પષ્ટ છે કે ધણીને જે અંધારામાં સૂઝે તે પારકાને ધોળે દિવસેયે ન સૂઝે. પણ એનો શબ્દાર્થ શી રીતે ગોઠવવો?" આમ વાતો ચાલતી હતી ત્યાં બજારમાંથી કંઈ મંગાવવાની વાત ચાલી. બાપુનો તો એ વસ્તુઓના ઉપર કુદરતી રીતે જ કાપ પડે. વલ્લભભાઈ કહે: "તમે બચાવશો તો જેલવાળા ખાઈ જશે. એ લોકો તો ગમે તે રીતે સોનો હિસાબ કરી મૂકવાના. 'મિયાં લૂંટે મૂઠે અને અલ્લા લૂંટે ઊંટે.'" બાપુ કહે: "લો જોઈ લો, તમારે માટે નવી જાણવાની કહેવત તૈયાર થાય છે."

*　　　*　　　*

આજે હીરાલાલ શાહના કાગળમાંથી બહુ રમૂજ મળી. બાપુને ખગોળનો રસ લાગ્યો એટલે શાહને પૂછ્યું કે, કાંઈ ઉપયોગી સાહિત્ય હોય તો જણાવો. કંઈક દૂરબીન વિષે પણ માહિતી માગી. એમણે તો એમના સ્વભાવ પ્રમાણે બાપુને ઊંડા પાણીમાં ઉતાર્યા. જ્યોતિષનાં સરસ પુસ્તકો અને નકશા મોકલ્યા. એટલું જ નહીં પણ કાલિદાસનાં નાટકો વાંચવાની ભલામણ કરી. અને દૂરબીન ભાવનગરમાં પટ્ટણી સાહેબ પાસે છે તે મંગાવો, અથવા પૂનામાં પ્રો. ત્રિવેદી પાસે મળી શકે એવી સૂચના કરી. મેં બાપુને હસીને કહ્યું: "બાપુ, આ તો સંન્યાસીની બિલ્લાડી જેવું થયું."

બાપુ કહે: "હા, આ તો કોઈ વસ્તુની જાણેઅજાણે ઇચ્છા કરીએ છીએ તો ભોગ મળે છે. એને લખવું પડશે."

*　　　　*　　　　*

ઘણુંખરા કાગળમાં બાપુ લખે છે કે કેદી છું. મારો કાગળ ક્યાંય ન છપાય એ જોજો. પણ જ્યાં કાગળ છાપવાનો ડર ન હોય ત્યાં શેના લખે? છતાં આજે ખબર પડી કે ડૉ. મુથુને તેણે મોકલેલાં પુસ્તકોની પહોંચ મોકલી, તે કાગળ તેણે પ્રસિદ્ધ કરી દીધો! કેટલી દિશામાં સાવચેતી રાખવાની જરૂર પડે છે?

*　　　　*　　　　*

બાપુએ 'આત્મકથા'માં પોતાના પૂર્વજીવનમાં આત્મવિશ્વાસની ઊણપનો ખ્યાલ આપ્યો છે. પણ એ ઊણપ દર્શાવનારા બધા પ્રસંગો નથી આપ્યા. આજે માપેલાં વાક્યોથી થતી અજોડ દલીલ જે રીતે કરીને બાપુ સામાને મુગ્ધ કરે છે, ઘણી વાર એમના ઉપર થતા હુમલાઓના ચમત્કારિક રદિયા આપે છે, તે ઉપરથી આપણને એમ થાય છે કે વકીલ તરીકે પ્રકાશવા વિષે તો એમને પ્રથમથી શ્રદ્ધા હોવી જ જોઈએ. લૉઈડ જ્યૉર્જનું જીવન-ચરિત્ર વાંચતાં દેખાય છે કે ૧૮ વર્ષે લખેલી રોજનીશીમાં પણ એની મહેચ્છા, મહત્ત્વાકાંક્ષા, કીર્તિ, કલા વિષેનો આત્મવિશ્વાસ દેખા દે છે. બાપુમાં આ નહોતું. આના દાખલા તરીકે એમણે આજે વાત કરી. બૅરિસ્ટર તરીકે ધંધો ચાલશે એવી ખાતરી નહીં. ખર્ચ તો ચાલુ જ, એટલે મુંબઈમાં કોઈ શાળામાં ૭૫ રૂપિયાની શિક્ષક તરીકે નોકરી માટે અરજી કરેલી. એ શાળાનો શિક્ષક પણ કેવો હશે કે એણે બાપુને મળવા બોલાવેલા અને વાતો કરીને એમને એ નોકરીને માટે નાલાયક માનેલા! જેનામાં આત્મ-વિશ્વાસ જરાયે ન હોય તેને માટે આ કિસ્સો વિચારવા જેવો છે. અને આશા પ્રેરનારો છે. મને ફરી ફરીને વિચારતાં સ્પષ્ટ ભાસે છે કે બાપુને બાપુ બનાવનાર એમની સત્યની અખંડ ઉપાસના — એ સત્યમાંથી નિર્ભયતા આવી, એટલે સત્યના પ્રયોગોનો માર્ગ ઈશ્વરશ્રદ્ધાપૂર્વક લેવાને માટે ખૂલતો જ ગયો. સત્યની અખંડ ઉપાસના અને સત્યને આચરવાની સંપૂર્ણ તૈયારી માણસને કઈ ટોચે ન પહોંચાડે તે કહેવું મુશ્કેલ છે. મેં બાપુને પૂછ્યું: "પણ ૭૫ રૂપિયાની નોકરી લેવાનું આપને શું મન થયું? કાંઈ માન્યામાં નથી આવતું." બાપુ કહે: "ભાઈ, મને કશી મહત્ત્વાકાંક્ષા જ નહોતી. કોઈક રીતે આપણો નિર્વાહ ચાલે અને જ્યાં પડ્યા હોઈએ ત્યાં કાંઈક સેવા કરીએ એ ઉપરાંત કશો જ ખ્યાલ નહોતો."

*　　　　*　　　　*

વલ્લભભાઈએ આ વાત સાંભળી ત્યારે પોતાની એક રમૂજી વાત કહી : "મારા મામા મ્યુનિસિપાલિટીમાં ઓવરસિયર હતા. તેના મનમાં કે આ છોકરો શું ભણશે? લાવો ઠેકાણે પાડીએ. એટલે એ ઘણી વાર મને કહે કે અલ્યા, તું આવી જા, તને મુકાદમની જગા અપાવી દઈશ. એટલે કાલથી જ કમાતો થઈ જઈશ !"

મીરાબહેનનો કાગળ લખતાં લખતાં પૂછ્યું : "inexhaustibleની જોડણી શી? એમાં 'h' છે કે નહીં? મેં 'h' લખ્યો છે." મનેયે શંકા ગઈ. ડિક્શનેરી જોઈ, અંદર 'h' નીકળ્યો. પછી કહે : "એનો ધાતુ જુઓ એટલે સમજાશે." ધાતુ જ 'h' થી શરૂ થતો હતો : haus to draw. પછી બાપુ કહે : "પણ એવા બીજા કેટલાક શબ્દો છે જેમાં 'h' નથી આવતો, એ કયા?" મેં કહ્યું : "exonerate." બાપુ કહે : "ના ના, એમાં તો 'h' છે જ." મેં કહ્યું : "નથી જ; એમાં મૂળ onus છે." બાપુ કહે : "ના ના, એમાં honour મૂળ હોવું જોઈએ." મેં કહ્યું : "આમાં તો આપણે શરત કરીએ એમ છીએ. અને હું જીતવાનો છું." ડિક્શનેરી કાઢી અને હું જીત્યો. પછી બીજો શબ્દ inexorable નીકળ્યો. એટલે રાજી થઈ કહે : "એમ લૅટિન ધાતુઓ જાણવામાં બહુ અર્થ રહેલો છે. કોઈ પણ ધાતુ જાણો કે અનેક અપરિચિત શબ્દોના અર્થની ખબર પડે." આજે સવારે 'ધન્ય' શબ્દનો ધાતુ પૂછતા હતા. જેમ 'મન્ય', 'ગણ્ય' એ મન્ અને ગણ્ ધાતુમાંથી છે તેમ જ 'ધન્ય' ધન્ ધાતુમાંથી હશે? તો ધનનો અર્થ શો?

૧૦-૪-'૩૨

રવિવારે બાપુ ત્રણ વાગ્યે મૌન લે છે. એટલા માટે કે કોઈ અમલદારને મળવું કરવું હોય તો રવિ અને સોમ બંને દિવસે અમુક સમય તો દિવસના વાત કરવાનો રહે જ. આજે ત્રણમાં એચાર મિનિટ રહી હતી. એટલે વલ્લભભાઈ કહે : "હવે પાંચ મિનિટ રહી છે. તમારે જે સોંપણ, નોંધણ કરવી હોય તે કરી નાખો." મેં કહ્યું : "તમે તો જાણે વીલ કરવાને કહેતા હોય તેમ બોલો છો." બાપુ કહે : "લો ત્યારે કહી દઉં, કાંઈ ભૂલચૂક થઈ હોય તો માફ કરજો." એમ કહીને ખડખડાટ હસ્યા. એ પોતે કરેલા વિનોદ ઉપર નહોતા હસ્યા, પણ એ તો એમને એક મધુરું સ્મરણ હસાવતું હતું. એ પોતે જ કહી બતાવ્યું : "બા બિચારી કહે, 'ભૂલચૂક થઈ હોય તો માફ કરજો.'" વલ્લભભાઈને ખબર નહોતી એટલે પૂછ્યું : "ક્યારે"? "અરે, મને પકડવા આવ્યા ત્યારે જ તો. આંખમાંથી આંસુ પડે અને કહે :

'ભૂલચૂક માફ કરજો.' એને તો બિચારીને થઈ ગયું હશે કે હવે આ જન્મે મળ્યાં કે, ન મળ્યાં, અને માફી માગ્યા વિના મરી ગયાં તો શું થશે?" સૌ ખડખડાટ હસ્યા.

ટૉમસ હાર્ડીએ Some Crusted Characters (સમ ક્રસ્ટેડ કૅરેક્ટર્સ) કરીને કેટલાંક પાત્રો ચીતર્યાં છે. એવું એક પાત્ર નાશિકમાં મળેલો બંગાળી રસોઇયો હતો. બરમી, મદ્રાસી, અંગ્રેજી બોલે. સાતમી વખત સજા ખાઈને આવેલો. ધોબી હતો. હવે એ માળામાં અહીંનો સોમો ઉમેરાય છે. અમીર થવાને માટે પૈસા જોઈતા નથી, એમ એ સિદ્ધ કરી આપે છે. એ હાકરડો છે, ઘેર ભાગ્યે બે વીઘાં જમીન હશે. પણ એ અમીર છે. ચલાળાનો છે. 'રૂ તો સારામાં સારું ચલાળાનું, તુવેરની દાળ તો ઉત્તમોત્તમ ત્યાંની, દાડમ તો ચલાળાનાં. ધોળકાનું તો મફતનું નામ પડ્યું છે; ધોળકાનાં દાડમ! ધોળકાનાં દાડમ! ધોળકામાં કયો દાડમ પકવનારો બેઠો છે? એ તો છૂટીને ચલાળા આવું ત્યારે બતાવું કે ચલાળામાં કેવાં દાડમ થાય છે.' ચલાળા પછી માનની જગાનો બીજો નંબર ગુજરાતનો આવે છે. 'આ મહારાષ્ટ્રમાં શું છે? પથરા. ક્યાં આપણું ગુજરાત અને ક્યાં મહારાષ્ટ્ર! જુઓને આ મારુતિ. વૉર્ડર થયો છે, ડફોળ જેવો છે. કેરી છીણવા ત્રણ વાર બેઠો પણ છીણી કેમ પકડવી એ હજી સમજતો નથી. એમની બોલી પણ કેવી? ઇકડે તિકડે! રસોઈ કરતાં મારી પાસે શીખ્યો પણ એ એમ નથી માનતો. તમે જ કહો: કઢીમાં તે સાકર નંખાતી હશે? ગોળ નંખાય. દાળ ન ઓગળે તો એમ નહીં કહે કે મારાથી સોડા ઓછો નંખાયો! વલ્લભબાપાએ સોડા ઓછો આલ્યો'તો!' રૂ સાફ કરવા બેઠો તો કહે: 'આ તે રૂ! આવા તે રૂને પીંજાતો હશે? આ તો હેમનો બળેલો રૂ છે. ૪–૫ રૂપિયાના ભાવનો. પીંજવાને માટે ફક્કડ રૂ આમ બરોબર જેંડવાં ફાટે ત્યારે દોડી લીધેલો જોઈએ. તેનાં કપડાં સારાં થાય, આનાં નહીં થાય. મેં ૬૦–૬૦ વાર વણવાની વરદી કરી છે જો!' ત્યાર પછી એમને વીશીના કામમાં મૂક્યા. બકરીના દૂધનું દહીં અમે કરીએ તે પોતે રોજ જુએ. ખાય પણ ખરો; પણ ગાયના દૂધનું જે દિવસે બનાવ્યું તે દિવસે અમે કહ્યું: આ દહીં વધારે સારું બંધાયું છે હોં! તો એ કહે: 'ગધાડાના લેંડાએ તો પાપડ થતા હશે? એ તો જેના થતા હોય તેના જ થાય.' દાડમની ખેતી વિષે અનેક વાતો કરે: 'તમારા આશ્રમમાં દાડમ થાય છે?' મેં કહ્યું: સારાં નથી થતાં. તો કહે: 'ખેડ સારી નહીં કરતા હો. પાણી કેટલું આપો છો? એની તો ખામણી કરવી જોઈએ. એની આસપાસ ક્યારો કરો, કેડ સમું પાણી ભરવું જોઈએ.' ઇત્યાદિ. પોતાનો ગુનો કબૂલ કરે છે, એને માટે પસ્તાવો પણ થાય

છે. અને કહે છે: 'હવે આ જન્મમાં જેલમાં નથી આવવું. ભગવાને હાથ-પગ આપ્યા છે રળીને ખાશું. એમ કાંઈ ભૂખે મરતા નથી. હું પકડાયો — એક મુસલમાને ગુનો કબૂલ કરીને બધાને પકડાવ્યા અને પોતે છૂટી ગયો — તેના થોડા દહાડામાં જ એક પાટીદારે ૧૮ વીઘાં ભોંય ખેડવા આપવાનું કહેલું હતું, પણ તકદીરની વાત છે. કોઈનું કોડી કરજ નથી. સો બસેં રૂપિયા હું બીજાની પાસે માગું છું. અમે બારૈયા કહેવાઈએ. અમે ચલ્લાળાના ખરા પણ મૂળ અમે ચરોતરના.'

૧૧–૪–'૩૨

આજે મૌનવાર એટલે વલ્લભભાઈ બાપુને કહે: "આજે ચૌદ અજવાળિયાં તો થઈ ગયાં. હજી તમારે અહીં ક્યાં સુધી રહેવું છે? વિલાયત ન ગયા હોત તો તે ત્રણચાર મહિના પણ આમાં ગણાઈ જાત તો ખરા. આ તો એય નકામા ગયા." બાપુ હસવા સિવાય શો જવાબ આપી શકે?

* * *

ઑસ્ટ્રેલિયા અને અમેરિકાની વાત કરતાં બાપુ કહે: "અમેરિકા તો પોતાના ધર્મનું રક્ષણ કરવા અર્થે ભાગેલા માણસોએ વસાવ્યું, પણ ઑસ્ટ્રેલિયા તો સજા પામેલા ગુનેગારોએ, એમાં કાંઈ શંકા છે? પણ ઑસ્ટ્રેલિયા જ શા માટે? જેને એ લોકો પોતાના દેશનું રક્ષણ કરનાર અને દેશની સેવા કરનાર તરીકે પૂજે છે એ બધા કોણ હતા? ડ્રેક તો શુદ્ધ ચાંચિયો, લૂંટારો હતો. તે સર ફ્રાન્સિસ ડ્રેક. ક્લાઇવ કોણ? હેસ્ટિંગ્સ કોણ? સેસિલ રોડ્ઝ કોણ? મહા સટોરિયો, ઠગ, ભરાડી માણસ. તેણે રોડેશિયા વસાવ્યું. ઈસ્ટ ઇંડિયા કંપનીનો ઇતિહાસ જેવો અહીં આંખ આગળ તરે છે તેવો રોડ્ઝ કંપનીનો તરે છે. હા, એક વાત છે: આ લોકોમાંથી સારા માણસો પણ પાક્યા, એમાં શંકા નથી."

* * *

ઝીણી ઝીણી બાબતો વિષે બાપુને શાસ્ત્રીય જ્ઞાન કેટલું છે અને કેટલું જાણવાની ઇચ્છા છે તે તો ઘડીએ ઘડીએ અને પળે પળે જોઈએ છીએ. આશ્રમમાંથી માંદગીના કાગળો તો આવે જ, અને સવાલ પુછાય. "'વેટ શીટ પૅક' ગમે તેવા તાવમાં અપાય?" એમ પૂછવામાં આવ્યું. બાપુએ લખ્યું: "જરૂર અપાય. માત્ર કપડું બરોબર નિચોવી નાખ્યું હોય, એમાં પાણીનું ટીપું ન રહ્યું હોય એ જોવાનું છે." મેં કહ્યું: "હવે યુરોપમાં ઇન્ફ્લુએન્ઝા-વાળાને બરફ ઉપર સુવરાવીને રોગ મટાડે છે." બાપુ કહે: "તદ્દન સમજાય તેવું છે. બરફ ઉપર માણસને ઠંડી થોડી લાગે! એને તો ગરમી

લાગે. એક પ્રકારની ક્રિયા હોય તેની વિરુદ્ધ ક્રિયા ઉત્પન્ન થાય છે. હા, પણ એ આઇસ નહીં હોં, સ્નો જોઈએ. આઇસને કૂટી નાખો અને આઇસની જ ટેંપરેચરમાં રાખો એટલે એ સ્નો." વેટ શીટ પૅકનો તો બાપુએ અનેક કિસ્સાઓમાં અનુભવ કરી જોયો છે. ગંગાબહેન દાઝી ગયાં હતાં અને બળું બળું થતાં હતાં ત્યારે વેટ શીટ પૅક આપ્યો હતો તે યાદ છે. તેમ જ શીતળામાં.

મનુએ પાછો દયાજનક કાગળ લખ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે માસીએ ભાઈને (હરિલાલને) ત્રણચાર તમાચા ચોડ્યા. બાપુએ લખ્યું: "એ તમાચા માર્યા એ સરસ કર્યું. એમાં હિંસા નહોતી પણ શુદ્ધ પ્રેમ હતો."

૧૨-૪-'૩૨

આશ્રમના ઇતિહાસમાં ગઈ કાલે સત્યવ્રતની ઉપર વિસ્તારથી બાપુએ લખાવ્યું હતું. આજે જાણતાં અજાણતાં સત્યનો ભંગ કરવાનો આપણને કેવો સ્વભાવ પડી ગયો છે એનો સવારના પહોરમાં જ દાખલો બન્યો. મર્ન નામનો સ્કૉચ કેદી અમારી પડોશમાં છે. એણે ઇન્સ્પેક્ટર જનરલને માટે રંગવાને માટે આવેલી એક એટેચી (પેટી) ઉપર એનું નામ અંગ્રેજીમાં ધોળા અક્ષરે ચીતર્યું હતું. ઇન્સ્પેક્ટર અને જનરલની વચમાં જોડનારું ચિહ્ન(-)કાઢ્યું હતું. જેલરે તેને કહ્યું આ ચિહ્ન ન જોઈએ, એ કાઢી નાખો. એ બિચારો એ લઈને કાઢવા જતો હતો, પણ મને વરંડામાં બેઠેલો જોયો એટલે પૂછ્યું: "એ જેલર કહે છે તે સાચું છે? આ 'હાઇફન' ન જોઈએ?" હું હસ્યો અને મેં એને કહ્યું: "જેલર તમારા કરતાં વધારે સારું અંગ્રેજી જાણતા હશે." બાપુએ કહ્યું: "હાઇફન કાઢી નાખો, એ નહીં જોઈએ એ વાત સાચી છે." એ ગયો એટલે બાપુ કહે: "તમારા જવાબમાં સત્યના કેટલા બધા ભંગ હતા? જાણે એને તો બિચારાને ખબર જ ન પડે કે તમે શું જવાબ આપવા ઇચ્છો છો. તમે એમ કહેવા ઇચ્છો કે જેલર તમારા કરતાં અંગ્રેજી ઓછું જાણે પણ અનુભવ વધારે એટલે એનું માનવું, તો ભાવ વિરુદ્ધ જ હતો. એનું ન માનવું એમ કહેવું હતું તો સ્પષ્ટ કહી શકતા હતા. અથવા તમે તો 'નરો વા કુંજરો વા'નો ન્યાય વાપર્યો."

મેં ચૂપચાપ સાંભળ્યા કીધું. આખી ટીકા યથાયોગ્ય હતી.

આજે એક કાગળ લખાવવાનો હતો તે વેળા હું કાંતતો હતો એટલે બાપુ કહે: "એનું કાંતવાનું તો ન જ છોડાવી શકાય." વલ્લભભાઈ કહે: "મને લખાવો." બાપુ કહે: "ભલે, તમારી ઉપર મને દયા આવે એમ નથી." લખાવ્યો. પણ સાંજે તો એથી વધારે આકરું કામ બાપુએ

વલ્લભભાઈને સોંપ્યું. આકાશદર્શન ઉપર એક લાંબો ભવ્ય લેખ આશ્રમને માટે જે મોકલાય તેની નકલ કૅંપ જેલમાં ને સ્ત્રીઓની જેલમાં વસતાં આશ્રમવાસીઓને મોકલવાની બાપુએ પરવાનગી મેળવી હતી. એટલે હવે એ લખાણોની નકલ કરવાની વધી. એક નકલ કાલે મેં કરી હતી. પણ આજે બીજી કૅંપ જેલને માટે કરવાની. હું કાંઈક કામમાં હતો. બાપુ જરા મૂંઝાયા. મેં તો રાત્રે એની બીજી નકલ કરીને સૂવાનો નિશ્ચય કર્યો હતો. મેં બાપુને કહ્યું પણ ખરું કે "હું નકલ કરી નાખીશ." પણ બાપુ કહે: "વલ્લભભાઈ શા માટે ન કરે? એમને જ સોંપીએ." વલ્લભભાઈ તુરત બેસી ગયા. કલાકેક એમને થયો હશે. મેં બાપુને કહ્યું: "જેમને એક કાગળ લખતાં પણ કંટાળો આવે તેમને આ કામ શા સારુ સોંપ્યું છે?" બાપુ કહે: "થાકશે તો પડતું મૂકશે."

વલ્લભભાઈને માટે ખરેખર આ નવો અનુભવ હતો. એમને માટે 'અલ્પોક્તિ' 'અતંદ્રિત' એવા એવા શબ્દો અને વાક્યો અપરિચિત અને જડબાતોડ આવતાં હતાં. એ પૂછતા ગયા અને આગ્રહપૂર્વક પૂરું કરીને જ સૂવા ગયા! વલ્લભભાઈની ભલમનસાઈ તો ડગલે ને પગલે જોવાની મળે છે. અને જે પ્રેમથી બાપુને માટે એ ફળ સમારે છે અને દાતણ કૂટવાનું ભૂલી ગયા હોય તો યાદ આવતાં દાતણ લેવા દોડે છે એ બધું એમની અપાર ભક્તિ સૂચવે છે. અને એ ભક્તિ શીખવાને માટે પણ એમના પગ આગળ બેસવાને પ્રેરે છે.

હીરાલાલ શાહના કાગળનો આ રોજનીશીમાં ઉલ્લેખ આવી ગયો છે. કેટલીક બાબતોમાં અમુક અર્થ બેસાડવાની ગુરુકિલ્લી એમને મળી ગઈ છે, એમ એમણે એ કાગળમાં જણાવેલું. અને આકાશદર્શન વિષે બીજી જે કાંઈ વસ્તુ કે પુસ્તક જોઈએ તે મોકલવાનું લખેલું. બાપુએ એમને એક કાગળ હાથે જ — ડાબે હાથે લખ્યો:

"ભાઈશ્રી હીરાલાલ,

"તમારાં પુસ્તકો અને તમારો પ્રેમાળ કાગળ મળ્યાં છે. એક અઠવાડિયું મોડાં મળ્યાં કેમ કે ડાહ્યાભાઈ ભૂલી ગયા હતા. પુસ્તકો ઉપયોગી થઈ પડશે. તમારો કાગળ અને તમારી નોંધો ઉપયોગમાં વધારો કરશે. તમે માનો છો એટલો મને લોભ નથી. એટલું સામાન્ય જ્ઞાન મેળવી લેવા ઇચ્છું છું કે જેથી હું આકાશમાં ઈશ્વરને વધારે સારી રીતે જોઈ શકું. તમને ઠીક લાગે એવી ખગોળવિદ્યાની નાનકડી ચોપડી મોકલજો. તમારાં પુસ્તકોનું જતન કરીશ. તેને વિષે તમે રાખેલી કાળજી હું જોઈ ગયો છું. એવાં પુસ્તકો એકાએક મિત્રો પાસેથી નથી લેતો. રખેને ખોવાય અગર બગડે તો!

"તમારી મહેનતની અને તમારી સુઘડતાની જેટલી સ્તુતિ કરું તેટલી ઓછી. પણ મુખ્ય કૂંચી મળ્યાનો દાવો વધારે પડતો નહીં હોય? એ ચાવી શી છે? તેને ચાવી માનવાનાં અને મુખ્ય માનવાનાં તમારી પાસે સબળ પ્રમાણો છે? વિશારદોએ તેનો સ્વીકાર કર્યો છે? તમારી શોધમાંથી તમે કયા ફળની આશા આપો છો? આમાં પેલા રેંટિયાવાળો મુખ્ય ચાવીના અભાવનો દોષ તો નહીં હોય? હું તમારી પાસેથી સમજવાને તૈયાર જ છું. અને તટસ્થતાએ તમારી દલીલો તોળીશ. પણ શોધકને—સાધકને શોભે તેટલી નમ્રતા કેળવજો. તે કેળવાઈ કેળવાતી નથી એ જાણું છું. ખરી શોધોમાં તો તે છુપાયેલી હોય જ છે. પોતાની પાસે હજારો પ્રમાણો હોય છતાં શોધકને પોતાની શોધને વિષે શંકા રહે જ. પરિણામ એ આવે કે જ્યારે તે પોતાની શોધ જગત આગળ મૂકે છે ત્યારે તેણે સાક્ષાત્કાર કર્યો હોય છે. જગત વિસ્મિત થાય છે ને વિશ્વાસ લાવે છે. તેના વચનમાં સત્તા હોય છે, તેજ હોય છે. જગત એ વચન ઝીલી લે છે. તેનાં પ્રમાણોથી તો અંજાઈ જ જાય છે. કેમ કે શોધકે તો પોતાની શોધને દશે દિશાએથી તપાસી હોય છે. આ બધું તમારી શોધને વિષે સાચું હોય તો મારે કંઈ કહેવાપણું ન હોય. એમ હોય તો તમને હજારો વંદન. એમ હો એવું હું ઇચ્છું છું.

"અમે બધા એટલે ત્રણેય મઝામાં છીએ. શંકરને કહેજે કે તબિયત ન બગાડે, કાગળ લખે.

બાપુના આશીર્વાદ"

૧૩–૪–'૩૨

બાપુના ડાબા હાથની કોણી ઉપરના હાડકામાં દરદ થાય છે. અને જમણા હાથના અંગૂઠા ઉપર દર્દ છે છતાં છેલ્લા ત્રણ દિવસથી તેમણે ૩૭૫ તાર કાઢવાની પ્રતિજ્ઞા કરી લાગે છે. દાક્તર મહેતા કહે છે કે આ બંને હાથને આરામ આપો, પણ બાપુ કહે, એ દર્દ રેંટિયાથી વધતું નથી! ખાસ તો રાષ્ટ્રીય સપ્તાહને લીધે વધારે તણાયા એમ લાગે છે. આજે થાકેલા હતા. સામાન્ય રીતે ત્રણ વાગ્યે કાંતવાનું પતે છે. પણ આજે ત્રણે પતેલું નહીં, પણ સપ્તાહનો છેલ્લો દિવસ અને સાંજે ૫૦૦ ન કંતાય એ તો બરોબર નહીં એમ કહીને મંડ્યા રહ્યા. અને ચાર વાગ્યે પૂરું કર્યું.

રાષ્ટ્રીય સપ્તાહમાં ખાસ આગ્રહપૂર્વક વધારે કામ કરવાનો પ્રયાસ થાય છે. મને તો થાય છે કે મારો નિત્યક્રમ ચાલે છે તેમ જ બધા દિવસ

ચાલ્યાં કરે તો ભગવાનનો પાડ. જિંદગીનો એકેય દિવસ અથવા એકે ઘડી આળસમાં ન જાય તો એકે વાર-પર્વ ખાસ પાળવા જેવું ન રહે.

સરૂપરાણી નેહરુને થયેલી ઈજાના સંબંધે પોલીસે એ ઈજા કરી છે એમ માનવાની બાપુએ ના જ પાડી હતી. બે ત્રણ અનુમાનો રજૂ કર્યાં હતાં. આજે સરૂપરાણીએ પોતે જાહેર કર્યું છે કે પોલીસનો જ માર હતો. એ જાણીને બાપુ ઊકળ્યા છે. "લાલાજીની ઉપરનો માર જાણીબૂજીને નહોતો પડેલો, છતાં તેના ઉપર દેશ કેવો ખળભળી ઊઠ્યો હતો. આ માર તો જવાહરલાલની માતા ઉપર અને જાણીબૂજીને જ પડ્યો હશે ને! છતાં દેશમાં કાંઈ પુણ્યપ્રકોપ નથી દેખાતો, 'લીડરે' પણ કશું લખ્યું નથી?" આ ઉદ્ગાર બાપુએ કાઢ્યા. વલ્લભભાઈ કહે, "ખળભળાટ કરનારા બધા આપણે અંદર બેઠા. 'લીડરે' લખ્યું છે તે દમ વિનાનું લખ્યું છે." બાપુ કહે: "પણ લખ્યું છે ખરું?" "લખ્યું છે પણ તે વાંચીને શું કરવું છે?" બાપુ કહે: "નહીં, વાંચી સંભળાવો." સાંભળીને તેમને ઠીક અસંતોષ થયો. કહ્યું: "એને તો સમતોલ મગજવાળાનો ઇલકાબ મળ્યો છે ને! આજે જ સવારે પેલા જર્નલિસ્ટે કહેલું આપણે વાંચ્યું હતું ના કે 'હિંદુ' અને 'લીડર' એ બે છાપાંનાં લખાણ ઠરેલ લખાણ કહેવાય?"

બિનરાજદ્વારી સાથીઓની મુલાકાત વિષે માર્ટિનને આજે કાગળ લખ્યો.

સુપરિન્ટેન્ડન્ટની સાથે વાત કરતાં ઇસ્લામને વિષે વાતો થઈ. બાપુએ કહ્યું કે "ઇસ્લામમાં જે ઉદારતા હતી, જે સહિષ્ણુતા હતી તે હનફીવાળાઓએ ધોઈ નાખી. કુરાનની બીજી બધી પ્રતોનો નાશ કરીને એક જ રાખી. અને એ છતાં એ લોકો અભિમાન ધરાવે છે કે કુરાન જ એક એવું પુસ્તક છે કે જેમાં પાઠફેર જેવું છે જ નહીં. બીજા બધાંનો નાશ કરો તો પાઠફેર રહે શેનો? પણ ઇસ્લામમાં જે હજરત ઉમરની ઉદારતા છે તેના જેવા દાખલા તો જગતમાં ક્યાંક ક્યાંક મળે પણ તેના કરતાં ચઢે એવા દાખલા તો ન જ મળે. અને અસહિષ્ણુતા છતાં ખ્રિસ્તી ધર્મને નામે જે ખુનામરકી ચાલી છે અને જેટલાં લોહી રેડાયાં છે તેટલાં ઇસ્લામને નામે તો નથી જ રેડાયાં."

**૧૪-૪-'૩૨** બસ, હવે બાપુએ રોજના ૫૦૦ વાર કાંતવાનો નિશ્ચય કીધો લાગે છે. આજે ઠીક તાણ પડી. મુલાકાતોમાં સારી પેઠે સમય ગયો. કૅમ્પમાંથી મોહનલાલ ભટ્ટ, ધુરંધર અને મણિભાઈ દેસાઈ આવેલા અને રાજકોટથી બબીબહેન, મનુ, કુસુમ દેસાઈ વગેરે આવેલાં. પણ વધારે સમય તો . . .ની સાથે ગયો. સુપરિન્ટેન્ડન્ટની સાથે વાતો કરતાં તેમણે જ ખબર આપી કે . . . છ

દિવસથી ઉપવાસ કરી રહેલ છે. તમે સમજાવી શકશો ? બાપુ કહે : "જરૂર, તમે બોલાવો." બોલાવ્યા. લંગોટ પહેરીને ઑફિસમાં આવ્યા. એને પૂછવામાં આવતાં એણે ખુલાસો કર્યો કે "મારે તો સ્વાવલંબનનું વ્રત છે, એટલે હાથે કાંતેલાં જ કપડાં પહેરવાં જોઈએ, અને મધુકરીથી અન્ન ખાવાનું અથવા તે ન કરું તો ફળાહાર અને દૂધ પર રહેવાનું વ્રત છે." સુપરિન્ટેન્ડન્ટ કહે : "આ વ્રતો નાશિકમાં નહોતાં ?" એ કહે : "સંધિ પછી એ વ્રતો લીધાં." બાપુએ ખૂબ સમજાવ્યા, કહ્યું કે : "સ્વાવલંબનનો એ અર્થ જ નથી થતો. તમારે પૈસા આપવા પડતા હોય તો જુદી વાત છે. અહીં તો જેલ જે આપે તે પહેરવું ઘટે. અને ખાવાનું અમુક જ મળે એવો આગ્રહ કેમ રખાય ? મધુકરી અથવા ફળાહાર એ વ્રતનો હું તો કશો અર્થ કરતો જ નથી. શું દૂધ એ ખોરાક નથી ? ફળ એ ખોરાક નથી ? હું તો એને વિલાસ ગણું. અને એ રીતે તો બધા જ તમારા જેવાં વ્રત લઈને આવે અને 'સી' ક્લાસના ખોરાકમાંથી છૂટી જાય. એ ઉપવાસ મને નિરર્થક લાગે છે." . . . એ બીજી દલીલ કરી. "હિંદુ ધર્મમાં વ્રતો રહેલાં છે, એ વ્રતોને માટે મરવાને આપણે શક્તિ કેળવી નથી. એટલે હિંદુ ધર્મ જ્યાં ત્યાં વગોવાય છે. જુઓને મારું માથું બોડચું, પણ મુસલમાનની દાઢી કોઈ અહીં બોડે છે ?" બાપુ કહે : "તમારી ચોટલી ઉતારતા હોય તો તમે એ કહી શકો ખરા. બાકી તમે જે આગ્રહ કરી રહ્યા છો તે નથી હિંદુ ધર્મને શોભતો કે નથી તમારા જેવા કાર્યકર્તાને શોભતો. તમને આ લોકો મરવા નહીં દે; સંભવ છે કે થોડા દિવસ ઉપવાસ કરાવીને તમને ફળ ને દૂધ આપે; પણ તેમાં તમારા સત્યાગ્રહનો વિજય થયો એમ હું નહીં માનું. એ તો એ લોકો કહેશે કે ઝોંસો, અને કહો એને લે, હવે લપ મૂક. આવાં વ્રત લઈને જેલમાં જ ન અવાય." એણે ન માન્યું. બાપુ કહે : "ભાઈ, આ બધી વાત તો મેં પ્રચલિત કરી. મારું તો આ બાબતમાં કહ્યું માન." તોયે ન માન્યું. બાપુ કહે : "તમે કહો છો દેહ પડે તો ભલે. એ કહેવામાં અને દેહ પડવા દેવામાં પણ એક પ્રકારનો વિલાસ છે, અને આમ આ માની લીધેલા વ્રતને વળગી રહેવામાં મિથ્યાભિમાન રહેલું છે." એ એકના બે ન થયા. એટલે બાપુએ કહ્યું : "તો ભલે, હું તમને બળાત્કારે પાડવા નથી માગતો. પણ તમારી બુદ્ધિ ઉપર અસર કરી શકું તો જરૂર કહું કે આ છોડી દો." છતાં સુપરિન્ટેન્ડન્ટને બાપુએ કહ્યું કે "એને દૂધ આપો, માંદા તરીકે લેખીને. જે માણસ ઉપવાસ કરતો હોય — ગમે તે કારણસર — એને ન મરવા દેવો હોય તો કાંઈ આપવું જોઈએ; એટલે એને દૂધ અથવા ગ્લુકોઝ આપો." સુપરિન્ટેન્ડન્ટ કહે : "નહીં, એ તો સિદ્ધાન્તથી વિરુદ્ધ છે."

બાપુ કહે : "હું તમને આગ્રહ નથી કરી શકતો કારણ એની વાત મને સાચી નથી લાગતી; અને તમે કહો છો તેમાં વજૂદ છે; પણ આ તો . . . જેવો માણસ. એનો વિચાર કરીને આપવું હોય તો અપાય, નહીં તો કાંઈ નહીં. મારો આગ્રહ જરાય નથી."

* * *

એક બે કાગળો એવા આવ્યા હતા કે જેમાં બહારની હિલચાલ વિષે મત પુછાવ્યો હતો. બાપુ કહે : "આ કાગળ એનાથી લખાયો જ કેમ હશે? એને કોઈ પણ પ્રકારનો જવાબ જ ન આપવો એ એનો જવાબ છે."

* * *

સુપરિન્ટેન્ડન્ટે સૂચના કરી કે સત્યાગ્રહી કેદીઓમાંથી જે વૉર્ડર થવાને તૈયાર થાય તો હું બીજા વૉર્ડરો ઉઠાવી લેવાને તૈયાર છું. બાપુને એ સૂચના ગમી. પણ રાજદ્વારી કેદીઓ તૈયાર નથી એમ બાપુને કહેવામાં આવ્યું. 'અમારું માને નહીં, અમે કાળી કિતાબે ચડીએ, અને માંહોમાંહે વૈમનસ્ય થાય. કેટલાક માણસો તો પજવે એવા છે જ, એ લોકોની સામે રિપોર્ટ કરીએ તો નાહકના અળખામણા બનીએ.' બાપુ કહે : "એ તો સ્વરાજમાં પણ કરવું પડશે, માંહોમાંહે બંદોબસ્ત તો રાખવા જ પડશે ના? હું હોઉં તો જરૂર એ કામ ઉપાડી લઉં."

* * *

બાપુએ આકાશદર્શન ઉપર લેખ લખ્યો તેની નકલ બહેનોમાં અને ભાઈઓમાં મોકલવાની છૂટ મળી. જેલરની ઇચ્છા થઈ કે લાવો આ વાંચી તો જોઈએ. એણે બાપડાએ કોઈ દિવસ આકાશદર્શન ન કરેલું. તેનું કુતૂહલ જાગ્રત થયું, અને મૃગ નક્ષત્રને પ્રથમ વાર જિંદગીમાં એણે સાનંદાશ્ચર્યથી નિહાળ્યું અને આજે બાપુને એ વાત પણ કહી સંભળાવી. બીજા તારાઓ વિષે એમ લખવાના છો ખરા કે? એમ પણ પૂછ્યું!!

* * *

'વેઢિયાવાડ'ની ઉત્પત્તિ મને આજે સોમાએ સમજાવી. સાહેબ, એક પટેલને કહેવામાં આવ્યું કે 'વાંડ ઠીક કરાવો.' પટેલે વેઢિયા ઢેડાને કહ્યું કે 'અલ્યા જા વાડ કરી આવ.' પેલો ગયો અને ડિંગલાં જેમતેમ ચોઢી આવ્યો. પટેલ પૂછે : 'અલ્યા વેઢિયા, વાડ કરી આવ્યો?' પેલો કહે : 'પવનનો ઝપાટો ન આવે તો તમારે નસીબે વાડ ઊભી રહેશે, પણ પવન ખૂબ આવ્યો તો તો ઊડી જ જશે.' પેલો કહે : 'વેઢિયા, તેં ઠીક વાડ કરી!!'

આજે સવારે બાપુએ . . .ને કાગળ લખાવ્યો. મારી થોડી ગેરસમજ હતી. . . . તો કહે છે કે, "જેલના ખોરાકને પોતે મધુકરી માનવાને તૈયાર છે, પણ મને તો મધુકરી માગતાં શરમ આવે છે, એ ખાતર મેં અન્ન છોડયું છે! અને બહાર નીકળ્યા પછી માગતાં શરમ આવશે, એમ લાગે છે એટલે અહીં પણ મારે ફળાહાર કરવો જોઈએ!" આ 'બાલની ખાલ' તો મેં કલ્પી જ નહોતી. સત્યાગ્રહ કેવાં ભીષણ સ્વરૂપ લેશે એનો આ એક નમૂનો છે. આ રહ્યો . . .ને લખાવેલો કાગળ :

૧૫-૪-'૩૨

"ભાઈ . . .,

તુમ્હારે બારેમેં બહુત સોચા, રાતકો ભી ખયાલ કિયા, હમ તીનોંને મિલકર ભી ચર્ચા કી. પરિણામ યહી આયા હૈ કિ હમ નિશ્ચયસે માનતે હૈં કિ જિસકો તુમને ધર્મ માના હૈ વહ ધર્મ નહીં પરંતુ અધર્મ હૈ. સત્યાગ્રહ ચલતે હુએ જિસકા સંબંધ સત્યાગ્રહકે સાથ હોનેકા સંભવ રહતા હૈ ઉસ બારેમેં કોઈ ભી સત્યાગ્રહી બગૈર સભાપતિકી સંમતિ કુછ વ્રત લે હી નહીં સકતા. તુમ્હારે વ્રતકા અર્થ જો તુમને કિયા હૈ વહ અનર્થ હૈ. જેલમેં મધુકરીકા કુછ અર્થ રહતા નહીં હૈ. જેલ ખતમ હોનેકે બાદ મધુકરીકે લિયે ઘૂમનેમેં શર્મ હોગી યા નહીં હોગી ઉસકા નિશ્ચય આજ કરનેકા તુમ્હેં અધિકાર નહીં હૈ. બાહર નિકલનેકે વકત દિલ કૈસા રહેગા ઉસકા આજ નિશ્ચય કરના ઇશ્વિર જૈસા હોનેકા દાવા કરને જૈસી બાત હુઈ. હમ તીનોં માનતે હૈં કિ જો કુછ ભી 'ક' વર્ગકા ખાના મિલતા હૈ વહી ઇશ્વિરાર્પણ બુદ્ધિસે ખાના તુમ્હારા કર્તવ્ય હૈ. સંન્યાસ ધર્મ ભી વહી બતાતા હૈ.

"અબ રહી બાત કપડોંકી. જેલમેં ખદ્દર હી પહનનેકા આગ્રહ કરના કિસી તરહ યોગ્ય નહીં કહા જા સકતા. ઇસ બારેમેં હરેક સત્યાગ્રહી કૈદીકા ધર્મ હૈ કિ જબ તક મહાસભા ઇસ બારેમેં નિર્ણય ન કરે તબ તક જેલમેં ખદ્દર પહનનેકા આગ્રહ ન રખા જાય. ઔર ઇસ બારેમેં ભી સ્વાવલંબનકા તુમ્હારા વ્રત હૈ ઉસમેં કોઈ હાનિ નહીં આતી. મેરી ઇસ લિયે પ્રાર્થના હૈ કિ ઉપવાસ છોડ દો ઔર ભૂલકા સ્વીકાર કરો. ઔર ખાના શુરૂ કર દો. ઉપવાસકે કારણ એક દો દિન દૂધ હી લેકર યાં તો ફલ લેકર રહના અચ્છા હોગા. યહ તો કેવલ વૈદકીય દૃષ્ટિસે લિખતા હૂં. મેરી ઉમ્મિદ હૈ કિ હમ સબને તટસ્થતાસે જો અભિપ્રાય દિયા હૈ ઉસકે અનુકૂલ કરોગે.

બાપુકે આશીર્વાદ"

સાથે કવરિંગ લેટર તરીકે ભંડારીને લખ્યું :

"Dear Mr. Bhandari,

I would like the accompanying letter to be delivered to . . . at once, if you approve of the contents. They are nothing but re-exhortation to break his fast, and take ordinary diet.

Yours sincerely,
M. K. Gandhi

"P. S. If . . . accepts the advice tendered in my letter to him and breaks the fast, I hope you will issue him milk for one or two days, for it is my experience as a fasting expert that the breaking of fasts on solid food often results in great harm to the body.
M. K. Gandhi"

"ભાઈશ્રી ભંડારી,

આ સાથેનો કાગળ, તેમાંનો મજકૂર આપને પસંદ પડે તો આપ તરત જ શ્રી. . . . ને આપશો. તેમાં ઉપવાસ છોડીને રોજનો ખોરાક લેવાનું શરૂ કરવા માટે ફરી આગ્રહ કરવા ઉપરાંત બીજું કશું નથી.

આપનો
મો. ક. ગાંધી

"તા. ક. જો શ્રી. . . . આ કાગળમાં આપેલી મારી સલાહ સ્વીકારે અને પોતાના ઉપવાસ છોડે તો હું આશા રાખું છું કે આપ એમને એક બે દિવસ દૂધ આપશો. ઉપવાસના નિષ્ણાત તરીકે મારો એવો અનુભવ છે કે નક્કર ખોરાક લઈને ઉપવાસ છોડવાથી શરીરને ભારે નુકસાન થાય છે.
મો. ક. ગાંધી"

સુપરિન્ટેન્ડન્ટ મળવા આવ્યા તેને બાપુએ કહ્યું : "આ કાગળથી . . . ન માને તો તમારે મહાદેવને તેને મળવા જવા દેવો પડશે." ત્રણેક વાગ્યા સુધી કોઈ ન આવ્યું એટલે મને લાગ્યું કે કદાચ એ માની ગયો હશે. પણ ૩ા વાગ્યે કટેલી આવ્યા અને મને લઈ ગયા. મારે એને બે એક કલાક સમજાવવા પડ્યા. "બાપુને ખાદીની બાબતમાં મને કહેવાનો અધિકાર છે તેમ માનું, પણ આ બાબતમાં ન માનું. કારણ બાપુથી એ મારી સ્વતંત્ર સ્થિતિ છે. સંન્યાસ ધર્મ બધે પાળવાની છૂટ હોવી જોઈએ. અને આપણને પકડે તો સરકારે સંન્યાસ ધર્મ પણ પાળવા દેવો જોઈએ," ઇત્યાદિ વાતો કરી. આખી વાત એ વાત ઉપર આવીને ઊભી કે મધુકરી માગવાની મારી હિંમત નથી ચાલતી, એટલે મારે ફળાહાર કરવો પડે છે. મિષ્ટાન્ન છોડવા

માટે મધુકરીનું વ્રત લીધું. અને એ કરવાની હિંમત ન ચાલી એટલે એમાં ફળાહારનું રાખ્યું. મેં કહ્યું : "એટલે તમે સમાધાન કર્યું. તેમ અહીં પણ અમે આપીએ એ મધુકરી લો — એને ભલે તમે સમાધાન કહો. જગતમાં સત્યાગ્રહની હાંસી થશે, બાપુને તમારા હઠાગ્રહથી આઘાત પહોંચશે. ગમે તેમ પણ બાપુના જેવા અનુભવી સત્યાગ્રહીની નિઃસ્વાર્થ સલાહ છે કે તમારી આ ભૂલ છે એટલે તમારે તેને તાબે થવું ઘટે." આખરે એણે માન્યું. હું મધ, લીંબુ અને પાણી લઈને ગયો અને પાઈ આવ્યો. લંગોટ જ પહેરી રાખ્યો હતો તેને બદલે કપડાં પહેર્યાં. અને બાપુના શબ્દમાં : "... આખરે લાજ રાખી. તમે ગયા અને એણે ન માન્યું હોત તો બહુ ખરાબ લાગત. આ લોકોની આગળ આપણી પ્રતિષ્ઠા જાત. હવે પ્રતિષ્ઠા જળવાઈ."

'વેપારી પ્રતીકની હરીફાઈ' જેની ઉપર બાપુ, વલ્લભભાઈ અને મેં બુદ્ધિ અને સમય ખર્ચ્યાં હતાં, તેમાં અમારે માટે એકે ઇનામ ન આવ્યું! વલ્લભભાઈ હસતાં હસતાં કહે : "કમનસીબ ગણાયા અને સાથે બેવકૂફ બન્યા." પૂંછડીઓની એવી હરીફાઈ માટે મહેનત કરતા હતા તે વિષે બાપુ કહે : "એમાં બુદ્ધિ એકલીનું કામ નથી. કિસ્મત સારી રીતે અંદર રહેલું છે. એટલા કિસ્મતના ઉપર આપણાથી પૈસા ન ખર્ચાય, ન વખત ખર્ચાય."

* * *

...ની વાત ઉપરથી જે નિર્મળ મહારાષ્ટ્રી સેવકો આપણને મળ્યા છે તેની વાત નીકળી. એમાં દેવ, દાસ્તાને પ્રથમ પંક્તિના ગણાય એમ બાપુએ કહ્યું. વિનોબા, કાકાને મહારાષ્ટ્રી કોણ કહે? પછી કાકા વિષે બાપુએ કેટલાક સ્મરણીય ઉદ્ગાર કાઢ્યા : "કાકાનો અનુભવ જેવો મને ગયે વખતે જેલમાં થયો તેવો અગાઉ કોઈ વાર થયો નહોતો. કાકામાં મહારાષ્ટ્રીયતા રહી જ નથી. કાકાની અપાર મૃદુતા તો હું જેલ બહાર ભાગ્યે જ જોવા પામત. તમે કાકાને કોઈ વાર રોતા કલ્પી શકો છો? મેં એને દડ દડ આંસુ પાડતા જોયા. અનેક પ્રસંગે અમારે વાદવિવાદ થાય, કાકા મને કહે : 'મારામાં અનેક કુટેવો છે, એ બધી તમે જેમ જેમ જોતા જાઓ તેમ તેમ નિર્દય થઈને મને કહેવાની છે અને સુધારવાની છે.' મેં કહેલું : 'આ તમે મારામાં જે વિશ્વાસ મૂકો છો તેનો હું પૂરેપૂરો ઉપયોગ કરવાનો છું.' અને આનો અમલ કરીને કોક વાર મારી સખ્ત ટીકા થાય ત્યારે પોતાની ભૂલ કબૂલ કરીને કાકા આંસુ પાડે. સત્યાગ્રહના સિદ્ધાંતો તો કાકા ઘૂંટીને પી ગયા છે. માત્ર તેમના સ્વભાવમાં રહેલી કેટલીક

અનિશ્ચિતતાઓ સામા ઉપર જેટલી અસર પાડવી જોઈએ તેના કરતાં ઓછી પાડે છે. જાુઓને અહીં આવ્યા ત્યારે કેટલીક બાબતમાં એમને સંપૂર્ણ આત્મશ્રદ્ધા જ નહીં; અમુક કામ તો મારાથી નહીં થાય, અમુક કરતાં તો હાંફ ચઢશે. ૯૬ રતલ વજન લઈને આવેલા અને ભારે અશક્તિ અનુભવે. મેં એમને કામ કરતા કરી મૂક્યા, ચાલતા કરી મૂક્યા, ખાતા કરી મૂક્યા અને કાંઈ નહીં તો વીસેક રતલ વજન વધાર્યું. મને લાગે છે કે એમના સાથીઓએ પણ એમને અપંગ કરી મૂકેલા. એ અપંગપણું અહીં નીકળી ગયું." એક દિવસ ડોઇલિના કાકાને વિષેના પક્ષપાતને વિષે કહે: "ડોઇલિને કાકાને વિષે ભારે પક્ષપાત હોય એમાં આશ્ચર્ય નથી. ડોઈલે તો કાકાને મુસલમાનોને માટે સત્યાગ્રહ કરતા જોયા. એ જ સત્યાગ્રહની મીમાંસા ડોઈલે એની પાસે સાંભળી હશે, અનેક ચર્ચાઓ કરી હશે, પછી ડોઇલિ જેવો માણસ એમના ગુણો અને શક્તિથી આકર્ષાય તેમાં આશ્ચર્ય શું?"

એમાં આશ્ચર્ય નથી તો અહીં એ પણ નોંધી શકાય કે કાકાની સાથેના સહવાસને બાપુએ આકાશદર્શનના પોતાના લેખમાં 'સત્સંગ' તરીકે વર્ણવ્યો છે, અને મને ઊંડે ઊંડે લાગ્યું છે કે એ સત્સંગને માટે બાપુ ઘણી વાર ઝંખે છે! એ સત્સંગ તો મારી પાસે એમને શેનો મળે? વલ્લભભાઈ પાસે પણ નથી મળતો, એવો મને ભય છે.

૧૬-૪-'૩૨

સોમા રસોઇયાનું ઓળખાણ અપાઈ ગયું છે. મારુતિ વૉર્ડર જે બાપુની સેવામાં મૂકવામાં આવેલો છે તે જાડી બુદ્ધિનો અભણ, એની જ ભાષામાં 'અડાણી ગંવાર' આજ સુધી મનાતો હતો. એને બાપડાને મોટા મોટા કામની સૂઝ પડે. ઝીણા કામની સૂઝ ન પડે. અને અમારો પેલો અમીર ઠાકરડો એને ઘણી વાર કહે: "કેવો અણઘડ છે! છીણી ઊલટી પકડે છે, તે હજી સુલટી પકડતાં શીખતો જ નથી." આ જાડી બુદ્ધિનો અડાણી આજે મારી પાસે બપોરે આવ્યો અને એણે જે સંભાષણ કર્યું તેથી મારી આંખ ઊઘડી ગઈ અને અશ્રુભીની થઈ. મારુતિમાં કેટલી કુમાશ છે તે આજ સુધી મેં ન જાણી તે માટે મને ખેદ થયો. અસહકારીઓનો ભરાવો થવાને લીધે સરકારને જૂના ગુનેગારોને છોડવાની શરૂઆત કરવી પડી છે. લગભગ પોણી ચારસો કેદીઓનો આમ છુટકારો થશે. મારુતિ મને ઘણી વાર પૂછે: "આમાં તો ઘણા બદમાશો સરકારે છોડવા માંડ્યા. એ શા સારુ હશે?" સરકારને એમની બદમાશી પોસાય તેમ છે. અમારા લોકોની સરકારને પોસાય

તેમ નથી એટલું એને કહીને હું શાંત થાઉં. આ નસીબદાર લોકોમાં મારુતિનો પણ વારો આવ્યો અને કાલે છૂટવાનો એમ જાણી એ મારી પાસે આવ્યો. મને ખબર આપી. મેં કહ્યું: "મારુતિ અમને વીસરી તો નહીં જાય ના?" મારુતિ ગળગળો થઈ ગયો. અને બોલ્યો: "જન્મોજન્મનાં પુણ્ય કરેલાં હશે ત્યારે જેલ જેવી જગ્યામાં મહાત્માનાં દર્શન થયાં, તે કોણ વીસરે? હું બહાર હોત તો કોઈ દિવસ એ દર્શન કરવા પામત જ નહીં. આને માટે હું શું કરું? મારો આભાર શી રીતે દાખવું? હું તો ગરીબ માણસ છું, એક ખેતર છે, જેમતેમ ગુજારો કરીશ. પણ મને મહાત્માને ચરણે કાંઈ ધરવાનો લોભ છે. એને કશી વાતની વાણ નથી. માગે તે સરકાર અને લોકો એની આગળ ખડાં કરે તેમ છે. પણ મને ગરીબને એટલો લોભ છે કે મારે કાંઈક એમને મોકલવું. તમે મને સૂચના કરો કે શું મોકલું?" મેં કહ્યું: "ભલા માણસ, તારે મોકલવાનું કશું હોય જ નહીં. તેં અહીં પ્રેમભરી સેવા કાંઈ ઓછી કરી છે?" તરત મારુતિએ જવાબ આપ્યો: "અરેરે! તેને તમે સેવા કહો છો? મહાત્મા નહીં હોત તો બીજી કાંઈ કામગીરી કર્યા વિના અહીં રોટલા કોણ આપવાનું હતું? આ તો સરકારે આ કામ સોંપ્યું અને મેં કર્યું તેમાં મને યશ શેનો? યશ તો ત્યારે કે હું સ્વતંત્ર હોઉં અને મારી સ્વેચ્છાએ એમની સેવા કરવા પામું. હું સેવા કરવાને લાયક ક્યાં છું? કોણ એ? કરોડો માણસો જેને દેવરૂપે પૂજે, જેણે પોતે જેલમાં આવીને અમને છોડાવ્યા. કળિયુગનું એ કેવું કૌતુક? એમણે કેટલાં કષ્ટ સહન કર્યાં? એમના સાથીઓએ કેટલાં કષ્ટો સહન કર્યાં? પ્યારેલાલ હતા તે બિચારા ૧૧ દિવસના ઉપવાસ કરે, તેની ઉપર તેને ગાળ પડે, ઝાડો પેશાબ કરવાને માટે છુટ્ટો જવા ન દે. એ બધું એણે શા સારુ કરેલું? એવા એવા જેના સાથી પડ્યા છે તેની સેવા આપણાથી શી રીતે થવાની? હવે પાછો એમને દેખવા પામીશ કે નહીં તે પણ ભગવાન જાણે છે!" કહીને લાંબો નિસાસો નાખ્યો, અને પાછો આગ્રહ કરવા લાગ્યો: "મને કહો, ભાઈ કહો, હું એમને માટે શું મોકલું? કાંઈ ખાવાનું મોકલું જે મારે હાથે એમણે ખાધું એમ માનીને મને તૃપ્તિ થાય?" આને જવાબ આપવાની મૂંઝવણમાં વખત જતો હતો ત્યાં તો બાપુ અને વલ્લભભાઈ મુલાકાત માટે જેલ દરવાજે ગયેલા તે આવી પહોંચ્યા અને અમારો સંવાદ અટક્યો.

* * *

બાપુના લોભને — સેવાના લોભને — કોણ પહોંચી શકે, કોણ સમજી શકે? હાથ દુઃખે છે, દાક્તરો ના પાડે છે છતાં, રેંટિયો ચલાવવાને એ દુઃખ સાથે

કશો સંબંધ નથી એમ કહીને આજે ૪૦૫ તાર ઉપર પહોંચ્યા છે અને કહેતા જાય છે, "જુઓ, પ્રગતિ થતી જાય છે ના!" આની સાથે ઉર્દૂ તાજું કરવાનો, ઝપાટાબંધ વાંચવાની શક્તિ મેળવવાનો, લોભ તો ઊભો જ હતો. રિહાનાબહેનના કાગળો ઉર્દૂમાં આવે તેને ઉર્દૂમાં લખવાનો પ્રયત્ન કરી તેની પાસે ભૂલો સુધરાવે અને મારી 'ઉસ્તાની' કરીને એને સંબોધે અને પોતાને એના શાગિર્દ લખે. આ ચાલતું હતું તેટલાથી સંતોષ ન માની હવે ઉર્દૂની બધી ચોપડીઓ જેલ-પુસ્તકાલયમાંથી મંગાવી અને સવારે ખાતાં ખાતાં એ વાંચવાનું શરૂ કર્યું છે. આકાશદર્શનમાંથી તો ઈશ્વરની વિભૂતિઓનાં દર્શનના ઘૂંટડા છૂટે છે એટલે તે વિષે ચોપડીનો ભંડોળ વધાર્યે જાય છે. પત્રવ્યવહાર પણ વધાર્યે જાય છે. અને રસ્કિનનાં પુસ્તકો વાંચતાં તેમાં એવા ગરકાવ થઈ જાય છે કે તે વેળા લાગે છે કે આમાંથી સૂઝતા વિચારો બેઠા બેઠા લખી કાઢીએ.

. . .ની તબિયતના સમાચાર લેવા મને સુપરિન્ટેન્ડન્ટની પરવાનગી મેળવીને મોકલ્યો. તેને દસ્ત નથી થયો સાંભળીને તેને માટે લેવાના ઇલાજ વિષે તુરત જેલરને કાગળ લખ્યો.

૧૭-૪-'૩૨ કાલે બાપુના લોભની વાત કરી હતી. આજે ડૉક્ટરનું કહેલું માનવાના હેતુથી — એટલે કે ડાબા હાથની કોણીના હાડકાને આરામ આપવાની એની સલાહ માનવાના હેતુથી — નવી જ યુક્તિ કાઢી. બારડોલીમાં બનેલો 'યરવડા ચક્ર' એવો છે કે જેની ત્રાક ઊલટાસૂલટી ચડાવી શકાય. ડાબા હાથે આ રેંટિયો ચલાવી શકાય એવી રીતે એની ઉપર ત્રાક ઊલટી ચડાવીને એ રેંટિયો ચલાવવા માંડ્યો. આમાં આરામ મળવાનો કેટલો સંભવ હશે તે હું નથી સમજી શક્યો; કારણ ડાબા હાથે તાર ખેંચવાને બદલે ડાબો હાથ ચક્કર ચલાવે છે, અને જમણો તાર ખેંચે. બન્નેની ઉપર પડતી તાણ માત્ર અદલ-બદલ થાય. પણ બાપુએ તો એ પ્રયોગ શરૂ કર્યો. થોડી વાર તો તાર કાઢવો મુશ્કેલ પડ્યો. નાશિકમાં મારો જમણો હાથ બહુ દુ:ખતો હતો ત્યારે મેં આ યુક્તિ કરી જોઈ હતી. પણ હું એકે તાર કાઢી નહોતો શક્યો, એટલે પડતી મૂકી હતી. પણ બાપુએ તો ચલાવ્યે જ રાખ્યું. કલાક દોઢેક તેના ઉપર પ્રયત્ન જારી રાખ્યો અને સાત પૂણી કાંતી. સાતમી પૂણીમાંથી તો હંમેશની જેમ તાર નીકળતા હતા. એટલે મને ખુશ થઈને કહે: "જો, ૯૫ તાર નીકળ્યા, એટલે મારા રોજના ૩૭૫ તો પૂરા થયા, કારણ ગઈ કાલના ૨૮૨ વધેલા છે." મેં કહ્યું: "બાપુ, આમાં આરામ તો ઓછો જ

મળે છે." બાપુ કહે: "આરામ તો ટેવ પડશે એટલે મળશે, ન મળે તોયે એ ખોટનો વેપાર નથી, કારણ જમણો હાથ કોક વાર છેક ખોટકી પડે તો આ ટેવ પડેલી સારી છે!"

આજે મેજર મહેતાએ બાપુની કોણી ઉપર વીજળીથી ચંપી આપવાનો ઇલાજ કર્યો.

મેજર માર્ટિન રજા ઉપર ગયો તે પોતાના ઘરના વધેલા શીશા અહીંની ઇસ્પિતાલને માટે મોકલતો ગયો. બાપુએ આ વાત જાણી એટલે કહે: "જુઓની, એને જેલીઓનો એટલો વિચાર છેને! આ લોકો એવા છે કે પોતાનો સ્વાર્થ જ્યાં ન આવતો હોય તેવી બધી બાબતોમાં સીધા અને પોતાનું કર્તવ્ય સમજનારા છે."

ગરીબી — દારિદ્ર્યનું હેનરી જ્યૉર્જનું વર્ણન કેવું સોંસરું પેસી જાય તેવું છે? Poverty is the open-mouthed, relentless hell which yawns beneath civilized society. ગરીબી એ સુધરેલા સમાજને તળિયે મોં ફાડીને ઊભેલું નિષ્ઠુર નરક છે.

**૧૮-૪-'૩૨** આજે બાપુએ યરવડા ચક્રના મોઢિયામાં ફેરફાર કર્યા. કાલના રેંટિયાની ધરીઓ બરોબર નહોતી તેને લીધે પોતાનો જ રેંટિયો ઠીક કર્યો; અને ડાબા હાથનો પ્રયોગ ચાલુ રાખ્યો. પરિણામ કાલના કરતાં સારું હતું. કાલે ૯૫ તાર કરતાં ૩॥ કલાક લાગ્યા હતા, આજે ૮૫ તાર અઢી કલાકમાં નીકળ્યા. વલ્લભભાઈ કહે: "આમાં કાંઈ ફાયદો ન થાય. પાકી કોઠીએ કાના ન ચઢે. આપણું જૂનુ ચાલતું'તું તેમ ચાલવા દોની." બાપુ કહે: "કાલના કરતાં આજે પ્રગતિ સારી થઈ છે. એની કોઈ ના પાડી શકે તેમ નથી." વલ્લભભાઈ કહે: "એ તો આશ્રમમાં કોઈ જાણશે તો ડાબે હાથે કાંતવાનું શરૂ કરી દેશે, અને એ પંથ ચાલશે." બાપુ: "એ તો જાણવાના જ, આ વખતે લખીશ." વલ્લભભાઈ જરા ગંભીર થઈને: "આના કરતાં તો બાળકોને જ બંને હાથે રેંટિયા ચલાવતાં શીખવ્યા હોય તે સારું." બાપુ કહે: "સાચી વાત. જપાનમાં તો બાળકોને બંને હાથ વાપરવાનું શીખવવામાં આવે છે જ."

નારણદાસભાઈને કાગળ લખ્યો. તેમાં પ્રયોગની ઉત્પત્તિ વર્ણવી, અને તે ઉપરથી ઊપજતા વિચારો જણાવ્યા. અને આશ્રમમાં જેનાથી થઈ શકે તેને ડાબાજમણા બંને હાથ રોજની અનેક ક્રિયાઓ માટે વાપરવાની ભલામણ કરી.

* * *

આસામથી એક ૬૧ વર્ષના વૃદ્ધે પોતાના કાંતેલા અને પોતાના વણેલા ઝીણા વસ્ત્રનો કકડો બાપુને પહેરવાને માટે મોકલ્યો છે. આવા આવા કેટલાય ભક્તો દેશના ખૂણામાં પડ્યા હશે.

*　　　　*　　　　*

પુરુષોત્તમે રાજકોટથી એક લાંબો કાગળ લખીને ત્રણ સવાલો પૂછ્યા હતા: (૧) જૈનદર્શનના નિરીશ્વરવાદ અને ગીતાના ઈશ્વરવાદમાં ભેદ વિષે (૨) ઈશ્વરમાં કર્તૃત્વ ન હોય તો કૃપા કરનાર કોણ? ભક્તિ કરનારને ઈશ્વરકૃપા વિના બીજું કયું શ્રદ્ધાનું આલંબન રહે? માણસની પ્રાર્થના તે માણસની શુભેચ્છા કે એથી કાંઈ વધારે? (૩) સત્ય એ જ ઈશ્વર છે એ બાપુની વ્યાખ્યાનું રહસ્ય.

એને બાપુએ વિસ્તારથી ઉત્તર આપ્યો:

૧. જૈન નિરૂપણ અને સામાન્ય વૈદિક નિરૂપણ વચ્ચે મેં વિરોધ નથી જોયો, પણ કેવળ દૃષ્ટિબિંદુનો જ ભેદ છે. વેદનો ઈશ્વર કર્તા–અકર્તા બંને છે. જગત બધું ઈશ્વરમય છે તેથી ઈશ્વર કર્તા છે, પણ તે કર્તા નથી કેમ કે તે અલિપ્ત છે. તેને કર્મનું ફળ ભોગવવાપણું નથી. અને જે અર્થમાં આપણે કર્મ શબ્દ વાપરીએ છીએ તે અર્થમાં જગત એ ઈશ્વરનું કર્મ નથી. ગીતાના જે શ્લોક તેં ટાંક્યા છે તે આ રીતે વિચારતાં બંધ બેસે એવા છે. એટલું યાદ રાખવું: ગીતા એ એક કાવ્ય છે. ઈશ્વર નથી બોલતો કે નથી કાંઈ કરતો. ઈશ્વરે અર્જુનને કાંઈ કહ્યું છે તેવું નથી. ઈશ્વર અને અર્જુન વચ્ચેનો સંવાદ કાલ્પનિક છે. ઐતિહાસિક કૃષ્ણ અને ઐતિહાસિક અર્જુન વચ્ચે એવો સંવાદ થયો હતો એવું હું તો માનતો નથી. ગીતાની શૈલીમાં કાંઈ પણ અસત્ય છે અથવા તો અજુગતું છે, એમ પણ નથી. એવી રીતે ધર્મગ્રંથો લખવાનો રિવાજ હતો. અને આજ પણ કોઈ સંસ્કારી વ્યક્તિ લખે તો તેમાં કાંઈ દોષ ગણાય નહીં. જૈને કેવળ ન્યાયની, કાવ્યરહિત એટલા માટે લૂખી, વાત કહી દીધી અને કહ્યું કે જગતકર્તા એવો કોઈ ઈશ્વર નથી. એમ કહેવામાં કંઈ દોષ નથી, પણ જનસમાજ લૂખા ન્યાયથી દોરાતો નથી. તેને કાવ્યની જરૂર પડે જ છે. તેથી જૈનના બુદ્ધિવાદને પણ મંદિરોની, મૂર્તિઓની અને એવાં અનેક સાધનોની આવશ્યકતા જણાઈ. જોકે કેવળ ન્યાયની દૃષ્ટિએ એમાંનું કાંઈ નહીં જોઈએ.

(૨) ખરું જોતાં પહેલા પ્રશ્નના જવાબના ગર્ભમાં તારા બીજા પ્રશ્નનો જવાબ આવી જાય છે, જેમ બીજો પ્રશ્ન પણ પહેલાના ગર્ભમાં જ રહેલો છે, એમ હું માનું છું. 'કૃપા' શબ્દ કાવ્યની ભાષા છે. ભક્તિ

એ જ કાવ્ય છે. પણ કાવ્ય કાંઈ અયોગ્ય અથવા ઊતરતી વસ્તુ અથવા તો અનાવશ્યક વસ્તુ છે એમ નથી. એ અત્યંત આવશ્યક વસ્તુ છે. પાણી એ બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજનનું બનેલું છે એ ન્યાયની વાત થઈ. પણ પાણી એ ઈશ્વરદત્ત ભેટ છે એમ કહેવું એ કાવ્યની વાત થઈ. એ કાવ્ય સમજવું એ જીવનનું આવશ્યક અંગ છે. પાણીનો ન્યાય સમજવો એ આવશ્યક અંગ નથી. તેમ જ જે કાંઈ થાય છે તે કર્મનું ફળ છે તેમ કહેવું તે અત્યંત ન્યાયયુક્ત છે. પણ કર્મની ગતિ ગહન છે. આપણે દેહધારી એટલા બધા પામર છીએ કે એક સામાન્યમાં સામાન્ય પરિણામ માટે પણ જેટલાં કર્મો જવાબદાર હોય એ બધાનું જ્ઞાન આપણે નથી પામી શકતા. તેથી ઈશ્વરની કૃપા વિના કશું નથી થતું એમ કહેવું એ બરોબર છે અને એ જ શુદ્ધ સત્ય છે. વળી અમુક દેહમાં રહેલો આત્મા એક ઘડામાં રહેલા વાયુની માફક કેદી છે અને તે ઘડામાંનો વાયુ જ્યાં સુધી પોતાને નોખો માને ત્યાં સુધી એ પોતાની શક્તિનો ઉપયોગ નથી કરી શકતો. તેમ શરીરમાં કેદ થયેલો આત્મા પોતે કંઈક કરે છે એમ માને તો સર્વ-શક્તિમાન પરમાત્માની શક્તિથી વંચિત રહે છે. તેથી પણ, એમ કહેવું કે જે કાંઈ પણ થાય છે તે ઈશ્વર જ કરે છે, એ જ વાસ્તવિક છે અને સત્યાગ્રહીને શોભે છે. સત્યનિષ્ઠ આત્માની ઇચ્છા પુણ્ય હોય અને તેથી એ ફળે જ છે તે વિચારતાં જે પ્રાર્થનાના શ્લોક તેં ટાંક્યા છે એ પ્રાર્થના આપણી નિષ્ઠાના પ્રમાણમાં અવશ્ય આખા જગતને માટે પણ ફળે. જગત આપણાથી ભિન્ન નથી, આપણે જગતથી ભિન્ન નથી. સૌ એકબીજામાં ઓતપ્રોત પડેલાં છે, અને એકબીજાના કાર્યની અસર એકબીજા પર થયાં કરે છે. અહીં વિચાર પણ કાર્ય છે એમ સમજી લેવું એટલે એક. પણ વિચાર મિથ્યા જતો નથી. તેથી જ આપણે હંમેશાં સારા વિચારો કરવાની ટેવ પાડવી રહી.

૩. ઈશ્વર નિરાકાર છે અને સત્ય પણ નિરાકાર છે એથી સત્ય એ ઈશ્વર એમ મેં નથી જોયું કે ઘટાવ્યું. પણ મેં એમ જોયું કે ઈશ્વરનું સંપૂર્ણ વિશેષણ તો સત્ય જ છે, બાકીનાં બધાં વિશેષણ અપૂર્ણ છે. ઈશ્વર શબ્દ પણ વિશેષણ છે, અને અનિર્વચનીય મહાન તત્ત્વને ઓળખાવનારું એક વિશેષણ છે. પણ ઈશ્વરનો ધાત્વર્થ લઈએ તો ઈશ્વર શબ્દ રસ વિનાનો લાગે છે.

ઈશ્વરને રાજારૂપે ઓળખવાથી બુદ્ધિની તૃપ્તિ થતી નથી. રાજારૂપે એને ઓળખવાથી આપણામાં એક જાતનો ભય ભલે પેદા થાય અને તેથી પાપ કરતાં ડરીએ અને પુણ્ય કરવાનું પ્રોત્સાહન મળે. પણ એવું ભયવશ

થયેલું પુણ્ય પણ લગભગ પુણ્ય મટી જાય છે. પુણ્ય કરીએ તો તે પુણ્યને ખાતર જ કરીએ, ઇનામને સારુ નહીં. આવા અનેક વિચારો કરતાં કરતાં એક દિવસ એમ લાગી આવ્યું કે ઈશ્વર સત્ય છે એમ કહેવું એ પણ અધૂરું વાક્ય છે. સત્ય એ જ ઈશ્વર છે, એ માણસની વાચા પહોંચી શકે ત્યાં લગીનું પૂર્ણ વાક્ય છે. સત્ય શબ્દનો ધાત્વર્થ વિચારતાં પણ એ જ પરિણામ આવે છે. સત્ય સત્‌માંથી નીકળેલો શબ્દ છે અને સત્‌ એટલે ત્રણે કાળે હોવું. ત્રણે કાળ જે હોઈ શકે તે તો સત્ય જ હોય અને તે સિવાય બીજું કાંઈ ન હોય. પણ સત્યને જ ઈશ્વરરૂપે ઓળખતાં કાંઈ શ્રદ્ધા ઓછી થવી ન જોઈએ. મારી દૃષ્ટિએ તો ઊલટી વધવી જોઈએ. મને તો એ જ અનુભવ થયો છે. સત્યને પરમેશ્વર રૂપે ઓળખતાં અનેક પ્રપંચોમાંથી છૂટી જઈએ છીએ. ચમત્કારો જોવાની કે સાંભળવાની ઇચ્છા નથી રહેતી. ઈશ્વરદર્શનનો અર્થ સમજવામાં મુશ્કેલી આવે, સત્યદર્શનનો અર્થ સમજવામાં મુશ્કેલી છે જ નહીં. સત્યદર્શન પોતે ભલે મુશ્કેલ હોય, મુશ્કેલ છે જ; પણ જેમ જેમ સત્યની નજદીક જતા જઈએ તેમ તેમ આપણે એ સત્યરૂપ ઈશ્વરની ઝાંખી કરતા જઈએ છીએ. એટલે પૂર્ણ દર્શનની આશા વધે અને શ્રદ્ધા પણ વધે.

**૧૯-૪-'૩૨**

આજે લક્ષ્મીદાસભાઈને બાપુની સૂચના અને સુધારા પ્રમાણે રેંટિયો મોકલ્યો. એમાં પણ બાપુ કહે: "હજી અમુક સુધારા થઈ શકે." લક્ષ્મીદાસભાઈ કાથાની દોરીના ચમરખાના પક્ષપાતી છે, બાપુ સૂતરની સીંદરીના પક્ષપાતી છે. કાથાની દોરીથી કઠોર અવાજ નીકળે છે. નવો રેંટિયો મેં ચલાવવા માંડ્યો અને એવો અવાજ નીકળવા માંડ્યો કે બાપુ આંતરડી કપાઈ જતી હોય તેવું મોં કરીને કહે: "કોઈ કલાકારને પોતાની કૃતિમાંથી બેહૂદો સૂર નીકળતો હોય અને દુઃખ થાય છે તેમ મને થાય છે." પોતે અહીંના મોઢિયામાં અમુક ફેરફારો સૂચવીને અહીંના સુથાર પાસે નવું મોઢિયું કરાવ્યું અને એનું પરિણામ ડાબે હાથે પણ સરસ આવ્યું. બાપુ જાણે જન્મથી યંત્રશાસ્ત્રી હોય એવું ઘણી વાર જોઈ શકાય છે, તેમ જ વૈદ્ય. વલ્લભભાઈ માટે સક્કરનો પાક આવ્યો, બાપુએ તુરત જ એનું પૃથક્કરણ કરી આપ્યું. વલ્લભભાઈ: "તમને એ બધું શી રીતે ખબર પડે?" બાપુ કહે: "હું એક વર્ષ કંપાઉન્ડર પણ હતો ના?"

* * *

સુરેન્દ્રજીએ અગાઉ બ્રહ્મચર્ય વિષે કાગળ લખેલો, તેનો બાપુએ જવાબ આપેલો. સુરેન્દ્રજીએ ફરી શંકાઓ મોકલેલી તેના ઉત્તરમાં બાપુએ નીચેનો મહત્ત્વનો જવાબ લખાવ્યો:

"તમારા કાગળનો જવાબ આપવાની ઉતાવળ નહોતી. અને કેદી તરીકે મર્યાદા જાળવીએ તો ઠીક એમ વિચારીને જવાબ ઠેલ્યો. આગલા (વિલાયતના) કાગળમાં મને જે લખ્યું હતું એ હું તો સાવ ભૂલી ગયો છું. મનમાં મારે વિષે જે આવે તે લખવામાં સંકોચ રખાય જ નહીં; રાખવો એ ખરું જોતાં દોષ જ ગણાય. સંબંધીઓ અને સાથીઓ મારી કાંઈ પણ ટીકા મનમાં કરે એ મારી પાસે મૂકે તો એમાંથી મને શીખવાનું મળે; કેમ કે એ ટીકામાં વેરભાવ તો ન જ હોય; અને પ્રિયજનને વિષે મનમાં કાંઈક આવી જાય તો તેને ઝટ કહી દેવું એ પ્રેમ અને મિત્રતાની નિશાની છે. કહેવાના સંકોચની પૂરણી માગે એ પ્રેમ અધૂરો છે.

"'બધી સ્થિતિમાં રહી શકે તે જ બ્રહ્મચર્ય છે' એમાં બધી સ્થિતિનો પૂરેપૂરો અર્થ કરવાનો છે. ગમે તેવી લાલચમાં કે ગમે તેવા પ્રલોભનમાં આવી પડે તોપણ જે ટકી રહે તે બ્રહ્મચર્ય. પથ્થરનો પુરુષ કોઈએ બનાવ્યો હોય અને તેની પાસે કોઈ રૂપવતી યુવતી જાય તો તેની અસર પથ્થર ઉપર થવાની નથી. એમ પથ્થરવત્ રહી શકે તે બ્રહ્મચારી. પણ પથ્થરની પ્રતિમા નથી કાન વાપરતી કે નથી આંખ વાપરતી, તેમ પુરુષ પણ લાલચ શોધતો ન જાય. એ તો બ્રહ્મચારી નથી જ. એટલે પોતાના તરફથી તો પુરુષનું એક પણ કૃત્ય એવું નહીં હોવું જોઈએ કે જે વિકારના ચિહ્ન તરીકે ગણી શકાય. પણ મોટો સવાલ તો તમારા મનમાં આ છે. સ્ત્રી જાતિનું દર્શન, તેનો સંગ તે અનુભવે સંયમનાં વિઘાતક જોવામાં આવે છે તેથી તે ત્યાજ્ય છે. આ વિચારશ્રેણીમાં મને દોષ લાગે છે.

"સ્વાભાવિક સંગ, જેનું મૂળ સેવા છે, એ તજીને જ પાળી શકાય એ સંયમ નથી, એ બ્રહ્મચર્ય નથી. એ તો વૈરાગ્ય વિનાનો ત્યાગ છે. એટલે એ સંગ પ્રસંગે પાંગરવાનો જ. 'પર'નાં દર્શન વિના વિષયની નિવૃત્તિ નથી જ એ તો વેદવાક્ય છે. પણ એથી ઊલટું વાક્ય પણ એટલું જ સાચું છે. વિષયની નિવૃત્તિ વિના 'પર'નાં દર્શન નથી. એટલે કે બન્ને વસ્તુ સાથે સાથે ચાલે છે. છેવટનું વચન જરા સમજી લેવું ઘટે છે. રસ તો 'પર'નાં દર્શન પછી નિવૃત્ત થાય છે, એટલે વિષય શમ્યો હોય છતાં ઊંડે ઊંડે રસ રહી ગયો હોય તેથી 'પર'નાં દર્શન થયા વિના

વિષયવાસના જાગ્રત થવાનો સંભવ રહી જાય છે. સાક્ષાત્કાર થયા પછી વાસનામાત્ર અસંભવિત થાય છે. એટલે કે પુરુષ નરજાતિ મટીને નાન્યતર થાય છે. એનો અર્થ એ થયો કે એકડો મટીને શૂન્ય થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો પરમેશ્વરમાં શમી જાય છે. જ્યાં વાસના રહી નથી ત્યાં રસ પણ શું અને વિષય પણ શું? આમ બુદ્ધિને તો સાવ સીધું લાગે છે. અહીં 'પર' અને જ્યાં જ્યાં ઈશ્વર, બ્રહ્મ, પરબ્રહ્મ વગેરે શબ્દો આવે ત્યાં ત્યાં 'સત્ય' શબ્દ વાપરીને અર્થ કરવાથી અને સમજવાથી વસ્તુ-સ્થિતિ સ્પષ્ટ થશે અને સાક્ષાત્કારનો અર્થ પણ સહેલાઈથી સમજી શકાશે. આ ખેલ આત્મવંચનાનો નથી. આશ્રમમાં જેઓ કુટુંબભાવનાને નામે અંતરમાં વિષય સેવતા હશે એ તો ત્રીજા અધ્યાયમાંહેના મિથ્યાચારી છે. આપણે સત્યાચારીની વાત કરીએ છીએ. અને સત્યાચારીએ શું કરવું જોઈએ એ વિચારીએ છીએ. તેથી આશ્રમમાં ૯૯ ટકા કુટુંબભાવનાનો ડોળ કરીને વિષય સેવનાં હોય છતાં જો ૧ ટકા જેટલાં બહારથી અને અંતરથી કેવળ કુટુંબભાવનાને સેવતાં હોય તો તેથી આશ્રમ કૃતાર્થ થશે. અને તેથી આશ્રમમાં વિચારેલ આચાર યોગ્ય ગણાશે. એટલે આપણે બીજા શું કરે છે તે વિચારવાનું નથી, આપણે સારુ શું શક્ય છે તે જ વિચારવાનું છે. તેની સાથે સાથે આટલું તો ખરું છે જ કે કોઈના મહેલ જોઈને આપણી ઝૂંપડીને નહીં તોડીએ. કોઈ કુટુંબભાવનાથી રહી શકવાનો દાવો કરે, પણ આપણામાં એ શક્તિ આપણે ન ભાળીએ તો પેલાના દાવાનો સ્વીકાર કરતાં છતાં આપણે તો તે સ્પર્શથી દૂર જ રહીએ. આશ્રમમાં આપણે એક નવો, અને એટલે ભયંકર, પ્રયોગ કરી રહ્યા છીએ. એ પ્રયાસમાં જે સત્યને સાચવીને ભળી શકે તે ભળે. ન ભળી શકે તે દૂર રહે. બધાએ બધી રીતે આશ્રમમાં સ્ત્રીમાત્રની સાથે ભળવું એવો આપણે ધર્મ નથી કલ્પ્યો. એમ ભળવાની માત્ર આપણે છૂટ રાખી છે. એ છૂટ જે ધર્મ સેવતાં લે તે લઈ શકે છે, પણ એ છૂટ લેવા જતાં જેને ધર્મ ખોઈ નાખવાનો ભય છે તે તેનાથી સો ગાઉ વેગળો—આશ્રમમાં રહેવા છતાં—ભાગી શકે છે. . . .ને પોતાની દીકરી ગણી શકે અને તે પ્રમાણે તેની સાથે એક આશ્રમવાસી વ્યવહાર રાખે, પણ બીજો આશ્રમવાસી જે ઇચ્છા રાખવા છતાં એવો વ્યવહાર મનમાં ન કેળવી શકે એનો ધર્મ છે કે તેણે . . .નો સંગ તજવો. મેં અહીં મૃત દેહનું દૃષ્ટાંત લીધું છે. એવું દૃષ્ટાંત લેવામાં પણ કદાચ દોષ હોય તો એ એને બદલે 'અ' 'બ' સમજી લેવાં. 'ક'નું મન 'બ'ના પ્રત્યે 'અ'ના જેવું ન રહી શકે તો 'ક'ને સારુ આશ્રમમાં 'બ'નો અસ્પર્શ એ જ ધર્મ છે. અને એ

ધર્મનું પાલન જ્યાં જ્યાં મને ખબર પડી છે ત્યાં ત્યાં કરાવવાનો પ્રયત્ન કર્યો છે.

"ખુરશીની વાત ભૂલી જવા જેવી છે. એને મહત્ત્વ આપવાની આવશ્યકતા નથી. તમે 'कल्याणकृत्' છો એટલે સરવાળે સરખું જ થઈ રહેશે. બુદ્ધિ છે એનો પ્રયોગ થયાં જ કરશે. બુદ્ધિને રૂંધી નાખવાની જરાય આવશ્યકતા નથી. ભૂલો કરતાં કરતાં સાચા પ્રયોગ પણ થશે. અને એવું તો કાંઈ નથી જ કે બુદ્ધિના જેટલા પ્રયોગો કરો છો એ બધા ખોટા નીવડે છે. સોમાં પાંચ પ્રયોગ ખોટા નીવડ્યા હોય તો તેથી શું થયું? આપણને ભૂલો કરવાનો અધિકાર છે. ભૂલીશું ત્યાંથી ફરીથી ગણીશું અને આગળ ચાલીશું.

"લંડનમાં કયા પ્રસંગે હું બોલ્યો તે તો મને યાદ નથી. પણ જે વ્રત-પાલન કરે તે સ્ત્રીસમાજની અધિક સેવા કરી શકે એ વાક્ય તો સાચું છે જ. અને જેટલે અંશે હું તેમાં સફળ થયો હોઈશ એટલે અંશે સેવા અધિક થઈ જ હશે, એ વાત નિ:સંદેહ ગણવી જોઈએ."

* * *

'ક' વર્ગવાળાઓને નોટબુકો વગેરે આપવા વિષેની વાત કરતાં બાપુ કહે: "હું તો બધાંને આપું. પછી તેનો કોણ દુરુપયોગ કરે છે તે જોઉં. પણ પહેલાં સદુપયોગ કોણ કરશે એ નક્કી કરવાનો વિચાર કરું. વિલાયતમાં મહાદેવ અને દેવદાસ ત્યાંની જેલ જોઈ આવેલા. એ કહેતા હતા કે ત્યાં કેદીઓને કેટલીક સામાન્ય સગવડો એવી મળે છે કે અહીં નથી મળતી. વાત એ છે કે આપણે ભૂલી જઈએ છીએ કે આપણે અને આ કેદીઓ સરખા છીએ. મારી આગળ ક્વીન કહેતો કે આ લોકોમાં અને આપણામાં ફેર એટલો છે કે એ પકડાયા અને આપણને નથી પકડ્યા. ખૂની ખૂન કરી નાખે છે અને આપણે કેટલાયનાં ખૂન કરવા મનમાં ઇચ્છતા હશું, છતાં ડર કે ગમે તે લાગણીના માર્યા નથી કરતા એટલો ફેર." સુપરિન્ટેન્ડન્ટ સાહેબ આ વાતનો મર્મ ન સમજી શક્યા. તેમણે કહ્યું: "મારી આગળ ક્વીને આવી વાત કદી કરી નથી. તમારી આગળ કરી હશે તે ભાવાવેશમાં આવીને કરી હશે." આ માણસને એમ લાગ્યું કે આ કબૂલાતમાં કંઈ નાનમ આવી જાય છે! ઝીણી સમજની ખામી આ માણસમાં જેવી જોઈ તેવી બીજે ક્યાંય નથી જોઈ.

આજે આખરે દુખતો દાંત કઢાવવો પડ્યો. વલ્લભભાઈની ટીકા સાચી હતી. ૪૦ વર્ષની ઉંમરે દાંત પડવા માંડ્યા એ શું? દયાજનક સ્થિતિ છે એમાં શંકા નથી. મને યાદ છે, મારા પિતા પણ એ ઉંમરે દાંતના દરદથી પીડાતા અને દાંતો પડાવતા. મેજર મહેતા પોતે પાડી ગયા. એ માણસના વિવેક ઉપર બાપુ મુગ્ધ છે. બે કાગળોમાં બાપુએ મેજરનાં વખાણ લખ્યાં છે.

૨૦–૪–'૩૨

* * *

આજે સાંજે ફરીને આવીને પગ લુછાવતાં લુછાવતાં કહે: "આપણે રોમમાં વેટિકનમાં ઈશુ ખ્રિસ્તનું જે પૂતળું જોયું હતું તે નજર આગળથી ખસતું જ નથી. એને અંગે આપણા અભણ ગામડિયા માત્ર એક કપડાનો કટકો કમરની આસપાસ વીંટાળી રાખે એવો કટકો હતો. એ ઉપરાંત બીજું કશું નહીં! અને એની કરુણા તો વર્ણવી ન જાય."

વલ્લભભાઈએ 'લીડર'માંથી એક ઉતારો વાંચી સંભળાવ્યો. એડવર્ડ ટૉમ્સનનો વિલાયતના 'સ્પેક્ટેટર'ને લખેલો એક કાગળ — એ કાગળમાં ડાયરનો નવો જ બચાવ છે. તે એ કે માઈલ્સ અર્વિંગ સાથે પોતે દિલ્હીમાં જમતા હતા ત્યારે અર્વિંગે વાત કહેલી કે ડાયર જલિયાંવાલા પછી બોલેલો: "મને ખબર નહોતી કે બહાર નીકળવાનું બીજું દ્વાર જ ન હશે. અને લોકો બેસી રહ્યા એટલે મેં માન્યું કે એ લોકો હુમલો કરશે. એ વાતને છ માસ થયા પણ મારી આગળથી એ દૃશ્ય ખસતું નથી. મને એકે દિવસ ઊંઘ નથી આવી. હંટર કમિટી આગળ આપેલી જુબાની તો માત્ર બીજાના ચઢાવ્યાને લીધે કરેલી શેખી હતી."

આ ટૉમ્સન એ આજકાલ 'મેન્ચેસ્ટર ગાર્ડિયન'નો અહીંની સ્થિતિ ઉપર કાગળો લખનારો. કૉંગ્રેસ ઉપર એણે હલકા હુમલા કર્યા છે અને 'મૉડર્ન રિવ્યુ'એ એની સખ્ત ઝાટકણી કાઢી છે. એ માણસ 'ઢાલની બીજી બાજુ' (Other side of the shield)નો અને 'હિંદનું કલ્યાણ' (Welfare to India)નો કર્તા. એને ત્યાં જ ઑક્સફર્ડમાં બાપુની સાથે ઑક્સફર્ડના પંડિતોનો મેળાપ થયો હતો. વલ્લભભાઈ કહે: "આ માણસ તો તદ્દન લબાડ લાગે છે. 'મૉડર્ન રિવ્યુ'નો પણ એ જ અભિપ્રાય હશે." બાપુ કહે: "નહીં, હું એને લબાડ નહીં કહું. એની 'ઢાલની બીજી બાજુ' તમે વાંચી નથી. વાંચો તો તમે પણ ન કહો. એ પુસ્તક બહાર પાડવામાં એનો સ્વાર્થ નહોતો. કોઈના પૈસા લઈને એણે બહાર નહોતી પાડી. એમાં અંગ્રેજ ઇતિહાસકારોએ ઢાંકેલી બાબતો એણે

પ્રગટ કરી છે. અને અંગ્રેજોએ કરેલાં પાપના પ્રાયશ્ચિત્ત તરીકે હિંદુસ્તાનને સ્વતંત્રતા મળવી જોઈએ એમ લખ્યું છે. એ પુસ્તકથી એના ઉપર અંગ્રેજો ખૂબ ચિડાયેલા. એ માણસ અપ્રામાણિક નથી, પણ એ ભેદી છે, સમતોલ વિનાનો છે. આજે મને ગાળો દે, કાલે વખાણ કરે. આજે જયકરને ચઢાવે, કાલે એને ઉતારી પાડે. એની સાથેની વાતચીતમાં પણ એ જ છાપ મને પડી હતી.”

*　　　*　　　*

નાનાભાઈ ઉપર લખેલો કાગળ આ રોજનીશીમાં અગાઉ આવી ગયો છે. એના ઉત્તરમાં તેમણે લાંબો પત્ર લખ્યો: “તમારી સલાહ માનવાનું મન થાય છે. પણ હિંમત નથી થતી. ઘડીક વાર મન પણ નથી થતું. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન માટે ભિક્ષા માગું તો શું? મારો એ ફાળો ગણાશે. તમે પણ દરિદ્રનારાયણને માટે તો ભિક્ષા માગવા નીકળ્યા હતા. પણ મારી સમજમાં ભૂલ થતી હોય. મને જરૂર દોરજો.” એના જવાબમાં બાપુએ લખાવ્યું: “મને ધાસ્તી હતી તે પરિણામ આવ્યું છે. દરિદ્રનારાયણને અર્થે હું ભટક્યો એમાં તમે મારી સલાહ સાથે અસંગતિ જોઈ. જોશો એવી મને ધાસ્તી હતી. પણ મેં અસંગતિ નથી જોઈ. જ્યારે ફરવાને નીકળ્યો ત્યારે પણ મને એવું કંઈ લાગ્યું નહોતું. ભેદ આ છે: દક્ષિણામૂર્તિ તમારી સંસ્થા કહેવાય, જેમ આશ્રમ મારી સંસ્થા કહેવાય. દક્ષિણામૂર્તિમાં તમારું કર્તવ્ય દ્રવ્ય સંગ્રહ કરવાનું નહીં પણ ભણાવવાનું, વિદ્યાર્થીઓમાં તમારો આત્મા રેડવાનું. આશ્રમમાં મારું કામ દ્રવ્ય લાવવાનું નહીં પણ નિયમોનું પાલન કરીને આશ્રમવાસીની પાસે કરાવવાનું, તથા આશ્રમની વિવિધ પ્રવૃત્તિઓને પુષ્ટ કરવાનું. એમ કરવામાંથી જોઈતું દ્રવ્ય આવે એવી શ્રદ્ધા રાખવી જોઈએ. દરિદ્રનારાયણ-નિધિને માટે એથી ઊલટો કાયદો. એમાં તો વૃત્તિ જ નિધિ એકઠો કરવાની. દક્ષિણામૂર્તિને સારુ તમારાથી ન નીકળાય. પણ મિત્રો સુખેથી માગે. માગવાનો એમનો ધર્મ છે. હવે ભેદ સમજાયો? આ ભેદ આજનો નવો નથી. દક્ષિણ આફ્રિકામાં પણ એ ભેદને અનુસરીને હું વર્ત્યો. એટલે કે જ્ઞાન થતાં ફીનિક્સને સારુ ભિક્ષા બંધ કરી; પણ ત્યાંની જે લોક-સંસ્થા ચાલતી હતી તેને સારુ હું ઘેરઘેર ભટક્યો હતો. તેથી મારું તો હજી એ જ કહેવું છે કે તમારે આજ નહીં તો શીઘ્ર નિશ્ચય કરી લેવો જોઈએ કે દ્રવ્ય ઉઘરાવવાને સારુ તમે નહીં ભટકો. મદદ કરનારા મિત્રોને જાણો છો. એને કાગળ લખો અને નિશ્ચય બતાવી દો અને પછી જે થવાનું હોય તે થવા દો. આવી સંસ્થાઓની કદર હજુ લોકોમાં નથી, લોકો પોતાની મેળે આવી સંસ્થામાં દાન મોકલવાનો ધર્મ સમજ્યા નથી, એ બધું અર્ધસત્ય

છે. એવી સંસ્થા ચલાવનારા આપણે શ્રદ્ધારહિત એટલે દાન વિષે લોકો ખરી કેળવણી પામ્યા નથી. એ તો અવળચંડું કૂંડાળું છે. આપણે લોકોને કેળવણી આપી નહીં એટલે તે પામ્યા નહીં; લોકો પોતાની મેળે દાન આપતાં શીખે નહીં ત્યાં સુધી આપણે તેમના ઓટલા ભાંગવા. આ રીતે કામ પાટે ચઢે જ નહીં. લોક શીખે નહીં ને આપણામાં શ્રદ્ધા આવે નહીં. પરિણામે દળી દળીને ઢાંકણીમાં વાળ્યા જેવું થાય. તેથી આપણે કેટલાક ભારેમાં ભારે જોખમ ઉપાડીને પણ શ્રદ્ધાનો માર્ગ લેવો ઘટે છે. એ લેવાને તમે સાવ લાયક છો. પ્રમાણમાં જૂની સંસ્થા છે, પ્રતિષ્ઠા મેળવી છે, શિક્ષકો બધાય સ્વાર્થી નથી, જે શિક્ષા અપાય છે તે હેતથી અપાય છે. તેના સાક્ષી રૂપે કેટલાક વિદ્યાર્થીઓ તૈયાર પણ થયા છે. કેટલાક નિયમસર દાન દેનારા મળી આવેલા છે. એટલે વ્યવહારબુદ્ધિએ તપાસતાં પણ મેં સૂચવેલું પગલું અજુગતું નથી લાગતું. અને મારી દૃષ્ટિએ શુદ્ધ શ્રદ્ધા એ શુદ્ધ વ્યવહાર છે.

"તમે ફી વધારો અને સ્વાશ્રયી બનો તો ધનવાનનાં જ બાળકો આવે એમ શા સારુ માની લો છો? કેટલાક તો તમે મફત લેતા જ હશો. એનો બોજો તમે ધનવાનની ઉપર નાખો, તમારા શિક્ષણની તેમને ગરજ હશે તો એટલો કર આપશે, આપવો જોઈએ જ. તમારા શિક્ષણની આવશ્યકતા વિષે શંકા શાને લાવો છો? મારો તો દૃઢ વિશ્વાસ અને અનુભવ છે કે આપણી સારામાં સારી સંસ્થાઓ પણ દ્રવ્યની ભિક્ષામાં આચાર્યવર્ગ પોતાનો સમય રોકે છે તેથી પૂરો વિકાસ પામતી નથી. સંસ્થાનો આંતર વિકાસ એ જ આચાર્યની સાધના હોવી જોઈએ. તેને બદલે આચાર્યોને તેમનો અમૂલ્ય સમય દ્રવ્યને સારુ દેતા ભાળ્યા છે. મને તો એમ લાગે કે એમ કરવામાં આચાર્યો પોતાનો ધર્મ ભૂલ્યા. પોતાના ધંધા વિષે તેમણે શ્રદ્ધા ન રાખી. પરિણામ આપણે જોઈએ છીએ. એક વાર તો તમે બધા શિક્ષકો મળો, અને પછી જે મિત્રો આજ લગી દ્રવ્ય આપતા આવ્યા છે તેની સાથે મળો, અને પછી સંકલ્પ કરો. મળવું તે સલાહ લેવાને નહીં પણ સંકલ્પ કરવાને સારુ અને તે જાહેર કરવાને સારુ. શ્રદ્ધા કોઈની સલાહની વાટ નથી જોતી, અને જો સલાહ લેવા બેસશો તો ખોશો.

"આજ તો આટલેથી બંધ કરું. વળી મારી સાથે ઝઘડવું હોય તો સુખેથી ઝઘડજો. તમને કાગળ લખવાની નવરાશ હશે, તો મને તો છે જ; અને આવી નવરાશ બહાર કોઈ તો હોય જ નહીં. એટલે મારા વિશેષ જ્ઞાનનો અને વિશેષ અનુભવનો પૂરેપૂરો લાભ ઉઠાવી લેજો. નહીં ઉઠાવો તો તમે ખોશો. આ બાબતમાં હું કુશળતા ધરાવું છું એમ કહેતાં જરાય

સંકોચાતો નથી, નથી લજવાતો. મારી કુશળતા તમે કબૂલ રાખો કે નહીં એ તમે જાણો. પણ સર્પના ડંખનો ઉતાર જાણનાર માણસ પોતાની કળાને વિષે શંકિત રહે અથવા છુપાવે તો એ જેમ મૂરખનો સરદાર ગણાય એમ હું પણ મારી કળાને જાણતો છતાં છુપાવું તો એવા મૂરખનો ભાઈ બનું. હાથે કરીને એવો બનવાની ઇચ્છા નથી.”

* * *

બહાર સૂવાની આદત વિષે વાત કરતાં મેં બાપુને યાદ આપ્યું કે “આપ તો દક્ષિણ આફ્રિકામાં પણ બહાર ખુલ્લામાં સૂનારા હતા એવું ‘આત્મકથા’માં છે.” બાપુ કહે: “હાસ્તો. બહાર સૂતા એટલે શું? દક્ષિણ આફ્રિકાની સખ્ત ઠંડીમાં જ નહીં પણ વરસાદમાં પણ. ઠંડીમાં સારી પેઠે ઓઢવાનું હોય. કૅલનબૅક ઢગલો કામળા ભેગા કરે, અને વરસાદમાં ઉપર મીણપાટના કપડા જેવું રાખવું કે જેથી પાણી નીચે ઊતરી જાય. મોં પર પણ કાંઈ ઢાંકણ માટે યુક્તિ વિચારી લીધી હતી. અમે તો ઝનૂની પ્રયોગખોર હતા; જે લીધું તેનો અંત કાઢવો. કાંદામાં શક્તિ છે એમ જાણ્યું એટલે મંડ્યા કાંદા ખાવા ઉપર. એક વાર આમલી સારી રીતે ખાતો. આમલી સ્કર્વી નામના રોગને નાબૂદ કરનાર છે અને લીંબુ બહુ મોંઘાં મળે એટલે ઢગલેઢગલા આમલી ખાતા — મગફળીની સાથે — આમલી અને ગોળનું પાણી કરીને !”

૨૧–૪–’૩૨

બાપુ સવારના પહોરમાં કાકા વિષે વાત કરતા ઊઠ્યા. પ્રાર્થના શરૂ કરીએ તે પહેલાં જ વાતો કરવા મંડ્યા: “કાકાને દૂધ નથી આપતા એ વાત બરોબર નથી લાગતી. ગાયનું દૂધ નથી આપી શકતા એમ કહ્યું હશે. અને ઑલિવ ઑઇલ એ ગાયનું માખણ ન આપી શકે એ કારણે હશે. દુર્દશા એવી છે કે ગાયનું દૂધ ઘણે ઠેકાણે નથી મળતું. મદ્રાસમાં બિલકુલ ન મળે, પંજાબમાં ન મળે, મહારાષ્ટ્રમાં પણ નહીં મળતું હોય. પણ ગાયના દૂધના વ્રતવાળો નેસલ્સ મિલ્ક લે તો ચાલે, પરદેશની ડેરીનું માખણ લે તો ચાલે — કારણ એ બધાં ગાયના દૂધનાં હોય છે!” ગાયના દૂધનું વ્રત ક્યાં લઈ જાય છે એ આમાંથી સમજાય છે!

પ્રાર્થના પછી કહે: “આજે જ ઇન્સ્પેક્ટર જનરલને લખવું પડશે, જોકે આ બધી ખબર ક્યાંથી ગાંધીને પડી એ સવાલ ઊભો થાય, અને સુપરિન્ટેન્ડન્ટને આપણી ટપાલ કાળજીથી જોવાના હુકમ મળે, તો આશ્ચર્ય નહીં!”

ગિરધારી આજે મળવા આવવાનો હતો પણ ન આવ્યો. સવારે બાપુએ ડોઇલને બે કાગળો લખ્યા. એક કાકા—નરહરિને વિષે, અને બીજો મુલાકાત લેવા આવનારા રાજકાજમાં ભાગ ન લેતા કેદીઓ વિષે.

ગોકુલદાસ તલાટીને જોવાને માટે મને હોસ્પિટલમાં મોકલવાની બાપુએ સુપરિન્ટેન્ડન્ટને વિનંતી કરી, પણ એણે ન સ્વીકારી.

**૨૨–૪–'૩૨**

કાલે કાકા વિષેનો અને બીજો કાગળ ઇન્સ્પેક્ટર જનરલને લખ્યા હતા તે ન ગયા, આજે સવારે ગયા; અને આજે જ સાંજે બેલગામથી મણિ અને કાકાનો કાગળ આવ્યો. બંને કાગળમાંથી ઘણું જાણવાનું મળી રહ્યું. સૌ પૂરેપૂરી તપશ્ચર્યા કરી રહ્યાં છે. કાકાસાહેબને દૂધ ઘી નથી મળતાં, પીઠમાં શૂળ છે, નરહરિ વગેરેને મળી શકતા નથી અને વાગ્યજ્ઞ ચલાવે છે. એમના વાગ્યજ્ઞનો ઉપભોગ લેનારા પણ ભાગ્યશાળી જ ના! નરહરિ ઊન પીંજવા, કાંતવાનું કામ કરે છે. એમના તો આટલા ઉપરાંત બીજા કશા જ ખબર નથી. મણિ સારી રીતે સુકાઈ છે, ગીતા આખી મોઢે કરી છે, અને દુઃખ પણ ઠીક ભોગવ્યું છે.

આજે બીજા પણ ઘણા કાગળો છે. ફાધર એલ્વિન લખે છે કે ત્યાંનો બિશપ એને ઈશુના દ્રોહીનો ઇલકાબ આપે છે અને દેવળોમાં પ્રવચન કરવા નથી દેતો! મૈથિલીશરણ ગુપ્તે ઊર્મિલાના વિષાદનો એક ૧૮ પાનાંના લાંબા કાગળમાં બચાવ કર્યો છે. આખો કાગળ કાવ્ય છે એમ બાપુએ કહ્યું. એ કાગળની નકલ કરનાર 'અજમેરી' એ મુસલમાન છે અને મૈથિલીશરણનો શિષ્ય છે. હિંદી કાવ્યસાહિત્યાદિનો ભારે પ્રેમી છે.

**૨૩–૪–'૩૨**

અમારે ત્યાં છાપાં વાંચવાનું કામ વલ્લભભાઈનું. હું પીંજીને કાંતવાને માટે વરંડામાં આવું ત્યાં વલ્લભભાઈ છાપાનું બીજું વાચન કરતા હોય. હું પૂછું : "ટૂંકમાં સમાચાર?" તો એમની પાસે જવાબ તૈયાર હોય : 'મુસ્લિમ પરિષદમાં ખેડાના કલેક્ટર', 'સેમ્યુઅલ હોર ટેનિસ રમે છે', તો બીજે દિવસે ખબર હોય : 'મિ. એસ. પરણ્યા'. સરોજિની પકડાયાની ખબર આવી. માલવીજી મોટરમાં દિલ્હી જવા નીકળી પડ્યા છે. એમની ૭૦ વર્ષની ઉંમરે ભારે જહેમત ઉઠાવી કહેવાય, અને સરકારને માટે દોડાદોડ કરી મૂકવાનું કામ પણ ઠીક કાઢ્યું.

ગઈ કાલે કરાંચીની જેલમાં સત્યાગ્રહી કેદીઓને રાષ્ટ્રીય ધૂનોના પોકાર માટે ફટકા પડ્યા, અને તેનો બચાવ કરનારી

૨૪-૪-'૩૨ નોંધ જિલ્લા મૅજિસ્ટ્રેટે બહાર પાડી છે એ વાંચી બાપુ ખૂબ દુ:ખી થયા. આજે ફરીને પાછો એટલો ભાગ છાપામાં વાંચી જવાને માટે માગ્યો અને હૈયું વલોવાઈ ગયું. માલવીજી અને સરોજિની બંને પકડાયાની ખબર આજે આવી તેથી રાજીરાજી થઈ ગયા. વલ્લભભાઈને કહે: "કહો હવે કોઈ બાકી રહ્યું છે? જેટલાએ જેલમાં જવું જોઈતું હતું તે સૌ પહોંચી ગયાં છે!"

એલ્વિનના કાગળનો આગળ ઉલ્લેખ આવ્યો છે. બિશપે એને ચર્ચમાં પ્રવચન કરવાની રજા ન આપી એ વિષે લખ્યું

૨૫-૪-'૩૨ હતું અને સનાતની ખ્રિસ્તી તરીકે દેવળમાં જવાનું ન બને તે વિષે દુ:ખ વ્યક્ત કર્યું હતું. તે વિષે બાપુએ એને લખ્યું:

"I wish you will not take to heart what the Bishop has been saying. Your church is in your heart. Your pulpit is the whole earth. The blue sky is the roof of your church. And what is this Catholicism? It is surely of the heart. The formula has its use. But it is made by man. If I have any right to interpret the message of Jesus as revealed in the Gospels, I have no manner of doubt in my mind that it is in the main denied in the churches, whether Roman or English, High or Low. Lazarus has no room in those places. This does not mean that the custodians know that the Son of Sorrows has been banished from the buildings called House of God. In my opinion, this excommunication is the surest sign that the truth is in you and with you. But my testimony is worth nothing, if when you are alone with your Maker, you do not hear the Voice saying, 'Thou art on the right path'. That is the unfailing test and no other."

"હું ઇચ્છું કે બિશપની વાતોથી તમે જરાય ગભરાઓ નહીં. તમારું દેવળ તમારા દિલમાં જ છે. આખી દુનિયા તમારી વ્યાસપીઠ છે. આ ભૂરું આકાશ તમારા દેવળનો ઘુમ્મટ છે. અને આ સનાતનીપણું છે શું? સાચે જ એ તો હૃદયમાં રહેલી વસ્તુ છે. એ નામનો ઉપયોગ છે ખરો. જોકે આખરે તો માણસે આપેલું એ નામ છે. જો સુવાર્તાઓમાં આપેલા

ઈશુના સંદેશાનો અર્થ કરવાનો મને કશો અધિકાર હોય તો મારા દિલમાં લેશ પણ શંકા વિના હું કહેવા તૈયાર છું કે એ સંદેશાનો આજે દેવળોમાં ઇનકાર થઈ રહ્યો છે, પછી એ દેવળ રોમન હો કે અંગ્રેજ હો, મોટું હો કે નાનું હો; લાઝરસ માટે તો એ દેવળોમાં જગા જ નથી. આનો અર્થ એ નથી કે દેવસ્થાનો કહેવાતાં એ મકાનોમાંથી કરુણાસાગર ઈશુને દેશવટો દેવામાં આવ્યો છે, એનું ત્યાંના પૂજારીઓને જ્ઞાન છે. પણ મારો મત એવો તો છે જ કે સત્ય તમારી અંદર અને તમારા પક્ષમાં છે એની તમારો આ બહિષ્કાર, એ અચૂક નિશાની છે. પરંતુ તમે એકાંતમાં ભગવાનના ધ્યાનમાં મગ્ન હો તે વખતે જો એવો અવાજ ન સાંભળો કે 'તું સાચા રાહ પર છે' તો મારા અભિપ્રાયની કશી કિંમત ન ગણવી. ખરી સાબિતી પેલા અંતરના અવાજની જ છે, બીજી નહીં."

એક બંગાળી સાધકને બ્રહ્મચર્ય વિષે લખ્યું:

"I have your letter. *Brahmacharya* is a mental state. It is undoubtedly helped by abstentiousness in all respects. But diet plays the least part in giving one the necessary mental state. Not that wrong diet will not hinder progress. What I want to say is that right diet, taken in moderation, is not the only thing in the observance of *brahmacharya* though it is undoubtedly one of the necessary things. Indulgence of the palate will be the surest sign of weak mental state which is repugnant to *brahmacharya*. The sovereign remedy for the observance of *brahmacharya* is realization that the soul is a part of the Divine and that the Divine resides within us. A heart grasp of the fact induces mental purity and strength. You should therefore read such books as would enable you to grasp the central fact, cultivate such companionship as would constantly make you think of the Divine presence and follow all the directions given about fresh air, hip baths, etc. in my book called 'Self-restraint vs. Self-indulgence'. And when you are doing all these things regularly and industriously, do not brood over all that happens, but have confidence that success is bound to attain your effort."

"તમારો કાગળ મળ્યો. બ્રહ્મચર્ય એ મનની સ્થિતિ છે. અલબત્ત સઘળા પ્રકારના નિગ્રહથી એને મદદ મળે છે ખરી. આવશ્યક મનઃસ્થિતિ

પ્રાપ્ત કરવામાં આહાર ઓછામાં ઓછી મદદ કરે છે, પણ ખોટા આહારથી પ્રગતિ અટકે તો છે જ. આ ઉપરથી હું એટલું કહેવા ઇચ્છું છું કે યોગ્ય આહાર મિત પ્રમાણમાં લેવામાં આવે, એટલું એક જ સાધન બ્રહ્મચર્યના પાલનમાં મદદ કરવા માટે પૂરતું નથી. જોકે ઘણાં આવશ્યક સાધનોમાંના એક તરીકે એને ગણી શકાય. જીભના ચટાકા કરવા એ નબળી મનઃસ્થિતિનું લક્ષણ છે અને એ વસ્તુ બ્રહ્મચર્યને બાધક છે. બ્રહ્મચર્યના પાલનને માટે રામબાણ ઇલાજ તો એ છે કે આ જીવ એ પરમાત્માનો જ અંશ છે અને પરમાત્માનો આપણા હૃદયમાં વાસ છે એ વસ્તુ અનુભવાતી થાય. આપણે આ વસ્તુ હૃદયથી સમજતા થઈએ, તેમાંથી મનની શુદ્ધિ અને દૃઢતા પ્રાપ્ત થાય છે. તમારે એવી ચોપડીઓ વાંચવી જોઈએ જે આ મુખ્ય વસ્તુ સમજવામાં તમને મદદ કરે. તમારે એવી સંગતિમાં રહેવું જોઈએ જેને લીધે ભગવાનની હાજરીનો તમને હંમેશાં વિચાર રહ્યાં કરે. ''નીતિ-નાશને માર્ગે'' નામની મારી ચોપડીમાં તાજી હવા, કટિસ્નાન વગેરે બાબત જે સૂચનાઓ આપી છે તેનો અમલ કરો. આ બધી વસ્તુ નિયમિતતાથી અને ખંતપૂર્વક કરો, પછી સ્ખલનો થાય તેની ચિંતા ન કરો, પણ વિશ્વાસ રાખો કે તમારો પ્રયત્ન સફળ થવાનો જ છે."

એક એમ. એ., બી. એસસી.એ લખ્યું : "બહુ વિજ્ઞાન વાંચ્યા પછી ઈશ્વરશ્રદ્ધા બેસતી નથી છતાં હોવી જોઈએ એમ લાગે છે. શો ઉપાય ?" એને લખ્યું :

"I have your pathetic letter. Seeing that God is to be found within, no research in physical sciences can give one a living faith in the Divine. Some have undoubtedly been helped even by physical sciences, but these are to be counted on one's fingertips. My suggestion therefore to you is not to argue about the existence of Divinity, just as you do not argue about your existence, but simply assume like Euclid's axiom, that God is, if only because innumerable teachers have left their evidence and what is more their lives are an unimpeachable evidence. And then as evidence of your own faith, repeat रामनाम every morning and every evening at least for quarter of an hour each time and saturate yourself with Ramayana reading."

"તમારો કરુણ કાગળ મળ્યો. ઈશ્વર તો અંતરમાં રહેલો છે. એટલે ભૌતિક વિજ્ઞાનનાં ગમે તેટલાં સંશોધનોમાંથી ઈશ્વર ઉપરની જીવંત શ્રદ્ધા મળવાની નથી. જોકે ભૌતિક વિજ્ઞાનથી કેટલાકને મદદ મળી છે ખરી, પણ

એવા તો આંગળીને વેઢે ગણાય એટલા જ છે. તમને મારી સૂચના તો એ છે કે ઈશ્વરના અસ્તિત્વ વિષે દલીલો ન કરો, જેમ આપણી પોતાની હસ્તી વિષે આપણે દલીલ નથી કરતા તેમ. યુક્લિડના સ્વતઃસિદ્ધ સૂત્રની માફક એમ માની જ લો કે ઈશ્વર છે, કારણ અસંખ્ય ધર્માત્માઓ એમ કહી ગયા છે અને એમનાં જીવન એ વસ્તુનો નિઃશંક પુરાવો છે. તમારી પોતાની શ્રદ્ધાના પુરાવા તરીકે રોજ સવારે ને સાંજે પા પા કલાક રામનામનું રટણ કરો અને રામાયણના વાચનમાં રમમાણ રહો."

આ અઠવાડિયે ૪૪ કાગળો લખ્યા. આશ્રમના સરવૈયા વિષે એક હૃદયસોંસરી પેસી જાય એવી નોંધ લખી મોકલી. નાનાં નાનાં છોકરાંની નાની કાપલીઓ કેટલીક અદ્‌ભુત છે. એક બાળકીએ નાનકડા સંવાદમાં ભારતમાતાનો વેશ લીધો હતો. તેને બાપુએ લખેલું : "તું ભારતમાતાના ગુણ કેળવજે." એણે પૂછ્યું : "ભારતમાતાના ગુણ કયા?" બાપુએ એને લખ્યું : "ભારતમાતામાં ધીરજ, સહનશીલતા, ક્ષમા, વીરતા, અહિંસા, નિર્ભયતા વગેરે ગુણો હોય. તે કેળવવાને સારુ તો આશ્રમ છે જ." એણે એ પણ પૂછ્યું હતું : "આપણને ગયા જન્મનું કેમ યાદ નહીં રહેતું હોય?" તેને લખ્યું : "આપણને આ જન્મનું જ બધું ક્યાં યાદ રહે છે? અને રહે તો આપણે ગાંડાં થઈ જઈએ. જે ચીજ યાદ રાખીને તેમાંથી જે લેવાનું હોય તે લઈ લઈએ. પછી તે ભૂલી જઈએ તેની શી હરકત? ઊલટાનો લાભ છે."

એક બાળાએ પૂછેલું : "બાપના રાજ્યમાં ન સમાય ને માના રેંટિયામાં સમાય તેનો અર્થ શો? જનોઈ શા માટે પહેરે છે? ગાય માતા કેમ?" તેને લખ્યું : "બાપના રાજ્યમાં લૂંટ ચાલતી હોય ત્યાં ગરીબ રહી જાય. માનો રેંટિયો તો તેની ગરીબ પ્રજાને જ સારુ ચાલે. જનોઈ અથવા માળા પવિત્રતા કેળવવામાં કાંઈક મદદ કરે છે. એનો આજે બહુ ઉપયોગ ન ગણાય. ગાય માતા ગણાય છે કેમ કે તે માતાની જેમ દૂધ આપે છે, વળી માતા પોતાના બાળકને એક વર્ષ સુધી આપે છે, ગાય બધાને આપે છે તેથી તે બધાની માતા છે. માતા તો છોકરાં પાસેથી બહુ સેવા લે છે. ગાયની કોણ કરે છે? એટલે ગાય તો મોટી માતા છે."

એક બાળકે પૂછ્યું હતું : "રામ જેવા માણસ સીતા હરાઈ ગઈ તે ઉપર ગાંડા જેવા થઈને શોક કરે ખરા?" બાપુએ લખ્યું : "રામે એટલો શોક કર્યો તે કોણ જાણે છે? જે આપણે વાંચીએ છીએ તે કવિતાવર્ણન છે. એવો વિલાપ જ્ઞાનીને ન શોભે, એ સાવ સાચું છે. તેથી આપણે

માનવું કે આપણી કલ્પનાના રામે એવો વિલાપ ન જ કર્યો હોય." એક બહેને લખ્યું: "મારું અપાર આળસ કબૂલ કરવું જોઈએ. મારાથી રોજનીશી નથી જ લખાતી." જવાબ: "તેમાં આળસ જ કારણ નથી. તેમાં સાચી વાત લખવી કઠણ છે. લખી જોજે." વાળ રાખવા ન રાખવા તે વિષે આશ્રમની છોકરીઓએ ઠીક ચર્ચા ચલાવી. તેમને ઉત્તર મળ્યો: "વાળ કાપવાથી તેની સંભાળ રાખવાનો સમય બચે; તેલ કાંસકી વગેરેનું ખર્ચ બચે. વાળમાં શોભા રહેલી છે એવો વહેમ ટળે, વાળ કાઢવાથી માથું સાફ રહે, સ્ત્રીને એ બ્રહ્મચર્યની નિશાની છે. છોકરીઓ અને સ્ત્રીઓ વાળ કપાવે એટલે એ વૈધવ્યની નિશાની ગણાતું અટકે. બીજા પણ ફાયદા વિચારી શકાય, પણ હાલ તો આટલા બસ થશે ના?".

કવિઓએ કોયલના બોલવાના સમય વિષે કેટલી ચર્ચા કરી છે? અહીં દરરોજ સવારે ચાર વાગ્યે સાંભળીએ છીએ, સાબરમતીમાં કેટલીક વાર સાંભળતા હતા. આજે તો રાત્રે ૧૦–૧૫ વાગ્યે એનો ટહુકાર સંભળાઈ રહ્યો છે.

કાકાસાહેબ વિષે ડૉઈલે સારો જવાબ આપ્યો. 'હું તુરત લખું છું અને આ અઠવાડિયામાં જવાબ આવવો જ જોઈએ. વળી હું થોડા સમયમાં જ ત્યાં જવા ધારું છું એટલે ત્યાંથી તમને નજરે જોયેલી હકીકત આપીશ.' એ માણસની સારમાણસાઈ સ્પષ્ટ દેખાઈ આવે છે.

**૨૬–૪–'૩૨**

કેટલીક વાર બાપુની મીઠી ટકોર સરદાર ઉપર પણ ચાલે ખરી. સવારે નવ વાગ્યે બાપુ સોડા અને લીંબુ લે છે. આ પીણું સરદાર તૈયાર કરવાના. બાપુનું સ્વાભાવિક ચોખલિયાપણું ઝીણી ભૂલો ભાળી જાય. અને સરદારને કહે: તમને નર્સિંગનો એક કોર્સ આપવાની જરૂર ખરી? જુઓની ચમચો તમે ઉપરથી પકડવાને બદલે છેક એના મોં આગળ પકડ્યો. એ આખો ચમચો ગ્લાસમાં ફરવાનો. એટલે એને ત્યાં હાથ અડાડાય જ નહીં. વળી તમારું મોં વગેરે જે રૂમાલે લુછાય છે તે રૂમાલે એ ચમચો સાફ કર્યો. એ પણ ન બનવું જોઈએ. તમને ખબર છે ને કે કોઈ નર્સ ઑપરેશન રૂમમાં કશી વસ્તુને હાથે ન અડી શકે? બધું સાણસીએ જ લેવાનું. હાથે લે તો એને રજા મળે. એ જ ચોખચાખ આપણે જાળવવા જેવી છે. ગ્લાસ પીને એમ ને એમ ઊંધા વળાય જ નહીં. એ ધોવાતા હશે એવી આશામાં ઊંધા વાળતા હો તો તમને કહું છું કે ઘણી વાર એ નથી ધોવાતા."

* * *

મિસ રોઇડને એરિક ડ્રમન્ડને અને સર જૉન સાઇમનને લખેલા કાગળો અને તેને લખેલા ઉત્તરો મોકલ્યા છે. તેને બાપુએ કાગળ લખાવ્યો. મિસ રોઇડને લખ્યું હતું:

"I hesitated (to send you the correspondence) because I feared you must think that our first concern should have been India, but I believe you will understand and sympathize with our sense of the extreme urgency of the hostilities between China and Japan in the far east. I therefore send these letters for your information."

"હું તમને પત્રવ્યવહાર મોકલતાં ખચકાતી હતી કારણ મને એવી બીક રહેતી હતી કે તમે કદાચ એમ ધારો કે અમારે હિંદુસ્તાનનો વિચાર પ્રથમ રાખવો જોઈતો હતો. પરંતુ હું માનું છું કે દૂરના પૂર્વમાં ચીન અને જપાન વચ્ચે જે લડાઈ ચાલી રહી છે તેને અંગે કાંઈક કરવું અતિશય તાકીદનું છે. અમારી એ લાગણી આપ સમજી શકશો અને તે પ્રત્યે સહાનુભૂતિ ધરાવશો. આપની જાણ માટે હું બધા કાગળો મોકલી આપું છું."

મિસ રોઇડન, હર્બર્ટ ગ્રે, અને એચ. આર. એલ. શેપર્ડની સહીથી લીગ ઑફ નેશન્સના જનરલ સેક્રેટરી સર એરિક ડ્રમન્ડને લખાયેલા કાગળનાં કેટલાંક વાક્યો તો જાણે બાપુનાં જ વાક્યો જેવાં છે. લીગે જપાન અને ચીનની વચ્ચે લડાઈ અટકાવવાનો ભગીરથ પ્રયત્ન કરવો જોઈએ પણ એ શક્ય નથી એટલે —

"We must come to the conclusion that the only way which would prove effective in that case is that men and women who believe it to be their duty should volunteer to place themselves unarmed between the combatants." . . .

"અમે એ નિર્ણય પર આવ્યાં છીએ કે આવા સંજોગોમાં અસરકારક નીવડે એવો એક જ માર્ગ છે અને તે એ કે જે સ્ત્રીપુરુષને આ પોતાનું કર્તવ્ય ભાસે તેમણે લડનારાઓની વચ્ચે સ્વેચ્છાથી નિઃશસ્ત્ર ઊભા રહેવું." . . .

સર જૉન સાઇમનને લખેલું તે કાગળમાં આ શબ્દો છે:

"Among the little band of six or seven hundred who have volunteered for service, in the Peace Army are quite

a remarkable number of ex-servicemen who express their horror at the idea of a repetition of the experience of the last war, and their willingness to die rather than plunge the world into it again; and of parents of men who were killed in the war, or of children who (they fear) may grow up to be involved in another war. We are convinced that thousands in the country and elsewhere would volunteer if they believed that the League would take their offer seriously."

"શાન્તિસેનામાં સેવા આપવા જે છસો સાતસો માણસોની નાની ટુકડી તૈયાર થઈ છે તેમાં ઘણા ગયા યુદ્ધમાં લડેલા સિપાઈઓ છે. તેમને જે અનુભવો થયા છે તેનું પુનરાવર્તન થવાના ખ્યાલથી પણ તેમને ત્રાસ છૂટે છે. દુનિયાને ફરી આવા યુદ્ધમાં ફસાઈ પડતી અટકાવવા તેઓ મરવા સુધી તૈયાર છે. ગઈ લડાઈમાં માર્યા ગયેલા માણસોનાં માવતર પણ અમારી ટુકડીમાં છે. વળી પોતાનાં બાળકોને મોટાં થયે યુદ્ધમાં સંડોવવાનો પ્રસંગ આવે તેની શકયતાથી ધ્રૂજી ઊઠેલાં માબાપો પણ અમારી ટુકડીમાં છે. અમારી દરખાસ્તનો લીગ ગંભીરતાથી વિચાર કરે તો આ દેશમાંથી અને બીજેથી હજારો માણસો સ્વયંસેવક તરીકે આ ટુકડીમાં જોડાવા તૈયાર થશે એમ અમે માનીએ છીએ."

મિસ રોઈડનને બાપુએ લખાવ્યું:

"I thank you for your letter enclosing the correspondence between yourself and Sir Erric Drummond and Sir John Simon. When I read about your movement, I did not think that you were in anyway showing preference to China over India. I then felt that you were quite right in concentrating your energy over a situation that threatened to involve bloodshed on a vast scale and that too by the adoption of the method of Satyagraha."

"તમારા કાગળ માટે આભારી છું. સર એરિક ડ્રમન્ડ તથા સર જૉન સાઇમન સાથે થયેલો તમારો પત્રવ્યવહાર તમે મને મોકલી આપ્યો તે મળ્યો છે. તમારી પ્રવૃત્તિ વિષે મેં વાંચ્યું હતું. તમે કોઈ પણ રીતે હિંદ કરતાં ચીનને વિષે પક્ષપાત ધરાવો છો એવો ખ્યાલ સુધ્ધાં મને આવ્યો નથી. જે પરિસ્થિતિમાંથી વિશાળ પાયા ઉપર ખુનામરકી ઊભી થવાનો

સંભવ છે તે પરિસ્થિતિને રોકવા માટે તમે તમારી તમામ શક્તિ એકાગ્ર કરવાનું ધારો છો એ તદ્દન વાજબી જ છે. વળી તમે તો આ વસ્તુ સત્યાગ્રહની રીતે કરવા ઇચ્છો છો એ તેની વિશેષતા છે."

વલ્લભભાઈ કહે: "બસ એટલું જ લખવું છે?"

બાપુ કહે: "તો શું એને લખીએ કે હવે હિંદુસ્તાનને માટે આવી કોઈ હિલચાલ કરો?"

વલ્લભભાઈ: "ના રે, આપણે આપણું ફોડી લઈશું. પણ એને એમ લખોની કે અમે બહાર હોત તો અમે પણ તમારી સાથે જોડાયા હોત."

પ્રો. રાવ નામના માણસે ગોકળદાસ તેજપાલ હૉસ્પિટલમાં સાપનું મોં, ખીલા વગેરે ખાવાના પ્રયોગો કરી બતાવ્યા તેથી ત્રાસી બાપુએ *નટરાજનને કાગળ લખ્યો:

Dear Mr. Natarajan,

I am sure you must have read the reports of an exhibition given by an Indian Yogi of his powers before an audience specially assembled at the Gokuldas Tejpal Hospital. The Yogi is reported to have eaten a live viper's head, nails, nitric acid, and the like, and that the Chief justice and his wife were among the distinguished audience. The report states that one lady was so disgusted at the eating of the viper's head that she abruptly left the hall before the exhibition was finished. I do not know how you look at such exhibitions. In my opinion they are degrading both for the demonstrator, as also for the public. And if the demonstrator died, as he most likely would, if these demonstrations were continued, those who encouraged him by attending them, I should hold guilty of manslaughter. I do not think that either science or humanity is served by such revolting exhibitions. The text books on HathaYoga clearly lay down that the Hathayogis are expected not to exhibit their yogic powers or make use of them for purposes of gain. If you agree with me, will you not initiate an agitation in the daily press for preventing such cruel exhibitions? One man, I suppose, you know, recently died in Rangoon precisely giving demonstrations such as the one reported in Bombay.

Yours sincerely,
M. K. Gandhi

પ્રિય ભાઈ નટરાજન,

ગોકુળદાસ તેજપાલ હૉસ્પિટલમાં ખાસ બોલાવવામાં આવેલી સભા આગળ એક હિંદી યોગીએ પોતાની સિદ્ધિઓનું પ્રદર્શન કર્યું તેનો હેવાલ તમે જરૂર જોયો હશે. હેવાલમાં છે કે એ યોગી જીવતા સાપનું માથું, ખીલા, નાઇટ્રિક ઍસિડ અને એવું એવું ખાઈ ગયો. સભામાં હાઈકોર્ટના વડા ન્યાયાધીશ તથા તેમનાં પત્ની નામાંકિત પ્રેક્ષકો તરીકે હતાં. કહે છે કે પેલો યોગી જીવતા સાપનું માથું ખાવા લાગ્યો ત્યારે એક બહેનને તો એટલી બધી જુગુપ્સા ઊપજી કે તેઓ સભામાંથી એકાએક ઊઠીને ચાલ્યાં ગયાં. આવા પ્રયોગો વિષે તમે શું ધારો છો એની મને ખબર નથી. મારો મત તો એવો છે કે એ વસ્તુ કરી બતાવનાર તેમ જ જોનાર બન્નેને પાડનારી છે. જો પેલો યોગી પોતાના આવા પ્રયોગો ચાલુ રાખે તો જરૂર એ મરે જ. અને એ રીતે એ મરે તો જે પ્રેક્ષકોએ પોતાની હાજરી આપીને આવા પ્રયોગો કરવાનું એને ઉત્તેજન આપ્યું તેમને હું ખૂન કર્યાના ગુનેગાર ગણું. આવા જુગુપ્સા ઉપજાવનારા પ્રયોગોથી નથી વિજ્ઞાનની સેવા થતી, કે નથી માનવતાની સેવા થતી. હઠયોગનાં પુસ્તકોમાં સ્પષ્ટ લખેલું છે કે હઠયોગીઓએ પોતાને પ્રાપ્ત થયેલી સિદ્ધિઓ દેખાડી બતાવવાની નથી તેમ જ તેનો ઉપયોગ પૈસા કમાવા માટે પણ કરવાનો નથી. તમે જો મારી સાથે સંમત થતા હો તો તમારે આવાં ઘાતકી પ્રદર્શનો રોકવા માટે દૈનિક પત્રોમાં ઝુંબેશ ઉઠાવવી જોઈએ. હું ધારું છું, તમે જાણતા હશો કે આ જાતના જ પ્રયોગો કરતાં રંગૂનમાં એક માણસે હમણાં જ પોતાનો જાન ખોયો.

તમારો

મો. ક. ગાંધી

આજે ઑક્સફર્ડ યુનિવર્સિટી માટેની 'આત્મકથા'ની સંક્ષેપ આવૃત્તિને માટે નવાં પ્રકરણો પૂરાં કર્યાં, બાપુએ બધાં તપાસી લીધાં.

**૨૭-૪-'૩૨** સાંજે વલ્લભભાઈ કહે: "ગયે વર્ષે અહીં સારો મોચી હતો, હવે સારો મોચી રહ્યો નથી. બબ્બે ઇંચ પહોળા પટા કરી લાવ્યો એટલે જોડા મારે પાછા મોકલી દેવા પડ્યા." બાપુ કહે: "હું ચામડું મંગાવીને સીવી દઉં? જોઉં તો ખરો કે મારી શીખેલી કળા હજી મને યાદ છે કે નહીં? મને સરસ જોડા સીવતાં આવડતા હતા એ તો તમે જાણો છો ને? અને મારી કારીગરીનો નમૂનો સોદપુરના ખાદી પ્રતિષ્ઠાનમાં છે. અહીં સોરાબજી અડાજણિયા આવેલા અને તેના ઉપર સત્યાનંદ બોઝે બહુ પ્રેમ વરસાવેલો એટલે તેણે મને લખેલું કે

આ માણસને તમારા હાથના જોડા મોકલો તો સારું. મેં એને મોકલેલા, પણ એ તો ભારે નમ્રતાવાળો બંગાળી રહ્યો. એ કહે એ જોડા મારા પગને માટે નથી, મારા માથા માટે છે. એ એણે એક પણ દિવસ ન વાપર્યા. રાખી મૂક્યા અને ખાદી પ્રતિષ્ઠાનના સંગ્રહસ્થાનને આપ્યા."

આ કિસ્સો વર્ણવીને કહે : "મહાદેવ, આ સંક્ષેપ આવૃત્તિમાં એ મારો જોડા બનાવવાનો કિસ્સો ક્યાંય કેમ વાંચવામાં ન આવ્યો? આવવો જોઈએ. ટૉલ્સ્ટૉય ફાર્મમાં એ ધંધો સરસ ચાલતો હતો. મેં તો છોકરાઓની કેટલીય જોડી તૈયાર કરી છે. કેલનબૅક એક ટ્રેપીસ્ટ મોનેસ્ટરીમાં જઈને શીખી આવ્યા અને એણે અમને શીખવ્યું."

* * *

મિલ્સનો કાગળ હતો. ચીન જાય છે એ ખબર એણે આપી અને લખ્યું :

"We have got marching orders and we won't come back until you have made peace with Government."

"અમને અહીંથી ઊપડી જવાના હુકમ મળ્યા છે. આપ સરકાર સાથે સુલેહ ન કરો ત્યાં સુધી અમે પાછા નહીં આવીએ."

બાપુ કહે : "પરદેશી ખબરપત્રીઓને કાઢ્યા લાગે છે. આનો અર્થ હું આ જ કરું છું. સેમ્યુઅલ હોર એ બધું કરે એવો છે. એ માણસે લડતમાં કામ કર્યું છે, અને આપણી લડતને એ બરોબર લડત સમજીને બધું કામ લઈ રહ્યો છે." પછી ઘડીકવાર થોભીને કહે : "બે એક વરસ આમનું આમ ચાલ્યાં કરે તો આપણો બધો મેલ અને સડો દૂર થઈ જાય અને પછી આપણે બરોબર અધિકાર ભોગવવાને લાયક થઈ જઈએ." મેં કહ્યું : "પણ બાપુ, બે વરસ રહેવું પડે એમ લાગે છે?" બાપુ : "કાંઈ અટકળ કામ નથી કરી શકતી પણ રહેવું પડે તો નવાઈ નહીં. અને અહીં આપણને દુઃખ શું છે? પડ્યા છીએ, કામકાજ કરીએ છીએ, અને શાંતિમાં દિવસ નિર્ગમન કરીએ છીએ."

* * *

હરિલાલનો દુઃખદ કાગળ આવ્યો. તેમાં મનુને બલીબહેન પાસેથી છોડાવવાની માગણી કરી. બાપુને ગુનેગાર ગણ્યા. બલીબહેનના હુમલાની ફરિયાદ કરી. બાપુએ એને લાંબો કાગળ લખ્યો. પણ એમાંનો છેવટનો ભાગ સાગર જેવી ક્ષમાથી ઊભરાતા પિતાના હૃદયમાંથી ટપકતા લોહીના બુંદ જેવો છે : "હું હજી તારા સારા થવાની આશા છોડવાનો નથી, કેમ કે

હું મારી આશા છોડતો નથી. તું જ્યારે બાના ઉદરમાં હતો તે વખતે તો હું નાલાયક હતો, એમ માનતો આવ્યો છું. પણ તારા જન્મ પછી ધીમે ધીમે હું પ્રાયશ્ચિત્ત કરતો આવ્યો છું. એટલે છેક આશા કેમ છોડું ? એટલે જ્યાં લગી તું અને હું જીવીએ છીએ ત્યાં લગી છેલ્લી ઘડી સુધી આશા રાખીશ, અને તેથી મારા રિવાજની વિરુદ્ધ આ તારો કાગળ હું સાચવી રાખું છું કે જેથી જ્યારે તને શુદ્ધિ આવે ત્યારે તારા કાગળની ઉદ્ધતાઈ જોઈને તું રડે અને એ મૂર્ખાઈ તરફ તું હસે. તને મહેણું મારવાને સારુ એ કાગળ નથી સાચવતો. પણ ઈશ્વરને એવો પ્રસંગ બતાવવો હોય તો મને હસાવવા સારુ એ કાગળ સાચવું છું. દોષથી તો આપણે સૌ ભરેલા છીએ. પણ દોષમુક્ત થવાનો આપણો બધાનો ધર્મ છે. તું થા.''

આજે 'હિંદુ'માં એક અંગ્રેજનો લેખ બહુ સુંદર આવ્યો છે. એણે દેશની સ્થિતિનું આબેહૂબ વર્ણન કર્યું છે. નામ આપ્યું

૨૮-૪-'૩૨ હોત તો તે લેખની કિંમત વધત.

સરોજિની દેવી અહીં આવ્યાના ખબર મળ્યા.

ગુલઝારીલાલની માંદગીની વાત કરતાં કહે : "ઈશ્વર એને બચાવે તો સારું. ગુજરાતમાં ઓતપ્રોત થઈ જનાર પ્યારેલાલ જેવો પંજાબી એ બીજો છે. પ્યારેલાલના કરતાં એક રીતે ચઢે. કારણ પ્યારેલાલને આળપંપાળ ન મળે. આને બૈરીછોકરાં, ઘણાનો વિરોધ. વળી એ માણસ ભારે વ્યવસ્થાશક્તિવાળો અને સત્યનો જબરદસ્ત પૂજારી છે.''

આજે સાંજે 'અબ હમ અમર ભયે ન મરેંગે' એ ગીત ગાયું. બાપુ કહે: "આ ભજન કાઢી નાખવા જેવું છે. અમર થવાપણું શું છે કે અમર ભયે કહીએ ? એ તો આગળ જઈને કારણ આપે છે કે મિથ્યાત્વ છોડયું એટલે હવે દેહ શેના ધરીએ ? વળી આ દેહે મોક્ષ નથી એ પણ હું તો માનનારો છું. અને એ વાત બોલવાપણું હોય નહીં. આપણે તો ગાવાપણું હોય જ નહીં. ભક્તિનાં જે પદ હોય એ આપણી ભજનાવલિમાં કામ આવે. આમાં તો જૈનનો તર્કવાદ છે; ભક્તિરસ નથી. અને આપણે સમાજ માટે ભક્તિનાં ભજન મૂકવાં જોઈએ.'' મેં એમાંના સારા ભાવો ટાંકીને બચાવ કર્યો. ત્યારે બાપુ કહે: "એ બીજાં ભજનોમાં પણ આવે છે.''

આ જ રીતે બાપુ કહે : '**तद्ब्रह्म निष्कलमहम्**' ગાવા વિષે પણ મારો પુરાતન ઝઘડો છે જ. 'દિલમાં દીવો કરો રે દીવો કરો', એ ભજન પણ મને નથી ગમતું, એમ એમણે એક વાર કહ્યું. જો એ ન ગમે તો 'હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણી રે' એમાં તો ભક્તોનાં નામ સિવાય,

અને પહેલી લીટી સિવાય બીજું કશું નથી. ત્યારે બાપુ કહે: "પણ એ આખી ભક્તમાળ મધુર લાગે છે."

બહેનોને આજે બહુ લાંબો કાગળ લખ્યો. તેમાંનો મહત્ત્વનો ભાગ આ રહ્યો: "પિંડ બ્રહ્માંડ વિષેનો પ્રશ્ન બહુ મોટો પુછાયો. પણ ટૂંકામાં સમજાવું છું. પિંડ એટલે આ દેહ એમ અત્યારે સમજી લેવું. અને બ્રહ્માંડ એટલે આ પૃથ્વી. હવે જે કાંઈ આપણા દેહમાં છે તે બધું પૃથ્વીમાં છે અને જે દેહમાં નથી એ પૃથ્વીમાં નથી. દેહ માટીનો બનેલો છે તો પૃથ્વી પણ માટીની બનેલી છે. પૃથ્વીમાં પાંચ તત્ત્વો રહેલાં છે તો દેહમાં પણ પાંચ તત્ત્વો રહેલાં છે. પૃથ્વીમાં અનેક જાતના જીવો છે તો દેહને વિષે પણ અનેક જાતના જીવો છે. દેહ પડે છે અને ઉત્પન્ન થાય છે તો પૃથ્વીનું પણ એમ જ રૂપાન્તર થાય છે. આમ હજી આ વિચારને લંબાવી શકાય. પણ આટલા ઉપરથી આપણે ઘટાવી શકીએ કે જો આપણા દેહનું ખરું જ્ઞાન થાય તો પૃથ્વીનું પણ ખરું જ્ઞાન થાય. એ દૃષ્ટિએ આપણને જ્ઞાન મેળવવાનાં ઝાઝાં વલખાં મારવાપણું ન રહે. દેહ તો આપણી પાસે જ છે. તેનું જ્ઞાન મેળવી લઈએ તો આપણો બેડો પાર ઊતરે. પૃથ્વીનું જ્ઞાન મેળવવાનો લોભ રાખવા જતાં એ હંમેશાં અધૂરું જ રહેવાનું અને તેથી જ જ્ઞાનીઓ આપણને શીખવી ગયા કે જેવું પિંડે તેવું જ બ્રહ્માંડે છે. અને જો આત્મજ્ઞાન મેળવી લઈએ તો એમાં બધું જ્ઞાન આવી જાય છે. પણ એ આત્મજ્ઞાન મેળવતાં મેળવતાં કેટલુંક બાહ્ય જ્ઞાન પામીએ છીએ એમાંથી જે રસ મળી શકે તે રસ ચાખવાનો આપણને અધિકાર છે. કેમ કે તે રસ પણ આત્મજ્ઞાનને નિમિત્તે ચાખવાનો રહ્યો છે. . . . મને લાગે છે કે નરસિંહભાઈ ગીતાનો અર્થ કરવામાં ઊંડે નથી ઊતર્યા. ગીતાના કૃષ્ણનો વિચાર કરતાં ઐતિહાસિક કૃષ્ણને આપણે સાથે ભેળવી દેવા નહીં જોઈએ. કૃષ્ણની પાસે હિંસા અથવા અહિંસાનો પ્રશ્ન નહોતો. અર્જુન હિંસાથી કાયર નહોતો થયો પણ સ્વજનો મારવાનો એને કંટાળો ઊપજ્યો હતો; એટલે કૃષ્ણે તેને સમજાવ્યું કે કર્તવ્યનું પાલન કરવામાં સ્વજન પરજનનો ભેદ કરી જ ન શકાય. ગીતાયુગમાં લડાઈમાં થતી હિંસા કરવી કે ન કરવી એ પ્રશ્ન કોઈ માતબર માણસ છેડના જ નહોતા. ખરું જોતાં એ પ્રશ્ન જ આ યુગમાં ઊઠેલો જણાય છે. અહિંસાધર્મને તો તે વખતે બધા હિંદુ માનતા હતા. પણ ક્યાં હિંસા છે અને ક્યાં અહિંસા છે એ જેમ આજે તેમ તે વખતે પણ ચર્ચાનો વિષય તો હતો જ. આજે આપણે ઘણી વસ્તુ કરતાં જેને હિંસા તરીકે નથી ગણતા તેને આપણા પછી થનારી પ્રજા કદાચ હિંસારૂપે જોશે. જેમ કે આપણે દૂધ પીએ છીએ

અથવા અનાજ રાંધીને ખાઈએ છીએ એમાં જીવનાશ તો છે જ. હવે પછીની પ્રજા આ હિંસાને ત્યાજ્ય ગણી દૂધ પીવાનું અને અનાજ પકવવાનું બંધ કરે એ સાવ સંભવિત છે. આજે આપણે આ હિંસા કરતાં છતાં અહિંસાધર્મનું પાલન કરીએ છીએ એવો દાવો કરતાં આપણને સંકોચ નથી થતો. બરોબર એ જ રીતે ગીતાના યુગમાં લડાઈ એ એટલી બધી સ્વાભાવિક ગણાતી હતી કે તે કરતાં છતાં અહિંસાધર્મને કાંઈ હાનિ પહોંચે છે એમ માણસને તે વખતે નહોતું લાગતું. એટલે ગીતામાં લડાઈનું દૃષ્ટાંત લેવાયું છે એ મને સાવ નિર્દોષ લાગે છે. પણ આખી ગીતાનું આપણે મનન કરીએ, સ્થિતપ્રજ્ઞનાં, બ્રહ્મભૂતનાં, ભક્તનાં કે યોગીનાં લક્ષણ ગીતામાંથી તપાસી જઈએ તો આપણે એક જ નિર્ણય ઉપર આવી જઈએ છીએ કે ગીતાના ઉપદેશક કે ગાનાર શ્રીકૃષ્ણ એ સાક્ષાત્ અહિંસાનો અવતાર હતા અને અર્જુનને લડાઈ કર એવો ઉપદેશ કરવામાં તેની અહિંસાને લેશ-માત્ર પણ ઝાંખપ નથી આવતી. એટલું જ નહીં પણ એ બીજો ઉપદેશ દેત તો એનું જ્ઞાન કાચું કહેવાત અને તેથી એ યોગેશ્વર તરીકે અથવા પૂર્ણાવતાર તરીકે કદી ન પૂજાત એવો મારો દૃઢ અભિપ્રાય છે. આ વિષે 'અનાસક્તિયોગ'માં મેં જે લખ્યું છે તે વિચારી જવું ઘટે છે."

સરદાર . . . . નામના શીખે લખ્યું: "સાધુઓ, મહાત્માઓ, પેગમ્બરો, મોટા પુરુષો, રવીન્દ્ર, યોગી અરવિંદ, વગેરે બધા કેશ રાખે છે, અને બધાએ કેશનું મહત્ત્વ માન્યું છે. તમે કેમ ન માનો? તમે રાખો તો જગતને પણ બહુ સારું લાગે, તમને વધારે પૂજે. હું તમને શીખ નથી કરવા માગતો; જોકે ઉત્તમોત્તમ શીખની પાસે પાસે તમે જાઓ છો."

"I am not writing this to convert you to Sikhism, though much I would like to do so. I see not much difference between a true saint of great guru Nanak Dev and your noble self. I am only suggesting that it will be in the fitness of things if the greatest living Indian and the greatest man of the present world keeps Keshas like all the great men of all times."

"આ હું આપને શીખ બનાવવા માટે નથી લખતો. જોકે આપ શીખ બનો એ મને બહુ ગમે ખરું. મહાન ગુરુ નાનક દેવના સાચા સંતમાં અને આપમાં મને કશો મોટો ફરક નથી દેખાતો. આજના સૌથી મહાન હિંદી અને આજના જગતના સૌથી મહાન પુરુષ, પહેલાં થઈ ગયેલા સઘળા મહાપુરુષોની માફક કેશ રાખે એ યથાયોગ્ય છે."

એને બાપુએ લખ્યું :

"With reference to the growing of hair and beard I hold a totally different view from yours. Whatever value, outward symbols had before, they do not and ought not to possess the superlative value that you seem to attach to the growing of hair and beard. For me I can see no reason whatever for departing from a long established practice which I have accepted for myself. I would far rather that people judged me by my deeds than by my outward appearance."

"કેશ અને દાઢી રાખવાની બાબતમાં હું તમારાથી તદ્દન જુદા જ વિચાર ધરાવું છું. બાહ્ય ચિહ્નોનું મહત્ત્વ પહેલાંના વખતમાં ગમે તેટલું મનાયું હોય છતાં કેશ અને દાઢી રાખવાને જે ઊંચું સ્થાન તમે આપતા જણાઓ છો એ સ્થાન અને એ મહત્ત્વ તેનું ન હોવું જોઈએ. કેશની બાબતમાં અત્યાર સુધી હું જે કરતો આવ્યો છું તેમાં કશો ફેરફાર કરવાની જરૂર મને જણાતી નથી. મારા બાહ્ય દેખાવ કરતાં મારાં આચરણથી લોકો મારી કિંમત આંકે એ જ મને તો બહુ ગમે."

૨૬-૪-'૩૨

આજે બાપુ તારીખ ભૂલી ગયા, હું પણ ભૂલી ગયો, અને મેં કહ્યું: "આજે ૨૮મી." વલ્લભભાઈ કહે: "તમારા ગ્રહ કાલથી બદલાયા તે પણ ભૂલી જાઓ છો? આજે તો ૨૯મી થઈ." એટલે બાપુ કહે: "હા, જુઓની હું કેવો મૂરખ! અને ગ્રહ બદલાયા છે તેનો પુરાવો આપવા જાણે આજે હોરનો કાગળ આવ્યો."

'બધા નાગા છે', એ વલ્લભભાઈનો ચુકાદો. વલ્લભભાઈ કહે: "ધીમે ધીમે માનશો. પેલા કલકત્તાવાળા એન્થોલને પણ તમે સારો જ માનતા હતા, પછી કેવો નીકળ્યો!" બાપુ: "મને મારા અભિપ્રાય ફેરવવાનું જરૂરી લાગ્યું નથી. એન્થોલ વિષે જે હકીકત મળી હતી તે ખોટી હતી. હોરને વિષે જે અભિપ્રાય મેં આપ્યો તે સાચો જ પડતો જાય છે. સૅંકીને વિષે બધાની વિરુદ્ધ થઈને મેં જે અભિપ્રાય આપ્યો છે તે પણ સાચો જ પડી રહ્યો છે." મેં કહ્યું: "હોરને વિષે વલ્લભભાઈ પણ કબૂલ કરે છે કે આ માણસ જે વિનય બતાવી રહ્યો છે તેવો મૅકડોનલ્ડ તો ન જ બતાવી શકે, વિલિંગ્ડને તો નથી જ બતાવ્યો." બાપુ કહે: "કદાચ અર્વિન પણ ન બતાવે. એ માણસે કૉંગ્રેસને ગેરકાયદે

નથી ઠરાવી એમાં પણ મને તો લાગે છે કે એના મનમાં છે કે કોંગ્રેસની સાથે કોક દિવસ તો સુલેહ કર્યે જ છૂટકો છે. એણે અસ્પૃશ્યો વિષે જે જવાબ આપ્યો એ લગભગ સ્વીકાર જેવો કહેવાય. બીજા ભાગ વિષે તો એ શી રીતે કાંઈ લખી શકે?"

મેં કહ્યું: "અર્વિનને મગનલાલભાઈ ગુજરી ગયા ને જેવો કાગળ લખેલો તે તો ન જ ભુલાય" (બાપુ તો ભૂલી ગયા હતા). વલ્લભભાઈને યાદ હતું. એ કહે: "મહાદેવ, લડાઈ છોડી દે ને તો બધા એવા કાગળ લખતા થઈ જાય, કેશ રાખે તો શીખો નાનકની ગાદી ઉપર સ્થાપે એમ!"

પર્સી બાર્ટલેટનો કાગળ રવીન્દ્રનાથ ટાગોરના કાગળ સાથે આવ્યો. ટાગોરની અપીલ લાંબી લપસિંદર જેવી લાગી. એ લઈને પેલા વાઇસરૉય પાસે ગયા. પણ પેલાએ પાણીચું આપ્યું. બાપુ કહે: "તમે શો અર્થ કરો છો?" મેં કહ્યું: "મને લાગે છે કે ટાગોર બન્ને બાજુને અપીલ કરે છે, એટલે કોન્ગ્રેસને અને સરકારને." બાપુ કહે: "ના, કદી નહીં. એ તો 'we in India' (હિંદમાંના અમે) કહે છે. એમાં આપણને પણ ગણી લે છે. એણે અહીં મારી પાસે પેલાને મોકલવા ધારેલું એટલા જ માટે કે હું પણ સમાધાનને માટે તૈયાર છું. આ અપીલમાં હું સામેલ થાઉં એટલા ખાતર હું કાંઈ મૂકી દઉં કે હું કાંઈ પગલું ભરું એમ એ ઇચ્છે છે, એમ નહીં." મેં કહ્યું: "બાર્ટલેટ તો જરૂર એમ ધારતો હશે." બાપુ કહે: "જો મને અપીલ કરવાનો હોય તો તો અપીલ ક્યારની એણે છાપામાં છાપી મારી હોત."

આજે રામદાસ અને એક મહારાષ્ટ્રી વિદ્યાર્થી બાપુને મળી ગયા. રામદાસે સુપરિન્ટેન્ડન્ટની સાથે અમને મળવાને ખૂબ રકઝક કરી એમ બાપુ કહેતા હતા. પણ પેલાએ ન માન્યું.

બાપુ દરરોજ પોતાના કાંતવાનું પરિણામ જાહેર કરે. આજે ચાર પૂણીમાંથી ૧૦૦ અને બીજી પાંચમાંથી ૧૦૨ કરીને ૨૦૨ તાર કાંત્યા. સુંદર કડણ કોકડું. બાપુ વિશ્વાસ રાખે છે કે આગળ જતાં ડાબા હાથ ઉપરની તાણ તો ઓછી થશે જ.

૩૦–૪–'૩૨ ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ માટેની 'આત્મકથા'ની સંક્ષિપ્ત આવૃત્તિ માટે લખેલો ઉપોદ્‌ઘાત બાપુને જોવા આપ્યો. પહેલા જ વાક્યની ઉપર અટક્યા. "ભાષાંતર મુશ્કેલ હોય તેથી સંક્ષેપ મુશ્કેલ શા સારુ થાય? મૂળ જ સંક્ષેપ છે માટે તેને સંક્ષેપ કરવું મુશ્કેલ થાય તે સમજી શકાય, પણ ભાષાંતર મુશ્કેલ હતું

માટે સંક્ષેપ મુશ્કેલ થાય એ ન બને, ઊલટું ભાષાંતર કરનારને સંક્ષેપ કરવો સહેલો પડે. બાકીનો ભાગ વિદ્યાર્થીઓની આવૃત્તિમાં ન ચાલે, એ તો પુસ્તકનું અવલોકન કરતા હો કે ટીકા કરતા હો તો ચાલે. બાકી આમાં તો માત્ર સંક્ષેપ કરવાની રીત વિષે બે અક્ષર લખીને એ પૂરું કરવું જોઈએ. એણે ૮૦૦ શબ્દોનો ઉપોદ્‌ઘાત લખવાનો કહ્યો. એટલે આપણે તેનો એવો ઉપયોગ ન કરીએ. આપણે તો ૬૦૦ લખવાના હોય ત્યાં ૨૦૦ લખીને આપીએ, ત્યારે આપણી મર્યાદાની કદર થાય." મેં ઉપોદ્‌ઘાત સુધાર્યો અને પાછો રજૂ કર્યો એ બાપુએ પાસ કર્યો. મેજરે એ ઇન્સ્પેક્ટર જનરલને મોકલવાની અને તે ત્યાંથી પરબારું મોકલશે એવી વાત કરી.

લૉર્ડ અર્વિનનું ટોરોન્ટોનું ભાષણ આવ્યું. વલ્લભભાઈ કહે: "જુઓ તમારા મિત્ર!" બાપુ કહે: "જરૂર હું એને મિત્ર માનું છું. તેનું આખું ભાષણ જોયા વિના હું અભિપ્રાય ન આપું."

૧-૫-'૩૨

લૉર્ડ સંકીનો 'ન્યૂસ લેટર' છાપામાં લખાયેલો લેખ આખો આજે અહીંના છાપામાં જોયો. તેથી બાપુ બહુ દુઃખી થયા. એમાં બાપુ વિષેનો ભાગ વાંચીને બાપુ કહે: "અવળચંડો લેખ છે. એને કાગળ લખવો જોઈએ. મારો એને વિષેનો અભિપ્રાય સાચો પડે છે." કાગળ લખાવ્યો. વલ્લભભાઈ સાંભળતા હતા. પૂરો થયો એટલે કહે: "આટલું લખો છો તેના કરતાં એને લખોની કે તું હાડોહાડ જુઠ્ઠો છે."

બાપુ ખડખડાટ હસ્યા. બાપુ કહે: "નહીં, એના કરતાં વધારે સખ્ત મેં કહ્યું છે. હું તો કહું છું કે એનું વર્તન સજ્જનને ન છાજે એવું છે; એથી આગળ વધીને કહું છું કે તું દ્રોહી છે — મિત્ર કે સાથીને દગો દીધો. અંગ્રેજને આ વસ્તુ ભારે આકરી લાગે એવી છે પણ એ મને લાગે છે એટલે લખ્યું છે — કારણ શફી કે આગાખાન જેવા જે એને હંમેશાં મળ્યા કરતા હતા તેમણે જ આ બધી ખોટી વાતો કરી હશે. તે એણે માની એટલું જ નહીં પણ મને કદી પૂછ્યું નહીં અને મને અહીં પૂર્યા પછી કહે છે કે વાંક મારો હતો!"

બાપુને કેટલું લાગ્યું છે એ તો એ ઉપરથી જણાય છે કે પ્રથમ કાગળ લખાવ્યો તેમાં વાક્ય આમ હતું:

"You have given judgment against me on evidence of which I have been kept in ignorance and your judgment has been given at a time when I have been rendered incapable of defending myself."

"તમે મારી સામે જે પુરાવાને આધારે ફેંસલો આપ્યો છે તે પુરાવાથી મને અજ્ઞાનમાં રાખવામાં આવ્યો છે અને હવે ફેંસલો એવે વખતે આપો છો જે વખતે હું મારો બચાવ કરી શકું એવી સ્થિતિમાં નથી."

એટલે દગાની નીચતા વધે છે. બાપુ કહે: "મારો દાવો વધારેપડતો કહે છે તે પણ ખોટું છે. કોઈ પણ પ્રજાનો સ્વતંત્રતા માટેનો દાવો શા માટે વધારેપડતો કહેવાય? હું જો ઇંગ્લંડની પાસે ગુલામીખત લખાવવા માગતો હોઉં તો એ દાવો વધારેપડતો ગણાય ખરો. અને મારા ભાષણમાં કૉન્ગ્રેસની માગણી જણાવી; પણ ચર્ચામાં તો હું ઘણીયે બીજી દરખાસ્તો ચર્ચતો હતો."

લૉર્ડ અર્વિનને પણ એક કાગળ લખાવ્યો હતો. પણ પછી તે રદ કર્યો. એમ કહીને કે, "એ ભાષણનો પૂરો રિપોર્ટ જોવો જોઈએ. એક રિપોર્ટમાં જે આવ્યું છે તે એને કહેવાનો અધિકાર છે, બીજા રિપોર્ટની સામે થઈ શકાય છે. પણ શા માટે આપણે કાંઈ માની લેવું? પાછળથી જોશું, કાંઈ લખવાની જરૂર જણાશે તો."

સેમ્યુઅલ હોર ઉપર પણ એક કાગળ લખ્યો. એને 'હું આપનો ભારે ઋણી છું' એમ લખાવ્યું હતું. તેમાંથી 'ભારે' શબ્દ કાઢી નાખ્યો.

૨-૫-'૩૨

આજે સવારે ડાહ્યાભાઈની વહુ યશોદાના મરણનો તાર આવ્યો. નાનકડા સરખા જીવનમાં બિચારીએ કેટલું સહન કર્યું? કેટલું સહન કરાવ્યું? અને અઈ! ડાહ્યાભાઈ જેવો નિષ્ઠાવાન પતિ ભાગ્યે જ હોઈ શકે. એણે તો પોતાનું ઋણ પૂરેપૂરું અદા કર્યું. બાપુએ એના મરણને ડાહ્યાભાઈ ઉપર કરેલા તારમાં Release from living death – જીવતા મરણમાંથી છુટકારા તરીકે જણાવ્યું.

યશોદા જીવશે નહીં એ તો જાણતા જ હતા. છતાં આજે આખો દિવસ એ આંખ આગળ આવ્યા કીધી અને એના મરણમાંથી અનેક વિચારો આવ્યા કીધા. એ તાર આવ્યો તેની પાંચદસ મિનિટ પહેલાં ડગલાસ કલેક્ટર (મિદનાપુર)નું ખૂન થયાનું વાંચ્યું. એ વિષે પણ બહુ લાગ્યું. "બંગાળમાં અંગ્રેજો જિંદગીના જોખમમાં રહેતા હશે એ વિષે કશી શંકા નથી. એનાં બચ્ચાં–છોકરાંનું શું? આપણે પોતાને પારકાની સ્થિતિમાં મૂકીએ ત્યારે હિંસાની બીભત્સતા કલ્પનામાં આવે છે." બાપુએ કહ્યું: "'૫૭માં પણ અંગ્રેજોની આ જ સ્થિતિ હશે."

આ વખતે બાપુની ટપાલ કંઈક હળવી કહેવાય. કાગળો ઓછા અને કંઈક હળવા છે. પરશરામે . . .ના લગ્ન સંબંધે સવાલ પૂછેલો તેને

ઠીક સપાટો માર્યો. પણ તે સપાટામાં બાપુનું અન્યના દોષદર્શન વિષેનું બહુ પથ્ય વલણ જોવાનું મળે છે. "...ને વિષે પ્રશ્ન પુછાયા છે એ આપણને ન છાજે. કોઈનાં છિદ્રો જોવાં અને કોઈનો ન્યાય કરવો એ આપણું કામ નથી. આપણો પોતાનો ન્યાય કરતાં આપણને થાક ચડવો જોઈએ, અને જ્યાં લગી આપણામાં એક પણ દોષ આપણે જોઈ શકતા હોઈએ અને એ દોષ છતાં સગાંસંબંધી, મિત્રો વગેરે આપણો ત્યાગ ન કરે એવું આપણો અંતરાત્મા ઇચ્છતો હોય ત્યાં લગી આપણને બીજાના દોષો જોવાનો અધિકાર નથી. જ્યારે આપણે એવા દોષ જોઈ જઈએ — અનિચ્છાએ — ત્યારે જો આપણી શક્તિ હોય અને એમ કરવું ઉચિત હોય તો જેના દોષ આપણે જોઈએ તેને આપણે પૂછીએ, પણ અન્ય કોઈને પૂછવાનો આપણો અધિકાર નથી. એ પૂછવામાં કશોય લાભ નથી. છતાં મને પૂછવાનું મન થયું એટલે પૂછયું એ ઠીક જ કર્યું. ન પૂછત તો આવું વ્યાખ્યાન આપવાની મને તક ન મળત.

"હવે જવાબ આપું છું. બહારથી જોતાં અને જેટલી હકીકત પ્રગટ થઈ છે એટલી જ જોતાં તો ...નું કામ આપણને ન ગમે પણ જ્યાં લગી હું એને મોઢેથી તેના કામને વિષે બધું ન જાણું ત્યાં લગી હું ચોક્કસ નિર્ણય નથી કરી શકતો. મારી દૃષ્ટિએ પેગંબરે જે જે કામો કર્યાં તે તે કામો પેગંબર સાહેબના અનુયાયીઓએ કરવાં જોઈએ અથવા કરવાં ઉચિત છે, એમ કહેવું બરાબર નથી. મહાન પુરુષો જે કરે તે બધાંને કરવાનો અધિકાર છે એવું નથી. એમ કરવા જતાં અનિષ્ટ પરિણામ આવ્યાં છે એ પણ આપણે જોયું છે. પણ હિંદુ, મુસલમાન અને બીજા ધર્મવાળાઓ આ સોનેરી કાયદાનો હંમેશાં અમલ કરતા જોવામાં આવતા નથી. એટલું જ નહીં પણ અવતારોએ અમુક વસ્તુઓ કરી તેથી પોતાને પણ એમ કરવાનો અધિકાર છે એમ માનીને વર્તે છે. આવી વસ્તુસ્થિતિ છે ત્યાં ... પેગંબર સાહેબનો દાખલો આપે તેમાં મને આશ્ચર્ય થતું નથી."

પ્રેમાબહેનના કાગળમાંથી: "હું ક્યારે આવીશ એમ તું પૂછે છે? જો આંખ વાપરે તો તું મને ત્યાં જોયા વગર ન રહે. મારો આત્મા તો ત્યાં જ વસે છે. શરીર ભલે અહીં હો કે રાખમાં મળો. શરીર ત્યાં હોય ત્યારે હું ત્યાં ન હોઉં, એ સાવ બનવાજોગ છે. આ સત્યને તું જો અને પેલી માયાને ભૂલી જા."

આજે બહેનોના કાગળોનો નવો હફતો આવ્યો. મહારાષ્ટ્રી બહેનો કેવા સારા કાગળો લખે છે! બાપુ કહે "સંસ્કૃતિની છાપ સ્પષ્ટ પડે છે." એક

બાઈ પોતાના દીકરા અને પતિને માટે દર્શન માગે છે. બીજી કહે, તમારો કાગળ આવ્યો તો દર્શન પણ થશે જ એવી શ્રદ્ધા રાખવી જોઈએ.

. . . મેજિસ્ટ્રેટની દીકરી તો જેલમાં છે. પણ સાથે . . .નાં મા પણ છે એ કેવી બલિહારી!

સેમ્યુઅલ હોરના ભાષણના શબ્દો બાપુને પાછા સંભળાવતાં બાપુ કહે:

૩-૫-'૩૨

"એની વાત મને ગમે છે. એને એક્કે મધ્યસ્થી કરનારની ગરજ નથી, કારણ એનો કોઈ વિશ્વાસુ માણસ નથી. એવાની સાથે લડવામાં મઝા છે, એવાને હાથે જ સારું થશે. સેંકીના કરતાં આ માણસ હજારગણો સારો. પેલો તો ધારે શું અને કહે શું. આ માણસ જે ધારે છે તે કહે છે. એક વાર મેં એને પૂછ્યું, 'અહીં આટલા બધા માણસો છે તેમાંથી એકેની શક્તિ ઉપર તમારો વિશ્વાસ નથી એમ તમો માનો છો ના?' એ કહે: 'જો નિખાલસપણે કહેવું હોય તો મારે કહેવું જોઈએ કે એ સાચી વાત છે, મને વિશ્વાસ નથી.' મેં એ જ બાબત ઉપર એને ધન્યવાદ આપેલા કે તમારું પ્રામાણિકપણું મને બહુ ગમે છે."

આજે પર્સી બાર્ટલેટને કાગળ લખ્યો. તેમાં બાપુએ જણાવ્યું કે, "શાન્તિ અને સમાધાન માટેની કવિની ઇચ્છામાં હું સહમત છું. અને તે અટકે એવું હું એકે પગલું ન લઉં; અને તે બને એવું એકે પગલું, દેશનું માન જળવાય એ શરતે લેતાં ન ચૂકું."

નારણદાસભાઈ લખે છે કે હરિલાલભાઈ ઉપર બાપુએ લખેલો કાગળ આશ્રમની ટપાલ પહેલાં નંખાયેલો છતાં ત્યાં મળ્યો નથી. આ વખતે તો કાગળો ગમે તેટલા ગેરવલ્લે જાય છે અને પોલીસને ત્યાં જઈને પડે છે.

માલવીજી છૂટી ગયા. મેજરે એનો ખુલાસો સારો આપ્યો. કહે છે કે જ્યાં સુધી હુકમ ન તોડે ત્યાં સુધી કાયદાભંગ કહેવાય નહીં, હુકમ તોડે એ પહેલાં પકડી લીધેલા, હવે છોડી દીધા છે. વલ્લભભાઈએ કાલે અને આજે મળીને ચારપાંચ વખત મને અને બાપુને કહ્યું હશે: "ત્યારે માલવીજી તો છૂટી ગયા." આવી કોઈ ખબર આવે છે ત્યારે તેની ઉપર વિચાર કરવાની વલ્લભભાઈની એ રીત છે. આજે આખો દિવસ એમણે આની ઉપર વિચાર ચલાવ્યા હશે. સૂતી વખતે પણ કહે: "ત્યારે માલવીજીને આઠ દિવસમાં જ છોડી દીધા!"

આજે આશ્રમની ટપાલ આવી તેમાં પ્રેમાબહેનના કાગળમાં ઠીક બળવો અને બળાપો હતો. બાપુ કહે: "એ છોકરીએ ઘણી વાતો વિચારવા જેવી પૂછી છે."

આજે સવારે રામદાસને આ પ્રમાણે કાગળ લખ્યો:

"ચિ. રામદાસ, નારણદાસનો કાલે કાગળ મળ્યો તે ઉપરથી જોઉં છું કે નિમુ આશ્રમમાં આવી ગઈ છે.

૪-૫-'૩૨

"મને ધાસ્તી છે કે કદાચ હું ગયે વખતે મારે કહેવાનું હતું તે ન સમજાવી શક્યો હોઉં. મારો અભિપ્રાય પ્રથમથી જ આ રહ્યો છે. સત્યાગ્રહી ખોરાકને સારુ ઝઘડામાં ક્યાંય ન ઊતરે. જે મળે તે ઈશ્વરનો પાડ માનીને ખાઈ લે.

"કેદીના શરીરનો ઉપરી દરોગો છે. એટલે માનસહિત જ્યાં લગી ખોરાક મળે, ગંદો ન હોય, અને અખાદ્ય ન હોય ત્યાં લગી તે લે અને પચે તેમ લાગે તો ખાય, નહીં તો ફેંકી દે. એંઠો ન કર્યો હોય તો પાછો આપી દે. આ યુગમાં કેદીના ખોરાકની પસંદગીમાં થોડેઘણે અંશે આરોગ્યશાસ્ત્રના નિયમ જળવાય છે. પણ માત્ર રોટલો ને પાણી જ આપે તો શું થાય?

"અમલદારની સાથે આવી બાબતમાં વિવેકી ચર્ચા કરી શકાય, લડાઈ ન કરાય.

"દોંગામસ્તી કરીને ઘણી ચીજો મળી શકે છે, મળી શકી છે; પણ તે આપણને ત્યાજ્ય છે.

"તેથી હું માનું છું કે ભાજીની બાબતમાં મુદ્દલ ઝઘડો ન થવો જોઈએ. જેને ઠીક લાગે તે ખાય, ન ઠીક લાગે તે છોડે. રોટલા દાળ મળે તે પણ ઈશ્વરનો પાડ માનીએ."

સુપરિન્ટેન્ડન્ટ સાહેબે આજે કૅંપ જેલમાં મુંબઈના કેટલાક સત્યાગ્રહી કેદીઓએ કરેલી ધિંગામસ્તીની વાત કરી. એક માણસે બીજાના માથામાં ત્રણ ઇંચનો ઘા પાડ્યો છે. સુપરિન્ટેન્ડન્ટ કહે: "આની સજા ફટકા છે. પણ એ ન કરી. મેં માત્ર નોટિસ આપી છે કે હવે આવું થશે તો મારે તે સજા નછૂટકે કરવી પડશે." એ બાપડો કહે: "મારી આખી નોકરીમાં બે કે ત્રણ વાર ફટકાની સજા કરી છે. મને ફાંસી કરતાં એ ખરાબ લાગે છે. જે બે કેસમાં એ કરી હતી એ ભયાનક કેસો હતા. એક કેદીએ બીજાની આંખ લગભગ ફોડી નાખી હતી."

એ માણસની ભલમનસાઈ આ કિસ્સામાં સ્પષ્ટ દેખાઈ આવી.

સરોજિનીએ યશોદાના મૃત્યુ ઉપર સુંદર કાગળ લખીને સરદારને આપ્યો.

મણિબહેન (પરીખ), શંકરલાલ, વનુ, મોહન, દીપક મળવા આવ્યા. મેં મુલાકાત લીધી. ઘરનાં જ માણસો આવ્યાં હોય તેમ લાગ્યું. નરહરિનું વજન ૨૮ રતલ ઘટ્યું છે, એની પરવા નથી; પણ ત્યાંના દુષ્ટ વાતાવરણથી ત્રાસ થાય છે. મણિબહેનની આંખમાં વાતો કરતાં કરતાં પાણી આવ્યાં.

આજે માલવીજીએ સુંદર સ્ટેટમેંટ બહાર પાડ્યું છે. બાપુ કહે: "બહુ શોભે એવું સ્ટેટમેંટ છે. એમાં એક પણ નબળું વચન નથી. અને પંડિતજી માટે આ ટૂંકામાં ટૂંકું સ્ટેટમેન્ટ કહેવાય. સરકારને ચેલેંજ જેવું જ કહી શકાય." માલવીજીને છોડી મૂકયા તેને માટે 'લીડર' સરકારને ધન્યવાદ આપે છે અને સરકારના કૃત્યને ઉદાર કહે છે. બાપુ કહે: "માલવીજીને ફાંસીની સજા કરી હોત અને પછી તેને જન્મદેશનિકાલમાં ફેરવી નાખત તો તેને પણ 'લીડર' ઉદાર કહે ના? એવું છે."

**૫-૫-'૩૨** મતાધિકાર કમિટીની ભલામણોની છાપામાં અટકળ થાય છે તે ઉપર બાપુએ એક સૂચક વાક્ય કહ્યું: "ગમે તેવો વિશાળ મતાધિકાર હોય પણ સત્તા ન હોય તો તે નકામું. ગમે તેવો સાંકડો મતાધિકાર હોય પણ સત્તા હોય તો તે કામ આપે."

આજે બે હાથે ચલાવવાનો રેંટિયો (મગન રેંટિયો) આવ્યો. એને બાપુ કાલથી ચલાવવાનો આરંભ કરવાના છે. મણિબહેન (પરીખ), ધીરુ, કુસુમ, ગિરધારી બાપુને મળવા આવ્યાં. મણિબહેન આખો વખત રોતાં હતાં એમ બાપુએ કહ્યું. મારી આગળ એની ધીરજ રહી પણ બાપુની આગળ ન રહી. બાપુની આગળ શેની રહે? જેની પાસે વધારે આશ્વાસન મળે તેની આગળ માણસ વધારે ગળગળો થઈ જાય છે.

એક ઇબ્રાહીમજી રાજકોટવાળા નામના મુસલમાને લખ્યું કે બુદ્ધિથી ઈશ્વર સાબિત થઈ શકતો નથી! એને બાપુએ લાંબો કાગળ લખ્યો, કારણ એણે પરબીડિયું મોકલીને જવાબ માગ્યો હતો.

"તમારો કાગળ મળ્યો. ઈશ્વરની હસ્તીને સારુ બુદ્ધિની પાસે પ્રમાણ માગો તો ક્યાંથી મળે? કેમ કે ઈશ્વર એ બુદ્ધિથી પર છે. બુદ્ધિથી આગળ કંઈ

નથી એમ જો કહો તો મુશ્કેલી આવે છે ખરી. બુદ્ધિને સર્વોત્તમ પદ આપી દઈએ તો આપણે બહુ મુશ્કેલીમાં આવી પડીએ છીએ. આપણો પોતાનો જીવ કે આત્મા એ પોતે જ બુદ્ધિથી પર છે. તેનું અસ્તિત્વ સિદ્ધ કરવાને સારુ બુદ્ધિના પ્રયોગો થયા છે. તે તો ઈશ્વરને વિષે પણ કહી શકાય. પણ જેણે આત્માને અને ઈશ્વરને બુદ્ધિથી જ જાણ્યો છે તેણે કાંઈ જ જાણ્યું નથી. બુદ્ધિ ભલે એક કાળે જ્ઞાન મેળવવામાં મદદગાર થઈ હોય, પણ જે માણસ ત્યાં અટકી જાય છે તે આત્મજ્ઞાનનો લાભ તો મુદ્દલ ઉઠાવી નથી શકતો. જેમ કોઈ અનાજ ખાવાના ફાયદા બુદ્ધિથી જાણે તે અનાજ ખાવાથી થતા ફાયદાને નથી ઉઠાવી શકતો તેમ. આત્મા કે ઈશ્વર જાણવાની વસ્તુ નથી. તે પોતે જાણનાર છે. અને તેથી જ તે બુદ્ધિથી પર છે. ઈશ્વરને ઓળખવાના બે ટપ્પા છે. પહેલો ટપ્પો શ્રદ્ધા અને બીજો અને છેલ્લો ટપ્પો તેમાંથી થતું અનુભવજ્ઞાન. દુનિયાના મોટામાં મોટા શિક્ષકોએ પોતાના અનુભવની સાક્ષી પૂરી છે. અને જેને દુનિયામાં મૂરખ ગણીને કાઢી નાખીએ તેઓએ પણ પોતાની શ્રદ્ધાનો પુરાવો આપ્યો છે. એની શ્રદ્ધાની ઉપર આપણે આપણી શ્રદ્ધા રચીએ તો કોઈક દિવસ અનુભવ પણ મેળવશું. એક માણસ બીજાને આંખેથી જુએ, પણ બહેરો હોવાથી કાંઈ સાંભળે નહીં અને પછી કહે કે મેં એને સાંભળ્યો નથી, તો એ બરાબર નથી. એમ જ બુદ્ધિથી ઈશ્વરને નથી ઓળખી શકાતો એ વાક્ય અજ્ઞાનસૂચક છે. સાંભળવું એ જેમ આંખનો વિષય નથી તેમ ઈશ્વરને ઓળખવો એ ઇંદ્રિયોનો કે બુદ્ધિનો વિષય નથી. એને સારુ નોખી શક્તિ જોઈએ અને તે અચળ શ્રદ્ધા છે. બુદ્ધિને ક્ષણે ક્ષણે ભમાવી શકાય છે એમ આપણે જોયું છે. ખરી શ્રદ્ધાને ભમાવી શકે એવો માટી આજ લગી પૃથ્વીના પડ ઉપર જોવામાં આવ્યો જ નથી."

આજે બાપુએ મગન રેંટિયા ઉપર બેએક કલાક મહેનત કરી અને આખરે ૨૪ તાર કાઢ્યા ત્યારે તેમને શાંતિ થઈ.

૬-૫-'૩૨ વલ્લભભાઈ આખો વખત હસતા હતા અને કહેતા હતા : "જેટલું કાઢશો તેથી વધારે બગાડશો." બાપુ કહે : "એ તો મારા ડાબા હાથે કાંતવા વિષે પણ હસનારા તમે હતા ના? જુઓ આ તાર નીકળવા માંડ્યો. હવે તમે આ તરફ નહીં જોશો ત્યાં સુધી એ તાર નીકળ્યાં જ કરશે."

આજે ગંગાબહેનના મૃત્યુના ખબર આવ્યા. એમને ખબર પડી ગઈ હતી કે મૃત્યુ આવે છે એટલે સાવધ હતાં, અને રામનામનો જપ જપતાં

વિદાય થયાં. બાપુએ મોટાં ગંગાબહેનને કાગળ લખ્યો તેમાં લખ્યું: "ગંગાબહેને જીવીને આશ્રમને શોભાવ્યું અને મરીને આશ્રમને શોભાવ્યું, એમ આપણે કહી શકીએ." આશ્રમમાં તાર કર્યો:

"We were all touched learn Gangâben's death. Am happy that she lived well and died well with faith everlasting. No wonder Totaramji is happy."

"ગંગાબહેનના મરણના સમાચાર જાણી અમને બધાને લાગણી થઈ આવી. અમર શ્રદ્ધા સાથે એમણે જીવી જાણ્યું અને મરી જાણ્યું, એનો મને આનંદ છે. તોતારામજી આનંદમાં છે તેમાં નવાઈ નથી."

ખબર આવી ત્યારે બાપુ કહે: "જુઓ આ નિરક્ષર બાઈ! કેવું એનું મૃત્યુ! બંનેએ આશ્રમને શોભાવ્યું. તોતારામજી ગિરમીટિયા, ત્યાં ફીજીના કોઈ ગિરમીટિયાની દીકરીને પરણેલ હશે, એટલે બંને ગિરમીટિયાં કહેવાય; પણ બંનેએ કેવું જીવન ગાળ્યું!"

ગંગાબહેન જેવું મૃત્યુ આપણને સૌને આવો. કશું ભાગ્યમાં ન હોય તોપણ અંતની ઘડીએ આશ્રમમાં હોઈએ અને ગંગાબહેનની જેમ રામનામ લેતાં પ્રાણ નીકળે તો કેવું સારું, એમ થાય છે. પણ અંતે મુખમાંથી રામનામ નીકળવાને માટે અને મરતી વખતે હરખાવાને માટે જિંદગી પણ તેવી હોવી જોઈએ ના? એ ક્યાંથી લાવવી?

* * *

મોટાં ગંગાબહેનને જેલમાં કાંઈક ચકમક ઝરી લાગે છે. રામદાસને જેવો કાગળ લખેલો તેવો જ એમને કાલે લખ્યો હતો. આજે સરોજિનીનો આવ્યો. તેમાં એણે ફરિયાદ કરી "ગંગાબહેન શાક લેવા નથી દેતાં, કેટલાકની ઇચ્છા હોય તોપણ નથી લેવા દેતાં. આપણે સત્યાગ્રહી તરીકે દુ:ખ વેઠવા આવ્યાં છીએ અને જ્યાં સુધી અસ્વચ્છ ન હોય ત્યાં સુધી તો શાક લેવું જોઈએ." વગેરે. બાપુએ કાગળ લખી ગંગાબહેનને ધર્મ સમજાવ્યો: "આપણો ધર્મ સમજાવી જાઉં. જેની સખ્ત મજૂરી છે એણે તો જે મજૂરી સોંપવામાં આવે તે પ્રફુલ્લિત ચિત્તથી કરવી જોઈએ. એ કામ ન આવડે અને કોઈને શીખવવા મોકલે તો શીખી લેવું જોઈએ. ગુના કરીને આવેલી બહેનોના કરતાં આપણાં શરીર કામ કરે તો વધારે કામ કરીએ. એમાં આપણું સારાપણું છે અને એમાં સત્યાગ્રહીની શોભા છે. વણવાનું કામ તમને આવડે છે. મને તો લાગે છે કે બીજી બહેનોને શીખવીને આપણે સારી રીતે ચલાવી દેવું જોઈએ. એટલું પણ આપણે સમજી લેવું જોઈએ કે જેલમાં જે ઉત્પન્ન થાય છે

તે દેશની મિલકત છે, જે વપરાય છે તે દેશનું વપરાય છે, પછી ભલે તે ગમે તેને હાથે વપરાતું હોય. તેથી જે કાંઈ ઉત્પન્ન થઈ શકે તે કરવામાં આપણે આનંદ માનીએ. અને ભાજી ન ખાવાનો એકસંપ થયો હોય તો એ સુધારી લેવો જોઈએ."

*  *  *

અહીંનાં બિલાડીનાં બચ્ચાં હવે અતિશય હળી ગયાં છે. પ્રાર્થના વખતે બાપુના ખોળામાં બેસે, અમારી સાથે ગમ્મત કરે, અને ખાવા ટાણે તો કીકાકીક કરી મૂકે. ઘણી વાર બાપુના પગ આગળ વીંટળાય. વલ્લભભાઈ એને ખીજવે, તારની જાળીની નીચે એને ગોંધી આનંદ મેળવે. આજે એક બચ્ચું બહુ ગભરાયું. આખરે એ જાળીને માથું મારતું મારતું ઓટલાના છેડા સુધી લઈ ગયું અને ત્યાંથી બહાર નીકળ્યું. આ એણે પોતાની બુદ્ધિ વાપરી. બિચારું ગભરાયેલું હતું, ધીમે ધીમે ચાલતું હતું. બાપુને દયા આવી ગઈ. પછી દૂર જઈને એણે શૌચ કરવાની તૈયારી કરી. જમીન ખોદી, શૌચ કરી એને ઢાંકી. ત્યાં માટી બહુ નહોતી એટલે બીજે ગયું, ત્યાં એ જ ક્રિયા સંતોષપૂર્વક કરી અને બીજાં બચ્ચાંએ એને ઢાંકવામાં મદદ કરી! બાપુ કહે: "આ બચ્ચાં ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવી જોઈએ." મીરાબહેનને કાગળ લખ્યો તેમાં પણ આનો નિર્દેશ કરવાની તક લીધી:

"What I said about my being a hindrance is perfectly true. I may help to start the thing but not being able to live up to it must hinder further progress. The ideal of voluntary poverty is most attractive. We have made some progress but my utter inability to realize it fully in my own life has made it difficult at the Asharm for the others to do much. They have the will but no finished object lesson. We have two delightful kittens. They learn their lessons from the mute conduct of their mother who never has them out of her sight. Practice is the thing. And just now I fail so helplessly in so many things. But it is no use mourning over the inevitable."

"હું અંતરાયરૂપ થઈ પડું છું એમ મેં કહ્યું છે એ સાવ સાચું છે. એકાદ પ્રવૃત્તિ શરૂ કરવામાં હું મદદરૂપ થાઉં, પણ એ પ્રમાણે હું પોતે જ ન વર્તી શકું તો આગળની પ્રગતિ અટકે જ. સ્વેચ્છાપૂર્વકની ગરીબાઈનો આદર્શ બહુ જ આકર્ષક છે. આપણે એમાં કાંઈક પ્રગતિ પણ કરી છે. પરંતુ મારી પોતાની બાબતમાં એનો પૂર્ણતાએ અમલ કરવાની મારી ભારે

અશક્તિને કારણે આશ્રમમાં બીજાંઓને પણ એ દિશામાં આગળ વધવાનું મુશ્કેલ થઈ પડે છે. તેઓની ઇચ્છા છે પણ તેમની સામે સંપૂર્ણ પદાર્થ-પાઠ નથી. અહીં બે સુંદર બિલાડીનાં બચ્ચાં છે. એની મા તેમને નજર બહાર થવા દેતી નથી અને માના મૂક વર્તનમાંથી તેઓ પોતાના પાઠ શીખે છે. એટલે આચાર એ જ મુખ્ય વસ્તુ છે. હમણાં હમણાં તો હું કેટલીયે બાબતમાં લાચાર બનીને હારી જાઉં છું. પરંતુ જે અનિવાર્ય છે તેનો શોક કરવો મિથ્યા છે."

સરોજિની દેવીએ પોતાના પકડાવાનું વર્ણન આપીને લખ્યું કે એનું વર્ણન — તાજમહાલમાં સૂવા દીધી એ વાતનું — પોતાની દીકરીને આપ્યું ત્યારે લીલાએ કહ્યું કે અમને મધ્યકાળનો ક્ષાત્રધર્મ યાદ આવે છે. બાપુએ કહ્યું :

" I do not know that I would share Lilamani's enthusiasm. Chivalry is made of sterner stuff. Chivalrous knight is he who is exquisitely correct in his conduct towards perfect strangers who are in need of help, but who can make no return to him and who are unable even to mutter a few words of thanks. But of these things some other day and under other auspices."

"લીલામણિના ઉત્સાહમાં હું સામેલ થઈ શકું એમ મને લાગતું નથી. ક્ષાત્રધર્મ એ ઘણી સંગીન વસ્તુ છે. ખરો ક્ષત્રિય તો એ ગણાય કે જેનું વર્તન, જેને વહારની જરૂર હોય, જે એનો કશો જ બદલો આપી શકે એમ ન હોય — એટલે સુધી કે ધન્યવાદનો એક શબ્દ પણ ઉચ્ચારી શકે એમ ન હોય, એવી અજાણી વ્યક્તિ પ્રત્યે પણ, અણિશુદ્ધ ખરું હોય. પણ આ વિષે બીજી કોઈક વાર અને બીજે અનુકૂળ પ્રસંગે."

ટપાલ ગેરવલ્લે જાય છે, કાગળો મોડા મળે છે. એ વિષે ડોઈલને લાંબો કાગળ લખ્યો. અને કાકા, પ્રભુદાસ અને નરહરિને સાથે રાખવા વિષે પણ કાગળ લખ્યો.

૭–૫–'૩૨

આજે કાંઈ ખાસ નોંધવા જેવું નથી. ડાહ્યાભાઈ આવ્યા હતા. બિચારા રોયા. બાપુ કહે : "હું નહોતો ધારતો કે રોશે. બાળક તો હસતો હતો. હજી બિચારો એ ઉંમરે પહોંચ્યો નથી કે જ્યારે માનું દુ:ખ અનુભવી શકાય. મારી દશા હજી મને યાદ આવે છે." પણ ડાહ્યાભાઈનું શું ? વલ્લભભાઈ પણ ૩૦ વર્ષની

ઉંમરે ઘરભંગ થયા હતા. એમણે તો એમનું વિધુરત્વ દીપાવ્યું. એમ વિધુરત્વ દીપાવવું એ કાંઈ સહેજ વસ્તુ નથી. ડાહ્યાભાઈને પ્રભુ સહાય કરો.

ડાહ્યાભાઈને શનિવારે આવવાની ભારે અગવડ પડે છે. રવિવારે એક કલાક સુપરિન્ટેન્ડન્ટ કાઢે તો ખુશીથી કાઢી શકે છે. એમને સ્પષ્ટ પૂછવામાં આવ્યું: તમે રવિવારે શું કરો છો? તો કહે: બેઠો રહું છું. અઠવાડિયામાં એક જ દિવસ મળે છે ના? પણ ડાહ્યાભાઈની અગવડ અને હાલની સ્થિતિ જોઈને પણ એના મોંમાંથી એમ વચન નથી નીકળતું કે ભલે ત્યારે એ રવિવારે આવે! અજબ માણસ છે. એનામાં ભલમનસાઈ તો છે જ; પણ તેની મર્યાદા છે. અને એ મર્યાદા સત્તાના ખોટા ખ્યાલની છે.

અપ્ટન સિંકલેરનો કાગળ આવ્યો. તેણે બધાંય પુસ્તકો પોતાનાં મોકલ્યાં છે. છેવટે પોતાની આત્મકથા મોકલી. સાથે નોબેલ પ્રાઈઝ માટેની પત્રિકા મોકલી છે એમાં પોતાને વિષે બીજાએ આપેલા અભિપ્રાયો ટાંક્યા છે અને પોતાને નોબેલ પ્રાઈઝ મળવું જોઈએ એમ પોતે પણ પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો છે. ક્યાં પેલો સિંકલેર લૂઈ અને ક્યાં હું અપ્ટન સિંકલેર! એવો ભાસ આવે છે. આ બધી અમેરિકન રીત છે. એનો શો વાંક કાઢીએ? અમેરિકામાં આ બધું સ્વાભાવિક હોય એમ લાગે છે. બાપુએ એને એક લીટી લખી: 'તમે પત્રિકા મોકલી એ હું નથી સમજી શક્યો!'

**૮-૫-'૩૨**

બાપુ વલ્લભભાઈની પાસે અનેક બાબતોમાં રસ લેવડાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. કાલે હીરાલાલની 'ખગોલ ચિત્રમ્' નામની ચોપડી આવી. તેનાં પૂંઠાં ઊખડી ગયેલાં હતાં, અને તેને સાંધનાર ટાંચણીઓ પણ જૂની કટાઈ ગયેલી હતી. બાપુ વલ્લભભાઈને કહે: "કેમ, આ તમને સોંપી દઉં ના? તમે બુક બાઈન્ડરનું કામ કદી કર્યું છે? ન કર્યું હોય તો હું શીખવીશ." પછી આજે સવારે આંટા મારતાં કહે: "તમને વલ્લભભાઈ, નાનાં નાનાં કામો કરવાનો શોખ નાનપણથી છે કે અહીં કેળવ્યો? એટલે તમે કારીગર હતા કે અહીં જ થયા?" વલ્લભભાઈ કહે: "ના, એવું કાંઈ નહીં, પણ જોઈએ એટલે સૂઝે." બાપુ કહે: "એ વસ્તુ જન્મસહજ છે. દાસબાબુ સોયમાં દોરો પણ ન પરોવી શકે એવા હતા. મોતીલાલજી અનેક વસ્તુઓ કરી લે." મેં કહ્યું: "મોતીલાલજીએ પાણી જંતુરહિત કરવાનો સંચો પોતે જ ઘરમાં બનાવ્યો હતો. અને બધાં માંદાંને જંતુરહિત પાણી જ પાતા." આજે વલ્લભભાઈએ હીરાલાલની ચોપડી સુંદર સીવી અને એની પાછળ પટ્ટી

પણ લગાડી. એ ઉપરાંત બદામ પીલવાનો સંચો આવ્યો હતો એના ઉપર બદામ પીલી.

બાપુના સ્વભાવમાં રહેલી જે વસ્તુ મેં અનેક વાર ગોખી છે અને બીજાને કહી છે તે બાપુએ પોતે આજે પ્રેમાબહેનના કાગળમાં લખી છે :

"જેમ આપણે કુશળ થતા જઈશું તેમ તેમ આપણા કાર્યનું માપ વધશે. છતાં આપણને તેનો ભાર ઓછો લાગશે. આ રહ્યો તાજો દાખલો. ડાબે હાથે ચક્ર ફેરવતાં પહેલે દહાડે તાર માત્ર ૯૩ નીકળ્યા; વખત વધારે ગયો; થાક વધારે લાગ્યો. પ્રમાણમાં કુશળતા વધી, એટલે ઓછા વખતમાં ઓછે થાકે બસેંથી ઉપર તાર કાઢવા લાગ્યો. હવે મગન રેંટિયો આદર્યો. કાલે ૨૪ તાર કાઢ્યા, ને વખત બહુ આપ્યો. આજે ઓછા વખતમાં છપ્પન તાર કાઢ્યા. થાક ઓછો. જે એક માણસને વિષે અને નાનકડી પ્રવૃત્તિને વિષે સાચું છે તે સંસ્થા અને તેની મહાન પ્રવૃત્તિને વિષે સાચું છે.

"योगः कर्मसु कौशलम् । કર્મ એટલે સેવાકાર્ય, યજ્ઞ. આપણી બધી મુસીબતો આપણી અકુશળતામાં છે. કુશળતા આવે તો આપણને અત્યારે જે કષ્ટદાયી જેવું લાગે છે તે આનંદદાયી લાગે. મારો દૃઢ અભિપ્રાય છે કે સુવ્યવસ્થિત સાત્ત્વિક તંત્રમાં ખેંચ જણાવી ન જોઈએ.

"તું આ વસ્તુ સાધવા આશ્રમમાં આવી છે. એ તને કોઈ શીખવનારું નથી. સહુએ પોતે એ વાયુમાંથી ખેંચવાનું છે. તારા જેવી જે નહીં ખેંચી શકે તે આશ્રમમાં છેવટ લગી નહીં ટકી શકે. જેને મહત્ત્વાકાંક્ષા નથી એ નભે તે નોખી વાત છે. આશ્રમ ખરેખરી રીતે સ્વતંત્ર સંસ્થા હોઈ તેમાં જે ધારે તેને સારુ જેટલે ઊંચે જવું હોય તેટલે ઊંચે જવાનો અવકાશ છે. તે તને કોઈ આપી નહીં શકે. તને અનુકૂળ વાતાવરણ તારે પેદા કરવાનું છે. તારી બહેનપણીને તું ખેંચી શકે છે. પણ સાચી વાત એ છે કે એ એકલપેટાપણું કહેવાય. તારે સારુ તો ત્યાં જે કોઈ છે તે સખા અને સખી છે. તારામાં જે હોય તે તેનામાં રેડ. તેનામાં હોય તે તું લે. જો તું એમ માને કે એક એ સિવાય બીજા કોઈની પાસેથી તારે લેવા જેવું જ નથી તો તું મોહકૂપમાં પડેલી છે. મને લાગે છે કે જગતમાં એવું કોઈ નથી કે જેની પાસેથી આપણને કાંઈ લેવાનું નથી."

એક નવા આશ્રમવાસીએ સવાલ પૂછ્યો કે ચોર આવે તેને મારીએ કેમ ? તેને તો ખવડાવીએ, વસાવીએ. ઢોરને પણ અનાજ ખાવા દઈએ, કારણ એ સમત્વ છે ઇત્યાદિ. એને બાપુએ લખ્યું :

"તમે જે પ્રશ્નો ઉઠાવ્યા છે એ ઉઠાવી શકાય તેવા છે. પણ જો એનો બુદ્ધિવાદથી નિર્ણય કરીએ તો બીજા અનેક પ્રશ્નો તેમાંથી ઊઠે છે;

અને તે આપણને એટલે સુધી લઈ જાય છે કે મનુષ્યે અનશન લઈને સમાધિસ્થ થઈ બેસી જવું જોઈએ. આવા વિચારમાંથી જ સંન્યાસની કલ્પના પેદા થઈ હોય એમ લાગે છે. પણ જેને આપણે સંન્યાસરૂપે ઓળખીએ છીએ એ પણ બુદ્ધિવાદમાં ઊતરતાં અધૂરો જ સિદ્ધ થશે. એટલે છેવટે અનશન ઉપર જઈને ઊભવું પડે. આમ મનુષ્ય નથી કરી શકતો અને કરવા જાય તોય તેનું મન તો અનેક દુનિયાઓ રચતું હશે એવો સંભવ છે. આવી વિચારશ્રેણીમાંથી ગીતાની ઉત્પત્તિ થઈ છે એમ મને લાગે છે. અને ગીતાએ એક તરફથી આપણને જીવનનો આદર્શ બતાવ્યો અને બીજી તરફ એ આદર્શ તરફ જતાં જતાં જીવન કેવી રીતે વ્યતીત કરવું જોઈએ એ બતાવ્યું અને તે એક વાક્યમાં આ છે:— 'આદર્શને ધ્યાનમાં રાખતાં જે કર્તવ્ય સામે આવે તે યથાર્થ કર્યે જવું, અને ફળની ઇચ્છા ન કરવી.' એ રીતે વર્તતાં આશ્રમમાં જે કોયડાઓ આવી પડે છે તેનો ઉકેલ થાય છે. ચોરને, આવે ત્યારે આશ્રમમાં બેસાડી શકતા હોઈએ તો બેસાડી દઈએ, પણ આપણામાં એ શક્તિ નથી આવી એમ નમ્રપણે કબૂલ કરીને આપણને છાજે તેવું નિવારણ કરીએ છીએ. ઢોર વગેરે પશુ આવે, જંતુઓ પાક ખાઈ જાય તેને સારુ આપણને શુદ્ધ અહિંસક માર્ગ નથી જડયા. એટલે કેટલીક હિંસા પોતાનું પામરપણું ઓળખીને અનિવાર્ય સમજી કરીએ છીએ. સાદ પાડીને કે લાકડી મારીને ઢોરને કાઢવું, કાંકરો મારવાનો દેખાવ કરી અથવા કાંકરો ફેંકી પક્ષીના હૃદયમાં ભય પેદા કરવો, હળ ફેરવીને કે બીજી રીતે જંતુઓનો નાશ કરવો, સર્પાદિને ઝાલીને ભગાડવા, અથવા મારવાની પણ છૂટ રાખવી એ બધું વિપરીત છે એ હું જાણું છું. પણ આશ્રમ અથવા આશ્રમવાસી સંપૂર્ણતાને નથી પહોંચ્યા, એટલે આવી વસ્તુઓ વિપરીત હોવા છતાં પણ કરે છે, કેમ કે તેમાંથી જ મોક્ષનો માર્ગ જડે એમ છે. પ્રવૃત્તિમાત્ર બંધ કરીને બેસી જવું એ આ વિપરીત વસ્તુના કરવા કરતાં પણ વધારે ખોટું છે એ વિષે મને શંકા નથી. અને તેથી જ ગીતાકારે કહ્યું છે કે, પ્રવૃત્તિમાત્ર અગ્નિની પાછળ ધુમાડાનો દોષ રહ્યો છે તેમ કંઈક દોષથી ખરડાયેલી છે જ. એમ સમજીને મનુષ્ય નમ્ર બને, અને પોતાને નસીબે આવેલા કર્તવ્યનું પાલન સેવાભાવથી કરે, અને સમજે કે જે કાંઈ પરિણામ આવશે તેમાં પોતે તો પરમાત્માના હાથમાં નિમિત્તમાત્ર છે."

પંડિતજીએ પ્રશ્ન પૂછ્યો હતો: "'સત્ય એ જ ઈશ્વર છે' એમ તમે વારંવાર કહો છો, તો એ તમને, **हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्** વાંચીને સૂઝ્યું કે સ્વતંત્ર રીતે?" બાપુએ નિખાલસ રીતે જવાબ

આપ્યો : "સત્ય જ પરમેશ્વર સૂઝયું ત્યારે 'हिरण्मयेन पात्रेण' મંત્ર મારી સામે હતો કે નહીં એનો કંઈ જ ખ્યાલ નથી. આવી વસ્તુઓ મને સૂઝે છે ત્યારે તે કેમ જાણે મૌલિક હોય નહીં એમ તે હૃદયમાંથી નીકળે છે. મારે સારુ તે અનુભવસિદ્ધ જેવું કહેવાય."

આવું જ નિખાલસપણું એમણે એક દિવસ સુપરિન્ટેન્ડન્ટને જવાબ આપતાં વાપરેલું. સુપરિન્ટેન્ડન્ટની સાથે ચમત્કારોની અને સિદ્ધિની વાતો થતી હતી. નટરાજનને કાગળ લખ્યો તે બરોબર છે એમ સુપરિન્ટેન્ડન્ટે કહ્યું, અને પૂછ્યું : "પણ આવી સિદ્ધિ હોય ખરી કે નહીં ? અને હોય તો તેનો ઉપયોગ શો ?" "ઉપયોગ એ કે એ અંતિમ દશાએ પહોંચવા પહેલાંની એક અવસ્થા છે. માણસને એની ખબર પણ ન પડવી જોઈએ. એ સિદ્ધિ વાપરવાની છે જ નહીં. એનો અનાયાસે ઉપયોગ થતો હોય તે જુદી વાત છે." "એને વિષે માણસ અજાણ હોય એમ બને ?" બાપુ કહે : "હા, હું અજાણ હતો." "તમારામાં એવી કોઈ શક્તિ છે ?" બાપુ કહે : "હા, એવી કોઈ એટલે ચમત્કાર કરવાની નહીં, પણ બીજી. મને ક્યાં ખબર હતી કે હોય છે કે અમુક ઠેકાણે હું અમુક બોલીશ, પણ ઈશ્વર યોગ્ય શબ્દ આપી દે છે. એ એક શક્તિ છે. પણ એનો ઉપયોગ શો ? આપોઆપ એ પ્રગટ ભલે થાય."

૧-૫-'૩૨

આશ્રમ મોકલવાને માટે કાંઈક લખવું એમ બાપુએ કહ્યું હતું. મેં 'મંદિરોનાં દર્શન' નામનું નાટક નાશિકમાં વિચારેલું તેનાં પાંચ દશ્યો લખી કાઢ્યાં. પણ બાપુ કહે : "એ જેલમાંથી ન મોકલી શકાય. એવું આ લોકો પાસ ન કરે અને પાસ કરે તોપણ એમની વગોવણી થાય. લખીને રાખી મૂકો, અને બહાર જઈને છાપજો."

બાપુ બિલાડીનું ઠીક નિરીક્ષણ કરી રહ્યા છે. આજનો કાગળ બિલાડી ઉપર બાંધ્યો છે. બિલાડીનું રાતનું જે દર્શન થાય છે તે જોવા જેવું હોય છે. પરવલ્લી ઉપર એનું એકધ્યાન અને એકાગ્ર આંખ આપણા જ્ઞાનીઓએ જોઈ નહીં હોય, નહીં તો કહેત કે ભગવાન ઉપર એવું ધ્યાન લગાવો. પણ કાલે તો એક બીજી ખૂબી જોઈ. પરવલ્લી બિલાડીની પાસે આવતી જતી હતી એટલે બિલાડીએ પૂંછડી હલાવવા માંડી. પછી પરવલ્લી પાછી વળી અને ભીંત ઉપર ઊલટી દિશામાં ચાલી. બિલાડી બૂમો પાડવા લાગી, જાણે પરવલ્લીને કહેતી હોય ને કે તું ક્યાં ભાગી જાય છે ? ભલી થઈને મારા મોંમાં આવ ! જે અંગ્રેજો પ્રામાણિકપણે

એમ માને છે કે હિંદુસ્તાન પર વિલાયતનો કબજો હોવો જ જોઈએ, તેઓ આ બિલાડીની યાદ આપે છે. સાપની ઉપમા કરતાં આ બિલાડીની ઉપમા યોગ્ય છે.

કાલે મગનચરખો ચલાવતાં તેની ઉપર જમણો હાથ બેઠો એટલે બાપુ ઉત્સાહમાં આવ્યા. આજે ચરખો કેમે ચાલે નહીં.

૧૦–૫–'૩૨ વલ્લભભાઈને સવારનું કહી રાખ્યું હતું કે "તમારા શાપ નહીં લાગે તો ચાલશે." ૯–૧૦ વાગ્યા સુધી ચલાવ્યું પણ પૂણી બગડ્યા ઉપરાંત કશું પરિણામ ન આવ્યું. વલ્લભભાઈ કહે: "એક કોકડું ઉતારીને બીજું ભર્યું કે શું?" બપોરે પણ એ જ પ્રકાર. રેંટિયાનાં જોતરાં ટાઈટ કર્યાં, તેલ પૂર્યું, બધાં વાનાં કર્યાં, મેં પણ ઘડીક વાર માથું માર્યું, પણ ચાલે જ નહીં. વલ્લભભાઈ ઊંઘીને ઊઠ્યા એટલે કહે: "ખૂબ કાંત્યું, હવે બંધ કરો." બાપુ કહે: "કાંત્યું, કાંત્યું. અમારો સંઘ અટકી પડવાનો નથી. આખરે સમ્યુઅલ હોરની પાસે બેસનારો હું રહ્યો ના!" વલ્લભભાઈ: "નીચે બહુ કાંતેલું પડ્યું દેખાય છે." સાંજે તો વલ્લભભાઈની પણ મશ્કરી ચલાવવાની વૃત્તિ નહોતી રહી. બાપુએ ડાબે હાથે શરૂ કર્યું. લગભગ પાંચ કલાક મહેનત કરી હશે. બાપુ સાંજે તદ્દન થાકેલા હતા; લોથપોથ થઈને આઠ વાગ્યા પહેલાં પગ ચોળાવતા ચોળાવતા ઊંઘવા લાગ્યા. અને ઊઠીને તુરત સૂઈ ગયા. જતાં જતાં વલ્લભભાઈને કહે: "જોજો કાલે રેંટિયા જરૂર ચાલવાનો છે. શ્રદ્ધા મોટી છે." વલ્લભભાઈ કહે: "આમાં પણ શ્રદ્ધા." બાપુ કહે: "હા, હા, શ્રદ્ધા તો ખરી જ."

* * *

સ્વિટ્ઝર્લૅન્ડમાં એક્રી એરિસ્ટાર્શી નામની પ્રિન્સેસ મળી હતી તેના કાગળો તો ચાલ્યા જ આવે છે. બાપુનાં લખાણ વાંચવાથી અને મળીને એ બાઈના ઉપર ભારે અસર થઈ છે અને એ અસરની જ વાતો કરે છે. ફાધર એલ્વિને આજે રામકૃષ્ણ પરમહંસનું વચન સુંદર અલંકૃત અક્ષરે એક કાગળ ઉપર ચીતરેલું મોકલ્યું:

"When you are at work, use only one of your hands and let the other touch the feet of the Lord. When your work is suspended, take his feet in both your hands and put them over your heart."

"જ્યારે તમે કામ કરતા હો ત્યારે તમારો એક જ હાથ વાપરો અને બીજો ભગવાનના ચરણે અડવા દો. જ્યારે કામ કરી રહો ત્યારે એના ચરણ બન્ને હાથમાં લઈ તમારા હૃદય ઉપર મૂકો."

મેં બાપુને કહ્યું: "બાપુ, આપ જમણો અને ડાબો હાથ કામમાં લેવાનું કહો છો તેના જવાબમાં આ વચન આપને મોકલવામાં આવ્યું હોય એમ લાગે છે." બાપુ કહે: "એમાં ક્યાં કહ્યું છે કે બે હાથ ન વાપરવા? બન્ને હાથનો ઉપયોગ કરવાનો જ એમાં ઉપદેશ છે."

બહેનોના કાગળો આવ્યે જ જાય છે. આ વખતે ભક્તિબહેનનો કાગળ વધ્યો. બહેનો તત્ત્વચર્ચા પણ ઠીક કરે છે. ગીતાની અભ્યાસી એક બહેને પૂછ્યું: "ગીતામાં સ્વજન-પરજનનો ભેદ ન કરવો એ ઉપદેશ છે એમ કહેવાય છે. પણ કર્તવ્યપાલન કરતાં હિંસા-અહિંસાનો ભેદ તો કરવો જ જોઈએ! પૂર્ણાવતાર મારવાની સલાહ આપે જ કેમ? જગતનું હિત ચાહનાર હિંસાત્મક લડાઈને ખૂબ ધિક્કારે છે અને હિંસાત્મક લડાઈથી માણસ માણસ મટીને પશુ બને છે. છતાં ગીતામાં લડાઈનો ઉપદેશ કેમ છે?"

બાપુએ લખ્યું: "કર્તવ્યનો નિશ્ચય કરતી વખતે ઘણાયે પ્રશ્ન ઊઠી શકે. પણ ગીતાનું નિરીક્ષણ કરતી વખતે તો આટલું જ વિચારવું રહે: પ્રશ્નકારનો પ્રશ્ન શો હતો? પ્રશ્નની બહાર જઈને જે શિક્ષક ઉત્તર આપવા બેસે એ અણઘડ કહેવાય. કેમ કે પ્રશ્ન પૂછનારનું ધ્યાન તો પોતાના પ્રશ્નમાં જ હોય, બીજુંત્રીજું સાંભળવા તે તૈયાર ન હોય, તેનામાં યોગ્યતા ન હોય એટલે તેને કંટાળો આવે અને પ્રશ્નનો ઉત્તર, અનાજના છોડ જેમ આસપાસ ઊગેલા ઘાસમાં દબાઈ જાય છે તેમ, બીજાત્રીજા વિવાદમાં દબાઈ જવાનો સંભવ છે. આ દૃષ્ટિએ કૃષ્ણનો જવાબ પરિપૂર્ણ છે. અને જ્યારે પહેલો અધ્યાય છોડીને બીજામાં પ્રવેશ કરીએ છીએ ત્યારે તો તેમાંથી નકરી અહિંસા જ નીતરી આવે છે. કૃષ્ણને પૂર્ણાવતાર માનીને અથવા મનાવીને આપણે એવી આશા ન રાખવી જોઈએ કે એક શબ્દકોશમાંથી જેવા શબ્દોના અર્થ મળી શકે તેમ તેનાં વચનોમાંથી આપણા મનમાં જે જે પ્રશ્ન ઊઠે તેનો સીધો અર્થ મળી શકે. એમ મળતુંય હોય તો એ નુકસાન જ કરે. પછી મનુષ્યને આગળ વધવાપણું જ ન રહે, શોધ કરવાપણું ન રહે. તેની બુદ્ધિ રૂંધાઈ જાય. તેથી તે તે યુગના કોયડાઓ તે તે યુગમાં વસનારા મનુષ્યોએ મહા પ્રયત્નો કરી, તપશ્ચર્યા કરી, ઉકેલવા રહ્યા. એટલે અત્યારે આપણને લડાઈ વગેરે પ્રશ્નો વિષે જે મુશ્કેલીઓ ઊભી થાય છે તેનો નિકાલ ગીતા જેવા સંસ્કારી ગ્રંથમાં જે સિદ્ધાંતો મળી આવે છે તેની

મદદથી કરીએ. ખરું જોતાં એ મદદ પણ યત્કિંચિત જ હોય. ખરી મદદ તપશ્ચર્યાથી થતા અનુભવમાંથી જ મળી રહે છે. આયુર્વેદમાં ઔષધિના અનેક ગુણો વર્ણવ્યા છે. માર્ગ સૂચવવાને સારુ તે ઔષધિઓ અને તેના ગુણો આપણે જાણીએ એ ઠીક છે. પણ અનુભવની કસોટીએ એ ઔષધિ ન ચઢી શકે તો આપણું જ્ઞાન નિરર્થક છે, એટલું જ નહીં પણ ભારરૂપ થઈ પડે. બરોબર એ જ રીતે જિંદગીના ઝીણા પ્રશ્નો આપણે ઉકેલવાના રહ્યા છે. હજુ આ વિષે પૂછવાપણું કાંઈ હોય તો પૂછજો."

બીજી એક બહેને પૂછ્યું: "આત્મા અમર છે, એ તો આપ માનો છો. ત્યારે એક સ્નેહલગ્નમાં વિધવા થયા પછી ચાંલ્લો કેમ ન કરી શકાય?"

એનો જવાબ બાપુએ આપ્યો: "મારી દૃષ્ટિએ તો જેમ વિધુર, પત્નીના દેહાંત પછી વિધુર હોવાનાં કાંઈ પણ ચિહ્ન શરીર ઉપર રાખતો નથી તેમ વિધવાએ પણ એક પણ બાહ્ય ચિહ્ન રાખવાની કશી આવશ્યકતા નથી. આત્મા અમર છે એ દૃષ્ટિએ જે બહેને વિચાર કર્યો છે, એ દૃષ્ટિ તો બરોબર છે પણ ઊંચી કહેવાય. હું તો કેવળ ન્યાયની દૃષ્ટિએ વિચારું છું તોયે હૃદયમાંથી જવાબ નીકળે છે કે વિધવા પોતાનું વૈધવ્ય નિરંતર જાળવવાને ઇચ્છે તોપણ તેને બાહ્ય ચિહ્ન રાખવાની કશી જરૂર નથી."

આ ઉપર મેં કહ્યું: "પણ એ બાપડીને ક્યાં ખબર છે કે આપ તો સધવાની પાસે પણ એ માગણી કરો છો કે ચાંલ્લો ન કરે અને બંગડી ન પહેરે?"

બાપુ કહે: "તમે કહો તો લખું. પણ વાત એ છે કે આપણે તો ન્યાયની જ વાત કરવી રહી. જ્યાં સુધી સધવા જગત આખું ચાંલ્લો કરે છે અને બંગડી પહેરે છે ત્યાં સુધી શી રીતે વિધવાની આગળ એ આદર્શ સ્થિતિ મૂકું? બાને સમજાવી સમજાવીને થાક્યો પણ બાએ માન્યું નહીં. વિધવાઓએ ન પરણવું જોઈએ એવા દૃઢ વિચારનો એક વાર હું હતો, અને તે વેળા એમ જ કહેતો કે વિધુરોએ પણ ન પરણવું જોઈએ. પણ પછી મેં જોયું કે વિધુરોએ ન પરણવું એ સ્થિતિ તો કદી આણી શકાય તેમ નથી. તો શુદ્ધ ન્યાયની વાત કરવી એ જ સારું છે કે વિધવા ઉપર શાશ્વત વૈધવ્યની ઝૂંસરી ન હોઈ શકે."

નટરાજનનો કાગળ આવ્યો. તેમણે બાપુની સૂચના વધાવી લીધી કે ચમત્કારનાં પ્રદર્શનો કરવાં એ મૂર્ખાઈ છે:

"I agree with you that exhibition of the kind you refer to, are repulsive and as they serve no useful purpose they should be discouraged by public opinion. They recall a

saying of Rama Krishna Paramhansa's which I read somewhere. Some one asked him if it was possible to walk on water. 'Yes' was his reply, 'but commonsense people pay a pice to the ferryman.'"

"આપ લખો છો તેવા પ્રયોગો કરવા એ જુગુપ્સા ઉપજાવે એવા છે. તેનાથી કશો અર્થ સરતો નથી એટલે તેને ઉત્તેજન નહીં આપવાને લોકમત કેળવવો જોઈએ. આપના આ વિચારો સાથે હું સંમત છું. આ પ્રશ્નને અંગે વિચાર કરતાં મેં ક્યાંક વાંચેલું રામકૃષ્ણ પરમહંસનું એક વચન મને યાદ આવે છે. કોઈએ એમને પૂછ્યું કે 'પાણી ઉપર ચાલી શકાય ખરું?' એમણે જવાબ આપ્યો: 'હા, પણ સાધારણ અક્કલવાળા માણસો હોડીવાળાને પૈસો આપી દેવાનું વધારે પસંદ કરે છે.'"

પોતાનો દીકરો એક ખ્રિસ્તી છોકરીની સાથે પરણ્યો તેની વાતનો ઉલ્લેખ કરીને લખ્યું:

"Apropos of my son's marriage our venerable friend C. Vijayraghav of Salem wrote to him congratulating us and added that his only wish was that she might become Hindu 'at least an Arya Samajist'. I replied that my Hinduism was wide enough to cover all great religions without any conversion. I rather feel you think the same way."

"મારા દીકરાના લગ્નની બાબતમાં સાલેમના આપણા પૂજ્ય મિત્ર સી. વિજયરાઘવે અમને અભિનંદનનો કાગળ લખ્યો. તેમાં જણાવ્યું કે મારી એટલી જ ઇચ્છા છે કે છોકરી હિંદુ થાય, 'કાંઈ નહીં તો આર્યસમાજી' તો થાય જ. મેં જવાબ આપ્યો કે મારું હિંદુપણું એટલું વિશાળ છે કે ધર્માંતર કરાવ્યા વિના બધા જ મહાન ધર્મવાળાઓને તેમાં સમાવી શકે. મને લાગે છે આપ પણ એમ જ માનો છો."

બીજી એક વાત લખી:

"Have you read Countess Tolstoy's Diaries? I read them only recently and I feel that they are a revelation of the intelligent woman's soul such as I have longed to read and have not so far read. It is a book which all who are devoted to the woman's cause, should read, mark and inwardly digest."

"કાઉન્ટેસ ટૉલ્સ્ટૉયની ડાયરીઓ તમે વાંચી છે? મેં તો હમણાં જ વાંચી. એક બુદ્ધિમાન સ્ત્રીનું હૃદય એમાં પ્રગટ થાય છે એમ મને લાગે છે.

એવું વાંચવાની મારી બહુ ઇચ્છા હતી, પણ એવું આજ લગી વાંચવામાં આવ્યું ન હતું. જેઓ સ્ત્રીઓ માટે કામ કરવા ઇચ્છે છે તેમણે સૌએ એ વાંચવી જોઈએ, વિચારવી જોઈએ અને પચાવવી જોઈએ."

૧૧-૫-'૩૨

સુપરિન્ટેન્ડન્ટ આજે ખબર લાવ્યા કે બાપુએ જે બિનરાજદ્વારી સાથીઓનાં નામ મોકલ્યાં હતાં તેમાંથી પંદર પાસ થયાં છે, અને ચાર વિષે પાછળથી હુકમ આવશે. પાછળવાળા માણસોમાં કરમચંદ, નરગીસબહેન, હીરાલાલ અને દામોદરદાસ. વલ્લભભાઈની દાક્તરી તપાસ માટે મોઘમ કહેવા લાગ્યા કે અમે માનીએ છીએ કે અહીં પૂરી સારવાર થઈ શકે છે, અને નિષ્ણાતને બોલાવવાની કંઈ જરૂર નથી. બાપુ કહે: "તમે શરીરના માલિક છો, પણ માણસ પોતાના નિષ્ણાતને બોલાવવાને સ્વતંત્ર છે. દરેક કેદીને પોતાના માણસને પોતાનું શરીર સોંપવાનો આગ્રહ રાખવાનો હક છે. અને તમે કહો છો તે તો મને કેવળ ધૃષ્ટતા લાગે છે. વલ્લભભાઈ જો માને તો આ બાબત હું તો તેમની પાસે પૂરેપૂરી લડાવી લઉં. એ તો મને જુલમ લાગે છે. અને મને આમ મોઢાના જવાબ નહીં ચાલે. મારે સરકારનો લેખી જવાબ જોઈએ." સુપરિન્ટેન્ડન્ટ કહે: "એ કાગળ તો મારા ઉપર જ હતો ને?" બાપુ કહે: "પણ એ તમારી સૂચનાથી હતો. અમારે સરકારી જવાબ જોઈએ." આ પછી એ જરા મોળા પડ્યા અને આખરે મહેતા પાસે ઑપરેશનની ભલામણ કરાવવાનું અને વલ્લભભાઈ પોતાના નિષ્ણાત પાસે ઑપરેશન કરાવવા ઇચ્છે છે એવું લખવાનું વચન આપીને ગયા.

આ સુપરિન્ટેન્ડન્ટ એક વાર કહેતા હતા કે સાપનું ઝેર ઉતારવાને મહોરો પાંચ રૂપિયા આપીને લીધો હતો તે નકામો માલૂમ પડ્યો. સ્મરણશક્તિ કેળવવાને માટે પેલમૅનનો કોર્સ ૧૨૦ રૂપિયે લીધો અને તે મફતના પૈસા ખર્ચ્યા એમ સિદ્ધ થયું. બાપુને માટે આ પુસ્તકો જોવા લાગ્યા હતા.

કેદીઓની વાત નીકળતાં કેટલાક કેદીઓ સુરંગ ખોદીને બહાર નીકળ્યા હતા તેની વાત કરી. બાપુએ મોર સંઘવાણીની વાત કરી. એણે અનેક માણસોનાં નાક કાપ્યાં હતાં અને ત્રાસ વર્તાવ્યો હતો. એને સરકારે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ બનાવ્યો. મેજરે ડાહ્યલા બહારવટિયાની વાત કરી. તેને એમણે ફાંસી દીધી હતી. કહે છે કે બહાદુરીથી ફાંસી ઉપર ગયો. ગયો તે દિવસે ગામાતાનાં દર્શન કરવા માગેલાં. બીજા એક મુસલમાને (વોરાએ) પણ ગૌમાતાનાં દર્શનની માગણી કરેલી.

બાપુ આજે રેંટિયા ઉપર વધારે સફળ થયા. ત્રણ કલાક કાંતીને ૧૩૧ તાર કાઢ્યા. વલ્લભભાઈને કહે: "જુઓ, આજે કેવું પરિણામ આવ્યું છે!" વલ્લભભાઈ કહે: "હા, નીચે ઠીક પડ્યું છે." બાપુ કહે: "પણ એ સૂતરફેણી પણ બંધ થશે પછી તો કહેશો ને કે હવે થયું?"

૧૨-૫-'૩૨

આજે સવારે કાંતતાં કાંતતાં કહે: "આ એક ભારે તાલીમ છે." મેં કહ્યું: "એ કહેવાની જરૂર નથી, જોઈ રહ્યા છીએ ને!" બાપુ કહે: "ના, એ અર્થમાં નથી કહેતો. ૬૩ વર્ષની ઉંમરે આટલો પરિશ્રમ ઉઠાવી રહ્યો છું એ તમને તાલીમરૂપે લાગે. પણ હું તો કહું છું કે આટલી ઉંમરે મને આમાં ભારે રસ આવી રહ્યો છે. અને મારે માટે એ સુંદર તાલીમ છે. પરિશ્રમની લહેજત જ ઓર છે. પરિશ્રમની મજા તો જેની પ્રસૂતિ થવાની છે એ સ્ત્રી જાણે."

ત્રણ કલાક રેંટિયો ચલાવીને ખૂબ થાકયા હતા, એટલે આજે રાત્રે પણ પગ ચોળાવતાં ચોળાવતાં કહે: "હું હવે પડું છું." પગ ચોળાઈ રહ્યા એટલા અરધા કલાકમાં તો તાજા થઈ ગયા અને ખાસો લાંબો કાગળ લખાવ્યો. અને સામાન્ય નહીં પણ ગંભીર ચિંતનથી ભરપૂર. પુરુષોત્તમે લાંબો કાગળ લખીને પૂછ્યું હતું કે જૈનદર્શનમાં શુદ્ધ ન્યાય હોય તો એ લોકો દયાને પણ એક રાગ સમજે છે, ભલે સાત્ત્વિક, એટલે તમે જે દયાથી પ્રેરાઈને વાછડાની હિંસા કરી હતી તે વીતરાગ માણસ ન કરે — અથવા તે વીતરાગતા નથી સૂચવતું. કાગળ લાંબો હતો ને સુંદર હતો. આ રહ્યો એ જવાબ:

"તારો કાગળ મળ્યો. સરસ છે. જૈનદર્શનમાં શુદ્ધ ન્યાય ઉપર ભાર છે. એ વાકયની જરા ગેરસમજ થઈ છે. 'શુદ્ધ ન્યાય' નો અર્થ શુદ્ધ નીતિ, શુદ્ધ નિર્ણય એ થઈ શકે. અને સામાન્ય રીતે એ જ અર્થમાં આપણે એ શબ્દને સમજીએ છીએ, પણ મેં એ અર્થમાં નથી વાપર્યો. જૈનદર્શનમાં 'તર્ક' ઉપર ભાર વધારે છે એમ કહેવાનો મારો આશય હતો. પણ 'તર્ક'થી કેટલીક વાર અવળા નિર્ણય થાય છે અને ભયંકર પરિણામ પેદા થાય છે. એમાં દોષ તર્કનો નથી હોતો પણ શુદ્ધ નિર્ણય ઉપર આવવાને સારુ જે જે સામગ્રી હોવી જોઈએ એ હંમેશાં હોતી નથી. વળી અમુક શબ્દ અમુક અર્થમાં લખનાર કે બોલનાર વાપરે એ જ અર્થ વાંચનાર કે સાંભળનાર સમજે જ એવું નથી હોતું. તેથી હૃદયને એટલે ભક્તિને, શ્રદ્ધાને, અનુભવજ્ઞાનને આગળ મૂકવામાં આવ્યું છે. તર્ક એ કેવળ બુદ્ધિનો વિષય છે. હૃદયને જે સિદ્ધ થયું છે તેને તર્ક એટલે બુદ્ધિ

ન પહોંચી શકે, તેની જરાય દરકાર ન હોય. પણ એથી ઊલટું બુદ્ધિ ઘણી વાર અમુક વસ્તુ માને, પણ તે હૃદયમાં ન ઊતરે તો એ ત્યાજ્ય થઈ પડે છે. આ મેં કહ્યું છે એ સ્પષ્ટ કરવાને સારુ તારી મેળે તું અનેક દૃષ્ટાંતો નિપજાવી શકશે. મેં જે અર્થમાં 'ન્યાય' શબ્દને હમણાં વાપર્યો એ અર્થમાં એ કદી સાધ્ય વસ્તુ ન હોઈ શકે. ન્યાય અને નિષ્કામ કર્મયોગ બંને સાધન છે. ન્યાય બુદ્ધિનો વિષય છે, નિષ્કામ કર્મયોગ હૃદયનો છે. બુદ્ધિથી આપણે નિષ્કામતાને ન પહોંચી શકીએ.

"હવે તારા પ્રશ્ન ઉપર આવું. દયા અને અહિંસા ભિન્ન વસ્તુઓ નથી. દયા અહિંસાની વિરોધી નથી. અને વિરોધી હોય તે દયા નથી. દયાને અહિંસાના મૂર્તરૂપે ઓળખી શકીએ. દયાહીન વીતરાગપુરુષ એ પ્રયોગ સાવ ખોટો છે. વીતરાગપુરુષ એ દયાનો સાગર હોવો જોઈએ, અને જ્યાં કરોડોની પ્રત્યે દયાની વાત છે ત્યાં તે દયા સાત્ત્વિક હોવા છતાં પણ રાગરહિત નથી, એમ કહેવું એ કાં તો દયાનો અર્થ ન સમજવાપણું છે અથવા દયાનો નવો અર્થ આપવાપણું છે. સામાન્ય રીતે જે અર્થમાં તુલસીદાસે 'દયા' શબ્દને વાપર્યો છે તે જ અર્થ આપણે કરીએ છીએ. તુલસીદાસનો અર્થ નીચેના દુહામાં સાવ સ્પષ્ટ છે:

दया धर्मको मूल है, पाप/दिह मूल अभिमान ।

"અહીં દયા એ કેવળ અહિંસાના જ અર્થમાં છે. અહિંસા એ અશરીરી આત્મામાં જ સંભવે છે. પણ આત્મા જ્યારે શરીર ધારણ કરે છે ત્યારે તેનામાં અહિંસા દયારૂપે મૂર્તિમંત થાય છે. આ દૃષ્ટિએ જોતાં વાછડા ઉપર થયેલી ક્રિયા એ શુદ્ધ અહિંસાનું મૂર્ત સ્વરૂપ હતું. આત્મા પોતે સહન કરે એ તો એનો સ્વભાવ જ છે. પણ બીજાની પાસે સહન કરાવવું એ આત્મસ્વભાવથી ઊલટી વાત થઈ. જો વાછડાની ઉપર મને થતું દુઃખ નિવારણ કરવાની ક્રિયા કરી હોત તો એ અહિંસા નહોતી, પણ વાછડાને થતું દુઃખ નિવારણ કરવું એ અહિંસા હતી. અહિંસાના પેટમાં જ બીજાને થતું દુઃખ ન સહન કરવાપણું છે. એમાંથી જ દયા છૂટે, વીરતા પ્રગટે અને અહિંસાની સાથે રહેલા જેટલા ગુણો છે તે બધા જ જોવામાં આવે. બીજાને થતું દુઃખ જોયાં કરવું એ ઊંધો તર્ક છે. વળી જીવનદુઃખ કરતાં મરણદુઃખ મનુષ્યસ્વભાવમાં વધારે જ છે એ પણ નિરપવાદ સાચું નથી. મને લાગે છે કે આપણે જ મરણને મહાભયાનક વસ્તુ કરી મૂકેલી છે. જંગલી ગણાતા લોકોમાં એટલો મરણનો ભય નથી હોતો. લડાયક પ્રજાઓમાં પણ એ ભય ઓછો જ છે. અને પશ્ચિમમાં

તો આજે એવો સંપ્રદાય નીકળી રહ્યો છે કે જે રિબાઈ રિબાઈને જીવન વ્યતીત કરવા કરતાં મરવું જ પસંદ કરશે. મરણનો અતિશય ભય માની લીધો છે એ મને તો અજ્ઞાનની અથવા તો શુષ્ક જ્ઞાનની નિશાની લાગે છે. અને એ માન્યતાથી અહિંસાએ આપણામાં અને તેમાંયે જૈનોમાં વક્રરૂપ ધારણ કર્યું છે. અને તેથી ખરી અહિંસાનો લગભગ લોપ થયો છે. ક્રોધાવેશમાં કૂવામાં પડનારી બહેન દોરડું મળ્યે ભલે તેનો આશરો લે. પણ જે ગમે તેવી માન્યતાથી પણ ઇરાદાપૂર્વક કૂવામાં પડે છે એ દોરડાની સહાય મળે તોપણ તેનો તિરસ્કાર કરશે. જપાનીઓની 'હારાકિરી' એ આનું પ્રસિદ્ધ દૃષ્ટાંત છે. 'હારાકિરી' જ્ઞાનમૂલક છે કે અજ્ઞાનમૂલક એ અહીં પ્રસ્તુત નથી. અહીં તો હું એટલું જ બતાવી રહ્યો છું કે એવા અસંખ્ય દાખલા છે કે જેમાં માણસો જીવવા કરતાં મોતને વધારે પસંદ કરે છે. અને પશ્ચિમમાં અપંગ થયેલાં રિબાતાં જાનવરોને દેહમુક્ત કરવાનો રિવાજ છે, તેની પાછળ એ માન્યતા રહેલી છે કે પશુને મરણનો ભય ઓછો છે. અને અમુક હદ ઉપરાંત દુ:ખ પડે તો એ મૃત્યુ પસંદ કરશે. આ માન્યતા સાચી ન હોય એ બનવાજોગ છે. તેથી પશુને મનુષ્યના જેટલો જ પોતાનો પ્રાણ વહાલો છે, એમ સમજીને વર્તવાનો આપણો ધર્મ છે.

"જો આટલે સુધી વાત તને ગળે ઊતરી હોય તો સમાજદૃષ્ટિ કે સમાજધર્મને બહુ વિચારવાપણું નથી રહેતું. જ્યાં લોકોની વૃત્તિ અહિંસા ભણી હોય ત્યાં વાછડાના દાખલાનો દુરુપયોગ થવાનો સંભવ ઓછો છે. જ્યાં અહિંસાવૃત્તિ નથી ત્યાં પશુહિંસા તો થયાં જ કરે છે. એટલે મારા જેવાના દાખલાથી કંઈ વધારો થવાનો સંભવ નથી. વાછડાના દેહનો અંત લાવવામાં પરિણામના પૂર્ણજ્ઞાનની આવશ્યકતા ન હતી. જો મૃત્યુ બીજી રીતે કોઈ પણ કાળે વાછડાને આવવાપણું ન હોત તો વિચારવા યોગ્ય વસ્તુ હતી ખરી. એટલે કે વાછડાના દેહનો અંત મારા સિવાય બીજું કોઈ લાવી જ ન શકે એવી સ્થિતિ હોત. તો પછીના પરિણામના પૂર્ણજ્ઞાનની આવશ્યકતા અવશ્ય હતી. અહીં તો વાછડો અને આપણે બધા જીવ દેહાંતને રોજ સાથે લઈને જ ફરીએ છીએ. એટલે એમાં ભારેમાં ભારે વસ્તુ તો એ જ રહી કે એ દેહ થોડા દિવસ કે માસ કે વર્ષ વધારે લંબાત. આ બધું અહીં અજુગતું નથી કેમ કે હેતુ ઠેઠ નિઃસ્વાર્થ છે, અને વાછડાનું જ સુખ જોવાપણું છે. અને તેથી એમ કહી શકાય કે કદાચ ક્યાંય વિચારદોષ થયો હશે તોપણ વાછડાને સારુ કોઈ દિવસે નહીં આવનારું એવું કોઈ ખરાબ પરિણામ નીપજ્યું ન હોત. . . . આ વિચારશ્રેણીમાં કેટલીક પ્રચલિત માન્યતા ઉપર પ્રહાર છે એમાં સંદેહ

નથી, પણ હું માનું છું કે આપણામાં એટલે હિંદુ ધર્મમાં એટલું બધું કાયરપણું અને એટલું બધું આળસ આવી ગયાં છે કે અહિંસાનું સૂક્ષ્મ અને મૂળરૂપ ભુલાઈ ગયું છે, અને એ કેવળ ક્ષુલ્લક જીવદયામાં સમાઈ ગઈ છે, જ્યારે મૂળરૂપે તો અહિંસા અંતરની અતિ પ્રચંડ ભાવના છે અને એ અનેક પ્રકારનાં પરોપકારી કાર્યોરૂપે ઊગી નીકળે છે. એક મનુષ્યમાં પણ જો એ પૂર્ણરૂપે પ્રગટે તો તેનું તેજ સૂર્યના કરતાં પણ ભારે હોય. આવું આજ ક્યાં છે?"

આ કાગળ લખાવતાં લખાવતાં તુલસીદાસના દુહાના પાઠ વિષે ઠીક ચર્ચા થઈ. "'પાપમૂલ' પાઠ મેં સાંભળ્યો છે, પણ 'દેહમૂલ' પણ મેં સાંભળ્યો છે. અને એ પાઠ મને વધારે સારો લાગે છે." એમ બાપુએ કહ્યું. એની સામે મેં કહ્યું: "દેહનું મૂલ અભિમાન છે એ વેદાન્તી વિચારના કરતાં ધર્મનું મૂલ દયા અને પાપ એટલે અધર્મનું મૂળ અભિમાન છે એટલો વિચાર અહીં હોય." બાપુ કહે: "એમાં દેહમૂલ અભિમાનનો અર્થ એમ થાય કે જેમ દયા એ ધર્મનું મૂળ છે એમ દેહ એ અભિમાનનું મૂલ હોઈ દયાનો વિરોધી છે. પણ દેહ આખો જ ખર્ચી નાખવો એ જ શુદ્ધ દયા છે. એ દયા ઘટમાં પ્રાણ હોય ત્યાં સુધી ન છોડવી. સેવા કરતાં અથવા કરવા જતાં દેહનું વિસર્જન એ શુદ્ધતમ દયા. આ વસ્તુ અનુભવસિદ્ધ છે." મેં કહ્યું: "એ અનુભવસિદ્ધ તો છે જ. પણ પ્રસ્તુત વાક્યમાંથી એ અર્થ નથી નીકળતો. સામાન્ય માણસને માટે એ વિચાર પણ જરા ઝીણું કાંતવા જેવો થઈ પડે, જ્યારે અધર્મનું મૂળ અભિમાન છે એ સ્પષ્ટ રીતે સામાન્ય માણસ પણ સમજી શકે." બાપુ કહે: "ના, તુલસીમાં એવી રચના આવે છે." આખરે બંને પાઠ લખવા એમ ઠર્યું. અને છેવટે એમ રહ્યું કે 'દયા ધર્મકો મૂલ હૈ' આટલો જ ઉતારો કાગળને માટે તો બસ હતો.

૧૩-૫-'૩૨

આજે નારણદાસભાઈને કાલે પુરુષોત્તમને લખાવ્યો એટલો જ લાંબો કાગળ લખાવ્યો. ગઈ કાલે પ્રસૂતિની ઉપમા આપી હતી તેવી જ કાંઈ પીડાથી બાપુ પીડાઈ રહ્યા છે. અને આવા આવા વિચારોથી ભરેલા કાગળોની પ્રસૂતિ એ પરિણામ છે. મહેનતમાત્રને માટે સરખું મહેનતાણું એ ખ્યાલ બાપુએ રસ્કિનમાંથી મેળવેલો છે અને એને આશ્રમમાં અમલમાં મૂકવાની ઉત્કંઠા છે.

કાલે શારદાબહેને એક કાગળ લખી સ્વદેશી પ્રદર્શનમાં હાથવણાટનો સામાન રાખવાની સંમતિ માગી હતી. બાપુ કહે: "અહીંથી અભિપ્રાય

ન અપાય. પણ મારા વિચારને વળગી રહેવાની કશી જરૂર નથી. પરિસ્થિતિ અંગે જે સૂઝે તે કરજો." અમેરિકા વિષે લખતાં એ જ કાગળમાં લખેલું: "અમેરિકામાં કેવળ ભોગવિલાસ જ નથી. શુદ્ધ સંયમ અને સેવાપરાયણતાના દાખલા ઘણા મળી આવે છે." વલ્લભભાઈએ જાણે વિદૂષકનો ભાગ પૂરો ભજવવાનો નિશ્ચય કર્યો હોય એમ લાગે છે. બાપુ કહે: "ત્યારે સૂઈ જાઉં છું." એ કહે: "જરૂર, કોક વાર તો હંમેશને માટે સૂવું પડશે. એટલે જરા તાલીમ લેવાની જરૂર છે." 'યરવડા મંદિર' સરનામું કરેલા કાગળો આવે છે. પોસ્ટ ઑફિસે પણ એ પરિભાષા સ્વીકારી લીધી છે. વલ્લભભાઈ કહે: "મંદિર તો છે જ, માત્ર પ્રસાદી વિષે રોજ મારામારી હોય છે."

છગનલાલ જોષીનો લાંબો કાગળ આવ્યો. અને ગઈ કાલે દેવદાસને લખાવ્યો હતો તેમાં બાપુએ પોતાના મનોરથોનું આબેહૂબ વર્ણન આપ્યું હતું. રેંટિયો (બેતારો), ઉર્દૂ, આકાશદર્શન, અર્થશાસ્ત્ર, આશ્રમનો ઇતિહાસ, રસ્કિનનાં પુસ્તકો! આ બધાને શી રીતે પહોંચી વળી શકાય?

હોરનું ભાષણ 'હિંદુ'માં આખું આવ્યું, એના ઉપર પોલાકની ટીકા આવી. આખું ભાષણ બાપુને સાંભળવાની ઇચ્છા નહોતી, પણ મોં. પ્રીવા ઉપર એણે જે હુમલો કર્યો હતો તે વાંચી સંભળાવ્યો. બાપુ કહે: "બસ એમાં નર્યું ટોરીપણું છે. એમાં પોતાના જન્મની પ્રતિષ્ઠાનું અભિમાન છે. અને એવા પ્રતિષ્ઠા વિનાના માણસોને માટે એ લોકોને નકરો તિરસ્કાર છે. એના જવાબ આપવાના તો ઘેર ગયા પણ અમે એનો વિચાર પણ ન કરીએ એમ તોછડાઈથી એને ઉડાવ્યો." બાપુને બહુ દુઃખ થયું.

બાપુ કેટલીક સામાન્ય બાબતો વિષે એટલે જેમાં વિચારની જરૂર છે એવી બાબતો વિષે અતિશય સૂક્ષ્મ જ્ઞાન ધરાવે, એની કાર્યપ્રણાલી સમજાવે, અને તેમાં સુધારાવધારા સૂચવી શકે. પણ કેટલીક સામાન્ય બાબતો વિષેનું બાપુનું અજ્ઞાન રમૂજી હતું. એક દિવસ કહે: "જવાહરલાલ પોતાના ટૂંકા નામમાં જે. એમ. નથી લખતા?" મેં કહ્યું એ રિવાજ તો માત્ર સિંધથી માંડી કર્ણાટક સુધી મુંબઈ ઇલાકામાં જ છે. ઉત્તરવાળા તો બાપનું નામ લખતા જ નથી. દક્ષિણવાળા ગામનું નામ પ્રથમ લખે છે અને પછી કુળનું નામ. બાપના નામની જરૂર નહીં. બાપુ કહે: "મને આની ખબર નહોતી." આજે પૂછે: "કોયલનું અંગ્રેજી શું? કાબર અને કોયલની વચ્ચે શો ફેર? sparrow (સ્પૅરો) અને swallow (સ્વૉલો) વચ્ચે? અને lark (લાર્ક) એ પક્ષી આપણે જેને સમડી કહીએ છીએ એ તો ન હોય?"

આજે ડાહ્યાભાઈ મળવા આવ્યા હતા. કહેતા હતા કે બહારના લોકો તો બધા એમ ધારે છે કે હવે સમાધાન થવાની

૧૪-૫-'૩૨ તૈયારી છે. સરકાર ગાંધીની સાથે મસલત ચલાવી રહી છે. બાપુ કહે: "જ્યાં સુધી એ લોકો એટલું કહે છે કે ગાંધીની સાથે મસલત ચલાવી રહી છે એટલે સમાધાન થશે, ત્યાં સુધી ઠીક છે; અહીંની મસલત વિના કાંઈ ન થાય એટલું માને એટલી એમની ભલમનસાઈ."

શાસ્ત્રીએ માલવિયા મેમોરિયલ વૉલ્યુમનો 'હિંદુ'માં 'રિવ્યુ' લીધો છે, તે બાપુ કહે વાંચી સંભળાવો. વાંચી સંભળાવ્યો. શાસ્ત્રીને તીખા તમતમતા ટુચકાઓ યાદ રાખવાની અને વખતે કવખતે સંભળાવવાની કુટેવ છે. માલવિયાજી હિંદુઓના જેટલા મિત્ર છે તેટલા જ મુસલમાનના છે એમ કહીને સાથે ઉમેર્યું: "જોકે એક મુસલમાન કહેતો હતો કે માલવિયાજીનું ખૂન થાય તો કશોય ખળભળાટ ન થાય." આ મૂકવાનું શું પ્રયોજન હશે? છેવટે, બન્ને પ્રતિભાશાળી છતાં માલવિયાજી અને ગાંધીજી વચ્ચે મેળ અને ભાઈબંધી છે એમ લખ્યું છે એનો શો મુદ્દો? . . ."

આજે 'હિંદુ'ના સીમલાના ખબરપત્રીએ સત્યમૂર્તિનો ગાંધીજી ઉપર લખેલો કાગળ છાપ્યો છે. બાપુને તો એ હજી મળ્યો

૧૫-૫-'૩૨ પણ નથી, ત્યાં એની નકલ સીમલાના ખબરપત્રીને મળી પણ ગઈ. સત્યમૂર્તિને લાગે છે કે હોરના ભાષણના જવાબમાં ગાંધીજીએ સુલેહની માગણી કરવી જોઈએ. બાપુ કહે: "દાંતે તરણું લઈને એના ચરણ સેવો એમ એ કહે છે એટલું એને નહીં સમજાતું હોય? આપણા માણસોને કંટાળો આવી ગયો હશે. જ્યારે મને એમ થાય છે કે જેમ લંબાય તેમ સારું કે જેથી જેટલું સાફ થવાનું હોય તેટલું સાફ થઈ જાય અને તે પછી જ આપણે છૂટીએ."

વલ્લભભાઈએ બાપુને એ સત્યમૂર્તિનો લેખ વાંચવાને 'હિંદુ' આપ્યું. બાપુ કહે: "વલ્લભભાઈ તમે ભૂલ્યા, તમો માનો છો કે આ જ એક મોટામાં મોટી ખબર છે. મોટી ખબર તો 'હિંદુ'માં જોસેફનું કેરલના સનાતની ખ્રિસ્તીઓની પરિષદના પ્રમુખ તરીકેનું ભાષણ છે." એમ કહીને એના રમૂજી પૅરેગ્રાફ વાંચી સંભળાવ્યા, ખાસ કરીને સરકારની ધર્મની બાબતમાં તટસ્થતાની નીતિ ઉપર ટીકા. સરકારના ભડકેલા રાજપુરુષોએ કેનિંગના વખતથી ખ્રિસ્તી સત્તા તરીકે જ રાજ ચલાવવાનું ધોરણ રાખ્યું હોત તો આજે બ્રિટનને ભાગવાનો સમય ન આવ્યો હોત, ઇ૦ ઇ૦. બાપુ કહે: "આ

માણસ ગાંડો જ થઈ ગયો છે ને! કટ્ટર ખ્રિસ્તીઓ પણ આમ નથી લખતા."

મુંબઈમાં ભયંકર રમખાણો થયાના ખબર આવ્યા. વાંચી સૌને બહુ ખેદ થયો. . . . આજની ટપાલમાં ૪૫ કાગળો લખાયા. લેખને માટે આરબોના અદ્‌ભુત ત્યાગની એક સર ફિલિપ સિડનીના જેવી વાર્તા પસંદ કરી.

૧૬–૫–'૩૨

રોજનીશી વિષે લખતાં લખે છે: "રોજનીશીમાં જેટલું લખાય તેટલું લખવું. ગુહ્યતમ વિચારો પણ લખાય. આપણી પાસે પોતાનું છુપાવવાનું કંઈ ન હોય. તેથી તે કોણ વાંચશે, તેની ફિકર ન કરીએ. તેથી જ બીજાના દોષો કે તેણે ખાનગી રાખવા કહેલી વાતો તેમાં ન લખાય. તે વાંચવાનો અધિકાર તેના મંત્રી કે તેના મુખત્યારને હોય. પણ કોઈથી તે છાની રાખવાની ન હોય."

ગીતા રોજ વાંચવી નીરસ લાગે છે, એમ ફરિયાદ કરનારને: "ગીતાનું નિત્યવાચન નીરસ લાગે છે કેમ કે તેનું મનન નહીં થતું હોય. એ આપણને રોજ માર્ગ બતાવનારી માતા છે એમ સમજીને વાંચીએ તો તે નીરસ ન લાગે. દરરોજના વાચનની પછી એક મિનિટને સારુ તે વિચારી જવું. રોજ કંઈક નવું મળશે. માત્ર સંપૂર્ણ મનુષ્યને તેમાંથી કંઈ નહીં મળે. પણ જે નિત્ય કંઈ દોષમાં આવી જતો હોય તેને ઉગારનારી એ ગીતામાતા છે એમ સમજે તે રોજના વાચનથી ન થાકે."

એક સવાલો પૂછનારને ટૂંકા ટૂંકા જવાબો આપ્યા: "(૧) આચાર્ય વહ જો અપને આચારસે હમે સદાચારી બનાવે. (૨) સચ્ચા વ્યક્તિત્વ અપનેકો શૂન્યવત્ બનાનેમેં હૈ. (૩) જીવનકા રહસ્ય નિષ્કામ સેવા હૈ. (૪) સબસે ઊંચા આદર્શ વહ હૈ કિ હમ વીતરાગ બને. (૫) આંતર્બાહ્ય નિયમોંકા નિશ્ચય પ્રાય: ઋષિમુનિઓંને અપને અનુભવસે કિયા હૈ. ઋષિ વહ.જિસને આત્માનુભવ કિયા હૈ. (૬) કર્તવ્યકર્મોંકે ત્યાગકો ગીતા સંન્યાસ કહતી હૈ. (૭) પુરુષ વહ જો અપને દેહકા રાજા બનતા હૈ. (૮) સૌંદર્ય આંતરિક વસ્તુ હોનેસે ઉસકા પ્રત્યક્ષ દર્શન નહીં હો સકતા હૈ."

ફૂલચંદનો વીસાપુરથી કાગળ આવ્યો. તેમાં જેલવાળાઓએ ૧૩ લીટી ટાઇપરાઇટરે છેકી નાખી હતી કે જેથી એ બિલકુલ જ વંચાય નહીં. તેને બાપુએ લખ્યું: "આનો ખરખરો આપણે કરવાનો ન હોય. કેદી છીએ એટલે જેટલાં પાવળાં પાણી આપણને પીવા દે એટલાં પીએ. એવોયે સમય હતો જ્યારે કેદીને ન કાગળ લખવા દેતા, ન વાંચવા દેતા, ન પૂરું

ખાવા દેતા, ચોવીસે કલાક બેડી પહેરાવતા, અને ઘાસ ઉપર સુવાડતા. એટલે આપણે તો જે મળે તેને સારુ ઈશ્વરનો અનુગ્રહ માનીએ. માનભંગ થાય ત્યારે મરી છૂટીએ." પછી લખે છે: "હું ઉમેદ રાખું છું કે ત્યાં દરેક ભાઈ પોતાના વખતનો સારામાં સારો ઉપયોગ કરતા હશે. આવી એકાંત અને આવી ફુરસદ ફરી ફરીને નહીં મળે. વાંચવાનું મળે તો વાંચવાનું. વિચારવાનું તો મળે જ. અને અનેક પ્રવૃત્તિ હોય તેમાંની કંઈ ને કંઈ હાથ ધરવાની. એક ગંભીર ભૂલ આપણે સૌ કરીએ છીએ તે એ કે સરકારી વખત કે વસ્તુ એ કેમ જાણે આપણાં ન હોય એમ માની આપણે તે ઉડાવીએ છીએ. જરાક વિચાર કરતાં આપણને તુરત માલૂમ પડે કે સરકારી વસ્તુ કે વખત પ્રજાનાં જ છે. અત્યારે સરકારના તાબામાં છે તેથી તે ઉડાવીએ તો એ પ્રજાનું ધન અને પ્રજાનો વખત ઉડાવ્યો કહેવાય. એટલે આપણા હાથમાં જે આવે તેનો આપણે સદુપયોગ કરીએ. જેલોમાં જે કાંઈ પણ ઉત્પન્ન કરીએ તે પણ પ્રજાના ધનમાં વધારો કર્યા બરાબર છે. સરકાર પરદેશી છે તેથી આ વિચારશ્રેણીમાં કાંઈ ફેર પડતો નથી; પણ આથી આગળ હું વધું તો રાજપ્રકરણ આવે અને રાજપ્રકરણમાં આપણાથી કેદી તરીકે ન ઊતરી શકાય; એટલે આ વાત આટલેથી આટોપું છું."

મુંબઈનો હત્યાકાંડ હજી ચાલુ! કમકમાટી ઊપજી. સૌએ લાચારીથી ભગવાનનું નામ લીધું.

**૧૭-૫-'૩૨** આજે બાપુએ ઘણા કાગળો લખાવ્યા. એમાં એકાદ બે જ અગત્યના હતા. બાકીના તો વધતી જતી ટપાલના સાક્ષી માત્ર હતા. બહેનોના કાગળમાં રંગબેરંગી કાગળો તો હોય જ. પ્યારેલાલનાં માતુશ્રી આત્મામાં પરમાત્માનાં દર્શન કરવાની ચાવી બાપુ પાસે માગે છે, હજાર સૂર્યની પ્રભા કરતાં વધારે તેજસ્વી પરમાત્માનું દર્શન કરાવો એમ માગણી કરે છે. એક બીજી બહેન તારાદેવી બાજપાઈ પ્રાણાયામમાં પડતી ગૂંચ ઉકેલવાનું બાપુને પૂછે છે અને ખબર આપે છે કે અનેક કેદી બાઈઓ તમારું નામ જપતી જપતી છૂટી ગઈ. બાપુએ એમને લખ્યું: "ઈશ્વરનાં દર્શન આંખથી નથી થતાં. ઈશ્વરને શરીર નથી એટલે તેનાં દર્શન શ્રદ્ધાથી જ થાય છે. આપણને જ્યારે હૃદયમાં કોઈ પણ જાતના વિકારી વિચાર ન થાય, કોઈ પણ પ્રકારનો ભય ન રહે અને નિત્ય પ્રસન્નતા રહે તો એ સૂચવે છે કે હૃદયમાં ભગવાન વાસ કરે છે. એ ત્યાં હંમેશાં છે જ પણ આપણે તેને જોતા નથી કેમ કે આપણામાં શ્રદ્ધા

નથી અને તેથી અનેક જાતનાં સંકટો ભોગવીએ છીએ. ખરી શ્રદ્ધા આવ્યા પછી બહારથી લાગતાં સંકટો પણ એવી જેને શ્રદ્ધા છે તેને નથી લાગતાં. તારાદેવી બાજપાઈને ઉપર લખ્યું તે લાગુ પડે છે. પ્રાણાયામ એવા અને એટલા કરવા કે જેથી શરીરમાં ક્યાંય કષ્ટ ન પહોંચે. હઠયોગના પ્રાણાયામનો મને કશો અનુભવ નથી. એટલે એ બાબતમાં એમને હું નહીં દોરી શકું. એવા પ્રાણાયામની જરૂર પણ નથી. ભગવાન શારીરિક ક્રિયાથી નથી મળતો. ભગવાનને મળવા સારુ ભાવના જોઈએ. અને એ ભાવના મુજબ આચાર હોવા જોઈએ. પ્રાણાયામાદિ ક્રિયાઓથી શરીરશુદ્ધિ થાય છે, અને તેથી કંઈક શાંતિ મળે છે. એથી વિશેષ ઉપયોગ નથી."

એક માણસ કિસા ગોતમીની જેમ પૂછે છે, તમે કદી અશાંત જ ન થાય એવા માણસને મળ્યા છો? બાપુએ એને પણ જવાબ આપ્યો:

"Life without a ruffle would be very dull business. It is not to be expected. Therefore it is wisdom to put up with all the roughness of life and that is one of the rich lessons we learn fron Ramayana."

"ખળભળાટ વિનાનું જીવન એ તો બહુ નીરસ વસ્તુ થઈ પડે. એવી આશા જ ન રાખવી. એટલે જીવનની વિષમતાઓ સહી લેવામાં જ ડહાપણ છે. રામાયણમાંથી આપણને જે કીમતી પાઠ મળે છે તે આ છે."

આજે કાંતવા બેઠા ત્યાં મને કહે: "આટલું કાવ્ય વલ્લભભાઈને વાંચી સંભળાવો. ઇકબાલનું છે." મેં કહ્યું: "એ તો ઇકબાલ હવે નાકબૂલ કરતા હશે." બાપુ કહે: "ના, આ તો પ્રાચીન છે, અને એ તો અવશ્ય કબૂલ કરે છે. પણ વલ્લભભાઈને એ વંચાવવા જેવું તો એ માટે છે કે સરકાર જે ઉર્દૂ ચોપડી ચલાવે છે તેમાં આ કાવ્ય પાસ થયું છે. અને મુસલમાન છોકરા આ તાલીમ ઉપર ઊછરે છે. એમાં મુસલમાન છોકરા આ દેશને પોતાનો દેશ છે એમ સમજી એને માટે અભિમાન લે એવો હજી એકે પાઠ આવ્યો જ નથી, પણ આ તો મુસલમાન સિવાયના બીજા માટે વેર બાંધવાનો બોધ આપે એવું છે."

**પાઠ ૧૫**

ચીનો અરબ હમારા, હિંદુસ્તાં હમારા
મુસ્લિમ હૈં હમ, વતન હૈ સારા જહાં હમારા.
દુનિયાકે બુતકદોમેં, પેહલા વો ઘર ખુદાકા,
હમ ઉસકે પાસબાં હૈ, વો પાસબાં હમારા.

**तेगोंकि सायेमें हम पलकर जवां हुओ हैं**

ખંજર હિલાલકા હૈ કૌમી નિશાં હમારા.
તૌહીદકી અમાનત, સીનોમેં હૈ હમારે,
મુમકિન નહીં મિટાના, નામોનિશાં હમારા.
બાતિલસે દબનેવાલે, ઐ આસમાં નહીં હમ,
સૌ બાર કર ચુકા હૈ, તૂ ઇમ્તેહાં હમારા.
ઐ અરઝે પાક તેરી હુરમતપે કટ મરે હમ,
હૈ ખૂં તેરી રગોંમેં, અબ તક રવાં હમારા.
મગરીબકી વાદિયોંમેં, ગુંજી અઝાં હમારી,
**थमता न था किसीसे, सैले रवां हमारा.**
ઐ મોજે દજલા તૂ ભી, પહચાનતી હૈ હમકો,
અબ તક હૈ તેરા દરિયા, અફસાને ખ્વાં હમારા.
ઐ ગુલસિતાને અંદલુસ વો દિન હૈ યાદ તુજકો,
થા તેરી ડાલિયોંમેં જબ આશિયાં હમારા.
સાલારે કારવાં હૈ મીરે હિજાજ અપના,
ઇસ નામસે હૈ બાકી, આરામે જાં હમારા.
ઇકબાલકા તરાના, બાંગે દિરા હૈ ગોયા
હોતા હૈ જાદા પૈમા, ફિર કારવાં હમારા.

ચીન અમારું છે, અરબસ્તાન અમારું છે, હિન્દુસ્તાન પણ અમારું છે.
અમે મુસલમાન છીએ, આખું જગત અમારી માતૃભૂમિ છે.
જગતનાં મંદિરોમાં પહેલું ઘર ખુદાનું છે,
અમે તેના રખેવાળો છીએ અને તે (ખુદા) અમારો રખવાળ છે.
તલવારોની છાંયમાં ઊછરીને અમે મોટા થયા છીએ.
અમારો રાષ્ટ્રધ્વજ ખંજર-અને બાલચંદ્ર-અંકિત છે.
અમારા દિલમાં તૌહીદ (એકેશ્વરવાદ)ની થાપણ છે,
એટલે અમારું નામનિશાન મિટાવી દેવાનું શક્ય નથી.
હે આસમાન! અમે અસત્યથી દબાઈ જનારા નથી.
એને માટે તેં અમારી સેંકડો વાર પરીક્ષા કરી છે.
હે પવિત્ર ભૂમિ! તારાં માનઆબરૂને માટે અમે અમારું લોહી વહેવડાવ્યું છે,
અને તારી નસોમાં હજી સુધી અમારું લોહી વહે છે.
અમારી અઝાનનો અવાજ પશ્ચિમની ખીણોમાં ગુંજ્યો હતો,
અને અમારાં પૂરનો પ્રવાહ કોઈ રોકી શક્યું નહોતું.

હે દજલા (બગદાદની એક નદી)નાં મોજાં, તમે પણ અમને ઓળખો છો.
અમે હજી તમારી વાર્તાઓની ચર્ચા કર્યા કરીએ છીએ.
હે અંદલુસ (સ્પેન)ના બાગો, તમને એ દિવસ યાદ છે,
જ્યારે તમારી ડાળીઓમાં અમારો માળો બન્યો હતો (અમારું રાજ્ય હતું).
અમારા કાફલાનો સરદાર હિજાજનો મીર હતો,
તેનું નામ લેવાથી અમારા જીવને આરામ મળે છે.
ઇકબાલનું આ ગીત ઢોલનો અવાજ બની ગયું.
(એટલે કે એનો અવાજ સાંભળીને સૌ ચાલવા, કૂચ કરવા ભેગા થયા.)
અને પછી અમારો (મુસલમાન કોમનો) કાફલો મજલ કાપવા તૈયાર થઈ ગયો.

**૧૮-૫-'૩૨** પૂરી હકીકત વિના માણસને આપણે કેવો અન્યાય કરી બેસાએ છીએ એનો સરસ દાખલો કાલે બન્યો. ભાઈ ફૂલચંદનો કાગળ વીસાપુરથી આવ્યો હતો. એમાં ૧૩ લીટીઓ એવી ચેકી હતી કે વંચાય જ નહીં. સુપરિન્ટેન્ડન્ટે કહેલું: "એ છેકેલા ભાગમાં કાંઈ મહત્ત્વ ન હતું." અમે આટલી હકીકતો પરથી અનુમાનના આંકડા ગોઠવવા લાગ્યા. જો એણે વાંચ્યો ન હોય તો એને શી રીતે ખબર પડે કે એ મહત્ત્વનો ભાગ નહોતો? અને એણે વાંચ્યો તો પછી વીસાપુરમાં જ છેકયો શી રીતે કહેવાય? એ તો જાણે છે કે આપણે આવી રીતે છેકેલા કાગળ વાંચીએ છીએ. એટલે એણે આપણને પાઠ આપવાની ખાતર એને ટાઇપરાઇટર પર લઈને છેકયું! વળી એ ક્વીનના તરફ ભરમાયેલો માણસ છે. વગેરે, વગેરે. આ બધા આંકડા જોડવામાં બાપુ પણ ભળ્યા. સવારે સુપરિન્ટેન્ડન્ટ આવ્યા તેની સાથે અચાનક જ વાત નીકળતાં તેણે કહ્યું: "એ છેકાયું છે તો વીસાપુરમાં પણ ત્યાંથી આ કાગળનું ભાષાંતર સાથે મોકલવામાં આવ્યું છે અને આટલો ભાગ છેકેલો છે એમ એણે મને લખ્યું છે. બીજા કેદીઓનાં અંદર નામ હતાં એટલે એ ભાગ છેકયો લાગે છે. એમાં કશું હતું નહીં." આ નિખાલસપણું અમને બહુ ગમ્યું. અને એને આગલે દિવસે કરેલા (ભલે અમારા મન સાથે કરેલા) અન્યાય વિષે અમે અફસોસ કરવા લાગ્યા. ઉતાવળે અનુમાન બાંધવામાં દોષ સ્પષ્ટ રહેલો છે.

આજે મીરાબહેન અને મણિબહેન મળવા આવ્યાં હતાં. મીરાબહેનને ન મળવા દીધાં. એને ન મળવા દેવાના હુકમ તો એને કાલે જ મળ્યા હતા. પણ કહેતાં એને સંકોચ થયો. આજે હળવેથી બાપુને બોલાવીને કહ્યું.

મીરાબહેને કાગળ લખ્યો તે પણ ન આપ્યો. બાપુને અને મીરાબહેનને સખ્ત આઘાત પહોંચ્યો. બાપુએ ડોઈલને કાગળ લખ્યો કે, "મીરાની મુલાકાત ન મળે તો મારે બીજી મુલાકાત પણ ન જોઈએ."

મુંબઈના દંગાની સાથે કાનપુરની સરખામણી કરતાં વલ્લભભાઈ કહે: "અહીં છેક કાનપુર જેવું તો નહીં, કે જ્યાં પોલીસે જોયાં કીધું અને 'જાઓ ગાંધીકે પાસ' એમ કહ્યું." બાપુ કહે: "ભગવાન જાણે, મને તો એની પણ શંકા જાય છે—ભલેને છાપામાં ન હોય! એ લોકોને તો એમ હશે કે મુંબઈ બહુ જોર બતાવે છે તે લેતા જાઓ. મુંબઈએ કરેલું બધું ધૂળમાં મેળવીએ. મને તો ગવર્નર તોફાનના વિસ્તારમાં નીકળ્યો એયે રૂડું નથી લાગ્યું. એમાં પણ એવી ગંધ આવે છે કે જુઓ રાજ અમારું છે, અમારા વિના બીજા કોઈ કાંઈ કરી શકે એમ નથી."

**૧૯-૫-'૩૨**

મીરાબહેનનો કાગળ આવ્યો. દુઃખ તો બહુ થયું પણ ધીરજ રાખીને ગઈ. એણે પુરુષોત્તમદાસને પોતાની સેવા સોંપી હતી. અને કહ્યું હતું કે આ તોફાનમાં મારી પાસે ગમે તે કામ લો. હું જીવના જોખમે પણ કામ કરવા તૈયાર છું. અને એ પુરુષોત્તમદાસનો સંદેશો લઈને આવી હતી. પણ તે તો સુપરિન્ટેન્ડન્ટે ન આપ્યો. પણ સુપરિન્ટેન્ડન્ટ બિચારો શું કરે?

આજે . . .એ ન લખવાનો કાગળ લખ્યો હતો. એને સખ્ત ચેતવણી આપવી પડશે.

ગઈ કાલે આશ્રમની ટપાલ આવી. હંમેશના કરતાં મોટી હતી. ત્રણ બહુ લાંબા કાગળો હતા. તેમાં તોતારામનો કાગળ અમૂલ્ય હતો. રામચરિત વાંચીને મન પવિત્ર થાય કે આ કાગળ વાંચીને વધારે થાય એ કહેવું મુશ્કેલ છે. એમાં એની પત્નીનો ટૂંક વૃત્તાંત હૃદયંગમ ભાષામાં આપ્યો હતો. પોતાના પિતાની પાસેથી દેજમાં ૫૦૦ પાઉન્ડ લાવેલી તેમાંથી એક પૈસો પોતા માટે ન વાપરતાં બધા બાળકોની કેળવણીમાં અને શાળાનાં મકાનોમાં વાપરી નાખ્યા. ૪૦ એકર શેરડી અને ૩૦ એકર બીજી ખેતી, એ ૭૦ એકરની ભારે ખેતી એક દિવસના તોફાનમાં ખેદાનમેદાન થઈ ગઈ. ત્યારે ધણીધણિયાણીએ મકાઈ દળીને ખાધી. પણ ગંગાદેવીએ પિતાની પાસે પણ કોડીની મદદ ન માગવા દીધી. અહીં દેશમાં આશ્રમનાં બાળકોને પોતાનાં માનીને રહ્યાં તે રહી. પોતાની માતા મરતી વખતે રામનામ લેવાનો ઉપદેશ અને વારસો આપીને મરી હતી તે ઉપદેશ અક્ષરશઃ આ બહેને પાળ્યો. આ જોડું તો કોઈ દૈવી હતું. ટૉલ્સ્ટૉયની વાર્તામાં ફિરસ્તો

આવીને ખાનગી ઘરોમાં રહે છે, સેવા કરે છે અને છેવટ સુધી કોઈને ખબર પડતી નથી તેવું આ જોડું કહેવાય.

બીજા એક લાંબા કાગળમાં એક . . .નો હતો. મોટો નિબંધ હતો. તમે જેલમાં ખાસ અધિકાર ભોગવો છો અને બીજાને છોડવાનો કેમ ઉપદેશ આપો? માણસ માંદું પડે ત્યારે એને મરતું જોઈને કેમ દુ:ખ થાય છે? જીવે તો કેમ ઈશ્વરનો આભાર માનીએ છીએ? તમે કેમ મણિલાલ બચી ગયા ત્યારે એમ આભાર માન્યો હતો? આયુષ્યની મર્યાદા કેટલી? ઘણા અનીતિમાન માણસો કેમ લાંબું જીવે છે? અને નીતિમાન કેમ વહેલા ચાલ્યા જાય છે? — ઇત્યાદિ. એને બાપુએ લાંબો કાગળ લખ્યો છે:

. . . ની પાસે તેની ઉપર દબાણ કરીને જે એ વિશેષ સગવડો તે ભોગવે છે તે ન છોડાવાય. તેને પોતાને એ બાબતમાં હૃદયમાં ઉમળકો ન આવે ત્યાં લગી એ વસ્તુ ન છોડાવાય. મારો દાખલો લો છો એ બરોબર છે, અને બરોબર નથી. બરોબર છે કેમ કે જ્યાં લગી હું કાર્યક્ષેત્રમાં પડ્યો છું ત્યાં લગી મારા દાખલા લેવાશે જ. અને બુદ્ધિભેદ પેદા થશે જ. કેમ કે અનેક કારણોને લઈને જે વર્તન હું બીજાની પાસે ઇચ્છું તે અત્યારે મારા જીવનમાં દેખાડી શકતો નથી. એટલી નેતૃત્વમાં ઊણપ છે એ હું જાણું છું. મારો દાખલો લેવો બરોબર નથી કેમ કે મારી સ્થિતિ બીજા સાથીઓથી નોખી થઈ ગઈ છે. તેનું એક કારણ.મારી શારીરિક નબળાઈ, બીજું કારણ મહાત્માપદ, અને ત્રીજું કારણ મારી ખાસ પરિસ્થિતિ. હું તો 'ક' વર્ગમાં હોઉં તોપણ મારો ખોરાક તો જુદો હોય જ. તે મારા શરીરને લીધે ને વ્રતને લીધે. દરેક કેદીને આ વાત વત્તાઓછા પ્રમાણમાં લાગુ પડે છે. જેટલા વેગથી મને ખોરાકની સગવડો મળી શકે તેટલા વેગથી તે બીજા કેદીને ન મળી શકે, એ નોખો પ્રશ્ન છે. હું દર ત્રણ મહિને મુલાકાતો લેવાને બદલે દર અઠવાડિયે લઉં છું, અને કાગળો લખવાની તો લગભગ કશી મર્યાદા નથી. એને વિષે મારા મનને એમ મનાવ્યું છે કે મારે કોઈ અંગત મિત્રો નથી, સગાંને સગાં ગણીને મળતો નથી; હું મળું છું તેથી નૈતિક અર્થ સરે છે. હું લખું છું તેમાં પણ એ જ હેતુ છે. ઊંડેઊંડે આમાં કાંઈ ભોગ હશે તો હું જાણતો નથી. હોવાનો સંભવ ઓછો છે. કેમ કે કાગળ લખવાનું કે મળવાનું બંધ થાય તો મને આઘાત પહોંચે તેમ નથી. '૩૦ની સાલમાં મારી શરત કબૂલ ન રહી એટલે મળવાનું મેં બંધ કર્યું હતું. '૨૨ની સાલમાં કાગળો લખવાનું બંધ કર્યું હતું. આ ઉપરાંત મને નોખો રાખવામાં આવે છે તે

પણ એક કારણ છે. આવાં કારણને લઈને મારી સાથે સરખામણી કરવી એ યોગ્ય ન ગણાય. પણ આ વસ્તુ જેને સ્વયંસિદ્ધ ન લાગતી હોય તેને દલીલ આપીને સમજાવવી હું યોગ્ય નથી માનતો. જેને સારુ બહારથી તજવીજ થઈ હોય અને તેથી જેને 'અ' વર્ગ મળે અને જેને સહેજે 'અ' વર્ગ મળ્યો હોય તેની વચ્ચે થોડો ભેદ છે ખરો. પણ એ પાડવામાં કાંઈ માલ નથી. આદર્શ તો અવશ્ય એ જ છે કે વર્ગો હોવા જ ન જોઈએ, અને તેથી જેનું વર્ગીકરણ કરવામાં આવ્યું હોય તેણે ઉપલા કહેવાતા વર્ગનો ત્યાગ કરવો જોઈએ. આ આદર્શ તો અત્યારે બહુ થોડા જ સાચવે છે, ત્યાં . . . જેવી બાળા ઉપર લવલેશ પણ બોજો મૂકવાની ઇચ્છા નથી થતી. એ બહુ વિચારવંતી છે. પોતાની મેળે જે જે સંયમ પાળવાની તેની શક્તિ હશે તે પાળતી હશે જ.

"મણિલાલને સારુ મેં પ્રાર્થના કરી એ જ્ઞાનસૂચક નહીં પણ પિતાના પ્રેમની સૂચક હતી. પ્રાર્થના એક જ શોભે: 'ઈશ્વર પોતાને ઠીક લાગે એમ કરે.' એ પ્રશ્ન ઊઠી શકે છે કે એવી પ્રાર્થના કરવાનો અર્થ શો? એનો ઉત્તર એ છે કે પ્રાર્થનાનો સ્થૂળ અર્થ નહીં કરવો જોઈએ. આપણા હૃદયની અંદર રહેલા ઈશ્વરની હસ્તીને વિષે આપણે જાગ્રત છીએ અને મોહમાંથી છૂટવાને કારણ ઘડીભર ઈશ્વરને આપણાથી ભિન્ન સમજીને તેને પ્રાર્થના કરીએ છીએ, એટલે કે મન આપણને જ્યાં ખેંચી જાય છે, ત્યાં જવા નથી ઇચ્છતા. પણ ઈશ્વર ભિન્ન હોય તો આપણો સ્વામી થઈને જ્યાં ખેંચી જાય છે ત્યાં જવું છે. મૃત્યુથી શ્રેય છે કે જીવવાથી શ્રેય છે એ આપણે જાણતા નથી. તેથી જીવીને રાચીએ નહીં અને મરતાં ધ્રૂજીએ નહીં. બન્ને સરખાં છે એમ સમજી તટસ્થ રહીએ. આ આદર્શ છે. તેને પહોંચતાં વાર લાગે. અથવા કોઈક જ તેને પહોંચી શકે તેથી તે આદર્શને આપણે કદી ન છોડીએ, અને જેમ જેમ તેની કઠિનાઈ આપણને લાગતી જાય તેમ તેમ આપણા પ્રયત્નને આપણે વધારતા જઈએ.

"પૂર્ણાયુ ૧૦૦થી પણ વધારે હોઈ શકે. પણ ગમે તેટલાં વર્ષ થાય તોપણ કાલચક્ર જે અનંત છે તેમાં મનુષ્યના એક આયુષ્યની ગણતરી એક બિન્દુનો કરોડમો ભાગ પણ નથી. એને વિષે મોહ શો અથવા તેના હિસાબ શા? અને જે હિસાબ આપણે કાઢીએ એ પણ કોઈ પણ પ્રકારે નિશ્ચયાત્મક હોઈ જ ન શકે. અનુમાનથી જ એટલું કહી શકાય કે વધારેમાં વધારે આયુષ્ય કેટલું હોય. બાકી તો આપણે તંદુરસ્ત બાળકને પણ મૃત્યુ પામતાં જોઈએ છીએ. વિષયી દીર્ઘાયુ ન હોઈ શકે

એવું પણ નથી કહી શકાતું. વધારેમાં વધારે આટલું કહી શકાય કે જેનું જીવન પ્રથમથી જ સાદું હોય, વિષયરહિત હોય તે ઘણેભાગે દીર્ઘજીવી થાય. પણ કેવળ દીર્ઘજીવી થવાને સારુ જે માણસ વિષયોની ઉપર કાબૂ મેળવે છે તેણે તો ઉંદરને સારુ પહાડ ખોદવાના જેવું કર્યું કહેવાય. વિષયોને આપણે જીતવા છે તે આત્માને ઓળખવાને સારુ. વિષયોને જીતવા જતાં દેહ લંબાવાને બદલે ટૂંકો થતો હોય તો તેને ટૂંકો થવા દેવો. નીરોગી અથવા દીર્ઘાયુ શરીર એ વિષયરહિતતાનું નાનામાં નાનું પરિણામ છે."

•

આજે પ્રભુદાસનો લાંબો કાગળ બેલગામથી આવ્યો. અને બાપુએ પણ ૬૦૦ શબ્દનો લાંબો કાગળ લખ્યો. મગન રેંટિયા

૨૦-૫-'૩૨

ઉપર ૧૪ દિવસના પરિશ્રમને અંતે પોતાને મળેલા કાબૂ વિષે સંતોષ પ્રદર્શિત કરે છે. રેંટિયાની યુક્તિને વખાણે છે. એ રેંટિયાને અજમાવવાનો પોતાનો સંકલ્પ ઘરડા, અને અશક્ત હાથના કારણે ફળ્યો તે માટે પોતાને ધન્ય માને છે અને પ્રભુદાસને લખે છે: "જે રસ હું તારા રેંટિયામાં લઈ રહ્યો છું તે તું પ્રત્યક્ષ જુએ તો તારું વજન એક બે શેર તો તુરત વધી જાય, એટલો તને આનંદ થાય. હાથને કાંઈ ન હતું ત્યારે જ તારા રેંટિયાનો પ્રયોગ કરવાનો સંકલ્પ કરી ચૂક્યો હતો. હવે તો પરાણે પુણ્ય કરવું પડે છે. કાં તો કાંતવાનું છૂટે અથવા એ જ રેંટિયા ઉપર કંતાય." આટલું લખાવીને કહે: "મહાદેવ, Necessity is the mother of invention નું ગુજરાતી શું?" મેં કહ્યું: જરૂરિયાત એ શોધની જનેતા છે. એમ બે ત્રણ ઠેકાણે લખાયેલું જોયું છે. પછી વિચારવા લાગ્યા. વલ્લભભાઈને પૂછ્યું. વલ્લભભાઈ એક પછી એક કહેવતો ટોકવા લાગ્યા. ગરજે ગધેડાને કાકો કહેવો પડે છે ઇત્યાદિ. મેં કહ્યું: ગરજ ગધેડાનો પણ ઘોડો બનાવે એમ કદાચ થઈ શકે. પછી બાપુ કહે: બસ, મને સૂઝી ગયું છે, હવે લખો: "એટલે જેમ ભીડમાં આવેલા માણસને નવી અક્કલ સૂઝ્યાં કરે છે તેમ અત્યારે ભીડમાં આવેલો હું મારી રેંટિયા પર આવેલી ગતિ વધારવાની યુક્તિઓ શોધ્યાં કરીશ. એ દરમ્યાન તું છૂટે ત્યારે જો હું તે વખતે મુલાકાત લેતો હોઉં તો તું મળી જજે અને નવું કંઈક શીખવી જજે." પ્રભુદાસે ગીતામાં 'मामेकं शरणं व्रज' આવે છે, 'मत्परः' આવે છે તેમાં 'मत्परः'નો શો અર્થ થાય છે એમ પૂછ્યું. અને ઈશ્વર એટલે તમે

સત્ય કહો છો તો માણસ સત્યનું પ્રતીક શું કરે? રામનામ જપે પણ રામ કોણ? એવી મૂંઝવણો પૂછી હતી. તેને લખ્યું : "**सत्परः** એટલે સત્યપરાયણ. 'ચરણપદ્મે મમ ચિત્ત નિષ્પંદિત કરો હે.' એમાં ચરણપદ્મ એટલે સત્યનારાયણનાં ચરણપદ્મ — એ શબ્દ વાપરીને ભક્તે સત્યને મૂર્તિમાન કર્યું. સત્ય તો અમૂર્ત છે. એટલે સૌ પોતાને ઠીક લાગે તેવી સત્યની મૂર્તિ કલ્પી લે. એ કલ્પના છે એટલું સમજ્યા પછી અસંખ્ય માણસ અસંખ્ય મૂર્તિ કલ્પે. એ બધી જ્યાં લગી એ કલ્પના જ ચાલે ત્યાં લગી સાચી જ છે. કેમ કે એ મૂર્તિમાંથી માણસ જે પોતાને સારુ જોઈએ તે મેળવી લે છે. ખરું જોતાં તો વિષ્ણુ, મહેશ્વર, બ્રહ્મા, ભગવાન, ઈશ્વર, એ બધાં નામ અર્થ વિનાનાં અથવા અપૂર્ણ અર્થવાળાં છે. સત્ય એ પૂર્ણ અર્થવાળું નામ છે. ભગવાનને સારુ મરશું એમ કોઈ કહે તો એનો અર્થ એ પોતે નહીં સમજાવી શકે અને સાંભળનાર પણ ભાગ્યે જ સમજશે. સત્યને સારુ મરશું એમ કહેનાર પોતે સમજે છે, અને સાંભળનાર પણ એનો અર્થ ઘણે અંશે સમજી શકશે. રામ એટલે શું એમ તું પૂછે છે. એનો અર્થ હું સમજાવું અને તેનો તું જાપ જપે તો એ લગભગ નિરર્થક છે. પણ જેને તું ભજવા ઇચ્છે છે તે રામ છે એમ સમજીને તું રામનામ જપે તો જ તારે સારુ તે કામદુધા થઈ શકે. એવા સંકલ્પથી તું જપે, પછી ભલે પોપટની જેમ જ જપતો હોય. તારા જપની પાછળ સંકલ્પ છે, પોપટના જપની પાછળ નથી. એ મોટો ભેદ છે. તે એટલે લગી કે સંકલ્પને લઈને તું તરી જઈ શકે છે. પોપટ સંકલ્પરહિત હોવાથી થાકીને છોડી દેવાનો. અથવા સ્વામીને અર્થે કરતો હોય એટલે પોતાના ખાવાપીવાનું દહાડિયું લઈને શાંત થશે. એ દૃષ્ટિએ તારે કંઈ પ્રતીકની જરૂર નથી અને એથી જ તુલસીદાસે રામ કરતાં નામનો મહિમા વધારે ગણ્યો. એટલે કે રામને અર્થની સાથે કાંઈ સંબંધ નથી એમ સૂચવ્યું. અર્થ તો ભક્ત પોતાની ભક્તિ પ્રમાણે પાછળથી પેદા કરશે. એ તો આવા જાપની ખૂબી રહેલી છે. નહીં તો જડમાં જડ મનુષ્યને પણ તેથી ચેતન આવે છે એમ કહેવું સિદ્ધ જ ન થઈ શકે. શરત એક જ છે, નામજપ કોઈને દેખાડવા સારુ ન હોય, કોઈને છેતરવા સારુ ન હોય. મેં જણાવ્યું તેમ સંકલ્પપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક જપવાનો હોય. એમ જપતાં જે માણસ થાકે નહીં એ માણસને સારુ એ કલ્પતરુ થઈ પડે એ વિષે મને શંકા નથી જ. જેને ધીરજ હોય એ બધા પોતાને સારુ સિદ્ધ કરી શકે છે. પ્રથમ તો કોઈને દિવસો સુધી, કોઈને વર્ષો સુધી એ જપ વખતે મન ભમ્યાં કરે, બેચેન રહે, ઊંઘ આવે, એથી પણ વધારે દુઃખદ પરિણામ આવે, તોયે જે માણસ જપ્યાં જ કરશે તેને એ જપ ફળવાનો જ છે

એ નિઃસંદેહ વાત છે. રેંટિયા જેવી સ્થૂળ વસ્તુ આપણને અકળાવ્યા પછી જ હાથ આવે છે, બીજી વસ્તુઓ એથી પણ અઘરી, એથી પણ વધારે કષ્ટ આપીને સિદ્ધ થાય છે. તો જે ઉત્તમ વસ્તુને પામવા ઇચ્છે છે તે પોતાને અપાયેલી દવાનું ધીરજપૂર્વક સેવન દીર્ઘકાળ લગી ન કરે અને નિરાશ થઈને બેસી જાય તો એને વિષે શું કહીએ? મને લાગે છે કે આટલામાં તારા બધા પ્રશ્નના જવાબ આવી જાય છે. કેમ કે આ રીતે લખ્યા પછી તારે પૂછવાપણું કાંઈ રહેતું જ નથી. શ્રદ્ધા બેસે તો હાલતાં-ચાલતાં, ખાતાંપીતાં, સૂતાંબેસતાં, એ જ રટણ કર, હારવાનું તો છે જ નહીં. ભલે આખો જન્મ એમાં ચાલ્યો જાય. આ કરી જો અને દિન-પ્રતિદિન તું વધારે ને વધારે શાંતિ ભોગવતો જશે એ વિશે જરાય શંકા કરીશ મા.”

આજે ‘લીડર’માં ‘ન્યૂ સ્ટેટ્સમૅન’ના ૭મી મેના લેખનો ઉતારો હતો તે વાંચી સંભળાવ્યો. બાપુ કહે: “ઉત્તમ લેખ છે.”

બદામ સવાબે રૂપિયાના રતલના ભાવની હોય તો છોડવાનો નિશ્ચય કર્યો હતો, ત્યાં તો એ ૧૨ આને રતલની નીકળી. વલ્લભભાઈ કહે: “અમે પણ વિચાર કર્યો કે ચાલો ત્યારે આપણે પણ ખાઈએ.” બાપુ કહે: “તમે શું ખાવાના હતા!” મેં કહ્યું: “દૂધ ઘી તજીને ખાવા માંડવું જોઈએ.” વલ્લભભાઈ: “ના, બકરીનું દૂધ ઘી તજીએ, બાપુએ પણ એ જ તજ્યું છે ના!”

**૨૧-૫-’૩૨** મુંબઈમાં તોફાન લગભગ શમ્યાના ખબર છે — શમ્યું એટલે શનિવારે ખૂન નથી થયાં, પણ ૨૦-૨૫ જણ ઘાયલ તો થયા જ છે. . . . ડાહ્યાભાઈ મણિબહેન આવી ગયાં. તેમની પાસેથી ખબર એવા છે કે . . . સરકારે પણ કૉંગ્રેસ પાસે જાઓ એમ સંભળાવેલું. એટલે બાપુનો ડર સાચો હતો.

આજે સાંજે આ તોફાનોથી ઊપજતા વિચારોની એકબીજા વચ્ચે આપલે કરી. વલ્લભભાઈ કહે: “સીધા ન લડે, અને પાછળથી છરી મારી જાય, ખાદી પહેરી ખોટા વેપ લઈને ચાલીઓમાં ઘૂસી સ્ત્રીઓને મારી જાય તેને શું કરીએ? આપણે લોકોને શી સલાહ આપીએ?” બાપુ કહે: “મેં તો મારો રસ્તો બતાવેલો છે. કાં તો લડી લો કાં તો મરો.” વલ્લભભાઈ: “લડી તો શી રીતે લે? એના જેવું તો કોઈયે ન કરે.” બાપુ કહે: “એ બરોબર નથી. બધા કરે. ગઈ લડાઈમાં શું થયું હતું?

આ લડાઈ જ છે એમ સમજો. એ લોકો તો લડાઈ સમજીને જ આવા અત્યાચાર કરે છે. કાનપુરમાં તો હિંદુઓએ મુસલમાનોની જેમ કર્યું હતું ના? અને મુંજે તો સાફ કહે છે ના, કે એ લોકોને એ લોકોની રીતે હંફાવવા. હું એને બહાદુર ગણું છું. એ તડ અને ફડ ચોખ્ખું કહી દે છે. હું કહું છું કે આપણે એમની સાથે એમની રીતે લડી શકીએ તેમ નથી કારણ એ આપણા હાડમાં નથી. માટે આપણે મરી છૂટવું. આજે જે અહિંસા પાળી રહ્યા છીએ એ તો વ્યવહારુ અહિંસા છે, અને એ અહિંસાની મુસલમાનો ઉપર અસર નહીં થાય." મેં કહ્યું: "સામસામા ઊભા રહીને મોટા સમૂહ લડતા હોય તો કદાચ એક સમૂહને મરી જવાનું કહો તે જાણીબૂજીને મરવાને તૈયાર થાય એમ કલ્પી શકીએ. પણ છૂટાં છવાયાં ખૂનો થાય, લૂંટો થાય એમાં શું થાય?" બાપુ: "એમાં પણ એ જ થાય. એવાં છૂટાં ખૂન થાય તેનો આપણે સમજપૂર્વક પ્રતિકાર ન કરીએ એ આજે કોઈને ગળે ઊતરે એમ નથી, એટલે મારી સલાહ નકામી છે. મારાથી કંઈ ન થાય તેની અડચણ નથી, પણ મારી અહિંસાની સલાહ તમને ગળે ન ઊતરે એ મારી નબળાઈ છે. એ અહિંસાની આપોઆપ અસર થવી જોઈએ એ નથી થતી એટલી એ કાચી છે. અને છતાં સમાજ મારા તરફ સલાહ માટે જુએ એ મહા કરુણ દશા છે. એ તો સમાજે સાપે છછૂંદર ગળ્યા જેવું થયું છે. હું ન હોઉં તો સમાજને કંઈક સૂઝ પડે, મારી હાજરી એ સમાજને અંતરાયરૂપ છે અને એવા સંજોગોમાં અનશન એ જ મારે માટે એક ઉપાય હોય. પણ એ કરવું જોઈએ એમ મને નથી લાગ્યું. બહાર હોત — અને મુંબઈમાં જ હોત — તો કદાચ એ શરૂ પણ કરી દીધું હોત." મેં કહ્યું: "ત્યારે આપણે અંદર છીએ એ એક રીતે ઈશ્વરનો પાડ જ ના?" બાપુ: "એક રીતે કેમ? અનેક રીતે. આપણે બહાર હોત તો શું કરી શકવાના હતા? કશું કરી ન શકત." મેં કહ્યું: "હવે તો ઉઘાડી અંદર અંદરની લડાઈ ફાટી નીકળે તો નવાઈ નહીં." બાપુ કહે: "ના, કોહાટમાં થઈ જ હતી ના? અને વિલાયતમાં શું હતું? મેં મુસલમાનો પાસે જે અપમાનો સહન કર્યાં છે, જે કડવા ઘૂંટડા પીધા છે તેની કોને વાતો કરું?"

આજે રિહાનાબહેનને કાગળ લખતાં લખ્યું: "તમને બધાને આબુની હવાથી ફાયદો થયો હશે? અબ્બાજાન વાંચે છે? ત્યાં તો સાવ જુવાન થઈ ગયા હશે. મુંબઈના ગાંડપણે આપણાં નાચરંગ સાવ ભુલાવી દીધા છે. હું સમજી જ નથી શકતો કે ઇન્સાન ઇન્સાનની સાથે ધર્મને નામે કેમ લડી શકે. પણ હું મનને અને કલમને રોકું. હમણાં તો આ ઝેરના પ્યાલા પી રહ્યો છું."

બાપુએ આજે આખો દિવસ કાગળો લખ્યા. કલમ બનાવીને ઉર્દૂ કોપી
લખવાની શરૂ કરી, અને કલમે જ કાગળો લખ્યા. મને

૨૨-૫-'૩૨ પૂછે: "આપણે કલમ '૧૭-'૧૮માં વાપરતા હતા, તે
વાપરવી બંધ કેમ કરી એ કાંઈ ખબર પડે છે?"

મેં થોડો ઇતિહાસ સંભળાવ્યો.—હોલ્ડર ગાડીમાંથી ફેંકી દીધું હતું, ચેમ્સફર્ડને બધા કાગળો કલમથી લખાયેલા વગેરે—અને પછી મુસાફરી વધી પડી અને શાહીથી જ હંમેશ લખવું જોઈએ તે કારણે પેન શરૂ થઈ. સતીશબાબુએ બાપુને પહેલી પેન આપી હતી. એમ જ બાપુ કેવળ તિથિ લખતા; તારીખ લખીએ તો ચિડાતા. તેમણે હવે તિથિ લખવાની છોડી છે અને કહે છે: "તારીખને આખું જગત કબૂલ કરે છે. તેની સાથે શો દ્વેષ હોઈ શકે?"

હેમપ્રભાબહેનનો દીકરો અરુણ બહુ બીમાર છે અને આરામ નથી લેતો એમ સાંભળી એને કાગળ લખ્યો:

"Mother tells me you are ailing and that you insist on reading and working. Will you not give yourself rest and the body a chance of recovery? Though death and life are the faces of the same coin and though we should die as cheerfully as we live, it is necessary until life is there to give the body its due. It is a charge given to us by God. And we have to take all reasonable care about it. Do write me if you can. God bless you."

"મા કહે છે તું બીમાર છે અને તેમ છતાં વાંચવાનો અને કામ કરવાનો આગ્રહ રાખે છે. તું આરામ ન લે? આરામ લેશે તો જલદી સાજો થઈ જઈશ. જોકે મરણ અને જીવન એ એક જ સિક્કાની બે બાજુઓ છે અને આપણે જેટલા આનંદથી જીવીએ છીએ તેટલા જ આનંદથી મરવું જોઈએ, છતાં જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી શરીરને તેનું લેણું આપવું જ જોઈએ. એ તો આપણને ઈશ્વરે આપેલું સંપેતરું છે. એની આપણે વાજબી સંભાળ રાખવી જ જોઈએ. તું લખી શકે તો મને લખજે. ભગવાન તારું ભલું કરે."

મિસ ફેરિંગને લખેલા કાગળમાંથી:

"I understand all you are doing. Only you must not work yourself into anxiety. If we simply make ourselves instruments of His will, we should never have an anxious moment.

"Yes, there is no calm without a storm. There is no peace without strife. Strife is inherent in peace. Life is a perpetual struggle against strife whether within or without. Hence the necessity of realizing peace in the midst of strife."

"તું જે કરી રહી છે, તે હું સમજી શકું છું. પણ તું બહુ ચિંતા ન કરતી. આપણે જો આપણી જાતને એની ઇચ્છાને આધીન કરી દઈએ તો આપણે કદી ચિંતા કરવી જ ન પડે.

"હા, તોફાન વિના શાંતિ નથી હોતી. સંગ્રામ વિના સુલેહ નથી હોતી. શાન્તિમાં સંગ્રામ અંતર્ગત છે. તે વિના આપણે શાન્તિને ન જાણી શકીએ. જીવન એ અંદરના કે બહારના તોફાન સામેનો સતત સંગ્રામ છે. તેથી જ સંગ્રામની વચ્ચે હોઈએ ત્યારે પણ શાન્તિ અનુભવવાની જરૂર છે."

એની બે નાનકડી દીકરીઓને કાગળ લખ્યો :

"You have sent me a sweet letter. I see you are making friends with birds. We have made friends with a cat and her kittens. I call her sister. It is delightful to watch her love for her young ones. She teaches them all sorts of things by simply doing them. God bless you.

With blessings, Bapu."

"તમે મને મીઠો કાગળ લખ્યો છે. તમે પક્ષીઓની દોસ્તી કરી રહ્યાં જણાઓ છો. અમે અહીં એક બિલાડી અને એનાં બચ્ચાં પાળ્યાં છે. હું બિલાડીને બહેન કહું છું. પોતાનાં બચ્ચાં પ્રત્યેનો બિલાડીનો પ્રેમ જોવાની મઝા પડે છે. ઘણીયે વસ્તુઓ એ જાતે કરીને પોતાનાં બચ્ચાંને શીખવે છે. ભગવાન તમારું ભલું કરો.

બાપુના આશીર્વાદ."

ડૉ. રાયને લખેલા કાગળમાંથી :

"The work you are doing is difficult, but it is the only way to help our people. There is no substitute for Charkha for universal relief.

"It is non-sense for you to talk of old age so long as you outrun young men in the race for service and in the midst of anxious times fill rooms with your laughter and

inspire youth with hope when they are on the brink of despair."

"તમે જે કામ કરી રહ્યા છો એ અઘરું છે, પણ આપણા લોકોને એ જ રીતે મદદ કરી શકાય. મોટા પાયા ઉપર રાહત આપવાને માટે ચરખાની અવેજમાં બીજી કોઈ વસ્તુ ન ચાલી શકે.

"જ્યાં સુધી સેવા કરવાની શરતમાં તમે જુવાનોને પણ હરાવી દો છો અને મુશ્કેલીના વખતમાં પણ તમારા ઓરડાને હાસ્યથી ગજાવી મૂકી શકો છો, વળી જુવાનિયાઓ જ્યારે નિરાશાની ધાર પર આવી ગયા હોય ત્યારે પણ તેમનામાં આશા રેડી શકો છો, ત્યાં સુધી તમે ઘડપણ આવ્યાની વાત કરો એ કોણ માને?"

ઉર્દૂ ચોપડીમાંથી રોજ રોજ નવી નવી શોધો બાપુ કરતા જાય છે. એમાં મહંમદ બેગડાનો પાઠ છે. એના નાસ્તાનું વર્ણન,

૨૩-૫-'૩૨ જાણે કાંઈ પરાક્રમનું વર્ણન અપાતું હોય તેમ અપાયેલું છે. ૧૫૦ કેળાં, એક પ્યાલો મધ, એક પ્યાલો ઘી, ઇત્યાદિ. આથી ઊલટું શિવાજીના પાઠમાં શિવાજીને વિષે લખતાં જરાય વિવેક કે વિનય નહીં. એ બિનકેળવાયેલો, ગામડિયો, સંસ્કાર વિનાનો, લૂંટારો, વગેરે.

આજે આશ્રમની ટપાલના કાગળોની સંખ્યા ઓછી હતી—૩૯. જોકે કાગળો ઠીકઠીક લાંબા હતા. બહારના કાગળો લાંબા હતા. કેટલીક વાર બાપુ અજાણ્યે એવું કડક લખી દે છે કે સામો માણસ દિઙ્મૂઢ થઈ જાય. એવો કાગળ હનુમાનપ્રસાદ પોદ્દારને લખાયો. એમણે પૂછ્યું હતું કે જિંદગીમાં એવા કયા પ્રસંગો આવ્યા જ્યારે તમને ઈશ્વરને વિષે બહુ શ્રદ્ધા વધી ગઈ? બાપુએ એને લખ્યું: "એવા કોઈ પ્રસંગ મને યાદ નથી જ્યારે ઈશ્વરને વિષે શ્રદ્ધા ખાસ વધી ગઈ. એક વાર શ્રદ્ધા નહોતી તે ધર્મવિચાર અને ચિંતવનથી આવવા લાગી, અને તે વધતી જ ગઈ છે, જેમ જેમ ઈશ્વર હૃદયને વિશે બિરાજે છે એ જ્ઞાન વધતું ગયું છે તેમ તેમ. પણ આ સવાલ તમે શા સારુ પૂછો છો? 'કલ્યાણ'માં ભવિષ્યમાં છાપવા માટે? તો એ નિરર્થક છે. અને જો તમારે માટે પૂછ્યો હોય તો મારે કહેવું જોઈએ કે આ બાબતમાં પારકાનો અનુભવ ન ચાલે. ઈશ્વરને વિષે શ્રદ્ધાબદ્ધ સતત પ્રયત્ન કરવાથી જ શ્રદ્ધા વધે."

આજે બહેનોનો અને કૅમ્પમાંથી ભાઈઓનો એમ બે લાંબા કાગળો આવ્યા. આશ્રમની ટપાલ ન આવી. અનેક અણજાણી

૨૪-૫-’૩૨ બહેનો બિચારી ઉમળકાથી લખે છે. એ લોકોના કાગળમાંથી સરલ, અકૃત્રિમ શ્રદ્ધા નીતરે છે. કોઈ બહેન કહે છે મારા પતિ પણ લડતમાં છે. કોઈ કહે છે મારા બે ભાઈઓ પણ જેલમાં છે. કોઈ કહે છે હું અને મારા પતિ બંને આમાં પડેલાં એટલે અમને ઘરમાંથી રજા મળી છે. એમને લાંબો કાગળ લખ્યો. એક છોકરીએ પૂછ્યું હતું, બાપુ તમે વર્ણાન્તર લગ્નમાં માનો તો ધર્માંતર લગ્ન વિષે શું? બાપુએ લખ્યું : “છોકરાં મોટાં થાય ત્યારે જ તેના વિવાહ થવા જોઈએ. એકબીજાને પસંદ કરે, અને જેમાં માબાપની પણ સંમતિ હોય એવા વિવાહ હોવા જોઈએ. એટલે આમાં ક્યાંય કૃત્રિમ પ્રતિબંધ આવતો નથી. પણ મારી પસંદગીનું કોઈ પૂછે તો વિધર્મીઓ વચ્ચે વિવાહ થાય એને હું જોખમકારક પ્રયોગ માનું. કેમ કે બંને જો પોતપોતાના ધર્મને માનનારાં અને પાળનારાં હોય તો બંનેની વચ્ચે મુસ્કેલીઓ પેદા થવાનો સંભવ રહ્યો. પેલી ભાટિયા બહેનનું લગ્ન આ દૃષ્ટિએ હું જોખમકારક સમજું. એ ધર્મની વિરુદ્ધ છે એમ ન સમજવું. બંનેની વચ્ચેનો પ્રેમ નિર્મળ હોય, ભાટિયા બહેન પોતાના ધર્મનું પાલન કરી શકતી હોય અને પેલો મુસલમાન ભાઈ પોતાના ધર્મનું. વળી ખાદ્યાખાદ્ય બાબતમાં બન્નેના વિચાર મળતા હોય તો મારું મન આવા વિવાહની સામે ન થાય. પણ જેમ હું પેટા-ન્યાતિઓનો લોપ ઇચ્છતો હોવાથી જ્ઞાતિ બહારનાં લગ્ન પસંદ કરું છું તેમ ધર્મ બહારનાં લગ્ન પસંદ ન કરું. એની સામે આંદોલન પણ ન કરું. આ આખી વસ્તુ સૌ સ્ત્રીપુરુષોએ પોતપોતાને સારુ વિચારી લેવા જેવી છે. એમાં એક જ કાયદો નભી ન શકે.”

. . . ને લખતાં લખ્યું : “હરિજન સમિતિનો ઠરાવ મને ભયાનક લાગ્યો. અહીં બેઠાં તો શું બતાવી શકું? પણ સમિતિના સભ્યો જીવતાં એક પણ શાળા બંધ થાય? પોતે વેચાય, પોતાનાં ઘરબાર વેચાય અને શાળા ચલાવે, એનું નામ સમિતિ. એટલે હારવાને બદલે આશાવાદી બનો અને જ્યારે પોતે વેચાવાને તૈયાર થશો ત્યારે સમિતિને જોઈતા ખરચે લોકો તમને ખરીદી લેશે. એ વિષે ભલે તમને શંકા હોય, મને તો છે જ નહીં. ભોજા ભગતનો ચાબખો યાદ છે ના કે ‘ભક્તિ શીશ તણું સાટું આગળ વસમી છે વાટું’?”

લંડનમાં કેટલાક કાગળો ઉપર ગાંધી, લંડન એટલું સરનામું આવતું તોપણ ચાલ્યા આવતા. એકના ઉપર બાપુની છાપામાંથી કાપેલી

છપી હતી અને લંડન લખેલું હતું અને ટિકિટ ચોડેલી હતી. તે પણ મળ્યો હતો. ટપાલના માણસો જેવા કુશળ અને સહાનુભૂતિવાળા બીજા સેવક કોણ હશે? અહીં એક કાગળ બાપુએ ઑસ્ટ્રિયા લખેલો તે જેને લખેલો તેને ન મળ્યો એટલે પાછો આવ્યો છે. એ કાગળમાં સહી માત્ર "બાપુ" કરેલી હતી. અહીંની ડેડ લેટર ઑફિસવાળાએ પાછો મોકલતાં પાકીટ ઉપર સરનામું આ પ્રમાણે કર્યું: શ્રી બાપુ એટલે મહાત્મા ગાંધી, યરવડા સેન્ટ્રલ જેલ. ત્યાંયે બાપુને જાણનારો અને બાપુનો ભક્ત પડ્યો હશે!

•

૨૫-૫-'૩૨

અમારા કાગળો બરોબર પહોંચતા નથી એ વિષે ફરિયાદનો કાગળ લખ્યો હતો. તેનો જવાબ ગવર્નર-ઇન-કાઉન્સિલ તરફથી એવો આવ્યો કે તપાસ થાય છે અને પોલીસ કમિશનરને પગલાં લેવાનું કહેવામાં આવ્યું છે. આ સાથે જ ખબર આવી (નારણદાસ તરફથી) કે હરિલાલની ઉપર બાપુએ જે કાગળ લખેલો અને જે તેને ત્રણ અઠવાડિયાં થયાં નહોતો મળ્યો તે મળ્યો છે!

છગનલાલ જોષીને આજે લાંબો કાગળ લખાવ્યો. તેના કાગળમાં બાપુના 'અદ્‌ભુત ત્યાગ'વાળા લેખનો અનર્થ હતો. પાણી ન પીનારા સિપાઈઓએ અદ્‌ભુત ત્યાગ બતાવ્યો એ જ કહેવાનું હતું, પણ છગનલાલે તો બુદ્ધિ-પ્રયોગ કર્યો અને પૂછ્યું: "પાણી પાનાર પોતાનો ધર્મ નહીં ચૂક્યો? એ તો બધાને પાણી પાઈ શકતો હતો." બાપુએ લખ્યું: "પાણી લઈ જનારની નથી સ્તુતિ, નથી નિંદા અહીં પ્રસ્તુત, પણ વિચારી જોશો તો માલૂમ પડશે કે પાણી પિવડાવવાનું પાણી લઈ જનારના હાથમાં જ નહોતું. પાણી ત્રણેને સારુ પૂરતું હતું કે નહીં એ પણ પ્રસ્તુત નથી. પણ પહેલા બે સિપાઈઓના આર્તનાદ સાંભળ્યા એટલે તે દુઃખીઓને પાણી મળ્યા વિના પોતે પાણી પીવાની ના પાડી. પછી પાણી લઈ જનારને સ્વધર્મ છોડવાપણું હતું જ નહીં. એ દૃશ્યનું ચિત્ર તમારી પાસે ખડું થયું લાગતું નથી. પાણીની સોસ એવી ચીજ છે કે માણસ બીજાની દરકાર કરતો નથી, અને પોતાને મળે તો પાણી પી લે છે. આ લોકો તો બિચારા મરણ કિનારે પડ્યા હતા. પણ એવે વખતે પણ પોતાનું પરગજુપણું ચૂક્યા નહીં એટલે અંતકાળ લગી બ્રાહ્મી સ્થિતિ સાચવી. પાણી લઈ જનાર કેવળ નિરુપાય હતો અને જ્યાં પ્રાણ જવાને પળો ગણાતી હોય ત્યાં ઘાયલ

થયેલાની સાથે સંવાદ કરવા બેસે તો થઈ શકે કે? આ બધું ફરી વિચારી જોજો અને વિચારશો એટલે જણાશે કે આ ઐતિહાસિક કિસ્સો ભવ્ય અને સંપૂર્ણ ત્યાગનો છે, અને તેમાં નિમિત્ત બનેલ પાણી લઈ જનારની ટીકા કરવાનું કાંઈ પણ કારણ રહેતું નથી. ઘણે ભાગે ઇતિહાસમાં આવાં સંપૂર્ણ દૃષ્ટાંતો નથી મળી આવતાં. કંઈક ને કંઈક ખામી ક્યાંક હોય છે. પણ મારી દૃષ્ટિએ આમાં ક્યાંય ખામી જોવામાં નથી આવતી."

દરબારી સાધુને કસ્તીસદરામાં કાંઈ અર્થ ન લાગવાથી તેણે એ ત્યજ્યો છે અને એનાં સગાંવહાલાંને તેથી દુઃખ થાય છે. એને બાપુએ લખ્યું : "દરબારીને કહેજો કે એને કસ્તી અને સદરો છોડવાની કંઈ જરૂર ન હતી. અને પાછા જાય ત્યારે પહેરે એ જ શોભે. એ પહેરવામાં પાપ નથી, વહેમ પણ નથી. પહેરવાથી કોઈને નુકસાન નથી અને ન પહેરવાથી પારસીઓને આઘાત પહોંચે. આમ કારણ વિના આઘાત પહોંચાડવાનું સેવકનું કામ નથી, અને એમાં અહિંસાનો ભંગ છે. પોતાના મનમાં એના વિષે ખોટો આદર ન હોય એટલે બસ છે. એમાં રહેલી બુતપરસ્તી નીકળી જવી જોઈએ. અને તે તો નથી જ. પારસી હોવાનું એ બાહ્ય ચિહ્ન છે, એ કાઢી નાખવાનું મને કોઈ રીતે યોગ્ય નથી લાગતું. એને સારુ જરથોસ્તનાં પુસ્તકો લઈ આવવાનું ડાહ્યાભાઈને કહ્યું છે. મેં જરથોસ્તનાં વચનો વાંચ્યાં છે, વેંદીદાદનું ભાષાંતર ઘણાં વર્ષ પહેલાં વાંચી ગયો હતો. એ નીતિથી ભરપૂર છે. બહુ પ્રાચીન ધર્મ હોવાથી એવો સંભવ છે કે બધા પારસી ગ્રંથો આજ મોજૂદ ન હોય. અને તેથી જે જ્ઞાન ઉપનિષદ વગેરેમાંથી મળે છે તે જરથોસ્તનું જેટલું રહેલું છે તેમાંથી ન મળે એ સંભવ છે. જે મળી શકે છે તે દરબારીએ જોઈ વિચારી જવું જોઈએ. પણ આટલું તો આજેય સ્વીકારાયેલું જ છે કે જરથોસ્તનો આધાર વેદો છે. મને યાદ છે તે પ્રમાણે વેંદીદાદના ભાષાંતર કર્તાએ ઝંદ અને સંસ્કૃતની વચ્ચે બહુ સામ્ય બતાવ્યું છે એટલે જે કાંઈ પણ પારસી ધર્મપુસ્તકમાં આજે ન જોવામાં આવે તેની પૂરણી વેદો અને ઉપનિષદોમાંથી કરવામાં પારસી ધર્મને કે પારસીપણાને કંઈ જ ઓછપ નથી. ખરું જોતાં તો પોતાના ધર્મને વળગી રહેતાં ગમે તે બીજા ધર્મમાં જે કાંઈ વિશેષતા લાગે તે લઈ લેવાનો આપણને અધિકાર છે. એટલું જ નહીં પણ એમ કરવાનો આપણો ધર્મ છે. બીજા ધર્મમાંથી કાંઈ ન લઈ શકાય એનું નામ ધર્માંધપણું છે અને તે દરબારી અને આપણે બધા તરી ગયા છીએ."

બુસ્કુટેએ પૂછેલું : "તમે સત્યને ઈશ્વર માનો, જગતનો કોઈ કર્તા ન માનો, છતાં તમે ઘણી વાર અંતરનાદ સાંભળી કામ કરો છો એ શું?"

એને જવાબ આપતાં છગનલાલ જોષીના કાગળમાં લખ્યું: "જગતકા કોઈ કર્તા નહીં હૈ ઇસકા ક્યા અર્થ હો સકતા હૈ? હમ કૈસે કહ સકતે હૈં કિ કોઈ કર્તા નહીં હૈ? મેરે કથનકા ઇસમેં કુછ અનર્થસા પ્રતીત હોતા હૈ. મૈંને તો કહા હૈ કિ સત્ય હી ઈશ્વર હૈ. ઇસલિયે ઐસા માનો કિ વહી કર્તા હૈ. પરંતુ યહાં કર્તાકા જો અર્થ હમ કરતે હૈં ઐસા નહીં હૈ. ઇસલિયે સત્ય કર્તા અકર્તા દોનોં હૈ. પરંતુ યહ કેવલ બુદ્ધિવાદ હૈ. જૈસા જિસકે હૃદયમેં લગે ઐસા માનનેમેં ઇસ બારેમેં કોઈ હાનિ નહીં હૈ. ક્યોંકિ હરેક પુરુષ ઈશ્વરકે બારેમેં ન સંપૂર્ણ જાનતા હૈ ઔર ન જિતના જાનતા હૈ વો બતા સકતા હૈ. યહ બાત ઠીક હૈ કિ કુછ ભી કાર્યકે નિર્ણયકે લિયે મૈં અપની બુદ્ધિ પર વિશ્વાસ નહીં કરતા હૂં. જબ તક હૃદયમેંસે આવાજ ન નિકલે, વહાં તક બુદ્ધિકી બાતકો રોક લેતા હૂઁ. ઇસકો કોઈ ગૂઢ શક્તિ કહે યા ક્યા કહે વો મૈં નહીં જાનતા. ઉસ બારેમેં મૈંને કભી સોચા નહીં હૈ. ન ઉસકા પૃથક્કરણ કિયા, કરનેકી આવશ્યકતા ભી નહીં માલૂમ હુઈ હૈ. બુદ્ધિસે પર ઐસી યહ વસ્તુ હૈ ઇતના મુઝમેં વિશ્વાસ હૈ, ઔર જ્ઞાન ભી હૈ. ઔર મેરે લિયે કાફી હૈ. ઇસસે અધિક સ્પષ્ટીકરણ મેરેસે હો હી નહીં સકતા ક્યોંકિ ઇસસે અધિક મૈં જાનતા નહીં હૂં."

મીરાબહેનનો સરસ કાગળ આવ્યો. વલ્લભભાઈ તો કહે કે આ તો હિંદુ જ થઈ ગયાં છે. એ કાગળમાંના કેટલાક ભાગ એના સ્વભાવ અને કાયાપલટના સરસ દ્યોતક છે:

"I had about 40 minutes with the Ramayana last night. I had only got half way through Griffith's full translation when I left jail. I want to read it faithfully from cover to cover, so I am keeping it by me. It gives me extraordinary happiness and peace when I read it. It is something I cannot explain. And what joy it is to read the descriptions, — the forests, the hermits, the animals, the birds, the peasants, the fields, the villages, the towns. Though four or five thousand years have gone by, it is all there in the heart still of this blessed land. Ever since we came back from Europe, this time I have been feeling with double force (if it were possible) the deep, peaceful, eternal joy of Hindu culture. And all the while it stirs in me a feeling of long past associations — it seems all something I have known and loved since time immemorial. Past births seem almost

to stare me in the face sometimes. And you can imagine what the reading of the Ramayana means to me?

"I can fairly say that I felt more pleasure in giving up the pen this time, than I have ever felt in possessing one. If I look with envy on anyone it is not the man who has possessions, but the man who lives voluntarily and happily without any."

"કાલે રાતે લગભગ ૪૦ મિનિટ રામાયણ વાંચ્યું. જેલમાંથી નીકળી ત્યારે ગ્રિફિથના પૂર્ણ અનુવાદમાં લગભગ અડધે પહોંચી હતી. મારે એ પુસ્તક પહેલે પાનેથી છેલ્લે પાને સુધી પૂરું વાંચી જવું છે. એટલે એ પુસ્તક હું મારી સાથે જ રાખું છું. એ વાંચતાં મને જે અસાધારણ આનંદ અને શાન્તિ મળે છે, એ લખ્યું જાય એમ નથી. એમાંનાં વર્ણનો વાંચતાં શો આનંદ આવે છે! જંગલો, આશ્રમો, પશુપંખીઓ, ખેડૂતો, ખેતરો, ગામડાં, શહેરો, આ બધાં ચાર પાંચ હજાર વર્ષ થઈ ગયાં છતાં આ ધન્ય ભૂમિના પડ ઉપર હજી એવાં જ છે. આપણે યુરોપથી આ વખતે પાછાં આવ્યાં પછી હિંદુ સંસ્કૃતિમાં રહેલાં એ ગંભીર, શાન્તિમય, શાશ્વત આનંદનો અનુભવ હું બેવડો (જો એ શક્ય હોય તો) લઈ રહી છું. મારા દિલની અંદર એ વસ્તુ દીર્ઘકાળના સંસ્કાર જાગ્રત કરે છે; જાણે પુરાણા કાળથી હું એ બધાને જાણતી અને ચહાતી જ ન હોઉં! કોઈ કોઈ વાર તો એવું થાય છે કે જાણે મારા બધા પૂર્વજન્મો આવીને મારી સામે તાકી ન રહ્યા હોય. રામાયણનું વાચન એટલે મારે મન શી વાત છે એ આ ઉપરથી આપ સમજી શકશો.

"હું કહી શકું છું કે આ વખતે પેન રાખવા કરતાં પેનનો ત્યાગ કરવામાં મેં વધુ આનંદ અનુભવ્યો. હું જો કોઈની અદેખાઈ કરતી હોઉં તો જેની પાસે વધુ પરિગ્રહ હોય છે તેવાની નહીં, પણ જેઓ રાજીખુશીથી અને આનંદથી પરિગ્રહ વિના રહે છે તેવાઓની જ કરું છું."

નટરાજનનો કાગળ આવ્યો. તેમને લખ્યું હતું કે તમે 'ઇન્ડિયન સોશિયલ રીફૉર્મર'માં જેટલું સખ્ત લખવું જોઈએ તેટલું ન લખ્યું. પેલા સાપનું માથું ખાઈ જનાર અને ઝેર પીનાર ઉપર, અને તેના જલસામાં જનાર ઉપર. તેમણે લખ્યું:

"As for my paragraph about occult powers which you feel might have been stronger, it is curious but I seem to

have utterly lost the taste for and the knack of strong writing particularly in criticizing persons. When I take my pen intending to hit hard, the picture of the other man stands before my eyes and seems to say: 'You do not know what I have to say for myself. I too have ideals however much they may be obscured by my conduct. Judge me as you would yourself.' I avoid all adjectives of judgment as poison and try in all that I say to be completely objective. This has become a habit, and I do not doubt that in all circumstances, it is a healthy one. As regards this particular matter, the thought that after all, the man takes his life in his hands, weighs my judgement. As for the curious crowd, they, I suppose, find relief from the tyranny of daily circumstances in witnessing facts which show or seem to show that one man at least is able to rise above them."

"યૌગિક સિદ્ધિઓના પ્રદર્શનની બાબતમાં મેં જે વાક્યો લખ્યાં છે તે તમે કહો છો કે વધારે કડક હોવા જોઈતાં હતાં. તે વિષે જણાવવાનું કે કડક લખાણ લખવાનો, ખાસ કરીને બીજાઓની ટીકા કરવાની બાબતમાં, મારો રસ ઊડી ગયો છે. મારા સ્વભાવમાં જ એ રહ્યું નથી. કોઈના ઉપર સખ્ત પ્રહાર કરવા માટે મારી કલમ ઉપાડું છું ત્યારે સામા માણસનું ચિત્ર મારી સામે ખડું થાય છે. મને જાણે એમ કહેતું હોયની કે 'મારા બચાવમાં મારે જે કહેવાનું છે તે તમે ક્યાં જાણો છો? મારે પણ મારા આદર્શો તો હશે જ ને? મારા વર્તનથી તે કદાચ ઢંકાઈ ગયા હોય, તેથી શું? તમે તમારી જાતનો ન્યાય કરો એ રીતે મારો ન્યાય કરો.' એટલે હું ટીકા કરનારાં વિશેષણો વાપરવાનું તો ઝેરની માફક ટાળું છું અને મારે જે કહેવાનું હોય તે પૂરેપૂરો પરલક્ષી થઈને કહેવાનો પ્રયત્ન કરું છું. આ મારો સ્વભાવ બની ગયો છે. અને એમ થવું હંમેશાં સારું જ છે એ વિષે મને શંકા નથી. પ્રસ્તુત વિષયમાં તો મને લાગ્યું કે કાંઈ નહીં તો માણસ પોતાની જિંદગીનું જોખમ ખેડે છે. એ વસ્તુએ જ મારી ટીકાને મોળી કરી નાખી. કુતૂહલથી એકઠા થયેલા ટોળાની બાબતમાં મને લાગ્યું કે રોજની ઘટમાળના ત્રાસમાંથી આવું કંઈક જોવા મળે, જેમાં તેમને લાગે કે કંઈ નહીં તો એકાદ માણસ તો આવી અલૌકિક શક્તિ બતાવી શકે છે, તેથી તેઓને કાંઈક આસાએશ મળે."

એને બાપુએ કડક જવાબ આપ્યો :

"When I said that writing about the abuse of occult powers you might have been stronger, I used the adjective precisely, in the same sense in which I use it regarding admitted evils. I feel that whilst we should spare evil doers, we dare not be sparing in our condemnation of evil. Perfect gentleness is not inconsistent with clearest possible denunciation of what one knows to be evil, so long as that knowledge persists; and there would need to be no cause for regret later if our knowledge of the past was found to be a great error of judgment. In our endeavour to approach absolute truth we shall always have to be content with relative truth from time to time, the relative at each stage, being for us as good as the absolute. It can be easily demonstrated that there would be no progress if there was no such confidence in oneself. Of course our language would be one of caution and hesitation if we had any doubt about the correctness of our position. In the case in point, the motive of the exhibitor, no matter how excellent it may be, in my opinion would be no excuse for his exhibition, and the laziness of the spectators in not having thought out the consequences of their presence at such exhibitions, is again no excuse for their presence. But I must not labour the point any further. I thought that as I could not endorse the position taken up by you in your letter, I should just place before you my argument for your consideration."

"મેં કહ્યું કે યૌગિક સિદ્ધિઓના દુરુપયોગની બાબત લખવામાં તમારે વધુ કડક થવું જોઈતું હતું ત્યારે એ વિશેષણ મેં ચોકસાઈથી વાપર્યું હતું. સર્વમાન્ય અનિષ્ટોને વિષે આપણે જેવું લખીએ તેવું આને વિષે લખવું જોઈએ એ મારી માન્યતા છે. આપણે દુષ્ટ માણસને જતો કરીએ, પણ દુષ્ટતાને ધિક્કારી કાઢવામાં તો જરાકે કચાશ ન જ રાખીએ. એક વસ્તુને આપણે અનિષ્ટ માની લીધી એટલે તે માન્યતા જ્યાં સુધી કાયમ રહે ત્યાં સુધી એ અનિષ્ટને સાફ સાફ શબ્દોમાં વખોડી કાઢવું, એ સૌમ્ય સ્વભાવ સાથે અસંગત નથી. અને ભવિષ્યમાં આપણને એમ માલૂમ પડે

કે આપણી ભૂતકાળની માન્યતા ખોટી હતી તો તેથી પણ દિલગીર થવાનું કશું કારણ નથી. કારણ પૂર્ણ સત્યની નજીક જવાનો પ્રયત્ન કરવામાં આપણે વખતોવખત સાપેક્ષ સત્યથી સંતોષ માનીને જ ચાલવું પડશે. આપણે તો સાપેક્ષને તેની દરેક અવસ્થાએ પૂર્ણના જેવું જ માનીને ચાલીએ. આ જાતનો વિશ્વાસ જો આપણામાં ન હોય તો આપણે પ્રગતિ ન કરી શકીએ એ સહેજે સિદ્ધ કરી બતાવાય એમ છે. અલબત્ત, આપણા મુદ્દાના ખરાપણા વિષે આપણા દિલમાં લેશ પણ શંકા હોય ત્યાં આપણી ભાષા સાવધપણાની હશે અને નિશ્ચયાત્મક નહીં હોય. પ્રસ્તુત મુદ્દામાં તો પ્રયોગ કરનારનો હેતુ ગમે તેટલો સારો હોય તોપણ મારે મતે એના પ્રદર્શનનો બચાવ થઈ શકે એમ નથી. વળી આવાં પ્રદર્શનોમાં હાજરી આપવાનાં પરિણામ કેવાં આવે તેનો વિચાર કરવાની પ્રેક્ષકો તસ્દી જ ન લે તેનો પણ બચાવ થઈ શકે એમ નથી. પરંતુ હું આગળ ન લંબાવું. તમારા કાગળમાં તમે જે ખુલાસો આપ્યો છે તે સાથે હું સંમત થઈ શકતો નથી, એટલે તમારી વિચારણા માટે મારી દલીલ તમારી આગળ રજૂ કરું છું."

આજે ઉર્દૂમાંથી વાંચતાં કહે: "આમાં ઝેર રેડવાનું બાકી નથી રાખ્યું. આ ચોપડી સરકારે હિંદુ–મુસ્લિમ અણબનાવના જમાના પહેલાં મંજૂર રાખેલી અને એ ચોપડીઓ ઉપર આજના મુસલમાન જુવાનો ઊછર્યા અને મોટા થયા."

અંગ્રેજોને વિષે કહેતાં કહે: "નહીં, એ લોકો નબળા પડ્યા વિના નમે એવા નથી. એ તો એમની ખાસિયત છે. માંહોમાંહે લડતા હોય કે બીજાની સાથે લડતા હોય, તોપણ જ્યાં સુધી સબળા હોય ત્યાં સુધી જરાય નમતું જ ન આપે. માત્ર નબળા પડવા લાગ્યા છે એમ લાગે ત્યારે જ એ નમવાના."

વલ્લભભાઈને પાકીટો બનાવતા, અનેક વસ્તુઓ સંઘરતા અને બીજા અનેક કિસ્સાઓ કરતા જોઈને કહે છે: "સ્વરાજમાં તમને શેનું દફતર આપશું?" વલ્લભભાઈ કહે: "સ્વરાજમાં હું લઈશ ચીપિયો અને તૂમડી!" બાપુ કહે: "દાસ અને મોતીલાલજી પોતાના હોદ્દા ગણતા અને મહમદઅલીએ અને શૌકતઅલીએ પોતાને કેળવણી મંત્રી અને સર સેનાપતિ તરીકે ગણાવ્યા હતા. લાજમાં રહ્યા લાજમાં કે સ્વરાજ ન આવ્યું અને કશું ન થયા."

આજે સવારે મેજર મહેતા બાપુ નાહવા જતા હતા ત્યાં આવ્યા. બાપુને પૂછે : "તમે નાહવામાં સાબુ વાપરો છો કે?"

૨૬-૫-'૩૨ બાપુ કહે : "ના, ગરમ પાણી વાપરું છું એટલે સાબુની શી જરૂર?" એ માણસને બહુ અસર થઈ. "વાહ! વાહ! સ્પેનનો મધ્ય ભાગ એવો છે કે જ્યાં સાબુ કોઈ જાણતું નથી અને ત્યાં ખરી સુંવાળી ચામડીવાળાં સ્ત્રીપુરુષો જોવાનાં મળે છે. સાબુએ ચામડી તતડી જાય છે. માત્ર હાથ ધોવાને માટે સાબુ જોઈએ ખરો." વળી ઇટલીની વાત કરવા લાગ્યા. : "નેપલ્સ બહુ મેલું, મુંબઈ એના કરતાં ચોખ્ખું" વગેરે. બાપુને પૂછ્યું કે "તમે મુસોલિનીને મળ્યા હતા કે? બહુ ધ્યાન ખેંચે એવું વ્યક્તિત્વ ખરું કે ની?" બાપુ કહે : "હા, પણ ઘાતકી માણસ. એવા ઘાતકીપણા ઉપર બંધાયેલું રાજ્ય ક્યાં સુધી ચાલે?" મેજર કહે : "એણે દેશને તો પાયમાલ થતો અટકાવ્યો." બાપુ કહે : "કોણ જાણે ક્યાં સુધી એ કહેવાય નહીં. એનો જુલમ તો ભયંકર છે. એણે ખૂનો પણ કરાવ્યાં છે એ વિષે ઢગલો પુરાવા પ્રોફેસર સાલ્વેમીનીએ છાપ્યા છે." મેજર કહે : "તોયે સુંદર વ્યક્તિત્વ." મેં કહ્યું : "હા, જેમ વાઘનું રૂપ સુંદર કહેવાય તેમ એના વ્યક્તિત્વને ભલે સુંદર કહો." એટલે મેજર કહે: "સાચું. જેમ પ્રાણી વધારે વિકરાળ તેમ એ દેખાવે વધારે સુંદર હોય છે."

આજે બાપુએ પોતાને માટે એક ખાદીનો કટકો કાપીને બે ટુવાલ બનાવ્યા. દોઢ ફૂટ લાંબા અને એક ફૂટ પહોળા અને તેના છેડા ઉપર બખિયા દેતાં દેતાં બે કલાક કાગળો લખાવ્યા. ભિખારીઓને વિશે આશ્રમની શી વૃત્તિ છે એ લંબાણથી સમજાવનારો અને ડેરીને આપણે કેવી રીતે ચલાવવા માગીએ છીએ એ સમજાવનારો એક લાંબો કાગળ ટાઈટસને લખ્યો. છક્કડદાસ જેણે મહા મહેનત કરીને અતિશય વ્યવસ્થિત કરીને તૈયાર કરેલી, સમાન માપ અને વજનની સુઘટ અને ઘાટીલી પૂણીઓનાં પુષ્કળ બંડલો અને પોતાનું સુંદર સૂતર મોકલ્યું છે તેને ધન્યવાદનો અને સૂચનાઓનો લાંબો કાગળ લખાવ્યો. એ માણસ કાપડનો વેપારી છે પણ પોતાનું પીંજે છે, પૂણીઓ બનાવે છે છોકરીઓ, અને કપાસ પણ ઘરમાં જ પીલે છે અને બે કલાક કાંતે છે અને સાત કલાક દુકાને બેસે છે. આવાં કુટુંબો એ આ હિલચાલનો અદૃશ્ય ફાલ છે. અને એ અડગ શ્રદ્ધાના અનુપમ નમૂના છે.

પ્રીવાએ હોરને જવાબ 'ટાઇમ્સ'માં લખ્યો છે. બાપુ કહે : "બહુ ગૌરવપૂર્ણ કાગળ કહેવાય અને 'ટાઇમ્સે' છાપ્યો છે એ જ બતાવે છે કે 'ટાઇમ્સ'ને પોતાને પણ સેમ્યુઅલ હોરનું વર્ણન પસંદ નથી પડ્યું. એ

માણસ ફાટી ગયો લાગે છે. સાચો તો હતો જ — પણ એના સાચમાં પણ ફાટેલાપણું હતું — જ્યારે એણે કહ્યું કે એને કોઈ પણ હિંદીની બુદ્ધિ કે શક્તિ વિષે વિશ્વાસ નથી."

મૅકડોનલ્ડે તો જાણે કાલે બાપુ કહેતા હતા તે શબ્દો સાચા પાડ્યા. એ કહે કે કૉન્ગ્રેસને નમવું એ હિંસા અને અવ્યવસ્થાને નમવા જેવું છે, અને પ્રજાતંત્રના આવા માંદલા અર્થ ન માનીએ. બાપુ કહે: "પાકો શાહીવાદી માણસ એ બની ગયો છે."

મોન્ડરની Astronomy without a Telescope (દૂરબીન વિનાનું ખગોળ) વાંચે છે તેમાંથી એક સુંદર વાક્ય બાપુ ટાંકતા હતા. કહે કે વિજ્ઞાનની સુંદર વ્યાખ્યા એણે આપી છે. 'ચોક્કસ માપ એ વિજ્ઞાન' (Science is accurate measurement) અને એ સિદ્ધાંત કાંતવાને અને એને અંગેની બીજી બધી ક્રિયાને લાગુ પાડવા લાગ્યા. સૂત્રવાક્યો બાપુના હાડમાં છે, કારણ આખું જીવન સૂત્રમય છે. છગનલાલ જોષીને કાલે કાગળ લખ્યો તેમાં એક વાક્ય નોંધવાનું રહી ગયું: 'જે માણસ વ્રતબદ્ધ નથી તેનો કોણ વિશ્વાસ કરે?'

આજે હસતાં હસતાં કહે: "હું જો આજે સરકારનું માની જાઉં તો સરકાર કહેવા લાગે કે આ જ ખરો મહાત્મા છે, ભૂલો કરે પણ કેવી સારી રીતે કબૂલ કરે છે! બધા ગવર્નરો મારી પ્રશંસા કરતા થઈ જાય. લેડી વિલિંગ્ડન તો રાજી રાજી થાય. પણ હિંદુસ્તાન શું કરે? રેનોલ્ડ્સ જેવા તો ગાંડા થઈ જાય અને ઘણા જે આજે અહિંસા શોભી રહી છે એમ માને છે તે માને કે અહિંસાશક્તિ આજે ધૂળમાં રોળાઈ છે."

૨૭–૫–'૩૨

આજે મુસોલિનીના રાજ્યમાં નાના નાના ૮–૧૦ વર્ષના છોકરાઓને અપાતી લશ્કરી તાલીમનું એક ચિત્ર બાપુને બતાવીને સરદાર કહે: "જોયા આ મુસોલિનીના સિપાઈઓ, આ લોકો મોટા થઈને જગતમાં કેટલો સંહાર કરવાના!" બાપુ કહે: "હા, ભાઈ, હું એ બધાને જોઈ આવ્યો છું. ફૅસિઝમનો ઇંગ્લંડમાં પણ ઠીક પ્રચાર થઈ રહ્યો છે. આ પાર્લમેંટમાં ઘણાય ફૅસિસ્ટો પેદા છે, અને વિન્સ્ટન ચર્ચિલ તો મુસોલિનીનો પૂજારી છે. અરે, મને બોલ્ડવિન કહેતો હતો ને કે પ્રજાતંત્રમાં શો લાભ છે? રામસે મૅકડોનલ્ડનો શાહીવાદ આજે એની પાસે પ્રજાતંત્રની મશ્કરી કરાવી રહ્યો છે. એ બધું એ જ દિશામાં પવન વાતો બતાવે છે."

એની સામે આ સત્યાગ્રહની લડત. કેવા બળવાન યોદ્ધા સાથે લડવાનું છે? છતાં અનંતકાળનું યુદ્ધ હોય તોયે આથડચે જ છૂટકો છે.

કાલે બાપુને ઉર્દૂ કોપી લખતા જોઈને સરદાર કહે: "એમાં જો જીવ રહી જશે તો ઉર્દૂ મુનશીનો અવતાર લેવો પડશે!"

પછી કહે: "તમારું ચાલે તો પગે પણ કલમ ચલાવો."

બાપુ કહે: "હાથ ખોટકી પડે તો તેવુંય કરવું પડે. તમને ખબર છે કે ધ્રુમલી આગળ મૂળુ માણેક અને જોધા માણેક અંગ્રેજ સામે લડતા લડતા પડચા ત્યારે તેમણે પગ વતી બંદૂક ચલાવી હતી. ત્યારે જો પગ વતી ગોળી ચાલી તો પગ વતી કલમ ન ચાલે અને રેંટિયો નહીં ચાલી શકે? હા, પગ વતી પૂણી ન ખેંચી શકાય તે દુઃખની વાત છે."

આજે રેંટિયો ચલાવતાં પૈડું ફરે નહીં. અને હાથ ન અડાડવાની તો પ્રતિજ્ઞા લીધી છે એટલે પગને અંગૂઠે જ એને હલાવવાનું. એક હાથમાં પૂણીનો લાંબો તાર, એક પગ પગા ઉપર અને બીજો પગ ઊંચો કરીને તે પૈડું ફેરવતા બાપુ જાણે નટરાજ લાગતા હતા. વલ્લભભાઈ કહે: "મારી પાસે કેમેરા હોય તો છબી પાડી લઉં."

ચરસાડામાં હજારો દુકાનો બળી. કારણ આકસ્મિક આગ આપવામાં આવે છે. બાપુ કહે: "હું આ સરકાર ઉપર એટલો બધો વહેમાઈ ગયો છું કે મને એમ થાય છે કે રખેને આ લોકોનો એમાં હાથ હોય. જેવું મુંબઈમાં તેવું ચરસાડામાં."

નારણદાસ ઉપર બાપુ મુગ્ધ છે. દેવદાસને લાંબો કાગળ લખ્યો તેમાં એનાં ભારે વખાણ કર્યાં. કાલે તેમને લખેલા કાગળમાં તો હતાં જ. "અને પડખે નારણદાસ જેવો સાધુપુરુષ. નારણદાસની દૃઢતા, સહનશીલતા, હિંમત, ત્યાગશક્તિ, વિવેકબુદ્ધિ વગેરે મારા જેવાને પણ અદેખાઈ કરવા જેવાં લાગે છે. એણે મને આશ્રમને વિશે તદ્દન નિશ્ચિંત કરી મૂક્યો છે." નારણદાસને લખતાં કહ્યું હતું: "અમે અંદર રહ્યા તાપ ભોગવતા નથી, તમે આંતર અને બાહ્ય તપશ્ચર્યા કરી રહ્યા છો."

ઉર્દૂ અભ્યાસ વિષે લખતાં દેવદાસને લખે છે: "દરેક વાચનમાળાના ઐતિહાસિક ભાગ હોય છે. એમાં પેગંબરનું અને એના જમાનાનું કેટલુંક હોય છે અને કેટલુંક હિન્દુસ્તાનમાં થઈ ગયેલા મુસલમાન બાદશાહોનું હોય છે. એમાં જે દૃષ્ટિબિંદુ રાખવામાં આવે છે એ હું જોઉં છું કે બધાંયે સમજવું જોઈએ. ઉર્દૂના પરિચયની અગત્યતા હું વધારે ને વધારે જોઈ રહ્યો છું. લખવાથી કાગળપત્રો લખી શકાય એ ઉપરાંત વધારે અને ખરો ફાયદો તો એ છે કે લખવાથી ભાષા ઉપર કાબૂ વધારે મળે છે.

અને ઉકેલવામાં મદદ થાય છે. મને તો સમજવામાં પણ મદદ થાય છે. આપણને તો મુસલમાન સાથીઓને ઉર્દૂમાં લખતાં આવડવું જોઈએ એમ હું માનું છું. તેઓને અંગ્રેજીમાં જ લખવું પડે તો હિંદી રાષ્ટ્રીય ભાષા કોઈ દિવસ થઈ જ ન શકે. તેથી મારી દૃષ્ટિએ તો ઉર્દૂમાં લખવાની શક્તિ આપણે સારુ આવશ્યક છે." પછી ઉર્દૂ લખવાનો આરંભ રિહાના તૈયબજીને કાગળ લખવા શરૂ કરતાં કેમ થયો તેનો ઇતિહાસ આપી જણાવે છે, "મુસલમાનોની સાથે નિર્મળ સંબંધ બાંધવામાં આ બધા **अहिंसक** અને **नाजुक** ઉપાયો છે." બિરલાને કાગળ લખતાં લખ્યું : "આશાવાદ ઔર ભોલાપનમેં મૈં ભેદ કરતા હૂં. પંડિતજીમેં દોનોં હૈં. દૃષ્ટિમર્યાદા પર નિરાશાકે ચિહ્‌ન હોતે હુએ ભી ઔર જાનતે હુએ ભી જો આશા રખતા હૈ વો આશાવાદી હૈ. યહ ગુણ પંડિતજીમેં કાફી માત્રામેં હૈ. આશાકી બાતેં કોઈ કહ દેવે ઔર ઉસ પર વિશ્વાસ લાના વહ ભોલાપન હૈ. યહ ભી પંડિતજીમેં હૈ. ઉસે મૈં ત્યાજ્ય સમઝતા હૂં. પંડિતજી મહાન વ્યક્તિ હૈં ઇસલિયે ઉનકો ઐસે ભોલેપનસે હાનિ નહીં હુઈ હૈ. દેખેં. હમેં ઐસે ભોલેપનકા અનુકરણ કભી નહીં કરના ચાહિયે. આશાવાદ અંતરનાદ પર નિર્ભર હૈ, ભોલાપન બાહ્ય બાતોં પર નિર્ભર હૈ." માલવિયાજી કે એમણે વિલાયત જવું કે નહીં એ વિષે બિરલાએ અભિપ્રાય માગ્યો હતો. બાપુએ લખ્યું કે "અભિપ્રાય આપવાનો મને અધિકાર નથી. મારા સામાન્ય ખ્યાલ આ બાબતમાં જાણીતા છે."

૨૮-૫-'૩૨ આજે બ્રેઇલ્સફર્ડનો સેંકી ઉપરનો લેખ વાંચીને બાપુ કહે : "વિલાયત જવું તદ્દન આવશ્યક હતું એમ દરરોજ વધારે ને વધારે સિદ્ધ થતું જાય છે. ત્યાં ન ગયા હોત તો આપણને અને આપણા કેસને આટલા સમજી નહીં શકત. આટલા બધા માણસો આજે નિઃસ્વાર્થ બુદ્ધિથી કામ કરી રહ્યા છે એ જેવી તેવી વાત નથી."

એલ્વિનના કાગળમાં પ્લોટિનસના બે સુંદર ઉતારા હતા :

"I have been meditating on the writings of Plotinus so like the Gita in his stress on the life of beauty which men live when they have climbed above the life of senses. He speaks of the eternal beauty which makes its lovers beautiful so that they too are worthy of love. 'It is for this that souls must run their ultimate and greater race; the prize of all their striving is this, that they be not without portion in the supreme spectacle. Blessed is

he whose eyes have seen the blessed Vision, but he who fails in this has verily failed. For a man may fail to win fair body, may fail to win power or office, or a king's throne, and yet it is not failure. Failure it is, although he should gain all else if a man fail of this — for whose winning he ought to reject thrones and principalities of all the earth and sea and sky, if by leaving these behind him and looking beyond them his vision might be converted thither and he should see.'

"Plotinus gives this account of the ascetic process:
'Withdraw in thyself and see thyself. And if as yet thou see no beauty in thyself, then do as does the maker of an image which shall at last be fair; as he strikes off a part and a part planes away, as he makes this smooth and releases that, until he has revealed upon the image its face of beauty. So do thou strip away all excess and make straight all crookedness. Whatsoever is yet prisoned in darkness, labour to release it that it may be bright, and cease not from the fashioning of thine own image, until that day when the glory of virtue as of a god shall flame upon thee and thine eyes shall behold serenity established on her stainless pedestal.' "

"હું પ્લોટિનસના લેખોનું ચિંતન કરી રહ્યો છું. માણસ વિષયમાંથી નિવૃત્ત થાય છે ત્યારે જ સૌન્દર્યનો અનુભવ કરી શકે છે એના ઉપર ગીતાના જેટલો જ ભાર એણે મૂક્યો છે. એ શાશ્વત સૌંદર્ય વિષે કહે છે કે એના ઉપાસકને એ સુંદર બનાવે છે, જેથી તેઓ પણ પ્રેમાર્હ બને છે. 'આત્માનો અંતિમ અને પરમ પુરુષાર્થ એને માટે જ હોવો જોઈએ. એ બધા પુરુષાર્થનું ફળ એ છે કે ચરમ દર્શનના તેઓ અધિકારી થાય છે. જેને એ દર્શન થયું છે તેઓ ધન્ય છે. જે એ દર્શન નથી પામ્યો તે શું પામ્યો છે? માણસને સુંદર શરીર ન મળે, સત્તા અથવા પદ ન મળે, રાજગાદી ન મળે, પણ તેમાં કશું ખોવાપણું નથી. ખોવાપણું તો એમાં છે કે આવું બધું મળ્યા છતાં પેલાં દર્શન ન થયાં હોય. એ પ્રાપ્ત કરવાને માટે માણસ રાજગાદીનો ઇનકાર કરે, આ પૃથ્વી, સમુદ્ર અને આકાશ ઉપરની સત્તાનો ઇનકાર કરે, જો એ સહુને જતાં કરવાથી, એ બધાંથી પર થવાથી એની દૃષ્ટિ એ તરફ વળે અને એને એનાં દર્શન થાય.'

"પછી પ્લોટિનસ સાધનાનું વર્ણન કરે છે:

'અંતર્મુખ થઈ જા અને તારા અંતરને જો. તેમ કરતાં પણ તારામાં તને સૌંદર્ય ન દેખાય, તો શિલ્પકાર જેમ મૂર્તિને વિષે કરે છે તેમ તું કર. મૂર્તિ સુંદર તો થવી જ જોઈએ. એટલે અમુક ભાગ તે કાપી નાખે છે, અમુક ભાગ છોલી નાખે છે. આમ ઘડતો ઘડતો તે પોતાની મૂર્તિને સુંદરતા અર્પે છે. તે જ પ્રમાણે તું પણ તારામાં જે અતિશયતા હોય તે ફેંકી દે, વક્રતા હોય તે કાઢી નાખી ઋજુતા ધારણ કર. જે અંધકારમાં પુરાયેલું હોય તેને તેમાંથી છોડવવા માટે મથ, જેથી એ પ્રકાશમાં આવે. આ પ્રમાણે તારી પોતાની મૂર્તિ ઘડવાનો પ્રયત્ન જરા પણ થોભાવીશ ના, જ્યાં સુધી દેવની માફક સદ્‌ગુણની પ્રભા તારી ઉપર ચમકી ન ઊઠે અને તારી આંખો એના નિર્મળ સિંહાસન ઉપર આરૂઢ થયેલી શાન્તિ — સમતાનાં દર્શન ન કરે.'"

બાપુએ એને લખ્યું:

"The passages are very striking and very beautiful, but first is good for all times, while the second may not appeal to the modern mind. I do not find it difficult to understand it."

"તમે મોકલેલા ફકરા ભારે ચમત્કૃતિવાળા અને બહુ સુંદર છે. તેમાંનો પહેલો શાશ્વત મૂલ્યવાળો છે, જ્યારે બીજો આધુનિક માનસને અપીલ ન કરે. એ સમજવું મને મુશ્કેલ નથી લાગતું."

મેં બાપુને પૂછ્યું: "કેમ આપને બીજા ફકરા વિષે એમ લાગે છે?" બાપુ કહે: "એમાંથી દંભ પેદા થવાનો સંભવ છે. કોને પોતાની પ્રગતિથી સંતોષ થાય અથવા થવો જોઈએ? કોને એમ લાગે કે હવે તો પોતે દેવોની પ્રભાથી ચમકતો થયો? છતાં આવું વાંચીને કેટલાકને એમ થઈ જાય. નથુરામ શર્મા આવી વૃત્તિથી બગડ્યા છે. લાગલા જ એમ માનતા થઈ જાય કે આજે કામને હણ્યો, કાલે ક્રોધને હણીશ. 'असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि।'" "ગીતાકારે આવા સંબંધમાં તો આ વાક્ય ન જ વાપર્યું હોય. આપ એને કાતિલ અસર કરે તેવી રીતે અત્યારે વાપરી રહ્યા છો." બાપુ હસ્યા અને કહે: "નહીં, પણ સાચી જ વાત છે, નહીં તો મૂર્તિ ઘડનારની ઉપમા બરોબર નથી. આત્માને તે એવી રીતે ઘડાતો હશે? બાકી આપણે એનો મર્મ સમજીએ એ બરોબર. નિત્ય પોતાની જાતને તપાસ્યા કરવી અને હજી કેટલું અંતર કાપવાનું બાકી છે તેનો વિચાર કરવો."

ગઈ કાલે વેડછી આશ્રમનો સામાન જપ્ત કરેલો તેમાં રેંટિયા અને વણાટ વગેરેનો સામાન હતો તે સરકારે બાળ્યો એવી

૨૧-૫-'૩૨ ખબર આવી. કરાડીની ઝૂંપડી તો અકસ્માત્ બળી ગઈ હતી. પણ આ રેંટિયા તો સરકારના કબજામાં ગયા હતા એટલે બાળ્યા એમ કહેતાં સંકોચ શાનો હોય?

સરદારનું કેટલીક બાબતોનું અજ્ઞાન વિસ્મય પમાડે છે. મને પૂછે કે વિવેકાનંદ કોણ હતા? અને ક્યાંના હતા? એ બંગાળી હતા એમ જાણ્યું ત્યારે આજે જરા વિશેષ સ્પષ્ટીકરણ કર્યું કે રામકૃષ્ણ અને એ બન્ને બંગાળમાં જન્મેલા? 'લીડર'માં એક નોંધમાં સુભાષનો કાગળ આવ્યો હતો. તેમાં એણે પોતાના આદર્શ પુરુષ તરીકે વિવેકાનંદને વર્ણવ્યા હતા. એટલે સરદારે આટલું કુતૂહલ જણાવ્યું હશે. અને એ બંને બંગાળમાં જન્મેલા એમ આજે પૂછ્યું. હવે તો રોમે રોલાંનાં 'રામકૃષ્ણ પરમહંસ' અને 'વિવેકાનંદ' બંને પુસ્તકો વાંચી જવાના.

'સંઘર્યો સાપ પણ કામનો' એ કહેવત શી રીતે ઉત્પન્ન થઈ? બાપુએ એક વાત કરી કે 'એક ડોશીને ત્યાં સાપ નીકળ્યો. તેને મારવામાં આવ્યો. તેને નાખી દેવાને બદલે છાપરે નાખ્યો. એક ઊડતી સમડી જે ક્યાંકથી મોતીનો હાર લાવી હતી તેણે તે જોયો અને તેને હારના કરતાં કીમતી ગણી હાર છાપરા ઉપર નાખ્યો, અને સાપ ઉપાડી ગઈ! ડોશી સાપ સંઘરીને હાર પામ્યાં.' સરદારે આ પ્રમાણે મૂળ બતાવ્યું: 'એક વાણિયાને ત્યાં સાપ નીકળ્યો. એને મારનાર ન મળે, મારવાની હિંમત ન ચાલે અથવા મારવો નહોતો એટલે તપેલા તળે ઢાંક્યો. રાત્રે આવ્યા ચોર, તપેલું કુતૂહલથી ઉઘાડવા ગયા ત્યાં સાપ કરડ્યો અને ચોરી કરવાને બદલે પંચત્વ પામ્યા.' નરસિંહરાવને પૂછવું જોઈએ. ખાસ કરીને આ વખતના 'વસન્ત'ના અંકમાં Kill two birds with one stone — એક કાંકરે બે પક્ષી મારવાં — ઉપર આટલાં બધાં પાનાં ભરાયાં છે એથી પ્રેરાઈને.

આજે બાપુએ જમણા હાથે પાછા કાગળ લખવા શરૂ કર્યા. ડાબા હાથનો વધારેપડતો ઉપયોગ થયો એટલે એની દશા પણ જમણાના જેવી થઈ છે. એટલે ડૉક્ટર કહે છે કે હવે જરા વખત જમણો વાપરો. આનું વર્ણન કરતાં બાપુ લખે છે — ગોસીબહેનના કાગળના તા. ક. તરીકે — "હવે મારે ડાબો હાથ નહીં વાપરવાનો વારો આવ્યો છે. ઘડપણ જોરથી બારણાં ઠોકી રહ્યું હશે?" બીજી રીતે પણ કાગળ રમૂજી છે:

"Your welcome letter. I don't expect Jalbhai to trouble to write to me. I expect you the nurses to do that work.

A patient has to eat, sleep, complain and bully. He is an angel when he omits to do the two last things. I hope the crutches will go.

"I am no good at choosing books for others, even for you, though so near to me. The book of life is really the book to read and that you are doing more or less. The other is amusement for those who have no service. One would think that here at least one would have plenty of time to read. Well, spinning and preparatory studies leave little time for reading for amusement. But I must stop this lecturing.

"Are you keeping well? Has Nargisbahen lost her headache? The Govt.'s reply regarding her is that I am not to see her. Evidently they think that she is taking an active part in politics or that she suffers from contamination."

"તમારા કાગળથી આનંદ થયો. જાલભાઈએ મને લખવાની તસ્દી ન લેવી જોઈએ. એ તો તમો નર્સનું કામ છે. બીમાર તો ખાય, ઊંઘે, વાંધાવચકા કાઢે અને દમદાટી દે. છેલ્લી બે વસ્તુઓ ન કરે એ તો દેવ કહેવાય. હું આશા રાખું છું એને ઘોડીઓ નહીં રાખવી પડે.

"બીજાને માટે પુસ્તકો પસંદ કરવામાં હું તો તદ્દન નકામો છું. ખરું વાંચવાનું તો આ જીવનનું પુસ્તક છે. અને તે તો તમે થોડુંઘણું વાંચો જ છો. બીજાં પુસ્તકો તો જેમને કાંઈ કામ ન હોય તેમને વિનોદ અર્થે છે. કોઈને એમ લાગે કે અહીં અમને વાંચવાનો બહુ વખત મળતો હશે. પણ કાંતવાનું અને તૈયારી માટેનો અભ્યાસ એ આડે વિનોદને અર્થે વાંચવાનો વખત જ નથી મળતો. પણ મારે મારું ભાષણ બંધ કરવું જોઈએ.

"તમારી તબિયત સારી રહે છે ના? નરગીસબહેનનું માથું દુખવાનું મટ્યું? એમની બાબતમાં સરકારનો જવાબ આવ્યો છે કે એમને હું ન મળી શકું. સરકાર જરૂર એમ ધારતી હશે કે એ રાજદ્વારી બાબતમાં સક્રિય રસ લે છે અથવા એનો ચેપ એને લાગ્યો છે."

મૌનવારે લખવાના ઘણાખરા કાગળો અગત્યના અથવા જે પોતે જ લખવા જોઈએ, પોતાના અક્ષરથી ખાસ આશ્વાસન આપી શકાય એવાં પાત્રોને માટે જ હોય છે. ડો. મહેતાની સાથેનો પોતાનો ગાઢ સંબંધ એટલે એના પુત્રના ઉત્કર્ષમાં પિતાના કરતાં પણ વધારે રસ લઈને ડૉક્ટર પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરી રહ્યા છે. એક પિતા આથી વધુ પોતાના પરદેશ જઈ પહોંચેલા પુત્રને લખે? "વેનિસથી તારો કાગળ મળ્યો છે. સ્ટીમરમાં

વખત કેવી રીતે ગાળ્યો, રસ્તામાં શું જોયું, શું ખરચ કર્યું વગેરે લખે તો તારી વર્ણન કરવાની શક્તિની અને સાદાઈના તારા ખ્યાલની મને ખબર પડે. . . . ફરવાહરવાની કસરત કરીને શરીર ખૂબ કઠણ કરજે. પોતાથી થઈ શકે તે કામ બીજા પાસે ન કરાવીશ. પગપાળા જઈ શકાય ત્યાં વાહનનો ઉપયોગ ન કરજે. શરીરમાં ગરમી કસરતથી લાવજે, સગડી પાસે બેસીને નહીં. . . .

"દાક્તરને કાગળ નિયમિત રીતે લખજે. તેને હિસાબ મોકલજે. પોતાનાં દીકરાદીકરીના કાગળથી માબાપ કદી ધરાતાં નથી તે યાદ રાખજે. ઝીણામાં ઝીણી તારી ખબર આવશે એ તેને ગમશે. દાક્તરની નજર તારી ઉપર છે તેને સંતોષજે."

દાઊદભાઈ આશ્રમમાં રહી ગયેલા. એના કલ્યાણમાં પણ એટલો જ રસ. "તમારો કાગળ ભલે આવ્યો. ખરાબ વિચારો ને વૃત્તિઓની સામે સિંહની જેમ ઝૂઝજો. ઝૂઝવું એ આપણો ધર્મ છે. વિજય મળવો એ ઈશ્વરને તાબે છે. આપણો સંતોષ ઝૂઝવામાં જ રહેલો છે. આપણું ઝૂઝવું ખરું હોવું જોઈએ. સત્સંગ કેળવજો. તે કેળવવા સારુ સદ્‌વાચન જોઈએ. મુંબઈ જેવા શહેરમાં સદ્‌વાચન એ સત્સંગ છે. અને મારી દૃષ્ટિએ બહેન નૂરબાનુનાં દર્શન પણ સત્સંગ છે. એ અતિશય નેક અને પવિત્ર બાઈ છે."

લક્ષ્મી — ભાવિ પુત્રવધૂને ગંગાદેવીના દૈવી દેહાંત વિષે લખતાં આશ્રમ એ મરણથી પુનિત થયો એમ જણાવ્યું.

એસ્થરને કાગળમાં:

"Feeling is of the heart. It may easily lead us astray unless we would keep the heart pure. It is like keeping house and everything in it clean. The heart is the source from which knowledge of God springs. If the source is contaminated, every other remedy is useless. And if its purity is assured, nothing else is needed."

"લાગણીનું સ્થાન હૃદયમાં છે. આપણે હૃદય જો શુદ્ધ ન રાખીએ તો લાગણી આપણને આડે રસ્તે લઈ જાય. એ તો ઘર અને તેની અંદરનું બધું ચોખ્ખું રાખવા જેવું છે. હૃદય એ મૂળ છે જ્યાંથી ઈશ્વરના જ્ઞાનનો ઉદ્‌ભવ થાય છે. એ મૂળ જો કલુષિત હોય તો બીજા સઘળા ઉપાય નિષ્ફળ જાય છે. અને જો એ શુદ્ધ હોવાની ખાતરી હોય તો બીજા કશા ઉપાયની જરૂર નથી."

જમણે હાથે આજે બીજા ઘણા કાગળો લખ્યા. અને 'મૃત્યુઓમાંથી મળતો બોધ' નામનો સાપ્તાહિક લેખ આશ્રમને માટે મોકલ્યો. કાગળો પણ ઠીક ઠીક લખાવ્યા.

૩૦-૫-'૩૨

અનેક કાલ્પનિક સમસ્યાઓ ગોઠવી તેના ઉકેલ બાપુની પાસે કઢાવવાની . . .ને ટેવ છે, અને તેના તરફ ભાવ હોવાને લીધે બાપુ લાંબા જવાબો આપે છે. આ વખતે એણે એવા જ તર્કો બળાત્કારમાંથી થતા ગર્ભપાત અથવા આપઘાત વિષે પૂછ્યા અને એને છપાવવાની રજા માગી. તથા દર અઠવાડિયે એવા સવાલ મોકલવાની ધમકી આપી. એટલે એને બાપુએ કડક જવાબ આપ્યો: "મારો અભિપ્રાય એવો છે અને ડૉક્ટરોનું એવું માનવું છે કે કોઈ પણ સ્ત્રી ઉપર કેવળ બળાત્કાર સંભવતો નથી. મરવાની તૈયારી ન હોવાથી સ્ત્રી છેવટે અત્યાચારીના વશમાં આવી જાય છે. પણ જેણે મરણનો ભય સર્વથા છોડ્યો છે તે તો તેની ઉપર બળાત્કાર થઈ શકે તેના પહેલાં મરી મીટે. આ લખવું સહેલું છે, કરવામાં અઘરું છે; તેથી જે સ્ત્રી ખુશીથી અત્યાચારીને વશ નથી થઈ તેની ઉપર બળાત્કાર થયો છે એમ માનવું જ આપણને શોભે. આવી સ્ત્રીને ગર્ભ રહી જાય તો તેનું પતન તે કદી ન કરે. જેની ઉપર બળાત્કાર થયો છે એ કોઈ પણ રીતે નિંદાને પાત્ર છે જ નહીં. એ તો દયાને જ પાત્ર છે. જે સ્ત્રી પોતાની ઉપર થયેલા બળાત્કારને પણ છુપાવવા ઇચ્છે છે, તે સ્ત્રીને ગર્ભપાતનો કે શેનો અધિકાર છે એ કોણ કહી શકે? એવી રીતે ભયભીત થયેલી સ્ત્રી અધિકાર ન હોવા છતાં અધિકાર માની બેસશે અને સ્વેચ્છાએ વર્તશે. બળાત્કાર થઈ ગયા પછી સ્ત્રીને આત્મહત્યા કરવાનો મુદ્દલ અધિકાર નથી, આત્મહત્યા કરવાની કશી આવશ્યકતા પણ નથી.

"મારા જવાબો જે તમને મળે અથવા બીજાને લખું એ જેલમાંથી લખાયેલા હોઈ તે પ્રગટ નહીં થવા જોઈએ. અહીંથી હું અનેક પત્રો લખું છું તે પ્રગટ થયા કરતા હોય તો મુદ્દલ શોભે નહીં. સરકાર કદાચ એવી રીતે પ્રગટ થતા બધા પત્રો સહન પણ કરી લે, તોયે સત્યાગ્રહી એ પ્રમાણે છૂટ ન લઈ શકે. સત્યાગ્રહીને કેટલીક મર્યાદા પોતાની મેળે પાળવાની હોય છે, એવી આ છે. મારા વિચારોને સાંભળવાને કે ઝીલવાને જગત અધીરું નથી. હોય તોયે આવે સમયે ધીરજ રાખવી ઘટે છે. હું પોતે મારા અભિપ્રાયોની કિંમત એવી મોટી આંકતો પણ નથી. આજે અપાયેલા અભિપ્રાયો આવતી કાલે હું ન બદલું એવું પણ દરેક અભિપ્રાયને વિષે કહી ન શકાય. તમારા જેવાને હું અંગત જવાબ આપું તેમાં મને હરકત

ન લાગે. મારો સ્વભાવ, મારી અપૂર્ણતા વગેરે ધ્યાનમાં રાખીને હું જે અભિપ્રાયો આપું તેની તમારા જેવા તુલના કરે એમ હું માની લઉં.

"હવે તમારા પ્રશ્નો. તમારા કેટલાક પ્રશ્નો ન પૂછવા જેવા હોય છે. જિજ્ઞાસુએ જેની ઉપર શ્રદ્ધા હોય તેની પાસેથી તાત્ત્વિક નિર્ણયો ઓછામાં ઓછા માગવા જોઈએ. કાલ્પનિક શંકાઓનું નિવારણ કદી ન કરાવવું જોઈએ. પોતાને કંઈ પગલું ભરવું હોય તેને વિષે શંકા હોય તે ઉપર પ્રશ્ન અવશ્ય પુછાય. કોઈ બનેલી બીના વિષે પૂછવાનું હોય તે વખતે એ બીના આપવી જોઈએ. એ બીના ઉપરથી સાર્વજનિક પ્રશ્ન કદી ઘડવો ન જોઈએ, કેમ કે એમ પ્રશ્ન ઘટાવવા જતાં મૂળ વસ્તુમાંથી કંઈક ને કંઈક રહી જવાનો સંભવ છે. તેથી સાર્વજનિક પ્રશ્નનો ઉત્તર બનેલી વસ્તુને લાગુ પાડવામાં જોખમ રહેલું છે."

એક માણસે ખ્રિસ્ત અને બુદ્ધનાં પ્રતિકોવાળો કાગળ લખીને જણાવ્યું કે ઈશુ, મહમદ અને બુદ્ધનો એકેશ્વરવાદ એ સામાન્ય ધર્મનો પ્રચાર કરો અને તમે રાજકાજ છોડીને ધર્મપ્રવૃત્તિમાં પડો તો શાંતિ થાય. તેને લખ્યું:

"In my opinion unity will come not by mechanical means but by change of heart and attitude on the part of the leaders of public opinion. I do not conceive religion as one of the many activities of mankind. The same activity may be either governed by the spirit of religion or irreligion. There is no such thing for me therefore as leaving politics for religion. For me every, the tiniest, activity is governed by what I consider to be my religion."

"મારા અભિપ્રાય પ્રમાણે એકતા યાંત્રિક ઉપાયોથી સધાવાની નથી. તે માટે તો લોકનેતાઓના હૃદયનું પરિવર્તન થવું જોઈએ અને તેમનું વલણ બદલાવું જોઈએ. ધર્મને હું માણસની અનેક પ્રવૃત્તિઓમાંની એક ગણતો નથી. એક જ પ્રવૃત્તિ ધર્મવૃત્તિથી ચાલતી હોય અથવા અધર્મવૃત્તિથી પણ ચાલતી હોય. એટલે મારે માટે રાજદ્વારી પ્રવૃત્તિ છોડીને ધર્મની પ્રવૃત્તિ લેવાપણું છે જ નહીં. મારી તો દરેક પ્રવૃત્તિ, નાનામાં નાની પ્રવૃત્તિ પણ, હું જેને મારો ધર્મ માનું છું તેનાથી નિયંત્રિત હોય છે."

કૅનેડાથી એક બાઈ મિસ ગુલચેન લમ્સડન કરીને કાગળ લખે છે કે સર હેનરી લૉરેન્સ અમારે ત્યાં રહ્યા હતા અને તેણે તમારે માટે કહ્યું કે:

"A strange story of how he met you in Poona and how you had rooms looking out on a lonely orchard and you were then reading Gibbon's 'Decline and Fall of the Roman

Empire' and were working at your spinning wheel—in fact he made out that you were very happy and comfortable. I said it sounded like a fairy tale and was too good to be true. Sir Henry asked me to write and ask you to confirm the account of your first meeting 10 years ago unless, said Sir H. Lawrence, Mr. Gandhi's memory is failing, for you must remember that he is 62. I am sure your memory is not failing, that is why I am writing to ask you whether in this matter Sir H. L. is a comparatively truthful man."

"હું ગાંધીને પૂનામાં મળેલો, આગળ એકાંત બગીચાવાળી ઓરડીમાં એમને રાખવામાં આવેલા. ગિબનનું 'રોમન સામ્રાજ્યનો અસ્ત અને વિનાશ' પુસ્તક એ વાંચતા, અને કાંતતા.

"અમારી આગળ એવું બતાવવાનો એમણે પ્રયત્ન કરેલો કે આપ બહુ આનંદમાં હતા. મેં કહ્યું કે આ તો પરીની વાત જેવું લાગે છે અને ગળે ઊતરતું નથી. ત્યારે સર હેનરીએ મને કહ્યું કે તમે લખીને પુછાવી જુઓ કે દશ વરસ પહેલાંની મુલાકાતની આ હકીકત સાચી છે કે નહીં. પણ ગાંધીની સ્મરણશક્તિ મંદ પડી ગઈ હોય તો જુદી વાત છે, કારણ એમની ઉંમર ૬૨ વર્ષની થઈ છે. મારી તો ખાતરી છે કે આપની સ્મરણશક્તિ મંદ નથી પડી. તેથી આપને પુછાવું છું કે આ બાબતમાં સર હેનરી લોરેન્સની વાત કેટલી સાચી છે?"

આ વિષે બાપુએ એક કાગળ લખાવ્યો. તે વિષે મેં કહ્યું: "આની છાપ એવી પડે છે કે એ માણસની સત્યતા ઉપર આપ શંકા કરો છો." બાપુ કહે: "તો બદલો. કારણ આપણે એવી શંકા કરતા નથી." પછી વલ્લભભાઈ કહે: "એ માણસ ત્યાં પ્રચાર ચલાવી રહ્યો હશે. એ બાઈને લખો કે અહીં તો કાંઈ બગીચા નથી, કેદીઓ છે, વગેરે. અમુક સાલમાં હું અહીં હતો ત્યારે અમુક પુસ્તક વાંચતો હતો અને કાંતતો હતો અને સ્મૃતિ ઓછી થવાનો ડર તો સર હેનરીને હોય કારણ એની ઉંમર મારા કરતાં મોટી છે." મેં કહ્યું: "આવો જવાબ તો બનીડં શો આપે. એ જવાબમાં કુશળતાની છાપ ન પડવી જોઈએ એવો મારો હેતુ હતો." વલ્લભભાઈ તપી ગયા. મેં કહ્યું: "બાપુ કેવો લખે એ જ જોવાનું છે." પછી બાપુએ બીજો કાગળ લખાવ્યો:

"I thank you for your letter. I well remember the visit of sir H. to this prison in 1922 or '23. He is right in his

impression that I then passed my time principally in reading the D. & F. of R. E. and spinning at the wheel. It is also true that he found me quite happy. But there was no lovely orchard then, nor is there now. There were then, as there are now, some tall trees about. The rooms are bare and barred cells of an ordinary Indian prison. As cells they are well lighted and well ventilated. So long therefore as surroundings are concenred, there is no question of my memory betraying me, for at the time of writing I am exactly in the same surroundings as when Sir H. saw me. If therefore his description of them gave you the impression of a fairy tale, it was surely erroneous. Happiness after all is a mental state, and for myself being used now for more than a generation to a hard life I have learnt to detach my happiness from my surroundings."

"તમારા કાગળ માટે આભાર. સર હેનરી સને ૧૯૨૨ અથવા '૨૩માં આ જેલમાં આવેલા. એ વખતની મુલાકાતનું મને સ્પષ્ટ સ્મરણ છે. એમની છાપ ખરી છે કે તે વખતે મારો વખત હું મુખ્યત્વે ગિબનનું 'રોમન સામ્રાજ્યનો અસ્ત અને વિનાશ' એ પુસ્તક વાંચવામાં અને રેંટિયો કાંતવામાં ગાળતો. એ પણ સાચું કે તેમણે મને આનંદમાં જોયેલો. પણ તે વખતે અહીં સુંદર બગીચો ન હતો. આજે પણ નથી. તે વખતે હતાં અને આજે પણ થોડાં ઊંચાં ઝાડ છે ખરાં. અને ઓરડીઓ તો બીજી કશી સગવડ વિનાની હિંદુસ્તાનની સામાન્ય જેલોમાં હોય છે તેવી સળિયાવાળી કોટડીઓ છે. કોટડીઓ તરીકે ઠીક હવાઉજાસવાળી છે. આસપાસના વર્ણન બાબત તો મારી સ્મૃતિ મને દગો દઈ શકે એમ નથી, કારણ આ લખતી વખતે હું જે સ્થળે મને સર હેનરી લોરેન્સ દસ વરસ પહેલાં મળેલા તે સ્થળે જ બેઠેલો છું. એટલે એમણે કરેલા વર્ણન ઉપરથી તમારી ઉપર પરીની વાર્તાની છાપ પડી હોય તો જરૂર એ વર્ણન ભૂલભરેલું છે. અને આનંદ એ તો મનની વસ્તુ છે. હું તો કેટલાંયે વરસોથી કઠણ જીવનથી ટેવાઈ ગયેલો હોવાથી આસપાસની સગવડ–અગવડોને મારા આનંદ સાથે સંબંધ રહેતો નથી."

વિનોબાના ભાઈ ભાઉને કાગળમાં લખ્યું: "જીવિત લોગોંકી મૂર્તિકા ધ્યાન અચ્છી બાત નહીં હૈ. જિસકા ધ્યાન કરેં ઉસમેં પૂર્ણતાકા આરોપણ હોતા હૈ. હોના ચાહિયે. જીવિતોંમેં કિસીકો પૂર્ણ ન કહા જાય. રામાયણાદિમેં જો ચિત્ર આતે હૈં વે અચ્છે નહીં હોતે હૈં. કિંતુ મૂર્તિકી આવશ્યકતા

ક્યોં? ઈશ્વર નિરાકાર નિર્ગુણ હૈ. ઉસકા ધ્યાન ક્યોં ન કરેં? યદિ યહ અશક્ય હૈ તો ઓંકારકા ધ્યાન કિયા જાય. અથવા અપની કલ્પનાકી મૂર્તિકા. ગીતા માતાકા હી ધ્યાન ક્યોં નહીં? ઉસે કામધેનુકી ઉપમા દી હૈ. ઇસ ધેનુકા ધ્યાન કિયા જાય. ઔર ઇસમેં બહુત અર્થ પાયે જાતે હૈં. વૈસે ભી જીવિતોંકી મૂર્તિયોંકા ધ્યાન હાનિકર હો સકતા હૈ. ઇસલિયે ત્યાજ્ય સમઝો."

એક આશ્રમનો બાળક લખે છે: "તમે વિલાયતનું વર્ણન કેમ નથી આપતા?" તેને લખ્યું: "લંડન બહુ મોટું શહેર છે. તેમાં ચીમનીઓ ઘણી છે. તેથી બધું કાળું થઈ જાય, કશું સફેદ રહી જ ન શકે. સૂર્યનાં દર્શન દોહ્યલાં છે. ત્યાં લોકો આપણા કરતાં વધારે ઉદ્યમી હોય છે. ત્યાંના રસ્તા ઘણા સાફ હોય છે."

હવે કોક 'ડરની મેયો જાગી છે, પેટ્રિશિયા કેન્ડેલ નામની. એ લંડનના લોકોને સમજાવે છે કે,

"Gandhi is a waning star. Policy of Lord Willingdon is justified. Gandhi's followers disillusioned. Visited jails and found standard of living in prisons far higher than of natives outside; and Lady Willingdon is extremely popular and princes are popular too."

"ગાંધી હવે આથમતો સિતારો છે. લૉર્ડ વિલિંગ્ડનની નીતિ સાચી ઠરી છે. ગાંધીના અનુયાયીઓનો ભ્રમ ભાંગી ગયો છે. જેલોની મુલાકાત લીધી. બહારના દેશી લોકોના જીવનધોરણ કરતાં જેલમાંનું ધોરણ બહુ ઊંચું છે. લેડી વિલિંગ્ડન અતિશય લોકપ્રિય છે અને રાજાઓ પણ."

આ 'હિંદુ'માં રૉઇટરની વિમાની ટપાલમાં હતું. 'ટાઇમ્સ'માં નથી આવ્યું. બાપુ કહે: "'ટાઇમ્સ'ને છાપતાં શરમ આવી હશે." વલ્લભભાઈ: "શરમ તો શેની આવે? એ આમાં ભળેલું હોય ને?" બાપુ કહે: "એ આમાં ભળેલું હોય છતાંયે એટલું ઉઘાડું છે કે એ અહીં છાપતાં શરમ આવે. એ તો કોઈ વિલિંગ્ડન સાહેબે ઊભી કરેલી બાઈ છે."

બનારસમાં સ્ત્રીઓ ઉપર થયેલા હુમલા વિષે સરકારી યાદી વાંચીને ખેદ થયો. એમાં પંડિતજી ઉપર આક્ષેપો છે. "સ્ત્રીઓ ઉપર હુમલો થયો છે પણ જેને પંડિતજી આબરૂદાર કહે છે તે સ્ત્રીઓ કાં તો રખાતો છે, કાં તો સાધન વિનાની વિધવાઓ છે, કાં તો ભાડૂતી સ્વયંસેવિકાઓ છે. પંડિતજીએ આ બાબતમાં ભારે છક્કડ ખાધી કહેવાય. આનો જવાબ આપી ભૂલ કબૂલ કરશે પંડિતજી?"

મુંબઈમાં રમખાણો હજી ચાલે છે એમાં કાતિલ અને હિચકારા હુમલા થયાની ખબરો આવ્યાં કરે છે. બાપુ કહે: "જે વસ્તુથી મને ખૂબ આઘાત પહોંચે છે તે વસ્તુઓ સાંભળીને હું

૩૧-૫-'૩૨

જાણે રાજી થાઉં છું. કારણ કચરો બધો તરી આવી રહ્યો છે. જાણે કોઈ મોટી ચાળણી લઈને બેઠો હોય અને કચરો કાઢયે જ જતો હોય એમ થઈ રહ્યું છે."

આજે આવેલી ટપાલમાં કેટલાક નાદાન અને બાલિશ પ્રશ્નોમાં એક એ હતો કે આપણું ત્રણ મણનું શરીર લઈને આપણે ધરતી ઉપર ચાલીએ અને અનેક કીડીઓ ચગદાઈ જાય એ હિંસા શી રીતે અટકાવીએ? વલ્લભભાઈએ તુરત કહ્યું: "એને લખોની કે પગ માથા ઉપર રાખીને ચાલે."

કલેક્ટર પોતાની નિયમિત મુલાકાત પર આવ્યો હતો. આવો વિવેકવાળો અંગ્રેજ અમલદાર હજી મેં જોયો નથી (પેરીને બાદ કરતાં). ખુરશી ઉપર બાપુને અને વલ્લભભાઈને બેસાડીને પોતે બેઠો. બીજી ખુરશી ઉપર બિલાડી બચ્ચાંને ધવરાવતી નિરાંતે સૂતી હતી એટલે મને સામા સ્ટૂલ ઉપર બેસાડ્યો, છતાં જેલર તો ઊભા હતા એટલે બીજી ખુરશી માગી. તે આવી એટલે જેલરને આગ્રહપૂર્વક બેસાડ્યો. આવતાં અમને ત્રણેને શેકહૅન્ડ કરી. જતાં પણ કરી. બાપુને કહે: "તમને ખબર તો શું આપું? તોફાનોની ખબર તે તમને આપવાની હોય? બહુ દુઃખદ વસ્તુ છે. પૂનામાં પણ છમકલું થયું. એક હિંદુની મૂર્ખાઈ હતી. એક પીરને રંગીને હિંદુ સમાધિનું રૂપ આપવા પ્રયત્ન કર્યો હતો. પણ મેં તે તુરત દાબી દીધું, અને એ વાત પણ ફેલાતી અટકાવી છે. મુંબઈમાં જે બની રહ્યું છે તેથી ત્રાસ છૂટે છે અને હવે તો કેવળ લોહી પીવાની વાત જ ચાલી રહી છે. આવી ખબર તમને આપવાની ન હોય પણ શું કરું? હવે આગળ ન ચાલે અને અહીં કાંઈ ન થાય એવી આશા આપણે રાખીએ. તમારે માટે હું કાંઈ કરી શકું?" બાપુ કહે: "ના, આભાર." "ખરેખર હું કાંઈ જ સેવા કરી શકું તેમ નથી? ભલે ત્યારે સલામ." એ માણસના મોઢા ઉપર અજબ ભલમનસાઈ હતી.

* * *

બાપુ એક પાટલાનો તકિયો કરીને બેસે છે. ઘણી વાર એ પાટલો દીવાલની સાથે સીધો અડીંગીને રાખે છે. ખૂણો કરીને નહીં. મેં કહ્યું: "બાપુ ખૂણો કરીને રાખ્યો હોય તો પડ્યાં નહીં કરે અને જરા આરામ લાગે." બાપુ કહે: "એ તો આરામ લાગે. પણ ખરી ખૂબી સીધો રાખવામાં જ છે. કેડ અને કરોડ તેથી સીધી રહે, નહીં તો વળી જાય. એવો નિયમ

છે કે એક વસ્તુ સીધી રાખો એટલે એની મેળે બધીને સીધા થવું પડશે, અને એક બાબત વાંકી રાખી કે પછી અનેક વાંક ઘૂસવાના."

રોમે રોલાંનું રામકૃષ્ણનું જીવનચરિત્ર વાંચી ગયો. એ માણસની અગાધ કલ્પનાશક્તિ અને ઉચ્ચ ભાવનાને ધન્ય છે. સ્વિટ્ઝર્લૅંડના

૧-૬-'૩૨

ગામડામાં બેઠાં બેઠાં અંગ્રેજી પુસ્તકો અને બંગાળીનાં અંગ્રેજી ભાષાંતરોનું ફ્રેન્ચ ભાષાંતર કરાવી તે સમજીને બે વર્ષની મહેનત આખરે હિંદીને શરમાવે એવું પુસ્તક બહાર પાડ્યું છે. રામમોહન રાયથી માંડીને તે રામકૃષ્ણ અને વિવેકાનંદ સુધીના રાષ્ટ્રીય ધર્મોત્થાનનો ઇતિહાસ અપૂર્વ શક્તિથી એણે આપ્યો છે. અને એ માણસની ભારતને માટેની ભક્તિ પાને પાને પ્રગટ થાય છે. એ ઉપરાંત ભારતના અધ્યાત્મમાર્ગને માટેનું એનું આકર્ષણ અને એની ગલીકૂંચી સમજવાની એની પહોંચ પણ જ્યાં ત્યાં નજરે પડે છે. તોતાપુરીની સાથેનો પરમહંસનો સંબંધ તથા કેશવચંદ્ર સેન સાથેનો સંબંધ બહુ જ તલસ્પર્શિતાથી વર્ણવ્યો છે.

વલ્લભભાઈને એ પુસ્તક વાંચવાની ભલામણ કરતાં મેં કહ્યું: "કાંઈ નહીં તો તમને રાણકૃષ્ણ પરમહંસની મીઠી મજાકો અને વિનોદોમાં કાંઈક તમારી સાથે સામ્ય જણાશે, — જેને રોલાં કટાક્ષમય વિનોદ કહે છે તેમાં. દાખલા તરીકે બ્રાહ્મોસમાજીઓએ અહર્નિશ ઈશ્વરને યાદ કરવાનું **ભજન** ગાયું ત્યારે રામકૃષ્ણે કહ્યું: "આમ જૂઠું કાં બોલો? દિવસમાં બે વખત ભજીએ છીએ એમ કહોને! ભગવાનને કાં છેતરો?" વળી બ્રાહ્મોસમાજીઓ પોતાને મૂર્તિપૂજાથી અસ્પૃષ્ટ રહેલા હોવાનું અભિમાન ધરતા તેને રામકૃષ્ણે કટાક્ષથી કહ્યું: "તમે એના અનેક ગુણો ગણાવો છો. પણ શા માટે એ બધા આંકડા ગણાવો? કોઈ દીકરો બાપને કહેતો હશે કે તમારી પાસે આટલાં ઘર છે, વાડી છે, ઘોડા છે?" આ બધા કટાક્ષો જાણે વલ્લભભાઈ શૈલીના છે.

રામકૃષ્ણની આધ્યાત્મિક અને શારીરિક અતિસૂક્ષ્મ લાગણીના બે દાખલા એ આપ્યા છે કે ઊંઘમાં પણ દ્રવ્યનો અને સુવર્ણનો સ્પર્શ એમને આગ જેવો લાગતો. તેમ જ દુષ્ટ માણસનો સ્પર્શ તેમને સર્પ સમાન લાગતો અને એ બૂમ પાડી ઊઠતા. મેં બાપુને એ વિષે પૂછ્યું. બાપુ કહે: "એ સ્વાભાવિક છે, પણ એ તું કહે છે તેમ આત્મશુદ્ધિની પરાકાષ્ઠા બતાવનારી વસ્તુ નથી. એક વસ્તુને વિષે તિરસ્કાર એવો કેળવી શકાય કે ઊંઘમાં પણ એનો સ્પર્શ થાય તો માણસ ચોંકે. અને ખરાબ માણસના સ્પર્શથી એ ચોંકતા એ તો

મને વિરોધવાળું લાગે છે. કારણ કે એ તો બધામાં ભગવાનને જોતા. ખરાબ માણસ તરફ તેમને તિરસ્કાર તો હોય જ નહીં. વાત એ છે કે આપણે તો એવા મહાપુરુષોની મહત્તા સંઘરવી. એને વિષે બીજાને અનુભવો થયા હોય તે આપણને નયે થાય. પણ એણે અનેકને ઉગાર્યા એ વાત આપણે સંઘરવા જેવી છે અને સમજવા જેવી છે."

નિવેદિતાની વાત નીકળતાં બાપુ કહે: "હું ભૂલી જ નથી શકતો કે મારી પ્રથમ મુલાકાતમાં એણે અંગ્રેજો માટે અતિશય તિરસ્કારનાં અને દ્વેષનાં વચનો કહ્યાં હતાં. મારી છાપ કાંઈક ભભકાની પડી હતી પણ બીજા અનેક જણ કહે છે કે એ તો ગરીબમાં ગરીબ ભંગીઓના લત્તામાં રહેનારી હતી એટલે એ પુરાવો મારે માટે બસ છે. બીજી એક વાર પાદશાહને ત્યાં મળ્યાં હતાં. ત્યાં પાદશાહની ઘરડી માએ એક કટાક્ષ કરેલું યાદ રહ્યું છે. એ બાઈને કહોની કે તેં તારો ધર્મ ત્યજ્યો છે, તે તું મને શું મારા ધર્મનું સમજાવવાની હતી?"

૨-૬-'૩૨

આજે ૭મા અધ્યાયમાંથી 'अव्यक्तं व्यक्तिमापन्नं'વાળો શ્લોક અને ૧૨મા અધ્યાયના વ્યક્તોપાસનના ઉપર ભાર મૂકનારા શ્લોકની વચ્ચેના વિરોધ વિષે બાપુનું ધ્યાન ખેંચ્યું. બાપુ કહે: "આવા વિરોધો તો ગીતામાં ઘણેય ઠેકાણે છે. એનો સમન્વય એમ સમજીને કરવો રહ્યો કે એક વાર અમુક ઉપર ભાર મૂકવામાં આવ્યો છે, બીજી વાર બીજી વાતની ઉપર. ૧૨મામાં અવ્યક્તોપાસનાનો નિષેધ તો નથી જ. માત્ર તેની કઠિનતા સૂચવી છે." મેં પૂછ્યું: "તમે ભાઉને કાગળ લખ્યો તેમાં તો તેને કહ્યું તારે વ્યક્તની ઉપાસનાને બદલે અવ્યક્તની કરવી?" બાપુ કહે: "કારણ એ જીવતાનું ધ્યાન ધરે છે એ બરોબર નથી. જીવતો કોઈ માણસ પૂર્ણ જ નથી. ગીતામાં મૂર્તિપૂજાનો ઉલ્લેખ હોય તો તે અવતારોની પૂજાનો." મેં કહ્યું: "ત્યારે પણ અવતારો તે કોણ? સાચી મૂર્તિઓ આપણી પાસે ક્યાં છે?" બાપુ કહે: "માટે જ હું કહું છું ના, કે આપણી કલ્પનાના અવતારોને પૂજી શકીએ છીએ. રવિવર્માનાં ચિત્રોનું ધ્યાન ધરવાનો પણ નિષેધ છે, એમ હું નહીં કહું. ભાવના એ મુખ્ય વસ્તુ છે."

શાક્તમાર્ગ ઉપર કાલે વાત નીકળી હતી. ત્યારે કહે: "ઇન્દુલાલ અહીં હતા ત્યારે વૂડરોફની ચોપડી લાવેલા તે વાંચવાની કહી. એમાં કેટલોક ભાગ એટલો બધો ભૂંડો અને બીભત્સ આવ્યો કે હું ન વાંચી શક્યો. નાચની વાત આવી ત્યાં હું ડરી જ ગયો અને પુસ્તક છોડ્યું. એ જ સ્થિતિ

ગીતગોવિંદ વાંચતાં થયેલી. એનું ભાષાંતર અને એની ઉપર પાછું ટિપ્પણ વાંચતાં થયું કે એ વાંચવાનો પ્રયત્ન કરવો તે મિથ્યા છે."

આજે 'યેલ રિવ્યુ'માં લાસ્કીનો આવેલો એક લેખ ગોળમેજી વખતની મુસલમાનોની અવળચંડાઈ સરસ રીતે ખુલ્લી પાડે છે. એ વાંચી સંભળાવવામાં આવતાં બાપુ કહે: "સેંકીનું પોલાપણું લાસ્કી સમજી ગયો લાગે છે. મને આનંદ થાય છે કે એની અને બીજાઓની આંખ ઉઘાડનાર હું જ હતો. કારણ સેંકી વિષેનો મારો અભિપ્રાય મેં કદી ઢાંક્યો જ નથી."

મેં પૂછ્યું: "બાપુ, સેંકીના કાગળનો જવાબ હવે આવવો જોઈએ."

બાપુ: "કયો કાગળ?"

"એના લેખ વિષે આપે લખેલો તે."

"વળી એને કાગળ ક્યારે લખ્યો?"

વલ્લભભાઈ: "અરે, બાપુ આમ ભૂલી જશો તો કેમ ચાલશે? હજી આપણે સ્વરાજ લેવું છે ને!"

પછી મેં કાગળની યાદ આપી. કેટલીક વિગત આપી ત્યારે બાપુ કહે: "હવે કંઈક ઝાખું સ્મરણ થાય છે."

આવી વસ્તુ બાપુ ભૂલ્યાનો આ પહેલો દાખલો મારા જાણવામાં આવે છે. બીજી કેટલીક બાબતો સાવ ભૂલી ગયાના દાખલા જાણું છું, પણ આને હું મહત્ત્વનો ગણું. મેં રાત્રે સૂતી વખતે પૂછ્યું: "બાપુ, તમને નાની વસ્તુઓ એવી યાદ રહે છે કે મને ઘણી વાર આશ્ચર્ય થાય છે. ત્યારે આવી મોટી વાત, જે કાગળ આટલી બધી ચર્ચા અને વિચાર પછી આપે લખેલો તે આપ કેમ ભૂલી જાઓ? આજે જ આપે કહ્યું દાઊદને કાગળ લખેલો તે ફલાણાના કાગળમાં બીડ્યો હતો. એ આપને યાદ રહે અને આ ભુલાય એ વિસ્મય પમાડે છે."

બાપુ: "એવું મારે વિષે બન્યું છે, એનું કારણ એ કે આ બન્ને નાનકડા કાગળોની મારી પાસે કિંમત જુદી જુદી હતી. જેમાં કોઈ માણસનું કલ્યાણ સમાયેલું હોય એ વાત હું કદી ન ભૂલું."

હું: "હા, સ્મૃતિની વ્યાખ્યા તો એ જ ના કે જે યાદ રાખવાની જરૂર હોય તે યાદ રાખવાની અને બાકીનું ભૂલી જવાની શક્તિ."

બાપુ: "હા, સેંકીના કાગળને મેં એવી અગત્ય આપી જ નહોતી. એ લખાયો ને ભુલાયો. બાકી દાઊદનો કાગળ યાદ રહ્યો. કારણ એમાં એક મનુષ્યના ઊંડા હિતની વાત રહેલી. સેંકીને તો હું લખાવીને ભૂલી ગયો. સાચી વાત એ છે કે મોટી લાગતી ચીજો મને મોટી નથી લાગતી અને નાની મોટી થઈ જાય છે. મહાભારત લાગતાં કામો મને મહાભારત લાગ્યાં

જ નથી. ચંપારણથી માંડીને તે આજ સુધી બધાં કામો હું શોધવા ન ગયેલો પણ મારા ખોળામાં આવી પડચાં જાણે. અને એમ જ ચાલ્યું જાય છે. ભગવાન નભાવ્યે જાય છે.''

અહીંના રક્તપિત્તિયા વૉર્ડમાં શ્રી. પરચૂરે શાસ્ત્રી છે. તેને મળવાનો બાપુએ પ્રયત્ન કર્યો હતો. પણ રક્તપિત્તના રોગીને બીજાને

૩–૬–'૩૨

મળવા દેતા નથી એટલે ન મળી શકાયું. પણ બાપુ તો તેનો અનેક વાર વિચાર કરતા હતા જ. એક દિવસ એની તબિયતની ખબર પૂછવાને અર્થે એક કાગળ લખ્યો. તેનો સુંદર જવાબ આવ્યો. એ આખો મનનીય છે અને પાવક છે:

"પૂજ્યપાદ શ્રી બાપુજી ચરણકમલાભ્યાં નતિતતયો વિલસન્તુ,

"આપકા કૃપાકટાક્ષપરિપૂરિત પત્ર દેખકર અંતઃપ્રસાદ મિલા હૈ. યહી રામપ્રભુકા અનુગ્રહ હૈ, ઐસી મેરી શ્રદ્ધા હૈ. હરોલિકર ઔર મૈં નિશ્ચિંત હું. અભિતક અવયવભંગાદિ વિકલતા નહીં હૈ. મેરા વિશ્વાસ, આસન, પ્રાણાયામ, ધૌતી, નેતી, બસ્તિ આદિ ક્રિયા ઔર હવિષ્યાન્ન સેવન ઇસ દ્વારા રોગ હઠાનેકા ઔર પૂર્ણપરિહારકા સાધનો પર અનુભવ કે અનુસાર બઢ રહા હૈ. મેરી સજા એક સાલ અધિક દો માસકી હૈ. હરોલીકરકી સાત માસ — અબ દો માસ બાકી હૈ. આપકે ચરણસેવામેં હરોલીકરકા પ્રણિપાત. સરદારજી ઔર મહાદેવભાઈ વિષે હમારા દોનોંકા પ્રણામ.

"ગીતોપનિષદ, ભાષ્યાદિ, વેદાન્ત પરિશીલન, આસન, ધ્યાન, ભજન, ઔર પ્રતિદિન ૫૦૦ વાર કાંતનેકા નિયમિત યહી કર્મસે મેરા કાલ આનંદસે વ્યતીત હોતા હૈ. એક હી ચિંતા હૈ કિ મેરી પત્ની ઉન્માદ ઔર મૂર્છના રોગસે પીડિત હોકર રુગ્ણશૈયા પર પડી હુઈ કે કારણ પૂની ઔર પુસ્તક મિલનેકી અશકચતા હૈ. પૂનીસંગ્રહ મેરે પાસ બહુત થોડા હૈ. કાંતનેકા વ્રતભંગ પ્રસંગ શ્રી રામકૃપાસે કિસી તરહસે પરિહૃત હોગા. ન માલૂમ કુષ્ટવ્યાધિકે કારણ જેલકા ગ્રંથસંગ્રહ હમલોગોંકે બાસ્તે બંદ હી હૈ. પુસ્તક અગર પૂની ભેજનેવાલા દૂસરા કોઈ સહાયક નહીં હૈ. મેરે ખ્યાલમેં સત્યાગ્રહી ઔર મુમુક્ષુ એક હી હૈ. કિન્તુ "सहनं सर्वदुःखानां अप्रतिकारपूर्वकं, चिंताविलापरहितं, सा तितिक्षा निगद्यते." ઇસ તરહકી સહનશક્તિ વિના યજ્ઞકર્મ અસાધ્ય હૈ. અદ્યાવધિ મેરે લિયે ઇસ વ્યાધિજર્જર અવસ્થામેં રસ્તા–નાલા–મેલા સાફ સફાઈ ઔર કતાઈ વે યજ્ઞાર્થ માર્ગદ્વય કેવલ પરમેશકૃપાસે ખૂલે હૈં. યહી હીન જીવન મૃતવત્, ભારભૂત,

ઔર વિશ્વભયપ્રદ હૈ. ઐસા સબ સજ્જનોંકા ઔર શ્રુતિયોંકા સમન્વય-પૂર્વક અભિપ્રાય મેં સમજતા હૂં. આપકા હી ઐસા દૃઢ વિશ્વાસ સત્યપૂત વાણીસે ઔર લેખનીસે બહુ વાર પ્રગટ હૂઆ હૈ. સંશય નિરાસાર્થ મૈં એક પ્રશ્ન પૂછતા હૂં કિ યદિ નાના વ્યાધિસે કિસી વ્યક્તિકા શરીર યજ્ઞકર્મકે લિયે સર્વથૈવ અસમર્થ હો જાય તો '**अप्रतिसमाधेय व्याधिनां जलादिप्रवेशेन प्राणत्यागः**' ઇત્યાદિ શ્રુતિશાસ્ત્રાનુસાર પ્રાયોપવેશનાદિ દ્વારા શરીરત્યાગ શ્રેયસ્કર કિંવા પ્રાણધારણ? તૂટીફૂટી હિંદી ભાષા વિષયક સ્ખલન માફ કીજીએ. પ્રિય સુહૃદ કાકાસાહેબ કૈસી હાલત હૈ? ન જાને. બન્દે માતરમ્.

તપોવનમ્ ૩૧–૫–'૩૨

ભવદીય કૃપાભિલાષી

દત્તાત્રેય વાસુદેવ પરચૂરે"

બાપુએ આ પત્રનો સાર લઈને એના ઉપર આશ્રમને માટે સાપ્તાહિક લેખ લખ્યો અને શાસ્ત્રીજીને આ પ્રમાણે કાગળ લખ્યો: "તુમ્હારા પત્ર પઢકર હમ તીનોંકો બહોત આનંદ હુઆ. મૈં કૈસા મૂર્ખ હરેલીકરકો હુકેરિકર માન લિયા. નામ ઔર ચેહરા યાદ રખનેમેં મૈં બહોત મંદ હૂઁ. આપ લોગ આનંદસે વ્યાધિ સહન કર લેતે હૈં યહ જાનકર મુઝે બડા હર્ષ હોતા હૈ. આપ લોગોંસે મૈં યહી આશા કરતા થા.

"તુમ્હારી પત્નીકે વ્યાધિકા સુનકર દુઃખ હોતા હૈ. ઉનકી સેવામેં કોઈ રહતે હૈં? માતપિતા હૈં? પૂનીકી એક પુડી ભેજતા હૂઁ. મહાદેવને યહાઁ બનાઈ હૈં. હમારે પાસ હમેશાં કાફીસે જ્યાદા ભંડાર રહતા હૈ, ઇસલિયે મંગાનેમેં સંકોચ નહીં રખના. પુસ્તક કૌનસે ચાહિયે? યહ ભી બતા દો. મૈં મંગવાનેકી કોશિશ કરૂંગા.

"પ્રાણત્યાગકે બારેમેં જો કથન લિખા હૈ વહ કિસી ગ્રંથમેં હૈ? ઇસ બારેમેં મેરા અભિપ્રાય યહ હૈ: જિસકો અસાધ્ય રોગ હૈ, જો દૂસરોંકી સેવા લેકર હી જીતા રહતા હૈ ઔર જો કુછ ભી સેવા નહીં કરતા ઉસે પ્રાણ-ત્યાગકા અધિકાર હૈ. ડૂબકર મરનેસે પૂર્ણ અનશન કરકે પ્રાણત્યાગ કરના બહોત જ્યાદા અચ્છા પ્રતીત હોતા હૈ. અનશનમેં મનુષ્યકી દૃઢતાકી પરીક્ષા હોતી હૈ ઔર અપના વિચાર બદલનેકો ભી સ્થાન રહતા હૈ. રખના ઉચિત ઔર આવશ્યક લગતા હૈ. પરંતુ જહાઁ તક ઐસા મનુષ્ય કુછ ભી સેવા કર સકતા હૈ, વહાઁ તક ઉસે પ્રાણત્યાગ કરના અનુચિત હૈ. યદ્યપિ યજ્ઞમેં શારીરિક ક્રિયા એક બડા ઔર આવશ્યક અંગ હૈ તદપિ અશક્તિ કે કારણ શરીરસે કુછ ભી ન બન સકે તો માનસિક યજ્ઞ સર્વથા નિરર્થક નહીં હૈ. મનુષ્ય અપને શુદ્ધ વિચારસે ભી સેવા કર સકતા હૈ.

સલાહ, ઇત્યાદિસે ભી કર સકતા હૈ. વિશુદ્ધ ચિત્તકે વિચાર હી કાર્ય હૈ; ઔર મહત્ પરિણામ પેદા કરતે હૈં."

કાગળ વાંચીને એના ઉપર લેખ લખાવીને પછી બેચાર મિનિટ જોયા કીધો, અને ઊંડા વિચારમાં પડ્યા. અને પછી બોલ્યા: "પરચૂરે શાસ્ત્રી જેવા માણસને આ રોગ ક્યાંથી?"

આજે લોથિયન કમિટીના રિપોર્ટનો સાર બહાર પડ્યો. બાપુ અસ્પૃશ્યો વિષેની ભલામણનો સાર સાંભળી કહે: "આ કમિટીએ આટલું તો ઠીક કામ કર્યું જ કહેવાય કે અસ્પૃશ્યતાની વ્યાખ્યા આપી અને અત્યાર સુધી સાત કરોડ તરીકે ગવાતા હતા તેની સંખ્યા ૩॥ કરોડ ઠરાવી. આને માટે કદાચ લોથિયન યશ લઈ શકે. આ વ્યાખ્યા થવાથી હિંદુઓ ધારે તો ક્ષણવારમાં અસ્પૃશ્યોને અપનાવી શકે છે, અને અસ્પૃશ્યોને માટે કહેવાતી બધી માગણીને શાંત કરી દઈ શકે છે."

૪-૬-'૩૨ અસ્પૃશ્યો વિષે વ્યાખ્યા કરવાનો અને તેની સંખ્યા નક્કી કરવાનો યશ લોથિયનને નહીં પણ તાંબે અને ચિંતામણિને ઘટે છે, એમ દેખાય છે. એ લોકોની વિરોધ નોંધમાંથી અસ્પૃશ્યોવાળો ભાગ બાપુને વાંચીને સંભળાવ્યો. બાપુ કહે: "ઉત્તમ છે. અસ્પૃશ્યોને અલગ મતમંડળ આપવામાં આવે તો એ તો એક બદમાશીનું કામ થશે. માણસ સ્વાર્થી થાય એ સમજી શકાય છે. પણ આખી પ્રજાને સ્વાર્થાંધ કરવાનો ભારે પ્રયત્ન આજે થઈ રહ્યો છે. વીલીઅર્સે અંગ્રેજો અને મુસલમાનોના સંપની વાતો કરી હતી, તેને આપણે વિલાયતમાં જોયો. તેવી જ વાત મુંબઈમાં થયાનું સાંભળીએ છીએ. ચિત્તાગોંગમાં પણ એ જ હતું."

* * *

સ્ત્રીઓના કાગળો આ વખતે આવ્યા તેમાં બહેન ઉમા કુંદાપુરનો કાગળ બહુ સુંદર હતો. "૧૯૬ બહેનોનો સંગ છોડીને જવું પડે છે તે દુ:ખ થાય છે. આટલા પ્રાંતની આટલી બધી બહેનોનું આ દર્શન જાણે હિંદુસ્તાનનું દર્શન કરાવે છે. એ બહેનોની સાથે સુખરૂપ ગાળેલા દિવસો હંમેશાં યાદ આવશે. અહીં હતી ત્યારે આપના કાગળો આવતા તે જોવાના મળતા, બહાર જઈશ એટલે એ કાગળો પણ જોવાના ન મળે."

* * *

જાલ અ. દા. નવરોજીનો આભારનો કાગળ પંચગનીથી આવ્યો. એ તો મોટી ઘાતમાંથી બચી ગયા કહેવાય. હવે બિછાને છે અને ઘા રૂઝાય

છે. ત્યાં એનું વાચન અને અભ્યાસ ચાલે છે. એક કૂપર નામના માણસે એક નવું હળ બનાવ્યું છે તે ૧૫થી ૧૫૦ ટકા વધારે ઉત્પન્ન કરી આપે એવી શક્તિવાળું છે એવો એનો દાવો છે, એમ જાલે કાગળમાં લખ્યું. તે વિષે બાપુએ લખ્યું :

"If Mr. Cooper's plough is what he claims it to be, I should have no objection to its use, merely because it is a steel plough and therefore the village carpenter will be deprived of a portion of his work. I do not mind the partial deprivation of the carpenter if the plough increases the earning capacity of the farmer. But I have very grave doubts about the claims made by Mr. cooper for the invention. At Sabarmati we have tried almost all improved ploughs manufactured in India and I think even others, but the claims made for each variety have not proved true in the long run. An experienced man has said that the indigenous plough is specially designed for the Indian soil. It conserves the soil, because it ploughs deep enough for the farmer's crops but never deep enough to do damage. Of course I do not claim to understand agriculture. I am simply giving you the testimony of those who have had considerable experience in these matters. What we have to remember is that all improved implements have to meet the peculiar condition of India. There is nothing wrong in an engine plough in itself and it may be a great advantage to a man who owns thousands of acres of land, and has a cracked caky soil, which will not yield under the indigenous plough. What, however we want is an implement that would suit owners of small holdings from one acre to three acres."

"કૂપર પોતાના હળ વિષે જે દાવો કરે છે તે સાચો હોય તો એવું હળ લોખંડનું છે અને ગામડાના સુથારનું એટલું કામ ઓછું થાય એટલા જ કારણસર હું તેની સામે વાંધો ન લઉં. જો ખેડૂતની કમાણી એટલી વધતી હોય તો સુથારનું કામ ભલે એટલું ઓછું થાય. પણ કૂપરે પોતાની શોધને વિષે જે દાવા કર્યા છે તે વિષે મારા મનમાં ભારે શંકાઓ છે. હિંદુસ્તાનમાં તેમ જ બીજે બનેલાં બધી જ જાતનાં સુધરેલાં હળ સાબરમતીમાં વાપરી જોયાં છે અને તેમને વિષે કરવામાં આવેલા દાવા લાંબે ગાળે સાચા નથી પડ્યા. એક અનુભવી માણસે કહ્યું છે કે દેશી

હળની યોજના હિંદુસ્તાનની જમીનને બહુ અનુકૂળ છે. એ જમીનને સાચવે છે. કારણ ખેડૂતના પાક માટે જેટલું જરૂરનું છે તેટલું જ ઊંડું એ ખેડે છે પણ જમીનને નુકસાન થાય એટલું વધારેપડતું ઊંડું એ ખેડતું નથી. અલબત્ત, ખેતી વિષે જાણવાનો હું દાવો નથી કરતો, હું તો આ બાબતનો જેમને અનુભવ છે તેમના પુરાવા જ આપું છું. આપણે એટલું યાદ રાખવું જોઈએ કે સુધારેલાં ઓજારો આપણી ખાસ પરિસ્થિતિને અનુકૂળ હોવાં જોઈએ. એંજિનવાળા હળ સામે એવા હળ તરીકે કશો વાંધો નથી. જેની પાસે હજારો એકર જમીન હોય અને ચિરાડા પડે એવી કઠણ જમીન હોય તેને એ બહુ લાભદાયી થઈ પડે. એવી જમીન દેશી હળથી સારી ન ખેડાય. પરંતુ આપણે તો બે ત્રણ એકરના ખેડૂતને અનુકૂળ થઈ પડે એવાં ઓજારો જોઈએ છે."

"જાલે greatest good of the greatest number (મોટામાં મોટી સંખ્યાનું વધારેમાં વધારે કલ્યાણ)ના સિદ્ધાંતનો પણ કાંઈક ઉલ્લેખ કર્યો હતો તે વિષે બાપુએ લખ્યું :

"I do not believe in the doctrine of the greatest good of the greatest number. It means in its nakedness that in order to achieve the supposed good of 51 percent the interest of 49 percent may be, or rather, should be sacrificed. It is a heartless doctrine and has done harm to humanity. The only real, dignified, human doctrine is the greatet good of all, and this can only be achieved by uttermost self-sacrifice."

"હું એ સિદ્ધાંતમાં નથી માનતો. નગ્ન સ્વરૂપમાં એને જોઈએ તો એનો અર્થ એ થયો કે ૫૧ ટકાના માની લીધેલા હિત ખાતર ૪૯ ટકાના હિતનો ભોગ આપવો. એ સિદ્ધાંત નિષ્ઠુર છે, અને માનવસમાજને તેણે ઘણું નુકસાન પહોંચાડયું છે. સૌનું વધારેમાં વધારે કલ્યાણ સાધવું એ જ એક સાચો, ગૌરવપૂર્ણ અને માનવતાવાળો સિદ્ધાંત છે. અને એ સિદ્ધાંત ત્યારે જ અમલમાં આવી શકે જ્યારે માણસ પોતાનો સ્વાર્થ સંપૂર્ણપણે છોડવા તૈયાર થાય."

મિસ પિટર્સનને લખેલા કાગળમાંથી:

"'Be careful for nothing' is one of the verses that has ever remained with me and taken possession of me. If God is, why need I care? He is the infallible caretaker. He is a foolish man who fusses although he is well protected."

"'કશાની ચિંતા ન કરો' એ લીટી મને હંમેશાં યાદ રહી ગઈ છે. હું એ ભૂલતો જ નથી. જો ઈશ્વર છે તો મારે શા સારુ ચિંતા કરવી? આપણી અચૂક સંભાળ લેનારો એ બેઠો છે. એની આપણને આટલી ઓથ હોવા છતાં જે ચિંતા કરે છે તે મૂરખ છે."

* * *

મુંબઈના ખબરોમાં વિશેષ એ છે કે લાલજી નારણજીને રક્ષણ આપવાની ના પાડી અને એને મુંબઈ છોડવાનો હુકમ મળ્યો, જ્યારે એક મુસલમાન ગુંડાને કે ગુંડાને ઉશ્કેરનારને એ હુકમ નથી મળ્યો. હાજરીની શરત તોડનાર કૉન્ગ્રેસવાળાને બે વર્ષની સજા અને ૧૦૦થી ૧૦૦૦ રૂપિયાના દંડ થાય છે ત્યારે છરા છૂપા રાખનારા ભાવિ ખૂનીઓને ૫ રૂપિયા દંડ થાય છે.

* * *

મૂર્તિપૂજા વિષે બાપુને પેલે દિવસે પૂછતો હતો. તુકારામનો એક અભંગ ટાંકીને કીર્તિકરે પોતાના Studies in Vedanta (વેદાન્તનું અધ્યયન) એ પુસ્તકમાં હિંદુની ભાવના સારી રીતે વર્ણવી છે. એ કહે છે કે હિંદુ પ્રતીકની પૂજા નથી કરતા પણ ઈશ્વરની પૂજા કરે છે, અને એ વિચાર ખ્રિસ્તી સંસર્ગ કે પાશ્ચાત્ય સંસર્ગથી નથી જન્મેલો પણ બ્રિટિશ આવ્યા તે પહેલાં તુકારામે સુંદર રીતે અભંગમાં ગૂંથેલો છે:

केला मातीचा पशुपति, परी मातीसी काय म्हणती,
शिवपूजा शिवासि पावे, माती मातीमाजी समावे,
केला पाषाणाचा विष्णु, परि पाषाण नव्हे विष्णु,
विष्णुपूजा विष्णुसि अर्पे, पाषाण रहे पाषाणरूपे,
केला काशाची जगदंबा, परि कासें नव्हे अंबा,
पूजा अंबेची अंबेला घेणे, कांसे रहे कांसेपणे,
तैसे पूजिती आम्हा संत, पूजा घेतो भगवंत आम्ही किंकर.

માટીનો શંકર તો બનાવ્યો, તેથી માટીને શું? શિવની પૂજા શિવને મળે છે અને માટી બિચારી માટીમાં મળી જાય છે. પહાણાનો વિષ્ણુ બનાવ્યો, પણ પહાણો કાંઈ વિષ્ણુ નથી; વિષ્ણુની પૂજા વિષ્ણુને અર્પણ થાય છે અને પહાણો બાપડો પથ્થરરૂપે જ રહે છે; કાંસાની જગદંબા બનાવી, પણ કાંસું કાંઈ માતા નથી. માતાની પૂજા માતા લઈ લે છે, ને કાંસું કાંસું જ રહે છે; એમ જ સંત લેખે અમારી પૂજા થાય છે પણ પૂજા ભગવાનને પહોંચે છે અને અમે તેના સેવક જ રહીએ છીએ.

* * *

આજે ડાહ્યાભાઈ મળવા આવ્યા હતા, પણ બાપુ મળવા ન ગયા. બાપુ કહે: "સરકારનો જવાબ આવતાં ધારો કે મહિનો લાગે. તો મારે મહિના સુધી મુલાકાતો લીધાં કરવી? ના, આજથી બંધ કરવી જોઈએ." વલ્લભભાઈએ અને મેં આગ્રહ કર્યો, પણ અડગ રહ્યા. ખૂબી એ થઈ કે એ જ વેળા ઑફિસમાં સરકારનો કાગળ આવ્યો કે મીરાબહેન રાજકીય કામમાં–સવિનયભંગની હિલચાલમાં ભાગ લે છે એટલે એ આશ્રમના અરાજકીય માણસોમાં નથી આવી શકતાં. જેલર વલ્લભભાઈને પાછા મૂકવા આવ્યા ત્યારે એ કાગળ બતાવવાને લાવ્યા. બાપુ કહે: "ત્યારે હું ન આવ્યો એ ડહાપણ જ થયું ના? એમ ભગવાને મને જિંદગીમાં ઘણી વાર બચાવી લીધો છે."

**૫–૬–'૩૨** આજે બાપુની ડાબા હાથની કોણી ઉપર લાકડાનાં પાટિયાં બાંધવામાં આવ્યાં. ડૉક્ટર બિચારો ડઝન વાર બોલ્યો હશે, તમને તકલીફ થાય તો કહેજો હોં કે, પણ બાપુ શાના બોલે? બાપુ કહે: "આથી આરામ થવાનો છે એમ તો નહીં કહી શકું, પણ ડૉક્ટરો કહે છે તો અખતરો કરી લેવો." ડૉક્ટર વાતૂડિયા છે. દેશના ભિખારીઓની વાત નીકળી. ડૉક્ટર કહે: "સશક્ત માણસોને ભીખ માગતા બંધ કરવા જોઈએ, એમ તમે પણ માનો છો ને ગાંધીજી?" બાપુ કહે: "જરૂર." ડૉક્ટર કહે: "કાયદો કરો ખરા?" બાપુ કહે: "કાયદો જરૂર કરું, પણ મારા જેવાને ભીખ માંગવાની છૂટ રાખવાની હોં કે!" ડૉક્ટર કહે: "લૉર્ડ રેડિંગનો અંદાજ છે કે આપણે રોજના ૧૬ લાખ રૂપિયા આ ભિખારીઓ ઉપર ખર્ચીએ છીએ — એટલે દાનમાં આપીએ છીએ. એનો બીજો ઉપયોગ ન થાય?" વલ્લભભાઈ: "હા, પણ એના કરતાંય વધારે ડેકોઇટો ઉપર ખર્ચીએ છીએ." ડૉક્ટર કહે: "હું સમજ્યો નહીં." વલ્લભભાઈ: "અરે શું? મારા સાહેબ, વિલાયતથી આ બધા ધાડપાડુ જ આવેલા છે ને! એ કાંઈ ડેકોઇટ કરતાં સારા કહેવાય?"

* * *

મતાધિકાર કમિટીના રિપોર્ટ ઉપર ત્રણચાર છાપાંમાં ટીકા આવેલી વાંચી, પણ અસ્પૃશ્યોના જુદા મતદારમંડળ વિષે જેવી સચોટ ટીકા નટરાજને કરી છે તેવી બીજા કોઈએ નથી કરી. મતદારમંડળની ભયંકરતા તો સાઇમન કમિશને પણ જોયેલી એમ કહીને એ લાંબો ઉતારો આપે છે અને સખત વિરોધ જાહેર કરે છે.

* * *

જયકરે મોકલેલું કીર્તિકરનું Studies in Vedanta (વેદાન્તનું અધ્યયન) બાપુ વાંચે છે. તેમાં तत्त्वमसिવાળા પ્રકરણના આરંભમાં હેગલનું વાક્ય ટાંક્યું છે તે બતાવ્યું:

"It is man's highest dignity that he should know himself to be a nullity."

"પોતે શૂન્ય છે એમ માણસ જાણે એ જ માણસનું મોટામાં મોટું ગૌરવ છે."

મેં કહ્યું: "એ તો શૂન્ય થઈ જવાની આપ વાત કરો છો એ જ છે." બાપુને મૌન હતું એટલે હસ્યા. એટલા માટે જ એ વાક્ય એમણે બતાવ્યું હતું.

* * *

રોલાંએ લખેલું વિવેકાનંદનું જીવનચરિત વાંચતાં ઘણી વાતો જાણવાની મળે છે. અમેરિકા જતાં પહેલાંનું એમનું ભારતભ્રમણ તો સૌ કોઈ જાણે છે, પણ ભ્રમણને અંતે દુઃખી, પીડિત, દરિદ્ર ભારત એમણે નજરે જોયું. 'દરિદ્રનારાયણ'નાં દર્શન કર્યાં અને એની સેવાર્થે પોતાની જાત નિવેદિત કરી.

"It was the misery under his eyes, the misery of India that filled his mind to the exclusion of every other thought. It consumed him during sleepless nights. At Cape Commorin it caught and held him in its jaws. He dedicated his life to the unhappy masses. . . . He told them with pathetic passion of the imperious call of suffering India that forced him to go. It is now my firm conviction that it is futile to preach religion amongst them, without first trying to remove their poverty and their sufferings. It is for these reasons — to find more means for the salvation of the poor India, that I am now going to America."

"પોતાની નજરે જોયેલી ભારતમાતાની કંગાળિયતનો વિચાર એમના મગજમાં એવો ભરાઈ ગયો કે તેણે બીજા વિચારોને હાંકી કાઢ્યા. એ વિચારે એમને બાળ્યા અને નિદ્રા વિનાની રાતો કઢાવી. કન્યાકુમારી આગળ તો એ વસ્તુએ એમને બરાબર ઘેર્યા. પોતાનું જીવન આ દુઃખીજનોને એમણે અર્પણ કર્યું. પીડિત ભારતના ન ઠેલી શકાય એવા પુકારે એમને બહાર જવાની ફરજ પાડી એ વાત એમણે આર્દ્ર હૃદયે લોકો આગળ કહી. મારી પાકી ખાતરી થઈ ગઈ કે આ ભૂખ્યા માણસો આગળ ધર્મની વાત કરવી મિથ્યા છે. તેમની ગરીબી અને તેમનાં દુઃખો ટાળવાનો

પ્રયત્ન પહેલો કરવો જોઈએ. આને માટે, ગરીબ હિંદના ઉદ્ધારને માટે વધારે સાધનો મેળવવા હું અમેરિકા જઈ રહ્યો છું."

આ વાતની તો મને પહેલી જ વાર ખબર પડે છે. હું તો આજ સુધી સમજતો હતો કે એ કેવળ ધર્મપ્રચારાર્થે વેદાંતની કેસરી ગર્જના કરવા માટે ગયેલા. આ તો મહા વિચિત્ર વાત કહેવાય! હિંદુસ્તાનમાં ધર્મપ્રચારને અવકાશ નથી માટે અમેરિકા જઈને ધર્મપ્રચાર કરવો અને ત્યાંથી દોલત લાવીને ગરીબી મટાડવી! આ તો નાદાની લાગે છે. પણ એવો જ કંઈ એમનો ખ્યાલ હોય એમ બેત્રણ ઠેકાણે પુસ્તકમાં છે. અને અહીંના એ પુસ્તકના સંપાદકોએ એ વાતના ઉપર કશી નોંધ કરી નથી. ઈંગ્લંડમાં જઈને પાછાં ફરતાં પણ એ કહે છે કે ૩૦ કરોડ રૂપિયા લાવવા હતા તે તો ન મળ્યા.

"In that respect his journey had failed. The work had to be taken up again on a new basis. India was to be regenerated by India. Health was to come from within."

"એ બાબતમાં એમનો પ્રવાસ નિષ્ફળ ગયો. એ કામ નવી ઢબે ફરી શરૂ કરવાનું રહ્યું. હિંદુસ્તાનનો ઉદ્ધાર હિંદુસ્તાને જ કરવાનો હતો. આરોગ્યની પ્રાપ્તિ અંદરથી જ થવાની હતી."

આ રોલાંના શબ્દો છે. વિવેકાનંદ જેવા પ્રૌઢ પુરુષ આટલી વસ્તુ ન જોઈ શકયા એ આશ્ચર્ય લાગે છે. અને રોલાં જેવો જબરદસ્ત વિચારક આ વાતને ઐતિહાસિક સત્ય તરીકે નોંધીને સંતોષ ન માનતાં તેનો ખુલાસો આપે છે.

"And so in Vivekanand's eyes the task was a double one: to take to India the money and the goods acquired by western civilization and to take to the west the spiritual treasures of India. A loyal exchange. A fraternal and mutual help."

"એટલે વિવેકાનંદની દૃષ્ટિએ કામ બેવડું હતું: પશ્ચિમની સંસ્કૃતિએ જે દ્રવ્ય અને સંપત્તિ એકઠી કરી હતી તેમાંથી હિંદમાં કાંઇક લાવવું અને હિંદુસ્તાનના આધ્યાત્મિક ભંડારમાંથી પશ્ચિમને પહોંચાડવું. બહુ પ્રામાણિક વિનિમય. બંધુતાવાળી અને પરસ્પર સહાય."

આમ ધર્મનો તે વેપાર થઈ શકતો હશે? મેં બાપુનું આ ફકરાઓ તરફ ધ્યાન ખેંચ્યું. બાપુ કહે: "વિવેકાનંદ એમાં વિવેક ભૂલેલા, અને રોલાં પણ વિવેક ભૂલ્યા છે."

લૉર્ડ અર્વિનનું ટોરોન્ટોનું ભાષણ આખરે પૂરેપૂરું 'લીડર'માં આવ્યું.

૬-૬-'૩૨

આખું વાંચતાં પોણો કલાક લાગ્યો. બાપુ કહે: "એણે કોઈને દુઃખ લાગે તેવું ભાષણ નથી કર્યું. પણ હવે શું કરીએ? એકે સારા અંગ્રેજને એમ નથી સમજાતું કે બ્રિટિશરાજે આ દેશને દરિદ્રી કરી મૂક્યો છે. અશોકના શબ્દો ટાંકીને એ આશા રાખે છે કે ભાવિ પ્રજા અશોકની જેમ બ્રિટિશને પણ દુવા દેશે. ક્યાં અશોક અને ક્યાં બ્રિટિશ રાજ! ક્યાં કૃષ્ણ અને ક્યાં કંસ!"

ભાષણ બહુ મહેનત કરીને તૈયાર કરેલું વિદ્વત્તાપૂર્ણ લાગ્યું. પણ અતિશય ઊંડું અને ભયંકર જણાયું. કૉન્ગ્રેસ એ અનેક પક્ષોમાંનો એક પક્ષ છે એ વાતને જન્મ આપનાર હું અર્વિનને લેખું છું, અને એ જ વસ્તુ એ આ લેખમાં પ્રગટ કરે છે. કૉંગ્રેસે લઘુમતીઓના અનિવાર્ય હકોને ન સ્વીકાર્યા! ગાંધી એક મહાન નેતા પણ હિંદુ નેતા! હિંદુઓ પાસે એ ચાહે તેવા ત્યાગ કરાવી શકે, પણ હિંદુ સિવાય બીજા ન માને! મુસલમાનો એક એવા પરદેશીઓ છે કે જેઓ દેશમાં હિંદુ ધર્મમાં સમાઈ ન ગયા. એવી એ ધર્મની જીવનશક્તિ છે. ઇત્યાદિ ઇત્યાદિ. અને બ્રિટિશોને માથે શાંતિ અને વ્યવસ્થા સ્થાપવાનું કામ આવી પડ્યું!

૭-૬-'૩૨

આજના 'ટાઇમ્સ'માં મુંબઈનાં રમખાણો હજી ચાલુ છે એવા ખબર છે. 'દીક્ષિત'ને પકડવામાં એ લોકો શરાતન માને છે. પણ આ 'રમખાણ' કોણ ચલાવે છે એ શોધવાની જરૂર નથી જણાતી. કારણ કે એ લોકો જાણે છે કે એ કોણ ચલાવે છે.

સર હેનરી લૉરેન્સ અને હૉટસનનાં 'મુંબઈ ખાણાં' પ્રસંગે અપાયેલાં ભાષણો આવ્યાં છે. લૉરેન્સે કૅનેડામાં કેવું ઝેર ફેલાવ્યું હશે એનો પુરાવો ભાષણમાં મળે છે.

"He was prepared to hand Mr. Gandhi the halo of a Saint for his conduct at that time; but he would ask them to judge whether if a man was saint at one time he was necessarily a saint for all time. That reputation of sanctity had been of wonderful values to him in his subsequent manoeures."

"એ વખતના ગાંધીના વર્તન ઉપરથી હું એમને સંતનું પદ આપવા તૈયાર હતો. પણ જે એક વાર સંત હોય છે તે કાયમ સંત જ રહે છે કે કેમ એનો નિર્ણય કરવાનું હું તમને સોંપું છું. એના પાછળના કાવાદાવામાં સંતપણાની આબરૂ એને બહુ અજબ ખપમાં લાગી છે."

એ માણસ બોલવે જેટલો મીઠો, તેટલો દિલમાં છરી રાખીને ફરનારો લાગે છે. બાપુ કહે છે કે "જેલમાં પૂરીને મારે વિષે બોલવામાં આ લોકોને શો રસ આવતો હશે? મરેલાની પાછળ સારું બોલવું એ કહેવત છે છતાં!" હોટસનનું ભાષણ સારું કહેવાય — એને માટે. કોંગ્રેસના પ્રભાવની એણે ખરી કિંમત આંકી છે. વેપારીઓમાં વેર નથી છતાં ધર્માદામાં પૈસા આપનારા રાજકાજમાં પૈસો રેડે છે એ નોંધવા જેવું છે. જે સ્ત્રી બહાર ન નીકળતી તે ગમે તેટલા ત્યાગ કરવાને બહાર પડી છે એ બતાવે છે કે કંઈક રસ્તો લાવવો જોઈએ અને માયાવી સલામતીઓની વાત છોડી દઈને નાણાંકીય સ્વાતંત્ર્યની ખાતરી વેપારીઓને આપવી જોઈએ.

કેવો જબરદસ્ત પ્રચાર ચાલી રહ્યો છે એ જોવું હોય તો સત્યમૂર્તિનો જે કાગળ હજી બાપુને મળ્યો નથી તે 'ટાઇમ્સ'માં છપાયો છે. એ બતાવવા માટે કે કોંગ્રેસને પ્રાન્તિક સ્વરાજ્યથી સંતોષ થશે!

નટરાજનને બાપુએ કાગળ લખેલો તેના જવાબમાં નટરાજન લખે છે:

"I fully realize the force of your reasoning on the need for clear cut condemnation of what we feel to be grave evils, even though one's judgment may not be perfect or final. In fact, I had said as much in my letter. But I sometimes feel that I, the reformer, was hasty in the judgment of good men and had hurt their feelings, and my present temper is perhaps due to the desire to avoid that mistake."

"આપણે જેને ગંભીર અનિષ્ટ માનીએ તેને સાફ સાફ વખોડી કાઢવાં જોઈએ એ તમારી દલીલમાં રહેલું બળ હું જોઈ શકું છું. આપણો અભિપ્રાય સંપૂર્ણ અથવા છેવટનો ન હોય એ અલગ વાત છે. એટલું મેં મારા કાગળમાં કહ્યું જ હતું. પણ એક સુધારક તરીકે મેં ઘણાયે સારા માણસોને વિષે અભિપ્રાય બાંધી લેવામાં ઉતાવળ કરી છે અને તેમની લાગણીઓ દૂભવી છે; એટલે હવે એ ભૂલ ટાળવાની ઇચ્છામાંથી મારો અત્યારનો સ્વભાવ બંધાયો લાગે છે."

પોલાકનો કાગળ આવ્યો. તેમાં લખ્યું હતું કે લંડનનાં છાપાંઓ કહે છે:

૮-૬-'૩૨

"You have taken up the sewing machine having been disillusioned with the slowness of the Charkha. I don't believe it for a moment. But it needs a prompt denial."

"ચરખાની ધીમી ગતિને કારણે તમારો ભ્રમ ભાગ્યો છે અને હવે તમે સિંગરના સીવવાના સંચાની હિમાયત કરવા માંડી છે. હું તો આ

વાત જરાયે માનતો નથી, પણ તેનો તરત ઇનકાર તો કરવો જ જોઈએ."

બાપુએ પોલાકને લાંબો મજાનો કાગળ લખ્યો. એમાં કાગળ ફરી પાછો ન વાંચી જવાનાં પરિણામો વર્ણવ્યાં. પોતે એક વાર એક કાગળમાં no (ના) લખતાં રહી ગયેલા તેનું કેવું પરિણામ આવ્યું તે વર્ણવ્યું. બાને વિષે લખ્યું:

"She has aged considerably — in some respects perhaps more than I have. Spiritually she has made wonderful progress."

"એ ઘરડી થઈ ગઈ છે, કેટલીક બાબતમાં તો મારા કરતાંયે વધારે. આધ્યાત્મિક દૃષ્ટિએ એણે ગજબ પ્રગતિ સાધી છે."

અને પછી ચરખાને વિશે લખ્યું:

"It will take me many incarnations to become disillusioned with the slowness of the Charkha. The slowness of the Charkha is perhaps its most appealing part for me. But it has so many attractions for me that I can never get tired of it. It has a perennial interest for me. Its implications are growing on me and I make discoveries of its beauties almost from day to day. I am not using a sewing machine in its place or at all. I know how the mistake crept into the papers. My right elbow, having been used for turning the wheel, almost without a break for over ten years, began to give pain and the doctors here came to the conclusion that the pain was of the same type that tennis players often have after continuous use of the racquet. They therefore advised complete rest for the elbow. That might have meant cessation of spinning for some time, but for Prabhudas's invention. You know Prabhudas — Chhaganlal's son. His invention consists in turning the wheel with a pedal and thus freeing the right hand also for drawing the thread and practically doubling the output of yarn. I forestalled the doctors by having this wheel brought to me, and before the peremptory order to stop all work with the right elbow came, I was master of the pedal Charkha called 'Magan Charkha' after the late Maganlal. A stupid reporter who knew nothing about the invention, when he heard that I was moving the wheel with the pedal came to the conclusion that I was working at the sewing machine and since there are pressmen good enough to imagine many things of me and impute all sorts of

things to me, they improved upon the false report by deducing dis-illusionment about the Charkha from it. Now you have the whole story."

"ચરખાની ધીમી ગતિને કારણે મારો ભ્રમ ભાંગે એ માટે તો મારે ઘણા અવતાર લેવા પડશે. ચરખાની ધીમી ગતિ એ જ મને એની પ્રત્યે ખેંચનારી વસ્તુ છે. પણ એનાં તો મારે માટે બીજાં કેટલાંયે આકર્ષણો છે કે હું એનાથી કદી કંટાળવાનો નથી. એની ખૂબીઓ રોજ ને રોજ મારી આગળ ખૂલતી જાય છે અને એના ઊંડા અર્થો વધારે ને વધારે સમજાતા જાય છે. એને બદલે સીવવાનો સંચો હું બિલકુલ વાપરતો નથી. પણ છાપાંમાં આ ગુલબાંગ શી રીતે આવી તે હું જાણું છું. મારા જમણા હાથની કોણી ઉપર છેલ્લાં દશ વર્ષથી સતત રેંટિયાનું ચક્ર ચલાવવાને લીધે દરદ થવા લાગ્યું અને તે ઉપરથી દાક્તરો એવા નિર્ણય ઉપર આવ્યા કે ટેનિસ રમનારાને રૅકેટના સતત ઉપયોગથી જેવું દરદ થઈ આવે છે તેવું મને પણ થયું છે. એટલે એમણે મારું કાંતવાનું થોડો વખત તો બંધ રખાવ્યું હોત પણ પ્રભુદાસે કરેલી શોધ મારી વહારે આવી. પ્રભુદાસને તો તમે ઓળખો છો ના? છગનલાલનો દીકરો. તેની શોધ એવી છે કે ચક્કર પગ વડે ચલાવી શકાય અને સૂતરના તાર ખેંચવાને બન્ને હાથ છૂટા રહે અને એ રીતે સૂતર પણ લગભગ બમણું નીકળે. આ જાતનો રેંટિયો મંગાવીને મેં દાક્તરોને માત કર્યા. જમણા હાથે બિલકુલ કામ બંધ કરવાના તાકીદના હુકમ મને મળે તે પહેલાં પેડલવાળો રેંટિયો જે મગનલાલના નામ ઉપરથી મગન રેંટિયો કહેવાય છે તે ચલાવવાનું હું શીખી ગયો. એક મૂરખ છાપાવાળો જે આ શોધ વિષે કશું જાણતો નહોતો તેણે જ્યારે સાંભળ્યું કે હું પેડલથી ચક્કર ચલાવું છું ત્યારે માની બેઠો કે હું સીવવાનો સંચો ચલાવું છું. પછી તો એવા ભલા છાપાવાળા પડ્યા જ છે કે જેઓ મારે વિષે અનેક કલ્પનાઓ કરી નાખે અને જાતજાતની વસ્તુઓનું આરોપણ મારે વિષે કરે. તેમણે પેલા ખોટા રિપોર્ટમાં વળી સુધારો કર્યો અને ચરખા વિષેનો મારો ભ્રમ ભાંગ્યો છે એવું જાહેર કર્યું. આખી વાત આ છે."

ભાઈ . . .ની સ્થિતિ ખરાબ છે અને એ અતિશય ચિંતામાં રહે છે એવા ખબર મીરાબહેનને આપેલા અને ફરી પાછા આવ્યા. તેને જે લખ્યું તે દરેક પૈસાદારને ધ્યાનમાં લેવા જેવું છે.

તમારી સ્થિતિ ગમે તેવી હોય, આટલું યાદ રાખજો :

૧. જે પૈસા કમાય તેને ખોવાનો અધિકાર છે.

૨. પૈસા ખોવામાં શરમ નથી, ખોયા પછી છુપાવવામાં શરમ છે, પાપ પણ છે.

૩. ગજા ઉપરવટ કદી ન રહેવું. આજે બંગલામાં રહેવા છતાં કાલે ઝૂંપડામાં રહેવાની તૈયારી રાખવી જોઈએ.

૪. લેણદારને આપવા જેટલા પૈસા પોતા પાસે ન હોય તેમાં શરમાવાનું ન હોય.

૫. જે માણસ એક દમડી પણ પોતા પાસે રાખ્યા વિના બધું લેણદારને સોંપે છે, તેણે બધું આપ્યું.

૬. કરજ કરીને કદી વેપાર ન કરવો, એ પ્રથમ ડહાપણ છે. પણ કર્યું તો જે હોય તે આપીને નીકળી જવું, એ બીજું ડહાપણ છે.

આશ્રમમાં જ્યારે જવું હોય ત્યારે જઈ શકો છો.

*          *          *

ઉર્દૂ ચોપડીઓમાંથી અંજુમને હિમાયત ઇસ્લામ, લાહોરની ચોથી ચોપડી વાંચવી શરૂ કરી છે. આજે રાત્રે સૂતા પહેલાં તેલ ચોળાવતાં કહે: "આ ચોપડી વાંચીને ઉદાસ ને ઉદાસ થતો જાઉં છું. જાણે ગળથૂથીમાં જ મુસલમાન બાળકોને મારફાડ અને કાપાકાપી શીખવાની હોય એમ લાગે છે. મહંમદ પેગંબરના જીવનમાં લડાઈ લડાઈ અને લડાઈ. જે લખનાર છે તે પેગંબરના જીવનનું રહસ્ય સમજ્યો જ નથી અને એમાં એણે લડતની ઉપર લડત કર્યા કરતા એમને વર્ણવ્યા છે."

*          *          *

આજે દુર્ગા, બાબો, આનંદી અને રમણ મળી ગયાં. દુર્ગા કેરી લાવી હતી તે જાણ્યું, કેટલીક કેરી તો હતી જ એ જાણીને ગભરાયા. બાપુ કહે: "પરચૂરે શાસ્ત્રીને કેરીઓ મોકલી આપો. આપણે થોડા જ અહીં કેરી ખાવા આવ્યા છીએ?"

આનંદીને બાપુને મળવાનું ન મળ્યું. મેં બાપુને વાત કરી. બાપુ કહે: "એ રોઈ તેમ બીજાં પણ ઘણાં રોશે અને મને એ લોકોને પાછાં કાઢતાં કાંઈ ઓછું દુઃખ થવાનું છે? પણ શું થાય?"

રાત્રે દૂરબીન (ત્રિવેદીજીએ મોકલેલા)માં તારાઓ જોવાનો પ્રયત્ન કર્યો. કંઈક દેખાયું. પણ સંતોષ મને તો ન થયો.

**૧-૬-'૩૨** આજે બાપુએ ઘણા કાગળો લખાવ્યા એટલે દૂરબીન જોવાનો સમય ન રહ્યો. બાપુ કહે: "રોજ પા કલાક એને માટે રાખવો જોઈએ."

કેરી પરચૂરે શાસ્ત્રી અને રક્તપિત્તવિભાગના બીજા કેદીઓને માટે ૫૦ મોકલી ત્યારે બાપુને સંતોષ થયો.

જમનાલાલજીના કાગળમાં પુષ્કળ વિગતો છે — એમની તબિયતની, ખાનપાનની, 'બી' વર્ગ છોડવાના કારણની, વગેરે. એમની ચોકસાઈ આશ્ચર્ય પમાડે તેવી છે. તેમાં મૂળથી જ જે સંયમી જીવન હતું તે હવે તપઃપૂત જીવન થયું, એટલે પછી પૂછવું જ શું? વિનોબાની સાથેના સહવાસથી જીવનભરનો લાભ થયો છે એમ લખે છે. કેટલાય જણાએ એ અનુભવ લીધો હશે. રામકૃષ્ણ પરમહંસ કે સ્વામી વિવેકાનંદ કહે છે ને કે એક પણ માણસને ઉન્નત કરવા અર્થે જીવ્યા હોઈએ તો જીવન સફળ છે.

*　　　*　　　*

. . .ને લખ્યું: "તમારા લખવા પ્રમાણે ખરાબ વિચારો આવ્યા જ કરે છે અને તેથી મૂંઝાયા જ કરો છો એનું નામ પોતે બનાવેલું નરક. એમાં તમારા બંને પ્રશ્નોનો જવાબ આપ્યો. મેં શા ઉપરથી લખ્યું એ પણ કહેવાયું. એ નરક કેમ ઓળખાયું એ પણ કહેવાયું. એની ઓળખ થાય તો તેમાંથી કેમ નીકળી શકાય એ તો સહેજે સમજાઈ જવું જોઈએ. ખરાબ વિચારો આવે એના પાછા વિચારો જ કર્યા કરવાના હોય નહીં. પણ એ નથી જ આવ્યા એમ ગણીને આગળ વધ્યે જવું. માણસ ઠેસ ખાય તે વખતે શાથી ઠેસ ખાધી એ જોવા નહીં બેસે. પછી એનું ખરાબ પરિણામ તો ન આવે, એ વિચારમાં ત્યાં જ બેઠો રહે, એ માણસ આગળ ન વધી શકે. પણ ઠેસ ખાધી હોય તેને ન ગણકારતાં આગળ ચાલ્યો જ જાય તો ખાધેલી ઠેસ ભુલાઈ જાય છે. આગળ જતો હોવાથી શક્તિ વધતી જાય છે અને શક્તિ વધતી જાય તેમ તેમ ઠેસ પણ ઓછી વાગે છે."

**૧૦–૬–'૩૨**

આજે બાપુ કૅમ્પના કેદીભાઈઓને અને સર્કલમાંથી આવેલાને મળ્યા. અધ્યાપક જેઠાલાલ ગાંધી અને બિંદુ માધવ હતા. ટપાલ ઑફિસના કાગળ બાળવામાં આવે છે તે પ્રોગ્રામ વિષે વાત થઈ. બાપુ કહે: "એ વ્યર્થ અને વિનાશક પ્રવૃત્તિ છે અને એમાં હિંસા રહેલી છે. એ સફ્રેજેટનું અક્કલ વગરનું અનુકરણ છે." બીજી અનેક ચર્ચાઓ કરી.

છગનલાલ જોષીને લખેલો કાગળ મહત્ત્વનો હતો. આશ્રમના ફેરફાર વિષે ખાસ ઉલ્લેખ હતો: "આશ્રમમાં મજૂરીનું ઘણુંખરું બધું કામ

હાથોહાથ થાય છે. થોડા મજૂર છે, પણ જે આશ્રમના નિયમોને ઠીકઠીક અનુસરે છે તેવા જ રહ્યા છે, અને તેની સાથે આશ્રમવાસી કામ કરે છે. ધીમે ધીમે બધી મજૂરી ઉપર કાબૂ મેળવાઈ રહ્યો છે. બાળકો યથાશક્તિ ફાળો ભરે છે. નવા આવે તેને પ્રથમ પ્રાર્થના, ભજન વગેરે શીખવાનું રહે છે. એ કર્યા બાદ જ જેને અંગ્રેજી શીખવું હોય તે શીખી શકે. યજ્ઞનું કંતામણ એક કલાક બધા સાથે કરે છે. ૨૦ હેઠળના આંકનું કાંતેલું યજ્ઞના આંકડામાં નહીં આવી શકે. અને જેટલું કંતાયું હોય તે બધું ડેલામાં તે જ દિવસે આપી દેવું જોઈએ. મેં એમ સૂચવ્યું છે કે જો બધા અનુકૂળ થાય તો એ સૂતર પોતપોતાને સારુ કોઈ ખરીદ કરી જ ન શકે. એમ ખરીદવાની છૂટ છે તેટલો યજ્ઞ અધૂરો છે એમ હંમેશાં મારી માન્યતા રહેલી છે. ગયા અઠવાડિયાથી બધાની ગમે તે મજૂરી હોય તેના કલાકના એક આનાના હિસાબે ખાતાવહી રાખવાનું મુકરર થયું છે. પણ તે પ્રમાણે ચૂકવવું એવો ઠરાવ નથી થયો. હાલ તુરતને સારુ મારી સૂચના નારણદાસને એટલી જ હતી કે જો તેને ઘૂંટડો ઊતરે તો આ પ્રમાણે ચોપડા રાખવાનું શરૂ કરી દે. આ ચોપડા જે સામાન્ય ચોપડા રહે છે તે ઉપરાંત અને કેવળ અત્યારે તો પરિણામ જોવા પૂરતા જ. એમાંથી ઘણી ખબર પડી રહે અને તેનું પરિણામ એ આવી શકે કે બધાની સરખી મજૂરીને આપણે પહોંચી શકીએ. એટલે કે કાંતવાના, વણવાના, પાયખાનાં સાફ કરવાના કે ગમે તે સામાજિક સેવાના એક કલાકનો એક આનો ગણવો. આની ચર્ચા તો આપણે ખૂબ કરી છે એ તમને યાદ હશે. હાલ નારણદાસને હું બહુ લખી રહ્યો છું તેમાં આ વિષય પણ ફરી પાછો ચર્ચ્યો. મને એમ ભાસે છે કે નારણદાસની આવા વિચારો ઝીલવાની શક્તિ હમણાં વધી ગઈ છે, એટલે એ સૂચના એણે વધાવી લીધી. આ ચોપડા લખવામાં બહુ વખત જાય છે એવું કાંઈ નથી અને જો અત્યારે પ્રયોગ છે તે છેવટે અમલમાં મુકાવાની સ્થિતિએ પહોંચે તો હિસાબ રાખવાનું કામ તો એટલું બધું સહેલું થઈ પડે કે સામાન્ય ગુજરાતી જાણનાર પણ રાખી શકે. આવી રીતે હિસાબ રાખવાની સફળતાનો આધાર સમાજ ઉપર રહેલો છે. કેમ કે જે માણસ પોતાના કલાક લખે કે લખાવે એણે જો કામની ચોરી કરી હોય અથવા કામ ગમે તેવું કર્યું હોય તો દેખીતું જ છે કે હિસાબ ખોટો આવે. એટલે કે ખોટા અને ખરા પૈસા ભળી જવા જેવું થાય. બાળકોની કેળવણી વિષે પણ હું અહીંથી સારી પેઠે લખી રહ્યો છું. એમાંથી કેટલું આશ્રમવાસી ઝીલી શકશે તે કહી નથી શકાતું. પણ એ બધું લખવા બેસું તો ઘણો વખત જોઈએ. અને તેટલો વખત ન આપી શકાય. એ બાબત તો ધીરજ

રાખજો. આપણે સૌ, આ અમૂલ્ય પ્રસંગ મેળવ્યો છે તેનો આપણને સૂઝે તે પ્રમાણે સદુપયોગ કરી લઈએ. અને સારામાં સારો ઉપયોગ આંતર વિચાર કરવાની શક્તિ કેળવવામાં છે. ઘણી વખત આપણે વિચારશૂન્ય રહીએ છીએ અને તેથી કેવળ વાંચવું જ ગમે છે અથવા તો વાર્તાલાપ. આપણામાંના કેટલાક વિચાર કરે છે પણ તે હવાઈ કિલ્લા ચણવાના. ખરું જોતાં વાંચવા વગેરેની જેમ કળા છે તેમ વિચારવાની પણ કળા છે. ધારેલે વખતે જ અને ધાર્યો વિચાર આવે, નકામાં પુસ્તક જેમ ન વાંચીએ તેમ નકામા વિચાર ન વિચારીએ. આમ કરવાથી જે શક્તિ ઉત્પન્ન થાય છે અને જે શક્તિનો સંગ્રહ થાય છે એનું માપ કાઢી શકાય તેમ નથી. એ પ્રમાણે વિચાર કરતાં શીખવાનો આ સુંદર સમય છે એમ મેં દરેક કેદ વખતે અનુભવ્યું છે. એટલે તમને બધાયને મારી સલાહ છે કે બધાય ઊંડા ઊતરીને વિચાર કરવાની કળા સાધી લેજો અને તેમ કરશો તો મને પૂછવાપણું બહુ નહીં રહે. પણ આનો કોઈ અવળો અર્થ ન કરે. મને પૂછવાની હું બંધી નથી કરતો, પણ પરાવલંબીપણું ટાળવા માગું છું. બાકી તો હું બેઠો છું, અને જેને વિષે મેં બીજા કરતાં વધારે વિચારો કર્યાં હોય અથવા અનુભવ લીધા હોય એમાંથી જે લાભ મળી શકતો હોય તે મેળવી લેવાનો તમને અધિકાર છે, અને તમારો ધર્મ પણ છે."

'લીડર'માં બે સરસ લેખ હતા. એક નવા 'પાયોનિયર'ની માલકી ઉપર અને બીજો કાશ્મીરનાં અલગ મતમંડળો ઉપર. 'પાયોનિયર'માં તો જાણે અંગ્રેજ-મુસલમાન કાવતરાની ગંધ આવે છે. જોકે શ્રીવાસ્તવ અને બીજા થોડા હિંદુ જમીનદારો અંદર છે. પણ એ તો અંગ્રેજો અને મુસલમાનો આ લોકોને ટેકો આપવાનું વચન આપે ને સાટે આ લોકો પેલાઓને ખાસ પ્રતિનિધિત્વ આપવાનું વચન આપે તો નવાઈ નહીં. બાપુ કહે: "આ મતાધિકાર ઉપર એ જે લખશે તે ઉપરથી ખબર પડી જશે."

વલ્લભભાઈ: "આ અંગૂઠા ઉપરથી કોણી સુધી પહોંચ્યું, એ કોણી ઉપરથી કાંધે ચઢશે. હવે રહેવા દોની, બહુ કાંત્યું."

૧૧-૬-'૩૨ બાપુ: "કોક દિવસ તો કોકની કાંધે ચઢવું પડશે જ ના?"

વલ્લભભાઈ: "ના રે, એમ ના થાય. દેશને અધવચ મૂકીને ન જવાય. એક વાર વહાણ કિનારે લાવો, પછી જ્યાં જવું હોય ત્યાં જજો. હું સાથે આવીશ."

* * *

મેજરની સાથે 'સી'વાળા ભાઈઓને લખવાની સામગ્રી આપવાને માટે બહુ રકઝક થઈ. મેજરે ન જ માન્યું. એનો દુરુપયોગ થાય છે એટલે હું કોઈને પણ નહીં આપી શકું એ વાતને એ વળગી જ રહ્યો. બાપુએ કહ્યું : "બીજે બધે આપે છે." મેજરે કહે : "તો ત્યાં બધે બંધ થવું જોઈએ." બાપુને બહુ માઠું લાગ્યું.

મેજરને કાલે કહેલી વાત વિશે ડોઈલને કાગળ લખાવ્યો. આજના છાપામાં સરસમાં સરસ ખબર ફાધર એલ્વિનનું સ્ટેટમેંટ છે. ગઈ કાલે જ્યારે 'ટાઈમ્સ'માં એમને વિષેનો ગપગોળો આવ્યો ત્યારે કોઈએ માન્યો તો નહોતો જ. અને આજે તો એક રીતે સારું લાગે છે કે એ ગપ્પું આવ્યું કે જેથી એલ્વિનને કોન્ગ્રેસ વિશે આવી રીતે લખવાની તક મળી.

૧૨-૬-'૩૨

નટરાજને દસ્તૂર મૅજિસ્ટ્રેટને નાઈટહૂડ આપવા વિરુદ્ધ સરસ પ્રોટેસ્ટ કર્યો છે, અને દોરાબ તાતાની સુંદર કદર કરી છે. લેડી તાતાને વિષે એમનો પ્રેમ, એમનું જીવનચરિત્ર છેક છેલ્લા દિવસોમાં લખાવવું, બંનેના પ્રેમને શાહજહાન અને મુમતાઝની સાથે લેડી એબરડીનનું સરખાવવું, એ બધું સરસ છે. આપણાં પાઠ્યપુસ્તકોમાં ઘણા પાઠો આવે છે. પણ સર દોરાબ તાતા જેવા, જમશેદજી તાતા જેવાના પાઠો કેમ નથી આવતા ?

ભારતીને એના કાગળનો જવાબ આપ્યો :

"સરસ અક્ષરે લખાયેલો તારો કાગળ મળ્યો છે. એવા કાગળોથી હું થાકું તેમ નથી.

૧૩-૬-'૩૨

"તમે બાઈબહેનો વજ્ર જેવાં કઠણ ને મજબૂત થાઓ. ટાઢતડકો સહન કરી લો, એ તો મને ગમે. પણ એવો પ્રયોગ તારી ઉપર મારાથી ઓચિંતો સીમલાના તાપમાં ન થાય. એવી સહનશક્તિની કેળવણી રીતસર ને ધીમે ધીમે લેવાય તો જ ફળે. રોજ કોમળ રહેનાર વખત આવે કઠણ થઈ શકે એ માનવું બહુ ભૂલ છે. એ કુદરતની વિરુદ્ધ થવા જેવું છે. એવી ભૂલના સેંકડો દાખલા મારી નજરે તરે છે.

"સાહિત્ય વાંચવાનું મને ગમે ખરું. નિશાળના જીવનમાં નિશાળના ભણતરથી આગળ ન જઈ શક્યો. ત્યાર પછી તો એક પછી એક એવા વ્યવસાયો આવ્યા કે વાંચવાનું ઓછું જ થઈ શક્યું. જે થયું તે જેલમાં. પણ આથી મેં બહુ ખોયું છે એમ નથી જોતો. વિચારવાનું બહુ મળ્યું.

અને અનુભવની નિશાળનો અભ્યાસ તો વાંચન કરતાં વધારે ઉપયોગ આપે છે જ.

"'કળાને ખાતર કળા' સાધવાનો દાવો કરનાર પણ ખરું જોતાં તેમ નથી કરી શકતા. કળાને જીવનમાં સ્થાન છે. કળા કોને કહેવી એ નોખો સવાલ છે. પણ આપણે બધાએ જે માર્ગ કાપવો છે તેમાં કળા વગેરે સાધન-માત્ર છે. એ જ જ્યારે સાધ્ય થાય ત્યારે બંધનરૂપ થઈ મનુષ્યને ઉતારે છે.

"ઈશ્વર એટલે 'સત્ય'. થોડાંક વર્ષ થયાં ઈશ્વર સત્ય છે કહેવાને બદલે સત્ય ઈશ્વર છે એમ કહેતો થયો છું. એ જ મને વધારે ન્યાયી વાકય લાગે છે. સત્ય સિવાય આ જગતમાં બીજું નથી.

"અહીં સત્યની વ્યાપક વ્યાખ્યા કરવાની છે. એ સત્ય ચેતનમય છે. એ સત્યરૂપી ઈશ્વર અને તેના કાયદા નોખા નથી, પણ એક જ છે, તેથી એ પણ ચેતનમય છે. એટલે આ જગત સત્યમય કે નિયમમય છે એમ કહેવું એકસરખું છે. એ સત્યમાં અનંત શક્તિ ભરી છે. ગીતાના દશમા અધ્યાય પ્રમાણે કહેતાં તેના એક અંશથી જગત ટકી રહ્યું છે. એટલે જ્યાં જ્યાં ઈશ્વર શબ્દ આવે છે ત્યાં ત્યાં સત્ય શબ્દ વાપરીને અર્થ કાઢે તો ઈશ્વર વિષેનો મારો અભિપ્રાય સમજી શકાય.

"જો ઈશ્વર છે — ભલે તેને સત્યરૂપે ઓળખીએ — તો તેની આરાધના કરવાનો ધર્મ થઈ પડે છે. આપણે જેને આરાધીએ છીએ તેવા થઈએ છીએ. પ્રાર્થનાનો અર્થ એથી વિશેષ નથી. પણ એ અર્થમાં બધું સમજાઈ જાય છે ના? સત્ય આપણા હૃદયમાં વસે છે. પણ આપણને તેનું ભાન નથી અથવા પૂરું નથી. તે હાર્દિક પ્રાર્થના થકી થાય છે. . . .

"મારા અક્ષર ઉકેલતાં મુશ્કેલી આવે કે? જેમાં આ કાગળ બીડ્યો છે તે પરબીડિયું સરદારની કૃતિ છે. જેટલા નકામા કોરા કાગળ હાથ આવે છે તેનો આ ઉપયોગ કરવામાં એ પોતાનો ઘણો વખત ગાળે છે.

બાપુના આશીર્વાદ"

આ કાગળ જેનો જવાબ છે તેમાં ઉઠાવેલા મુખ્ય બે પ્રશ્નો ભારતીના કાગળમાંથી જ લઈએ:

"જેને આપણે સંકુચિત અર્થમાં સાહિત્ય કહીએ એ આપને વાંચવાનો શોખ છે કે હતો? જીવનમાં સાહિત્ય, કલા, અને સૌંદર્ય (જેમાં ઇંદ્રિયોનો આનંદ પ્રધાન હોય)ને કેટલો અવકાશ છે એ શંકાસ્પદ ગણાય છે, આપણા દેશના હાલના સંજોગો બાજુએ મૂકીને વિચાર કરતાં પણ. કેટલાક કહે છે કે ઊંચામાં ઊંચી કળા જીવનના મહા પ્રશ્નોથી અળગી નથી રહી શકતી. એ હશે, પણ એવા ઘણા હોય છે કે

જે કળાના પાત્રમાંથી રંગ અને ગંધ અને રૂપથી આનંદ પામી, એટલાથી જ કૃતાર્થ થાય છે. એથી પર કોઈ તત્ત્વનું તેમને ભાન થતું નથી. આપ માનો છો કે કળાની કળા ખાતર જ આરાધના બની શકે એમ છે? અને જો બની શકે તો ઇચ્છવા જોગ છે?

"આપના લખાણમાં ઈશ્વરનું નામ ઘણી વાર આવે છે અને પ્રાર્થના એ જીવનમાં મોટો ભાગ ભજવતી હોય એમ મને લાગ્યું છે. એ શબ્દથી આપના મનમાં શું કલ્પના થાય છે? ઈશ્વર એટલે શક્તિ, અથવા આ દશ્ય-જગતથી કોઈ પરતત્ત્વ કે શું? વળી આપ ઈશ્વરમાં માનો છો તે શેને લીધે? શ્રદ્ધા કે જ્ઞાન કે ભક્તિ કે જીવનમાં એવાં કંઈક ધ્યેયની જરૂર માટે?"

બાપુનો જવાબ એ બાપુની અર્થગર્ભ મિતાક્ષરી શૈલીનો નમૂનો છે. ભારતીના એકેએક પ્રશ્નનો એમાં જવાબ આવી જાય છે. પણ એમાં ઘણુંયે અધ્યાહાર રહી ગયું છે: કળા કોને કહેવી એ પ્રશ્ન તો ઊભો જ છે. પણ સૌંદર્ય કોને કહેવું એ પણ પ્રશ્ન ખરો ના? અનંત આકાશના અગણ્ય રવિચંદ્રતારા આપણા હાથમાં આવી શકતા નથી; નિરંતર જ્ઞાન-ગંભીરતામાં ઘૂઘવતો સાગર હાથમાં તો નથી આવતો, પણ એના પાણીના એક બિંદુના પણ કરોડમા ભાગ જેવા એક પરમાણુ બરાબર આપણે આ વિશ્વમાં છીએ એવું ભાન કરાવે છે; ભવ્ય હિમાચ્છાદિત પહાડો અને નદીઓ — આ બધામાં અખૂટ સૌંદર્ય પડ્યું છે. એ સૌંદર્ય મૂઢ માણસ સિવાય બીજાના ઉપર તો અમુક પ્રકારની ઉન્નતિકર અસર કર્યા વિના નથી રહેતું. આ સૌંદર્ય આવી અસર કરે છે કારણ એ સૌંદર્ય પરિગ્રહ અને ઉપભોગના ક્ષુદ્રભાવથી અબાધિત છે. કેન્ટ કહે છે ને—

"Beauty gives us pleasure from the mere contemplation thereof, apart from the vulgar ideas of possession and use."

"સૌંદર્ય, આપણને પરિગ્રહ અને ઉપભોગના સ્થૂળ વિચારોથી નિરપેક્ષ ભાવે, કેવળ તેનું ચિંતન કરવાથી આનંદ આપે છે."

એટલે જ એ શાંતિપ્રદ છે, ઉન્નતિપ્રદ છે. તેવું જ કળા અને કળાનાં પાત્રોનું છે. કળા માત્ર આત્માની કળા છે, આત્માનું પ્રતિબિંબ છે, એટલે જેવો આત્મા તેવી કળા. આત્માનું જેવું રૂપ, રસ અને ગંધ તેવાં જ કળાનાં. રૂપ, રસ અને ગંધ પણ સાપેક્ષ છે, નિરપેક્ષ નથી. કેવળ રૂપ, રસ અને ગંધથી કૃતાર્થ થનારા પીટર બેલ તો ઘણાય હશે, છે, પણ તેમાં કૃતાર્થતા નથી. કળાની ખાતર કળાની આરાધના ન કળાકાર કરી શકે, ન કળાને ભોગવનાર કરી શકે. કળા કરનારના આત્માનું અંદર પ્રતિબિંબ પડશે અને કળા ભોગવનાર તો કળા જેવી હશે તે પ્રમાણે ચડવાનો કે પડવાનો જ.

બાપુ સવારે ૯ વાગ્યે અને સાંજે ૭ વાગ્યે રોજ સોડા અને લીંબુ પીએ છે. લીંબુ ઉનાળામાં મોંઘાં થાય છે એટલે બાપુએ

૧૪-૬-'૩૨ આંબલી વલ્લભભાઈને સૂચવી. આંબલીનાં ઝાડ તો જેલમાં ઘણાંય છે. વલ્લભભાઈએ એ વાતને હસી કાઢી : "આંબલીના પાણીથી હાડકાં ભાંગે, વા થાય !" બાપુ પૂછે : "ત્યારે જમનાલાલજી પીએ છે તે?" વલ્લભભાઈ : "જમનાલાલજીનાં હાડકાં સુધી આંબલીને પેસવાનો માર્ગ નથી." બાપુ: "પણ એક વાર મેં ખૂબ આંબલી ખાધી છે." વલ્લભભાઈ: "તે કાળે તો આપ પથ્થર પણ હજમ કરી શકતા. આજે તે શી રીતે બને?"

* * *

વલ્લભભાઈ હવે પરબીડિયાં બનાવવામાં પ્રવીણ થતા જાય છે. દરરોજ કંઈક નવી યુક્તિ સૂઝે છે અને કાગળના ટુકડેટુકડા ઉપર એમની નજર હોય છે. બાપુ કહે: "નકામા કાગળો ઉપર તમારું ચિત્ત એવું ચોંટેલું હોય છે, જેવું પેલી બિલાડીનું ઘરોળી ઉપર ચોંટેલું હોય છે."

* * *

આજે આઈ. જી. પી. ડૉઈલ આવી ગયા. બાપુએ 'ક' વર્ગવાળાને કાગળ અને લખવાની સામગ્રી આપવા માટે કાગળ લખ્યો હતો તેને અંગે. એ માણસના વિવેકનો પાર નહોતો. અમારી સૌની સાથે હાથ મેળવ્યા. બાપુને કહે: "ઘણા વ્યવસાયને લીધે જ નથી આવી શક્યો. તમે કરેલી માગણી તદ્દન વાજબી લાગે છે અને મેજર ભંડારીને હું કહી દઈશ. પણ એને માટે સર્વસામાન્ય હુકમો તમે ન માગશો. યોગ્ય માણસોને એ આપવી જોઈએ એ સમજી શકાય છે." વલ્લભભાઈને કહે: "તમારી દીકરીએ કાગળ લખ્યો છે તેના જવાબમાં બેલગામમાંથી સારી સારી બહેનોને અહીં બોલાવી લેવાની વ્યવસ્થા કરું છું. એને લખજો કે એની ચિંતા ન કરે." માણસ બહુ મીઠો લાગ્યો. જેલર પૂછે: "પહેલી જ વાર મળ્યા કે?" મેં કહ્યું: "હા, મજાનો માણસ લાગ્યો." જેલર: "અનુભવ નથી તમને. બોલવે જ મીઠો છે." બાપુનું તો એકે કામ એણે ટાળ્યું નથી, બલ્કે ઘણાં ઘોડાવેગે કર્યાં છે એમ કહી શકાય. પણ ક્યાં આપણો અનુભવ અને ક્યાં એના હાથ નીચેના માણસનો?

ડૉઈલે એક વાત કરી કે મારો સિદ્ધાંત છે કે કેદી બહાર શું કરીને આવ્યો છે તેનો વિચાર ન કરવો, નહીં તો અમારાથી સજ્જનતા જાળવી શકાય જ નહીં. પણ આ વાત બરોબર છે? કોઈ માણસ તોફાની પ્રકૃતિનો

હોય, ખૂનો જ કરીને આવ્યો હોય તોય તેને પણ બીજાંની સાથે જ મૂકી દેવાય. કદાચ એ ઠીક હોય. માણસને દરવાજામાં લાવ્યા કે પછી તેની ઉપરનો વર્તાવ, તેની અંદરની વર્તણૂક અને તેની રહનસહન અને આદતો ઉપર આધાર રાખે છે. તેણે કરેલા ગુના ઉપર શા સારુ આધાર રાખે? અને છતાં કાળી ટોપી, પીળી ટોપી, વગેરે તો એ લોકોને નોખા પાડી જ દે છે.

* * *

બિરલાનું કરન્સી ઉપર લખાતું પુસ્તક વાંચતાં વાંચતાં બાપુ કહે: "જેટલી મોટી ચોરી તે ચોરી નહીં, મોટી લૂંટ તે લૂંટ નહીં, મોટા પ્રમાણમાં ખૂન તે ધર્મયુદ્ધ. દેશનું હેમ લૂંટયું, ખેમ લૂંટયું, ધન ખેંચી જાય છે, તેટલાથી સંતોષ ન થયો એટલે હૂંડિયામણના ત્રાગડા રચ્યા. તેથી સંતોષ ન થયો એટલે રિઝર્વ લૂંટયા. દુનિયામાં એકે દેશ આવી રીતે લૂંટાયો અને હણાયો નહીં હોય. મહમદ ગઝની એક વાર લૂંટીને ચાલ્યો ગયો. મોગલે લૂંટયું હશે તે પણ દેશમાં રહ્યું. પણ આ લૂંટ!!"

૧૫–૬–'૩૨

ડૉઈલ આવી ગયા એ વાતથી અને એણે માગણી તુરત સ્વીકારી એ વાતથી મેજરને કંઈક આશ્ચર્ય થયેલું. પણ ડૉઈલે જે મુદ્દામાલ બતાવ્યો હતો અને જે મેજર તેને આપી આવ્યા હશે એમ અમે અનુમાન કર્યું હતું, અને સ્વીકારી લીધું હતું તે તો મેજર નહીં આપી આવેલા પણ બીજી કોઈ જેલનો હતો એમ એની સાથેની વાતચીત ઉપરથી ખબર પડી. બાપુ કહે: "જુઓ, આપણે આ માણસને ફરી પાછો અન્યાય કર્યો. કોઈ માણસને વિષે તુરતાતુરત ન્યાય આપવા બેસી જવું એ ભયંકર વસ્તુ છે."

...જે અવારનવાર ઉપયોગી છતાં વ્યર્થ, કુતૂહલજનિત સવાલો પૂછે છે તેને બાપુએ કાગળ લખ્યો તેમાંથી:

"તમારી જેમ બીજાએ પણ માનેલું છે કે હું પોતે સંયમી અને બ્રહ્મચારી જીવન ગાળું છું, એટલે મારે તો દીર્ઘાયુ થવું જ જોઈએ. વાસ્તવિક રીતે મારે વિષે આ માન્યતા બરોબર નથી, અથવા તો બીજાની સાથે મુકાબલો કરતાં જ થોડેઘણે અંશે બરોબર ગણી શકાય. લગભગ ૩૦ વર્ષની ઉંમર લગી મેં વિષયસેવન તો કર્યું જ હતું. ખાદ્ય પદાર્થનો સંયમ હતો એવો પણ દાવો નહીં કરી શકાય. કેવળ સ્વાદને ખાતર અનેક વસ્તુઓ ખાતો. પછી ધીમે ધીમે સંયમ તરફ જીવનપ્રવાહ ચાલ્યો. એનો પણ અર્થ એવો તો ન જ કરી શકાય કે હું જિતેંદ્રિય બની

ગયો. ઇંદ્રિયોને અંકુશમાં રાખતાં શીખ્યો, એટલો જ દાવો કરી શકાય. એટલે વિષયાદિની અસર જે શરીર ઉપર થવાની હોય તે તો થઈ જ ચૂકી હતી. તેમાં જેટલો સંયમ ભળ્યો તેટલે અંશે એ અસર મોળી પડી. પણ બીજા સમકાલીન જે એટલો પણ સંયમ ન પાળતા હોય તે મારા ઓછાવત્તા સંયમથી મોહ પામે અને તેથી મારામાં નબળાઈઓ હોય તે તેની નજરે ન ચડે."

જેલ તરફથી મળતી વિશેષ છૂટો — ગમે તે હેતુથી — તમે ન ત્યાગી હોય તેની અસર બીજા ઉપર સારી નથી પડતી એમ લખેલું (અગાઉના કાગળના જવાબમાં) તે પરત્વે લખ્યું: "હું કેદી તરીકે જે છૂટો ભોગવું છું તે વર્ગીકરણને લીધે નથી. હું તો ગુનેગાર કેદીમાં ગણાતો નથી. એવા કેદીઓને પહેલેથી જ ઘણી છૂટો રહેલી છે. પણ આ કાંઈ મારા કાર્યનો બચાવ નથી. મારા જેવા કેદીને તો સરકાર અમુક છૂટો આપે છે. પણ એ છૂટનો ઉપયોગ કરવો ન કરવો તે તો કેદીની ઉપર જ આધાર રાખે છે. એટલે તમે લખો છો તે પ્રમાણે ગેરસમજ થાય એ તદ્દન સ્વાભાવિક છે. એ ગેરસમજનું જોખમ વહોરીને પણ જે છૂટ હું લઈ રહ્યો છું તે લીધાં કરવી એ જ મને સાર્વજનિક દૃષ્ટિએ યોગ્ય લાગ્યું છે. પણ એ વિચારશ્રેણીનો બચાવ કરવાપણું ન હોવું જોઈએ. એની યોગ્યતા સ્વયંસિદ્ધ લાગવી જોઈએ. પણ ન લાગે તોયે જ્યાં સુધી હું યોગ્ય માનું ત્યાં સુધી મારે તેને વળગી રહેવું જોઈએ. આ નીતિ સુકાનીને લાગુ પડે છે. સુકાની જે માર્ગે જતો હોય તેનું હંમેશાં કારણ ન બતાવી શકે. પણ જો તેને જે ખરો માર્ગ લાગતો હોય તે માર્ગને કોઈનું સાંભળીને છોડે તો તે સુકાનીની પદવીને લાયક નથી. એવા સુકાનીએ પોતાના કબજામાં રહેલાં વહાણ ભેખડો પર ચઢાવી દીધાં છે. એટલે મારા જેવાને તમારા જેવાએ જ્યાં જ્યાં શંકા ઊઠે ત્યાં ત્યાં સાવધાન તો કરી જ દેવો જોઈએ. પણ પછી એ સાવધાની છતાં પોતાનો માર્ગ ન છોડે તો એ જ યોગ્ય છે એમ શ્રદ્ધાથી માનવું જોઈએ. એમ કરતાં કેટલીક વાર શ્રદ્ધા ખોટી નીવડે છે. પણ જીવનમાં સામાજિક તંત્ર ચલાવવાનો બીજો રસ્તો છે જ નહીં. મને જ્યારે લાગશે કે અમુક કે એક પણ છૂટ ન ભોગવવી ત્યારે તેનો ત્યાગ કરવાની મારામાં શક્તિ છે, એમ અત્યારે તો મને ભાસે છે. કેવળ સામાન્ય કેદીની જેમ દક્ષિણ આફ્રિકામાં મેં ઠીક વખત રહી જાણ્યું છે.

"કૃષ્ણદાસની બાબતમાં તમે જે સાંભળ્યું તે ક્યાંથી સાંભળ્યું? એ વાત તો સાવ ખોટી જ છે. કૃષ્ણદાસને કાઢી મૂકેલ જ નથી. કેટલાંક કારણોને લીધે તેમણે રજા માગેલી. પણ રજા લીધા છતાં તેનો સંબંધ તો

કાયમ જ રહ્યો છે. કોઈની પ્રેરણાથી એવું પગલું લેવું મારા સ્વભાવની વિરુદ્ધ છે. કૃષ્ણદાસની બાબતમાં કોઈએ મને એવી જાતની પ્રેરણા કરી જ નહોતી. પણ આ વાતનું મૂળ હું જાણવાને ઇચ્છું છું. એટલે જો જણાવી શકાય તેમ હોય તો જણાવશો."

દેવદાસની માંદગીનો તાર ગોરખપુરથી આવ્યો. હવે સારું છે. તાવ ટાઇફૉઈડ નથી એમ હનુમાનપ્રસાદે તારમાં જણાવેલું.

૧૬–૬–'૩૨ તાવની અમને તો ખબર નહોતી. બાપુએ તાવ વિષે વધારે ખબર મંગાવવા તાર કર્યો. તથા દેવદાસને કાગળ લખ્યો :

"ચિ. દેવદાસ,

"મને બીક તો હતી જ. પરમ દિવસે એવું કાંઈક લાગ્યું જ હતું કે ક્યાંકથી એવા સમાચાર આવવા જોઈએ. તેટલામાં કાલે તાર આવ્યો. તુરત વલ્લભભાઈને કહ્યું : 'એ તાર શાનો છે?' તો તારી માંદગીનો નીકળ્યો. ગોરખપુરમાં તું હોય અને તાવમાંથી ઊગરે એ ન બનવા જેવું હતું. પણ ધારી લઉં છું કે આ કાગળ મળે ત્યાં સુધીમાં તું તાવ-મુક્ત થયો હશે. તારા સ્વભાવ પ્રમાણે એવે સમયે તારી પાસે મિત્રમંડળ સગાંસાંઈ વીંટળાઈ રહ્યાં હોય તો તને ગમે એવું મેં માન્યું છે. તેને તું યોગ્ય છો કેમ કે તેં ઘણાની સેવા કરી છે. પણ હું રહ્યો પથ્થરની છાતીનો. એટલે પશ્ચિમ તરફથી ત્યાં દોડી જવા કોઈને પ્રેરવાનું મન જ ન કરું. ને થાય તો દબાવું. તત્ત્વજ્ઞાનનો અમલ તારી ઉપર ન કરું તો કોની ઉપર કરાય? એ તું સમજ, સહન કર, અને પ્રફુલ્લિત રહે એમ હું ઇચ્છું છું. તારાં સગાંસાંઈ, મિત્ર, માબાપ બધું ઈશ્વર છે, બીજાં તો નામનાં છે. તે પોતે અપંગ, તેનું ધાર્યું થોડું જ ઊગે છે? એ ફૂટી બદામનો આશ્રય લેવાને બદલે સર્વવ્યાપક શક્તિનો આશ્રય લેજે. તેની મરજીમાં આવશે એવી મદદ તને તે મોકલી દેશે. મારો વિશ્વાસ તો એવો છે કે તું જ્યાં હશે ત્યાં તારા પાડોશીને તારી તરફ ખેંચી લેશે. જેલમાં જુદો અનુભવ થવાનું કારણ નથી.

"આટલું લખ્યા પછી કહું છું, આશ્રમમાંથી કોઈની હાજરી તું ઇચ્છે તો ત્યાં અવશ્ય તાર કરજે. પણ મારી આશા તો એ છે કે આ મળે ત્યારે તારી માંદગી ભૂતકાળની વાત થઈ ગઈ હો. અમારા બધાના આશીર્વાદ તો તારા ખીસામાં જ છે."

આજે શ્રીમતી નાયડુનો એક સુંદર કાગળ આવ્યો. તેમાં એ પોતાની સુંદર રસોઈની વાત કરે છે :

"Samples of wonderful cookery: toffee made of tamarind pulp and jaggery, khichri cooked in a broth of drumsticks and other delicacies purely original and spontaneous in inspiration!"

"મારી અજબ રસોઈના નમૂના: આમલી અને ગોળની ટૉફી, સરગવાની સીંગના શાક સાથે પકાવેલી ખીચડી, અને બીજી કેટલીયે સ્વાદિષ્ટ વાનીઓ તદ્દન મૌલિક અને સહજ-સ્વયંપ્રેરિત."

એટલે મેં વલ્લભભાઈને કહ્યું: "જેલમાંથી જ સરગવાની સીંગ મળે તો હું તમને બનાવી દઉં." વલ્લભભાઈ કહે: "જા જા, એ તારાથી શેની બને?" બાપુ કહે: "વલ્લભભાઈને તો પેલી ચણાના લોટમાં સરસ રીતે બનાવેલી જોઈએ. અને તમે તો બાફેલી સીંગની વાત કરો છો!" પછી બાપુ કહે: "જો દુનિયામાં ક્યાંય શાકને છેક જ બગાડી નાખીને બનાવવામાં આવતાં હોય તો તે હિંદુસ્તાનમાં છે. ગિબનના પુસ્તકના આરંભમાં રોમના દરબારોની ખાણીપીણી અને મોજશોખની વાત છે તેવી આપણી દશા છે. આપણે ખાવાના અનેક કૃત્રિમ સ્વાદ કરી મૂક્યા, અનેક મસાલાઓ શોધ્યા અને એ મસાલાના સ્વાદને માટે જ શાક ખાઈએ છીએ." મેં કહ્યું: "કેટલીક વસ્તુ મસાલા વિના ન જ ખવાય. મીઠું સૂરણ બાફેલું ખાઈ શકાય પણ વવરતું સૂરણ તો ભઠ્ઠીમાં બાફવું જોઈએ અને પછી એમાં ગોળ આમલી અને મસાલો જોઈએ." બાપુ કહે: "તો એ સૂરણ ન ખાવાલાયક ગણું. અળવીનાં પાન કોઈ બાફેલાં ખાતું જ નથી કારણ ખવાતાં નથી, અને ખવાતાં નથી એટલે એમાં ચણાનો લોટ અને ધૂળપથ્થર વગેરે નાખીએ છીએ. એ પાન ખાવાલાયક નથી એમ કેમ ન સમજીએ?"

* * *

હોર બેલિશા કહે છે: "૧૬૦ લાખ પૌંડનો પરદેશી માલ આવતો ઓછો થયો. એ તો એટલી દેશમાં બચત થઈ. પણ આપણો માલ પરદેશ જતો પણ ઓછો થયો એનું શું? એ વિકટ સવાલ તો લોઝાન અને ઓટાવામાં જ ઊકલી શકે, જ્યાં સામ્રાજ્યની અંદર ખુલ્લા વેપારની નીતિ નક્કી થવી જોઈએ. જો આપણો માલ કોઈ ખરીદે નહીં તો પરાણે શી રીતે ખરીદાવીશું?"

વિનાશકાળે વિપરીત બુદ્ધિ. જો એણે વેપાર પણ કાયમ રાખવો હોય તો તે હાજી હારૂન હારૂન અને પણ્મુખમ્ ચેટી અને અતુલ ચેટર્જી મારફતે કાયમ રાખશે કે એને માટે ગાંધીને તથા પુરુષોત્તમદાસ અને બિરલાને પૂછવું જોઈ શે?

* * *

આ વખતનો આશ્રમમાં લખેલો કાગળ હંમેશની જેમ મહત્ત્વનો હતો. એમાં મજૂરોને રાખવાની શરતોમાં ખાદી, બાળકોને ભણવા મોકલવાં અને દારૂનું વ્યસન નહીં એટલી જ સૂચના છે. એ ઠીક વાત છે. "આપણે વિશ્વાસ રાખવો જોઈએ કે જો આપણે તેના જીવનમાં પ્રવેશ કરશું, તેના સુખદુઃખના સાથી થઈશું, તેનાં બચ્ચાંકચ્ચાંને ઓળખીશું તો બીજા નિયમોનું એ સ્વેચ્છાએ અને જ્ઞાનપૂર્વક પાલન કરશે," ઇત્યાદિ. આપણો સંગ સત્સંગ છે એમ પુરવાર કરી આપવું! આ પછી છારાઓની મિત્રતા કરવાની સૂચના છે — જો હિંમત ચાલે તો — ગજા ઉપરવટ હોય તો નહીં. "આ બધાની દોસ્તી કરવાને માટે શાસ્ત્રીય સરલ નિયમ એ સૂચવે છે કે શૂન્યવત્ થઈને રહેવું." પણ શૂન્યવત્ તો કાં તો જડ કે મૂઢ માણસ રહે, કાં તો પૂર્ણ જ્ઞાની રહે. એમાંથી એકે ન હોય તેને માટે આ દુઃસાધ્ય વસ્તુ છે.

પરશરામનો એક બાળક કાનપુરમાં બહુ માંદો હતો. કાર્ય છોડીને જવાની હિંમત ચાલે નહીં, અને છતાં જીવ વલવલે. એને બાપુએ લખ્યું: "તમારી પાસે એને સારો કરવાની જડીબુટ્ટી હોય અથવા તમારી હાજરી જ જડીબુટ્ટીનું કામ કરે તો જવાનો ધર્મ પેદા થવાનો સંભવ હોય. એટલે કે પોતાના ચાલુ કાર્યમાંથી છૂટી શકાય તો એવે સમયે જવું ઘટે, પણ તે વિમળના ભાઈને ખાતર નહીં. પણ એવી સ્થિતિમાં ગમે તે દરદી હોય તેને સારુ તમારી હાજરી જડીબુટ્ટી થઈ પડે તો જવું જોઈએ. આવા અનુભવ લેતાં લેતાં જ હૃદયની દુર્બળતા મનુષ્ય કાઢી શકે છે. આપણે આશા રાખીએ કે એ બાળકની તબિયત સારી થઈ ગઈ હશે."

કેટલાક માણસો તણાઈને ખૂબ કામ કર્યે જાય છે, કેવળ સ્પર્ધાના ભાવથી, તેને માટે તો વધારેમાં વધારે કલાક પણ ઠરાવવા જોઈએ એ સૂચના વિષે: "કામની બાબતમાં વધારેમાં વધારે કલાકની મર્યાદા બાંધી શકાય તો બાંધવા જેવું છે એમ હું માનું છું. પણ એ દરેકને સારુ નોખી હોઈ શકે એમ મને ભાસે છે. જ્યાં ભાવના કૌટુંબિક છે અને જ્યાં પ્રત્યેક મનુષ્ય બીજાના જેટલો જ પોતાને જવાબદાર માને છે ત્યાં બધાને સારુ વધારેમાં વધારે મર્યાદા બાંધવી એ અશક્ય તો છે જ, કદાચ અયોગ્ય પણ હોય. જેનું શરીર કામ કરે છે, જેનું મન તૈયાર છે, જેની પાસે બીજું કાંઈ પણ વધારે સેવાનું કાર્ય નથી, તે પોતાનો વખત સંસ્થાસેવામાં ન જ આપે, એવો કાયદો કેમ ઘડી શકાય? એટલે સાર હું તો એટલો જ કાઢી શકું છું કે આપણા કામમાં બધેય વિવેક હોય, સાત્ત્વિકતા હોય, અને ધાંધલ ન હોય, તો કોઈને બોજો લાગે જ નહીં. બોજો હંમેશાં બહારના દબાણથી કાંઈ આપણે કરતા હોઈએ ત્યારે જ લાગે છે. સ્વેચ્છાએ અને

આનંદપૂર્વક કરેલા કામનું દબાણ નથી લાગતું. પણ જેની પ્રવૃત્તિ આસુરી છે, એ સ્વાર્થને વશ થઈને પોતાના શરીરની પાસેથી અનેક પ્રકારનાં કામ લે છે, અને પછી પડી ભાંગે છે. એવા માણસ સ્વસ્થચિત્ત તો હોતા જ નથી અને એને આપણે નમૂનારૂપ કોઈ પણ રીતે લઈ શકતા નથી."

બીજો એક ઉદ્ગાર એ જ કાગળમાંથી: "વ્યભિચારીને માટે સ્ત્રી એ અવગુણની ખાણ જ છે, એમ કહેવામાં દોષ નથી. જેમ અર્થ-લોભીને સારુ સોનાની ખાણ એ નરકની ખાણ છે, પણ જગતને સારુ એ નરકની ખાણ નથી, સોનાના સદુપયોગ ઘણા છે."

નારાયણપ્પાને:

"There is nothing like finding one's full satisfaction from one's daily task however humble it may be. To those that wait and watch and pray God always brings greater tasks and responsibilities."

"આપણાં રોજનાં કામ ગમે તેટલાં નાનાં હોય પણ તેમાંથી આપણે પૂરો સંતોષ મેળવી લઈએ એના જેવું બીજું કશું નથી. જેઓ રાહ જુએ છે, જાગ્રત રહે છે, અને પ્રાર્થના કરે છે તેને ઈશ્વર હંમેશાં મોટાં કામો અને મોટી જવાબદારીઓ મેળવી જ આપે છે."

મીરાના કાગળમાં હાથની પીડા અને અલૂણા ખોરાકનું વર્ણન કરીને લખે છે:

"There is a splendid sentence in Sir James Jeans' book: 'Life is a progress towards death.' Another reading may be life is a preparation for death. And somehow or other we quail to think of that inevitable and grand event. It is grand event as a preparation for a better life than the past, as it should be for everyone who tries to live in the fear of God."

"સર જેમ્સ જીન્સના પુસ્તકમાં એક ભવ્ય વાક્ય છે: 'જીવન એ મરણ તરફની પ્રગતિ છે.' બીજો પાઠ એ હોઈ શકે કે જીવન એ મરણ માટેની તૈયારી છે. પણ કોણ જાણે કેમ એ અનિવાર્ય અને ભવ્ય પ્રસંગનો વિચાર કરતાં આપણે ધ્રૂજી ઊઠીએ છીએ. આપણા ભૂતકાળના જીવન કરતાં વધુ સારા જીવનની તૈયારી તરીકે પણ એ પ્રસંગ ભવ્ય છે, અને જેઓ ઈશ્વરનો ડર રાખીને ચાલવાનો પ્રયત્ન કરે છે તેમને માટે તો એ હમેશાં સારા જીવનની તૈયારી જ હોય છે."

. . .એ પૂછ્યું કે ઝેરી સાપને શરીર ઉપરથી ચાલ્યો જવા દેવા વિષેની વાત સાચી છે? બાપુએ લખ્યું : "સાંપકી બાત ઠીક હૈ ઔર ઠીક નહીં ભી. સાંપ મેરે શરીર પરસે ચલા જા રહા થા. ઐસે મૌકે પર ચૂપચાપ પડે રહનેકે સિવા ઔર મૈં યા તો દૂસરા કોઈ ક્યા કર સકતા થા? ઇસલિયે ઇસમેં કોઈ સ્તુતિકા કારણ નહીં દેખતા, જૈસી સ્તુતિ લેખકને કી હૈ. ઔર વહ ઝહરીલા થા, યા નહીં યહ તો કૈસે કહા જા સકતા હૈ? મૃત્યુ કોઈ ભયંકર ઘટના નહીં હૈ. ઐસે ખ્યાલ બહુત વર્ષોંસે રહનેકે કારણ મેરે પર કિસીકી મૃત્યુ જ્યાદહ સમય અસર નહીં કર સકતી હૈ."

બાપુએ મીરાના કાગળમાં જીવનને મરણની તૈયારી કહ્યું. ગેટેને પોતાનો પ્રાણેશ્વર માનનારી બેટીના એક કાગળમાં એ જ શબ્દ વાપરે છે:

૧૭-૬-'૩૨

"How could I be other than happy in the thought that at last he has attained that eternal bliss for which his whole earthly life had been a preparation?"

"એમને છેવટે શાશ્વત શાન્તિ મળી છે એ વિચારથી મને આનંદ કેમ ન થાય? તેમનું આખું દુન્યવી જીવન એને માટે તૈયારીરૂપ હતું."

છગનલાલ જોષીને કાગળ લખ્યો તેમાં અપરિગ્રહવ્રતની વ્યાખ્યા વિષે પૂછેલું તે ફરી સમજાવ્યું : "કુદરત જીવમાત્રને માટે પ્રતિક્ષણની હાજત પ્રતિક્ષણ પેદા કરે છે અને લવલેશ પણ વધારે પેદા નથી કરતી એ સત્ય હું તો રોજ અનુભવી રહ્યો છું, અને એ મહાન કાયદાનો આપણે ઇચ્છાએ અનિચ્છાએ, જાણ્યે અજાણ્યે પ્રતિક્ષણ ભંગ કરીએ છીએ, એ પણ જોઈ રહ્યો છું. અને એવા ભંગથી એક તરફથી ઘણા માણસો ભોગથી પીડાય છે અને બીજી તરફથી અસંખ્ય માણસો ભૂખથી પીડાય છે, એ તો આપણે બધા જોઈ શકીએ છીએ. એટલે એક તરફથી ભૂખમરો અને બીજી તરફથી અમેરિકાના ધનિકો અર્થશાસ્ત્રનો ખોટો અર્થ કરીને અનાજનો નાશ કરે છે, એ આપત્તિમાંથી ઊગરી જવાનો આપણો પ્રયત્ન છે. હા, આ કુદરતના કાયદાનું પૂર્ણ પાલન અત્યારે તો અશક્ય છે જ. પણ તેથી આપણે ગભરાઈ જવાનું કાંઈ કારણ નથી."

પ્રાર્થના વિષે પૂછતાં પ્રેમાબહેને ટકોર કરેલી કે તમે સાકારમૂર્તિનો નિષેધ કેમ કરો છો? ઈશ્વર વિષેની ભાવના આપણી સામાજિક, રાજકીય સ્થિતિની સાથે બદલાતી ગઈ છે. શંકરના કાળમાં સ્વરાજ હતું એટલે ઈશ્વરની સાથે સમાનતાની વાત હતી, રામાનુજના વખતમાં ગુલામી હતી

એટલે માણુસે દાસાનુદાસ થવાનું માગ્યું. સાકારનો નિષેધ કરો છો છતાં તુકાએ તો 'सुंदर तें ध्यान उभा विटेवरी'માં જ સાક્ષાત્કાર કર્યો છે. એ વિષે બાપુએ લખ્યું: "પ્રાર્થનામાં સાકારમૂર્તિનો મેં નિષેધ નથી કર્યો. નિરાકારને ચડતું સ્થાન આપ્યું છે. કદાચ એમ ભેદ કરવો એ બરોબર ન હોય. કોઈને કંઈ ને કોઈને કંઈ માફક આવે. એમાં સરખામણીને સ્થાન ન હોય. મારી દૃષ્ટિએ નિરાકાર વધારે સારું લાગે. શંકર રામાનુજ વિશેનું પૃથક્કરણ મને બરોબર નથી લાગ્યું. પરિસ્થિતિના કરતાં અનુભવની અસર વધારે હોય છે. સત્યના પૂજારીની ઉપર પરિસ્થિતિની અસર ન થવી જોઈએ. તેને ભેદીને નીકળી જવાનું રહે છે. પરિસ્થિતિને આધારે બંધાયેલ અભિપ્રાય ઘણી વાર ખોટા આવે છે, એમ આપણે જોઈએ છીએ. પ્રસિદ્ધ દાખલો આત્મા ને દેહનો છે. આત્માનો અત્યારે દેહની સાથે નિકટ સંબંધ છે, તેથી દેહથી ભિન્ન તેવો આત્મા ઝટ નથી દેખાતો. આ પરિસ્થિતિને ભેદીને જેણે પહેલું વચન ઉચ્ચાર્યું: 'આ નહીં', તેની શક્તિને હજુ કોઈ પહોંચ્યું જ નથી. આવાં અનેક ઉદાહરણો તને સહેજે મળી આવશે. તુકારામ ઇત્યાદિ સંતોનાં વચનોનો શબ્દાર્થ કરવો યોગ્ય જ નથી. તેનું એક વચન હમણાં વાંચવામાં આવ્યું છે એ તારે સારુ ઉતારું છું: 'केला मातीचा पशुपति'વાળું અભંગ. આમાંથી હું એ સાર ખેંચું છું કે આવા સાધુસંતની ભાષાની પાછળ જે કલ્પના રહી છે તે આપણે જોવી જોઈએ. એ સાકાર ભગવાનનું ચિત્ર ખેંચતા હોય છતાં નિરાકારને ભજતા હોય. એ આપણે પ્રાકૃત મનુષ્યો ન કરી શકીએ તેથી તેઓનો ભેદ સમજીને ન ચાલીએ તો મરી રહીએ."

બીજા ઉદ્ગારો એ જ કાગળમાં: "જેને પોતાના કામમાં તન્મયતા છે તેને બોજો કે થાક નથી લાગતો. જેને રસ નથી તેને ઓછું પણ વધારે લાગે છે. જેમ કેદીને એક દિવસ પણ વર્ષ જેવો લાગે છે, ભોગીને એક વર્ષ દહાડા જેવું લાગે છે. યુરોપનું સંગીત પહેલાં સાંભળતો ત્યારે કંટાળો આવતો. હવે જ તેમાં કાંઈક સમજ ને રસ પડે."

પરશરામે વધારેમાં વધારે કામની હદનો સવાલ પૂછ્યો હતો તેને બાપુએ આપેલા જવાબ અને આ ઉપરના ઉદ્ગારોની સાથે નીચેના ઉદ્ગારો સરખાવવા જેવા છે:

"The man who loves God does not measure his work by the eight hour system. He works at all hours and is never off duty. As he has opportunity he does good. Everywhere, at all times, and in all places, he finds opportunity to

work for God. He carries fragrance with him wherever he goes."

"જે માણસ ઇશ્વરને ચાહે છે તે રોજના આઠ કલાકને હિસાબે પોતાના કામનું માપ નથી કરતો. એ તો સતત કામ કરતો જ હોય છે. એને છુટ્ટી જ નથી હોતી. તક મળતી જાય તેમ તે ભલું કરે છે. સદાસર્વદા અને સર્વત્ર એને પ્રભુપ્રીત્યર્થે કામ કરવાની તક મળે જ છે. જ્યાં જાય ત્યાં એ પોતાની ખુશબો ફેલાવે છે."

. . . ને લખેલા કાગળમાંથી: "તમે આત્મવિશ્વાસ ખોઈ બેસો તે બરાબર નથી. કુવિચારો માણસને ઘણી વાર આવે, પણ ઘરમાં જેમ કચરો ભરાય, તેને જે વખતોવખત કાઢ્યાં કરે છે તે સ્વચ્છ છે અને પોતાનું ઘર સ્વચ્છ રાખે છે એમ કહેવાય. એ જ રીતે કુવિચારને જેવા આવે તેવા જ કાઢ્યાં કરે તેનો સદા જય જ છે. તે કદી દંભી ન કહેવાય. એ દંભમાંથી બચવાને સારુ મેં તો સુવર્ણ ઉપાય બતાવ્યો છે કે એ વિચારોને આપણે કદી છુપાવવા નહીં, પણ જાહેર કરી દેવા. તેની દાંડી પીટવાની પણ જરૂર નહીં. કોઈક મિત્રને તો કહી જ દેવા જોઈએ. અને આખું જગત જાણે તોયે હરકત નહીં, એવી માનસિક સ્થિતિ હોવી જોઈએ. વિનોબાના વચન ઉપર શ્રદ્ધા રાખજો અને નિરાશ ન થજો."

બહાર કામ કરવા જનાર રાજકીય કેદીઓને બેડી પહેરાવે છે તેની સામે સત્યાગ્રહ કરવો જોઈએ એ વિષે: "કેદીઓના વર્તન વિષે અહીંથી પ્રગટ કરવા જેવું કંઈ લખી જ ન શકાય. તમે લખો છો એ તો બરોબર છે કે એનું વધારે સ્પષ્ટીકરણ થવું જોઈએ. એ તો હવે અવસર મળ્યે થાય. બેડી વિષે તમારી દલીલ સમજ્યો છું, પણ મારો અભિપ્રાય હજી કાયમ છે. કેમ કે મારા મનથી રાજદ્વારી અને બીજા કેદીઓ વચ્ચે હું ભેદ નથી ગણતો. એટલે આખા કેદખાનાની પદ્ધતિમાં સુધારાની આવશ્યકતા છે. કેદખાનું એ સજાનું સ્થાન નહીં પણ સુધારાનું સ્થાન છે એવું ગણાવું જોઈએ, અને એવું ગણાય તો એક માણસ જેણે જૂઠો દસ્તાવેજ ઘડ્યો હોય અને તેને સારુ કેદમાં પડ્યો હોય તેને શા સારુ બેડી હોય? બેડીથી તો એ સુધરવાનો નથી. એના ભાગી જવાનો ભય ન હોય, તોફાન કરવાની એનામાં શક્તિ ન હોય, ઇચ્છા પણ ન હોય, એવાને બેડી પહેરાવવી એ મને અસહ્ય લાગે. પણ એક રાજદ્વારી કેદી હોય, એ શરીરે તમારા જેવો પહેલવાન હોય, રોજ જેલ ફાડવાના ઘાટ ઘડતો હોય, હાથનો છૂટો હોય, મોઢાનો છૂટો હોય, એને બેડી પહેરાવવાનો હું ધર્મ માનું. આમાંથી સાર એટલો જ કાઢવા ઇચ્છું છું કે રાજદ્વારી અને અરાજદ્વારી એ

ભેદ ખોટો છે. અને આપણો સુધારકનો ધર્મ તો એવો છે કે જે કાંઈ સગવડ માનીએ એ કેવળ નીતિના ધોરણ પર બંધાયેલી હોવી જોઈએ, અને એવા પ્રકારના બધા કેદીને લાગુ પડતી હોવી જોઈએ. રાજદ્વારીને ઘઉં અને અરાજદ્વારીને મકાઈ એ મારે સારુ અસહ્ય હોવું જોઈએ. પણ મકાઈ હજમ ન થઈ શકે એવા ખૂની કેદી હોય તો તેને ઘઉં મળવા જોઈએ; અને મકાઈ ને સહેજે હજમ કરે એવો સરસ હોજરીવાળો રાજદ્વારી કેદી હોય તો એ પોતે ઘઉં છોડીને મકાઈ જ માગી લે અને તેમ કરીને બીજાને ઢાંકે. પણ આ તો મારા વિચાર થયા. એનો આ સ્થાનેથી મારાથી આગ્રહ થાય જ નહીં. સૌ પોતાના અંતર્નાદને અનુસરે."

૧૮–૬–'૩૨

આ અઠવાડિયાના હજી ઘણુાય કાગળ નોંધવા જેવા રહે છે. પ્રાર્થના અને ધ્યાનનો વિષય તો અવારનવાર ચર્ચાયાં જ કરે છે. ભાઉને ધ્યાન વિષે વિગતવાર સૂચનાઓ કરી:

"કલ્પનાનું ચિત્ર તો ગમે તે ખેંચ્યું હોય, અને તેનું ધ્યાન ધર્યું હોય તો એમાં હું દોષ નથી જોતો. પણ ગીતા માતાના ધ્યાનથી સંતોષ થાય તો બીજું શું? ગીતાનું ધ્યાન એ રીતે થઈ શકે: એક તો એને માતારૂપે માની છે, એટલે સામે માતાના ચિત્રની જરૂર રહેતી હોય તો કાં તો પોતાની માતા જ (જો મરી ગયેલી હોય તો) તેનામાં કામધેનુનું આરોપણ કરીને ગીતારૂપ માનીને ધ્યાન ધરવું. અથવા ગમે તે કાલ્પનિક ચિત્ર મનમાં ખેંચવું. એને ગોમાતાનું રૂપ આપ્યું હોય તો પણ ચાલે. બીજી રીત જો થઈ શકે તો એને વધારે સારી માનું છું. આપણે હંમેશાં જે અધ્યાય બોલતા હોઈએ, તેમાંના અથવા ગમે તે અધ્યાયના કોઈ પણ શ્લોક કે કોઈ પણ શબ્દનું ધ્યાન ધરવું એટલે એનું ચિંતવન કરવું. ગીતામાં જેટલા શબ્દ છે તેટલાં તેનાં આભૂષણ છે અને પ્રિયજનના ગમે તે આભૂષણનું ધ્યાન ધરવું એ પણ તેનું જ ધ્યાન ધર્યા બરાબર છે; તેવું ગીતાનું છે. પણ આ સિવાય બીજી પણ રીત કોઈ ને સાંપડે તો ભલે એ રીતે ધ્યાન ધરે. જેટલાં મગજ તેટલી વિવિધતા હોય છે. કોઈ બે વ્યક્તિ એક જ રીતે એક જ વસ્તુનું પણ ધ્યાન ધરતી નથી. બેયના વર્ણનમાં અને કલ્પનામાં કંઈક ને કંઈક તો ભેદ હશે જ.

"છઠ્ઠા અધ્યાય પ્રમાણે યત્કિંચિત્ પણ સાધના કરેલી નિરર્થક નથી જતી. અને જ્યાંથી રહી ગઈ હોય ત્યાંથી બીજા જન્મમાં તે આગળ ચાલે છે. અને એ જ પ્રમાણે કલ્યાણમાર્ગ તરફ વળવાની ઇચ્છા છે ખરી પણ

આચરણની શક્તિ નથી, તેની ઇચ્છા બીજા જીવનમાં વધારે દૃઢ થાય એવો અવસર તેને પ્રાપ્ત થશે જ. એ વિષે પણ મારા મનમાં કાંઈ જ શંકા નથી. પણ એનો અર્થ એમ ન કરાય કે ત્યારે તો આપણે આ જન્મમાં શિથિલ રહીએ તો પણ ચાલે. એવી ઇચ્છા તે ઇચ્છા નથી અથવા એ બૌદ્ધિક છે, પણ હાર્દિક નથી. બાહ્દિક ઇચ્છાને કશું સ્થાન જ નથી. એ મૃત્યુ પછી રહેતી નથી. પણ જે ઇચ્છા હૃદયમાં ઊતરી છે તેની પાછળ પ્રયત્ન તો હોવો જ જોઈએ. પણ અનેક સંજોગોને લઈને, શારીરિક નબળાઈને લઈને એ ઇચ્છા આ ભવે પાર ન પડે એ સાવ સંભવિત છે. અને એવો અનુભવ આપણે રોજ કરીએ છીએ. પણ એ ઇચ્છા લઈને જીવ દેહને છોડે છે અને બીજા જન્મમાં આ જન્મની ઉપાધિઓ ઓછી થઈને ઇચ્છા ફળે છે, અથવા વધારે દૃઢ તો થાય જ છે. એમ કલ્યાણકૃત્ ઉત્તરોત્તર આગળ વધ્યે જ જાય છે.

"જ્ઞાનેશ્વર મહારાજે નિવૃત્તિનાથની હયાતીમાં તેમનું ધ્યાન ધર્યું હોય તો ભલે ધર્યું. પણ એમ થતાં આપણે સારુ એ અનુકરણીય નથી એવો મારો દૃઢ અભિપ્રાય છે. જેનું ધ્યાન ધરવું છે એ પૂર્ણતાને પામેલ વ્યક્તિ હોવી જોઈએ. જીવતી વ્યક્તિને વિષે એવું આરોપણ કરવું એ મુદ્દલ ઠીક નથી અને અનાવશ્યક છે. પણ જ્ઞાનેશ્વર મહારાજે શરીરધારી જીવતા નિવૃત્તિનાથનું ધ્યાન ન ધર્યું હોય અને પોતાની કલ્પનાની પૂર્ણતાને પામેલા નિવૃત્તિ-નાથનું ધ્યાન ધર્યું હોય એ બની શકે. પણ એવા પ્રપંચમાં આપણે ક્યાં પડવા જઈએ? અને જ્યારે જીવિત મૂર્તિનું ધ્યાન ધરવાનો પ્રશ્ન ઊઠે તે વખતે કલ્પનાની મૂર્તિને સ્થાન નથી. અને એનો ઉલ્લેખ કરીને ઉત્તર આપ્યો તો એ ઉત્તરથી બુદ્ધિભ્રંશ થવાનો સંભવ છે.

"પહેલા અધ્યાયમાં જે નામો આપ્યાં છે તે બધાં નામો મારા મત પ્રમાણે વિશેષનામ કરતાં ગુણવાચક વધારે છે. દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચેના સંગ્રામનું વર્ણન આપતાં એ વૃત્તિઓને કવિએ મૂર્તિમંત કરી છે. પાંડવ અને કૌરવની વચ્ચે ખરેખર યુદ્ધ હસ્તિનાપુર પાસે થયું હોય એનો આ કલ્પનામાં નિષેધ નથી. તેવું કોઈ તે યુગનું દૃષ્ટાંત લઈને કવિએ એ મહાન ગ્રંથ રચ્યો છે એવી મારી કલ્પના છે. આમાં ભૂલ હોઈ શકે. અથવા એ બધાં ખરેખર ઐતિહાસિક નામ હોય તો ઐતિહાસિક આરંભને સારુ એ નામો આપવાં અનુચિત ન ગણાય. અને વિષયવિચારને સારુ પહેલો અધ્યાય આવશ્યક છે, એટલે ગીતાપાઠ વખતે એ ભણી જવો પણ આવશ્યક છે.

"કોઈએ બનાવેલ પૂણીમાંથી કાંતવું એ યજ્ઞ અવશ્ય અપૂર્ણ છે. અપંગ હોવાને લીધે મારા જેવો અત્યારે પૂણી ન બનાવી શકે એ શક્ય છે. પણ જેનામાં શક્તિ છે તેણે તો પોતાની પૂણી બનાવવી જ જોઈએ."

મથુરાદાસનો નાશિકથી કાગળ આવ્યો. તે લખે છે કે મેં વિવાહ-ભંગના સમર્થનમાં એક નાટક લખ્યું છે તે કિશોરલાલભાઈને પસંદ પડ્યું છે. સંતતિનિયમનની આવશ્યકતા બતાવવા માટે એણે એ દલીલ કરી કે બ્રહ્મચર્ય બધાયને માટે શક્ય નથી. પશુની સાથે માણસને સરખાવાય નહીં. પશુ ગમે ત્યારે ગમે ત્યાં વિષય સંતોષી લે છે. માણસ તેમ કરી શકે નહીં ઇત્યાદિ. એના અનર્થ થાય તેથી એ અનિષ્ટ ન કહેવાય; જેમ છાપવાની કળામાંથી ભયંકર પરિણામ આવ્યાં તેથી એ કળા અનિષ્ટ સિદ્ધ નથી થતી ઇત્યાદિ ઇત્યાદિ.

બાપુએ એને લખ્યું: "તું નાટક લખશે એવું કદી ધાર્યું નહોતું. તારા વિચારો ખૂબ આધુનિક સુધારાની તરફ વળી રહ્યા છે. અમુક મર્યાદાની અંદર છૂટાછેડા થવા જોઈએ એમ હું માનું છું ખરો, પણ એનો પ્રચાર કરવાનું જરાય મન ન થાય. આપણે આપણી વૃત્તિઓના સામાન્ય રીતે તો એવા ગુલામ છીએ કે જે માનસિક સ્થિતિ આજે હોય તે કાલે રહેશે એવો વીમો ન ઉતારી શકાય. એટલે સ્વેચ્છાએ થયેલા વિવાહ બહુ સબળ કારણ ન હોય ત્યાં સુધી ન તૂટે એ જ બરોબર જણાયાં કરે છે. અસ્પૃશ્યતાના પ્રશ્ન પર બાની સાથે મેં છૂટાછેડા કર્યા હોત તો આજે જે સુંદર સ્થિતિ વર્તે છે તે તો ન જ હોત ના! બા કોણ જાણે ક્યાં પડી હોત! અને હું કેવા વિવાહ કરી બેઠો હોત એ કોણ કહી શકે? પણ છેડા છૂટા ન જ થઈ શકે એ વારસામાં ઊતર્યું; એટલે એ વિષમ કાળ વીતી ગયો અને અત્યારે તો એનાં સ્મરણો જ રહી ગયાં. એથી મારી આશા છે કે તારા પુસ્તકમાં તેં જ્યારે ઇચ્છા થાય ત્યારે એકબીજાને છેડા છોડવાની વગર સ્ટેમ્પની પરવાનગી નહીં આપી હોય.

"વિષયેચ્છા થાય ત્યારે તે તૃપ્ત કરવાનો મનુષ્યનો ધર્મ હોય તો તો સંતતિનિયમનના કૃત્રિમ ઉપાયોની આવશ્યકતા હું સમજી શકું. પણ જો સંતતિની ઇચ્છા વિનાનો વિષયભોગ એ પાપનું મૂળ ગણીએ — અને મારી દૃષ્ટિએ ગણવું જોઈએ — તો કૃત્રિમ ઉપાયોથી સંતતિની ઉત્પત્તિ રોકવી એ પાપનું વ્યાજ ચઢાવવા જેવું છે. કુદરતનો તો નિયમ છે જ કે જેવું કરે તેવું ભરે. મનુષ્ય વિષય આચરે તો ભલે સંતતિનો બોજો ઊંચકે. સ્ત્રી શું કામ ઊંચકે એ પ્રશ્ન અપ્રસ્તુત ગણાય, કેમ કે આપણે સ્ત્રીને સંપૂર્ણ સ્વતંત્ર

ગણીએ છીએ. અત્યારે કૃત્રિમ ઉપાયોનો જે ઉપયોગ પશ્ચિમમાં થઈ રહ્યો છે એનું એક પરિણામ તો આવી જ રહ્યું છે કે વિવાહની પવિત્રતા ચાલી ગઈ છે અને જેને જે વખતે ફાવે તે વખતે છૂટથી ભોગ ભોગવી લે છે. આ વસ્તુના પ્રચારને વરસો તો કાંઈ હજુ ગયાં નથી, એટલામાં જેને આજ લગી પવિત્ર બંધનો માન્યાં છે એ તૂટી રહ્યાં છે. અત્યારે તો સારા ગણાતા પશ્ચિમના વિચારકો એમ માનતા થઈ ગયા છે કે વિવાહ એક વહેમ છે. અને સગાં ભાઈબહેન પણ એકબીજા પ્રત્યે વિકારવશ થાય તો એ વિકારને સંતોષે એમાં દોષ નથી એટલું જ નહીં પણ એ યોગ્ય જ છે. આ બધા વિચારોને હું એક છેડેથી બીજે છેડે જવા જેવી અતિશયતા નથી સમજતો. પણ સંતતિનિયમનની પાછળ રહેલી વિચારશ્રેણીનું આ સીધું અને સહજ પરિણામ છે. અને એવું બની પણ શકે કે આપણે આજે વિવાહ વગેરેનાં બંધનો આત્મપોષક માન્યાં છે એ આત્મનાશક હોય. પણ હું એવી વસ્તુઓની દલીલને ખાતર શક્યતાના સ્વીકારની આગળ જઈ જ શકતો નથી. નીતિ અને શાસ્ત્રને નામે થતી આ બધી વાતો મને અત્યંત ભયંકર લાગે છે. ખોટી દયાથી, અધીરાઈથી, અને પોતાના ક્ષણિક અનુભવોમાંથી આ નવા વિચારોના ફુવારા ઊડી રહ્યા છે, એમાં આપણે ભીંજાઈ ન જઈએ એમ હું ઇચ્છું છું. વળી એ કૃત્રિમ ઉપાયોને હિંદુસ્તાનની પરિસ્થિતિ જોતાં અત્યારે તો સ્થાન નથી જ. અસંખ્ય માણસોનાં શરીર હણાઈ ગયાં છે, મન નબળાં પડી ગયાં છે, ત્યાં વિષયેચ્છા જાગ્રત થઈ કે તૃપ્ત કરવા મંડી જાય એટલે આપણી ઉન્નતિને તાળું દેવાઈ જાય. આ ઉપાયોનો ઉપયોગ કરી રહેલા માણસો તો ખરેખર નપુંસક જેવા છે. છાપાંઓમાં જે જાહેરખબર આવે છે તેની ઉપર નજર ફેરવી જજે. આ વાત તો હું બહોળા અનુભવ ઉપરથી કહું છું. 'નીતિનાશને માર્ગે'ના લેખો લખાયા એ દરેક અઠવાડિયે આવતા શક્તિહીન વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના કાગળોના જવાબમાં લખાયેલા છે. હિંદુસ્તાનના નવયુવકોએ તો પોતાની ઉપર બળાત્કાર કરીને પણ સંયમનો પાઠ ગોખવાનો છે. બાળાઓની પણ ભારે વિચિત્ર સ્થિતિ છે. આશ્રમમાં ઊછરેલી . . . જેવી છોકરી પંદર વરસની, શરીરે નબળી, પરણવાની માગણી કરે એ કેવી વિચિત્ર વાત! પંદર વર્ષની છોકરીને વિકાર શું કામ પેદા થાય? પણ આપણું વાતાવરણ જ મલિન છે. બચપણથી જ બાળકો અને બાળાઓને વિકારના પ્યાલા પિવડાવવામાં આવે છે. એવાને વિકારોને વશ થવાનો ધર્મ શીખવવાને હું તો જરાયે તૈયાર ન થાઉં. પણ હવે આ વાતને ન લંબાવું. આટલેથી મારા વિચાર તું જાણી શકશે."

દેવદાસનો કાલે તાર આવ્યો. તેમાં તાવની વિગત હતી. ૧૨ દિવસ થયાં તાવ આવે છે. નરમ ટાઇફૉઈડની શંકા જાય છે. વધારેમાં વધારે ૧૦૨ અને છેલ્લાં ત્રણ દિવસ થયાં ૧૦૦ની નીચે છે. હવા અતિશય ખરાબ છે. તમારો કાગળ નથી. બાપુ કહે: "હવાનું વર્ણન એ માટે લખ્યું છે કે તમે મારી બદલી કરાવી શકતા હો તો કરાવો."

સવારે એનો વિચાર કરતા હતા. વલ્લભભાઈ કહે: "એને બદલાવવો જ જોઈએ." બાપુ કહે: "કોઈની મારફતે તો નહીં જ. અરજી કરવી હોય તો આપણે જાતે જ કરીએ. પણ મન નથી થતું. હરિલાલ દક્ષિણ આફ્રિકાની જેલમાં બહુ ખરાબમાં ખરાબ જગ્યાએ હતો, પણ તેની બદલી તેણે પોતે કરાવી, મેં માગણી નહીં કરેલી." વલ્લભભાઈ કહે: "આપણે ક્યાં કેદી છીએ? અહીં સ્થિતિ જુદી છે, અરજી કરવી જોઈએ." એટલે આખરે બાપુએ માન્યું અને હેલીને તાર કર્યો કે મારો દીકરો કોઈ પણ કારણ વિના સાથી વિનાનો અને ભયંકર ખરાબ જગ્યા ગોરખપુરમાં છે. એ તાવમાં પડ્યો છે, એને કાં તો દેહરાદૂન બદલો, કાં તો અમારે ત્યાં અહીં મોકલો."

૯-૬-'૩૨

આજે સવારે પ્રાર્થનામાં ૧૧મો અધ્યાય હતો. પ્રાર્થના પૂરી થયા પછી બાપુ કહે: "મિ. બેકર જ્યારે મને વેલિંગ્ટન કન્વેન્શનમાં ખ્રિસ્તી બનાવવા માટે લઈ ગયેલા તે દિવસ યાદ આવે છે. એ હંમેશાં મારી સાથે ચર્ચા કરે. હું એને કહું કે મારામાં તું શ્રદ્ધા જાગ્રત કર. જે જે યોગ્ય અસર તું મારા પર પાડવા ઇચ્છતો હોય તે પાડવા દેવા હું તૈયાર છું. એટલે એ કહે કે વેલિંગ્ટન કન્વેન્શનમાં ચાલ. ત્યાં સમર્થ પુરુષો આવશે. તેને તું મળશે એટલે તારી ખાતરી થયા વિના રહે જ નહીં. આખા ડબ્બામાં બધા ગોરાઓ બેઠેલા અને હું એકલો ઉપરના બંકમાં ભરાઈને બેઠેલો. એ લોકો કહે, જો આ તો હિકસ નદી આવી, ભવ્ય પ્રદેશ છે, જો સૂર્યોદયનાં દર્શન તો કર; પણ હું ગણતરું જ નહીં. હું તો ૧૧મા અધ્યાયનો પાઠ કરતો હતો. બેકરે મને પૂછ્યું, શું વાંચે છે? મેં કહ્યું: 'ભગવદ્‌ગીતા.' એને તો થયું હશે કે કેવો મૂરખ છે કે બાઇબલ નથી વાંચતો. પણ શું કરે? એને કાંઈ મારા ઉપર બળાત્કાર નહોતો કરવો. કન્વેન્શનમાં મારે માટે ખાસ પ્રાર્થના પણ થઈ. પણ હું કોરો ને કોરો આવ્યો."

એક કાપડના વેપારીની દુકાને નોકરી કરનારાએ બિચારાએ પૂછ્યું: "અમારા ધંધામાં તો જૂઠાણા વિના ચાલતું નથી. શું થાય? બીજો ધંધો સૂઝતો નથી." એને લખ્યું: "ગમે તે સ્થિતિમાં રહીને જે સત્ય બોલી

આચરી શકે, તે જ સત્યાર્થી ગણાય. વેપારમાં જૂઠું બોલવાની કોઈને ફરજ નથી પડતી, નથી પડતી નોકરીમાં. જ્યાં ફરજ પડે છે એમ લાગે ત્યાં ન જઈએ, પછી ભલે ભૂખે મરી જઈએ."

નાનાભાઈ મશરૂવાળાને લખ્યું : "સુશીલા, સીતાના ત્યાં રહી જવાના સમાચારથી હું રાચતો હતો, એમ માનીને કે ત્યાં તે વધારે તંદુરસ્ત રહેશે, કોને ખબર શાથી રાચવું ને શાથી રોવું? બન્ને મૂકી દઈએ!"

વિલાયતમાં અમને મદદ કરનાર અનેક સ્ત્રીઓમાં લૉરી સોયર હતી. એને એક વાર કેન્સર હતું, પછી ક્ષય થયો, પણ એના જેવી આનંદી અને તેજસ્વી છોકરી મેં થોડી જ જોઈ છે. હોરેસે લખ્યું કે ડૉક્ટરોએ અભિપ્રાય આપ્યો છે કે એ બહુ દિવસની મહેમાન નથી એટલે એને કાગળ લખજો. બાપુએ તુરત એને કાગળ લખ્યો :

"My dear Lauri,

Prof. Horace Alexander reminds me of your existence and tells me how weak you are. Of course I remember you perfectly. Weak in body you may be, but the very first time I met you I saw how strong you were in will. And if God wants more service from you in your present existence, He will give you sufficient strength of body. For those who have faith in God, life and death are alike. Ours is to serve till the last breath. Do write to me when you can. Love from Mahadeo.

Yours Bapu

"P. S. I write nothing about ourselves as you must know all there is to know."

"પ્રિય લૉરી,

પ્રો. હોરેસ અલેક્ઝાન્ડર મને તારી યાદ આપે છે અને કહે છે કે તું બહુ બીમાર છે. તને હું જરાયે ભૂલી નથી. તું શરીરે નબળી હશે પણ તને જોઈ ત્યારથી જ હું જાણી શક્યો હતો કે મનથી તું બહુ જબરી છે. અને ઈશ્વરને તારા આ શરીરે સેવા કરાવવી હશે તો તને શરીરે પણ જબરી બનાવશે. જેમને ઈશ્વર ઉપર શ્રદ્ધા છે તેમને જીવન અને મરણ સરખાં છે. આપણી ફરજ તો છેલ્લા શ્વાસ સુધી સેવા કરવાની છે. તું લખી શકે ત્યારે જરૂર લખજે. મહાદેવ તરફથી પ્યાર.

બાપુના આશીર્વાદ

"તા. ક. અમારે વિષે હું કશું લખતો નથી. જાણવા જેવું તો બધું જાણતી જ હશે."

બાળકો અનેક પ્રકારના સવાલો પૂછે છે: "હાથે વાસણ માંજવાં અને પાયખાનાં સાફ કરવાં એમાં સેવા શી રીતે થઈ?" એને લખ્યું: "બરતન માંજવાનું અને પાયખાનાં સાફ કરવાનું કામ સામાન્યપણે નથી ગમતું, તેથી અમુક કોમો પાસે કરાવાય છે. આ દોષ છે. તેથી જે પરોપકાર વૃત્તિથી આ કામ કરે છે તે સેવા કરે છે."

એક બાળકી લખે છે: "તમે બિલાડીનાં બચ્ચાંને આટલાં રમાડો અને ખોળામાં બેસાડો, હું પણ બિલાડી જન્મી હોત તો કેવું સારું?" બાપુએ એને લખ્યું: "બિલાડીનાં બચ્ચાં મારા ખોળામાં બેસે છે તેમ બાળકો પણ બેસે છે. બિલાડીને બુદ્ધિ નથી. આપણને બુદ્ધિ છે એટલે બિલાડીનો જન્મ ઇચ્છવા જેવો તો ન જ કહેવાય."

પરગજુ પૂંજાભાઈ (જે બાપુને પ્રભુ માને છે અને હે પ્રભુ (૩) કરીને સંબોધે છે) તેમને લખ્યું: "તમને તો ઘણુંય લખતાં આવડે છે. તમે જન્મ સફળ કર્યો છે. જેનું મન પરોપકારમાં રમ્યાં કરે છે ને જે છેવટ લગી એવી સ્થિતિમાં નભે છે તેનો જન્મ સફળ થયો છે. પાછા તમે ઊંઘી ગયા હતા એમ નારણદાસ કહે છે. એમ કરતાં કોઈ વાર પૂરી નિદ્રા આવશે. આવે ત્યારે વધાવી લેજો."

એક ભાઈ જેમને બહુ ધાર્મિક વાચનની અને વધારેપડતા વિચાર કરવાની ટેવ છે તેને બાપુએ લખ્યું: "તમને આશ્ચર્ય થશે કે હાલ વાચનમાં રાયચંદભાઈ અને ગીતાજીને પણ છોડવાની મારી ભલામણ છે. પ્રાર્થના વખતે ગીતાજી અને ભજન આવે તે સમજાય તેટલું મનન કરવું. આ સંયમ કઠિન છે પણ તમે તેની ચમત્કારી અસર જોશો. અત્યારે તો તમારું વાચન તમારું કામ લાગે છે. નવરાશ હોય ત્યારે જે ગમે તે ઉપયોગી કામ લઈ લેજો, તર્કો માત્ર છોડજો. 'મારે એક ડગલું બસ થાય' નો એ જ અર્થ છે. જે સાધન બંધન થઈ જાય તે છોડવું, વર્તમાનપત્ર ભલે વાંચો."

એક બાળકી પૂછે છે: "ભૂલની માફી માગતાં તે હોંશ થતી હશે? શરમ ન લાગે? છતાં તમે કેમ કહો છો કે શરમ ન લાગવી જોઈએ?" બાપુએ લખ્યું: "ભૂલ નઠારું કામ છે તેથી તેની શરમ. ભૂલની માફી માગવી એ સારું કામ છે એટલે તેમાં શરમ શેની? માફી માગવાનો અર્થ ફરી ભૂલ ન કરવાનો નિશ્ચય. એ નિશ્ચય થાય એટલે તેમાં શરમ શાને સારુ? આ સમજાયું? સત્ય અને અહિંસાની તુલના શી કરવી? પણ કરવી જ પડે તો હું કહું કે સત્ય અહિંસાથી પણ ચઢે. કેમ કે અસત્ય એ પણ હિંસા છે. જેને સત્ય પ્રિય છે તે તો અહિંસા ઉપર કોઈ દિવસ જવાનો જ."

બે માણસોએ દરિદ્રનારાયણની સેવા એના ખરા મંદિરમાં જઈને આરંભી છે: જીવરામ અને જેઠાલાલ. જીવરામ ઓરિસ્સાના અજ્ઞાન અને આળસુ અને ગરીબીમાં સબડતા પ્રદેશમાં જઈને પડ્યાં છે. જેઠાલાલ મધ્ય પ્રાંતના અનંતપુર ગામડામાં. લાખ માણસની વસ્તી એવી છે કે જેને એક આનો રોજનો આપી શકાય એ પણ મોટી રાહત છે. જેની પાસે છ આનાની કિંમતે રેંટિયો ખરીદવાની પણ સવડ નથી. આવા માણસોમાં કામ કરવું કેવું વિકટ હશે? ત્યાં ખંતથી પગ બાંધીને જેઠાલાલ ત્રણ વર્ષ થયાં પડ્યા છે. જેઠાલાલના કામનો હેવાલ આવ્યો તેને બાપુએ લાંબો કાગળ પ્રોત્સાહનનો અને સૂચનાનો લખ્યો. બિહાર જ્યાં ભૂખમરો છે અને જ્યાં પૂરતાં પહેરવાનાં વસ્ત્ર નથી ત્યાં રેંટિયો આપોઆપ સજીવન થયો, એને બાપુ શાસ્ત્રીય પ્રયોગ નથી કહેતા. પણ "તમારા પ્રયોગને શાસ્ત્રીય કહું છું અને તેથી તમારી પાછળ મારી આંખ હમેશાં રહેલી છે અને તમારા કાર્યના અથથી ઇતિ હેવાલ જાણવાની હમેશાં ઇચ્છા રહેલી જ છે. તમે અનુભવી છો એટલે વધારે મુશ્કેલીઓ હજુ હવે અનુભવશો. મહાન કાર્યને વિષે હમેશાં એવું બનતું આવ્યું છે. જ્યારે એમ લાગે કે હવે તો રસ્તો સાફ થયો છે એટલે ઝટઝટ ગતિ કરીશું એમ માનીને જરાક નિરાંત લેવાઈ કે તુરત નજરે ખાઈ જોવામાં આવે છે. એટલે તમારે હવે ત્યાં સમાધિસ્થ થઈને બેસવું જોઈએ. પહેલી વસ્તુ તો અખૂટ ધીરજ છે અને એવી ધીરજને સારુ આત્મવિશ્વાસ હોવો જોઈએ, અને આત્મવિશ્વાસ એટલે પોતાના કાર્યને વિષે અખૂટ શ્રદ્ધા. આટલું હોય તો અજાણપણે અસંખ્ય ભૂલો થતી હોય તેની ચિંતા કરવાપણું ન રહે. રખેને આપણે ભૂલતા તો ન હોઈએ ને, એવી ધાસ્તીમાં ને ધાસ્તીમાં સુકાઈ જવાપણું ન હોય. તમારા પ્રયોગને હું શાસ્ત્રીય ગણું છું, એનો અર્થ મારા મનમાં એવો નથી કે એ આજે સંપૂર્ણતાએ શાસ્ત્રીય છે. પણ તમારા કાર્યમાં શાસ્ત્રીય પ્રયોગનાં લક્ષણ છે. અને એવા પ્રયોગને લગતી ધીરજ પણ તમારામાં છે. એક વસ્તુની ત્રુટી પહેલાં હું જોઈ ગયો હતો, પણ મેં એમ માન્યું કે એ ત્રુટી તમે સમજપૂર્વક દૂર કરી છે. અથવા તમે જાણતા પણ ન હો એવી રીતે તમારી સત્યનિષ્ઠાને લીધે દૂર થઈ ગઈ છે. એ ત્રુટી આ હતી: અધૂરા કામથી સંતોષ માનીને તમે ઝટ અનુમાનો ઘટાવી લેતા હતા. એ હવે હું નથી જોતો. શાસ્ત્રીય પ્રયોગ કરનાર પોતાનામાં અખૂટ શ્રદ્ધા હોવાથી કદી નિરાશ ન થાય. પણ તેની સાથે સાથે એનામાં એટલી બધી નમ્રતા હોય કે પોતાના કામથી એ સંતોષ ન માને અને ઝટઝટ અનુમાનો ન ખેંચે. પણ વખતોવખત

તાગ કાઢ્યા પછી નિશ્ચયપૂર્વક કહે કે આનું પરિણામ આ જ આવે. આવી શાસ્ત્રીય નમ્રતાનો અભાવ આપણામાં સર્વસાધારણ છે. એટલે તમારે વિષે હું જોઈ ગયો તે કાંઈ નવાઈની વાત નહોતી. માત્ર તમારામાં છેવટ સુધી જવાની શક્તિ છે એમ મેં માન્યું છે. તેથી એવી અપૂર્ણતા પણ તમારામાં ન હોય એવી તીવ્ર ઇચ્છાને લીધે ઘણાં વર્ષો પૂર્વે બહુ ધીમેથી તમારું ધ્યાન મેં એ તરફ ખેંચ્યું હતું. કાર્યસિદ્ધિને સારુ તમારે સાથીઓ મેળવી લેવાની પહેલી આવશ્યકતા છે. તમારી સાધના એવી છે કે ધીમે ધીમે મળી રહેશે. એ મેળવવાને સારુ એક ગુણની ઉપાસના આપણે કરવી જ પડે છે—સહિષ્ણુતા અને તેના પેટમાં રહેલી ઉદારતા. આપણે જે કાંઈ કરતા હોઈએ અથવા તો જે કાંઈ ઇચ્છતા હોઈએ તે બધું સાથીઓ તેવી રીતે ન કરી શકે. પણ એ શુભ હેતુવાળા અને પ્રયત્નશીલ છે એવું લાગે ત્યાં લગી તેને નભાવવા. આમ ન કરીએ તો સાથીઓ વધે નહીં. કેટલાકને મળતા જ નથી.

"હવે તમારા કાર્યને અંગે એક બીજી વસ્તુ પણ જરૂરની જોઉં છું. બીજી પદ્ધતિઓથી જે કામ લેતા હોય તેમાંથી પણ શીખી લેવાની ઇચ્છા. શાસ્ત્રીય પ્રયોગ એક જ રીતે સિદ્ધ થઈ શકે એમ માનવામાં બહુ ભૂલ થાય થાય છે. એવું ઘણા માને છે ખરા, પણ એમ માનવાથી એ પોતે બહુ ખુએ છે. આપણી વૃત્તિઓ એવી હોવી જોઈએ કે આપણે સારુ તો આપણે જેને સાચી અથવા પૂર્ણ માનીએ છીએ એ જ પદ્ધતિ બરોબર છે, પણ બીજા જે એની પૂર્ણતાને ન જોઈ શકે અથવા એમાં રહેલી અપૂર્ણતાને ઓળખી શકે તે અવશ્ય બીજી પદ્ધતિ પ્રમાણે બાકી કામ કરી શકે. આવી ભાવનાને કેળવવાથી આપણી ગ્રહણશક્તિ વધે છે.

"તમે અત્યારે જે રીતે કામ કરી રહ્યા છો એ વિષે હું કાંઈ કહી શકું તેમ નથી. એટલે કે તમારા કામ પ્રત્યે પક્ષપાત હોવાથી અહીંથી તો બધું રૂડું રૂડું લાગે છે. ત્યાં પ્રત્યક્ષ જોઉં તો સાવ સંભવિત છે કે મને અનેક વિચારો આવે અને એ તમારી પાસે મૂકી શકું. અહીં બેઠે તમારા કાર્યનું ચિત્ર બરોબર દોરી શકતો નથી. એટલે કાંઈ પણ સૂચના કરવામાં અવિનય જ લાગે."

ભાઈ જીવરામની સ્થિતિ જેહાલાલના કરતાંય વધારે અસાધારણ છે. લાખ રૂપિયાનું દાન ૧૯૨૨માં કરેલું અને આખી મિલકત એમ લૂંટાવી દઈ કાકાનું વેર વહોરેલું. પછી વેપાર છોડ્યો, ભેખ લીધો, અને આજે ૫૦ ઉપરની ઉંમરે પોતાની પત્ની સાથે જઈને ત્યાં પડેલ છે. છગનલાલ ગાંધી જેવાને ત્યાંથી કંટાળીને માંદા પડીને પાછા ચાલ્યા આવવું પડ્યું

હતું, ત્યાં આ માણસ શ્રદ્ધાથી કામ કરી રહેલ છે અને બીજાને ખેંચી રહેલ છે.

આ બંનેનો વિચાર કરતાં રોમે રોલાંના પુસ્તકમાંથી એક ફકરો યાદ આવે છે:

"In speaking of classes among workers, it is small matter for wonder that Vivekananda places first, not the illustrious, those crowned with the halo of glory and veneration, not even the Christs and Buddhas; but rather the nameless, the silent ones—the unknown soldiers. The page is a striking one, not easily forgotten when read: 'The great men in the world have passed away unknown. The Buddhas and Christs that we know are but second rate heroes in comparison with the greatest men of whom the world knows nothing. Silently they live and silently they pass away, and in time their thoughts find expression in Buddhas or Christs and it is these latter that become known to us. They leave their ideas to the world; they put forth no claim for themselves and establish no schools or systems in their name. Their whole nature shrinks from such a thing. They are the pure 'sattwikas', who can never make any stir but only melt down in love. . . . The highest men are calm, silent, unknown. They are the men who really know the power of thought; they are sure that even if they go into a cave and close the door and simply think five true thoughts and then pass away, these five thoughts of theirs will live throughout eternity.'"

"કાર્યકર્તાઓનું વર્ગીકરણ કરવામાં વિવેકાનંદે કીર્તિ અને પૂજાના તેજોરાશિથી વિભૂષિત એવા નામાંકિત માણસોને પ્રથમ સ્થાને નથી મૂકયા. ઈશુ અને બુદ્ધ જેવાને પણ નથી મૂકયા. પણ જેમનાં નામ નથી જાણવામાં આવ્યાં એવા મૂક અને અજ્ઞાત સિપાહીઓને મૂકયા છે, એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. એમના લખાણનું એ પાનું ચમત્કારિક છે. અને એ વાંચ્યા પછી સહેજે ભુલાય એવું નથી. તેઓ કહે છે:

"'જગતના મહાન પુરુષો તો અજ્ઞાત જ રહી ગયા છે. જેમને વિષે દુનિયા કશું નથી જાણતી એવી એ સર્વશ્રેષ્ઠ વ્યક્તિઓની સરખામણીમાં ઈશુઓ અને બુદ્ધો તો બીજી હારના મોટા માણસો ગણાવા જોઈએ. પેલી વ્યક્તિઓ તો મૂક રહે છે અને મૂક ચાલી જાય છે. વખત પાકયે એમના

વિચારો બુદ્ધો અને ઈશુઓ મારફત વ્યક્ત થાય છે. આ બીજાઓ આપણા જાણ્યામાં આવે છે. પેલાઓ તો પોતાના વિચારો જ દુનિયામાં મૂકી જાય છે. પોતાને માટે કશો દાવો તેઓ કરતા નથી અને પોતાને નામે કોઈ સંપ્રદાય કે દર્શન તેઓ સ્થાપતા નથી. આવી વસ્તુઓથી તેઓ સ્વભાવે જ આઘા ભાગે છે. શુદ્ધ સાત્ત્વિક તો તેઓ જ છે. તેઓ કશું જ આંદોલન કરતા નથી. કેવળ પ્રેમમાં મગ્ન હોય છે. ઊંચામાં ઊંચા માણસો શાંત, મૂક, અજ્ઞાત હોય છે. વિચારની શક્તિ કેટલી છે તે તેઓ જ ખરેખરી પિછાને છે. તેમને તો ખાતરી હોય છે કે પોતે કોઈ ગુફામાં જઈને બેસશે અને તેનાં દ્વાર બંધ રાખીને પણ બેપાંચ સારા વિચારો કરીને ચાલ્યા જશે, તો તેમના એ બેપાંચ વિચારો અનંત કાળ સુધી જીવંત રહેશે.'"

પ્રિન્સેસ એરિસ્ટાર્શી હંમેશાં કાગળો લખ્યાં જ કરે છે. આ વખતે એનો કાગળ પોતાની મુસ્કેલી વર્ણવતો આવ્યો :

૨૦-૬-'૩૨ "I always look forward with joy for the mail day to come round again when I may write to you. It is such a great help and means to me more than I can express into words. The fact of knowing you lit up my whole Path, giving me strength to bear all the present difficulties. It is with financial worries I have now to cope with. Please to pray for me Mahatmaji, that God might give me the necessary courage and clear sight, especially for my mother's sake, who is over 80 years old. I feel it is an ordeal to pass, and that God will lead me through, and I offer it to Him as an act of self-purification that it may be counted for your sake. All my thoughts and prayers surround you, with incessant devotion and faith for brighter days. God ever keep you and bless you, dear Mahatmaji.

'O'er moor and fen, over crag and torrent
Till the night is gone.'

With deepest and faithful affection
Efy Aristarchi"

"ટપાલને દિવસે મને પ્રાપ્ત થનારા આનંદની હું હંમેશાં પ્રતીક્ષા કર્યાં કરું છું. એ દિવસે આપને લખવાનું મળે તેથી મને જે હૂંફ અને આશ્વાસન મળે છે તે હું શબ્દમાં વર્ણવી શકું તે કરતાં વધારે હોય છે. આપને હું ઓળખવા લાગી છું એ વસ્તુ જ મારા પંથને ઉજાળે છે અને

મારી મુશ્કેલીઓને તરી જવાનું મને બળ આપે છે. અત્યારે હું નાણાં સંબંધી મૂંઝવણમાં છું. મહાત્માજી, આપ મારે માટે પ્રાર્થના કરો કે મને ભગવાન જરૂરી હિંમત આપે અને શુદ્ધ દૃષ્ટિ આપે. ખાસ કરીને મારી મા માટે. એઓ ૮૦ વરસનાં છે. મારી કસોટી થઈ રહી છે અને ઈશ્વર મને તેમાંથી જરૂર પાર ઉતારશે. મારી આ કસોટીને હું આત્મશુદ્ધિની એક ક્રિયા ગણું છું. અને તે આપને ખાતે અર્પણ કરું છું. વધુ સારા દિવસોની આશામાં મારા વિચારો અને મારી પ્રાર્થનાઓ અવિરત નિષ્ઠા અને શ્રદ્ધાપૂર્વક આપને અનુલક્ષીને રહે છે. વહાલા મહાત્માજી, ઈશ્વર આપનું રક્ષણ કરો અને આપનું ભલું કરો.

'કર્દમભૂમિ કળણ ભરેલી, ને ગિરિવર કેરી કરાડ
ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ
મને પહોંચાડશે નિજ દ્વાર.'

એરિસ્ટાર્શીના
પ્રેમપૂર્વક વંદન."

બીજા એક કાર્ડ ઉપર એક સુંદર ચિત્ર હતું અને પાછળ "ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यांजगत् –" એ મંત્ર ટાંકેલ હતો. બાપુએ લખ્યું :

" Dear Sister,

" I continue to receive your kind messages. The latest brings the news of your financial worries. My prayers are certainly with you. Those who walk in the fear of God do not fear financial or any other losses. They often come to the God-fearing as blessings in disguise. May this trouble be so with you. Your faith and fortitude should cheer your aged mother.

Yours sincerely
M. K. Gandhi

" You know the next part of the beautiful verse you have quoted from an Upanishad. It means 'Enjoy the world by renouncing all.' How apposite ? "

" વહાલી બહેન,

"તમારા પ્રેમાળ કાગળો મને મળે છે. છેલ્લા કાગળમાં તમારી નાણાંકીય મૂંઝવણોનો ઉલ્લેખ છે. હું તમારે માટે પ્રાર્થના કરું જ છું. જેઓ ઈશ્વરનો ડર રાખીને ચાલે છે તેમને નાણાંનો કે બીજા કશા નુકસાનનો ભય રાખવાનું કારણ નથી. ભગવાનના ભક્તને તો ઘણી વાર આવી મુશ્કેલીઓ

છૂપા આશીર્વાદ સમાન નીવડે છે. તમારી આ મુશ્કેલી પણ એવી જ નીવડો. તમારી શ્રદ્ધા અને તમારા ધૈર્યથી તમારાં માતુશ્રીને પ્રોત્સાહન મળો.

તમારો

મો. ક. ગાંધી

"તમે ઉપનિષદના સુંદર શ્લોકનું જે ચરણ ટાંકયું છે તેનો ઉત્તરાર્ધ આ પ્રમાણે છે: 'तेन त्यक्तेन भुंजीथाः' કેટલું યથાયોગ્ય છે?"

અબ્બાસ ડોસા પાછા જેલમાં નથી પહોંચી શકયા તેનું એમને કેટલું દુઃખ છે એ જણાવવાને એક વાકય પૂરતું છે:

"Need I say there is hardly a minute of my conscious hours when I am not thinking of you and your companions and wondering how much I am disappointing you?"

"મારા જાગ્રત વખતમાંથી એક ક્ષણ પણ એવી નથી જતી જ્યારે હું તમારો અને તમારા સાથીઓનો વિચાર ન કરતો હોઉં અને હું તમને કેટલા નિરાશ કરું છું એ સવાલ મને ન ઊઠતો હોય."

ડોસાને બાપુએ કાગળ લખ્યો તેમાં લખ્યું:

"You can't disappoint me even if you try. You may not therefore allow such a thought to depress you."

"તમે ગમે તેટલો પ્રયત્ન કરો તોપણ મને નિરાશ કરી શકો એમ નથી. એટલે આવા વિચારથી તમારે નાસીપાસ થવાની જરૂર નથી."

રિહાના બિચારી રોગે હેરાન, તેને બાપુએ ઉર્દૂમાં લખ્યું: "કૌન જાનતા હૈ તંદુરસ્ત રહનેસે અચ્છા હૈ ન દુરસ્ત રહનેસે. નલદમયંતીકી કથા સુની હૈ ના? નલ બહુત ખૂબસૂરત થા, ઉસે બચાનેકે લિયે ખુદાને કરકોટક નાગકો હુકમ દિયા. જાઓ નલકો કાટો ઔર ઉસે બદસૂરત બના દો. જબ નાગને કાટા, નલ ગભડા ગયા. આખિરમેં ઉસે પતા ચલા કિ યે તો ખુદાકી ન્યામત હૈ. ઠીક ઐસા હી મૈં તુમ્હારે બારેમેં જાનતા હૂં. ઇસલિયે દર્દકા ઇલાજ કરતે રહેં લેકિન અચ્છે બૂરેકી હરગિજ ફિકર ન કરેં. તુમ્હારે હર હાલતમેં ગાના નાચના હી હૈ ઔર અમ્માજાનકી ખિદમતમેં રહના હૈ. (પછી ગુજરાતીમાં) મારું ભાષણ ખલાસ. તારે તો ગમે તે થાય હસ્યાં જ કરવાનું છે. જો તેં તારું સર્વસ્વ ઇશ્વરને સોંપ્યું હોય તો શરીર તેનું છે, તારું નથી. રોગ પણ તેને જ, તને નથી. પછી દુઃખ કયાંથી? જે ગઝલ તેં ગુજરાતીમાં ઉતારી છે તે સમજવી પડશે. તું માને છે કે તને ચપળ શિષ્ય મળ્યો છે. થોડા વખતમાં તારી આંખ ઊઘડી જશે. ચપળ હોય તે શિષ્ય જ શાનો બને? અને તે પણ તારા જેવી ઉસ્તાનીનો? એટલે હરકત નથી. જેવી તું તેવો હું. અથવા જેવો હું તેવી તું. તેં

મને શિષ્ય તરીકે પસંદ કર્યો કે મેં તને ઉસ્તાની તરીકે ગાદી પર બેસાડી દીધી એ કોણ કહી શકે?"

*　　　　*　　　　*

'વસન્ત'ના ફાગણના અંકની આનંદશંકરની પ્રાસંગિક નોંધથી વલ્લભભાઈને અને મને ચીડ ચઢી. 'એમણે આપણા યુદ્ધને ગયા યુદ્ધની સાથે કેમ સરખાવ્યું? પ્રજાની નિર્ધનતાની અને બીજી વાતો કરીને અને યુદ્ધમાં એકે પક્ષની ઇષ્ટ સિદ્ધિ નથી એવી વાતો કરીને એ નાહકના શા સારુ વણમાગી સલાહ આપે છે?' વગેરે. બાપુ કહે: "ના, એવું નથી. એમણે તો કહ્યું કે તમે તો અહિંસા ભૂલવા લાગ્યા છો. એટલે એ યુદ્ધ સામાન્ય યુદ્ધ જેવું થતું જાય છે. અને આપણી ભૂલો થાય છે એ તો હું પણ માનું છું. આ પોસ્ટની પેટીઓ બાળવાનું કોને સૂઝયું હશે? એમાં પારાવાર નુકસાન નાહકનું છે જ. એટલે આનંદશંકર કહે છે કે એમ યુદ્ધ સામાન્ય યુદ્ધની કક્ષા ઉપર ઊતરતું જાય છે." મેં કહ્યું: "પણ પાછળના ઉદ્ગારોમાં આવું કશું છે નહીં. 'આપણું યુદ્ધ પણ જો લાંબું ચાલશે તો ઉભય પક્ષને અતુલ હાનિ કરીને જ શમશે. અમે તો આ યુદ્ધમાં એકે પક્ષની ઇષ્ટ સિદ્ધિનો માર્ગ જોતા નથી.' આ બધા ઉદ્ગારોમાં આ યુદ્ધને જ ઉતારી પાડ્યું છે." બાપુ: "ના ના, એ તો અહિંસા ભૂલ્યા છે તે પૂરતું જ."

મેં: "ત્યારે એમણે કહેવું જોઈતું હતું કે તમે આટલી આટલી બાબતમાં અહિંસાના પંથેથી ઊતર્યા છો."

બાપુ: "એ ખરું, પણ એ આનંદશંકરની શક્તિની બહાર વાત છે. એમને હંમેશાં જજનું પદ લેવાની ટેવ છે — નટરાજનની જેમ. એ બંને બુદ્ધિવાદી છે. હૃદય ધીમે ધીમે પાછળ જાય છે. પણ જજનું પદ લે તેમાં મને અડચણ નથી. દરેક છાપાવાળો જજનું પદ લે. પણ તેથી તેણે એમ માની લેવાની જરૂર નથી કે બન્ને પક્ષમાં અમુક તો સાચું જ હોવું જોઈએ. એણે બન્ને પક્ષને તટસ્થપણે તપાસવા જોઈએ — અને પછી એકનું સાવ જૂઠાણું હોય તો તે કહેવું, એકની જ ભૂલ હોય તો ઉઘાડી પાડવી. એ આનંદશંકરનું ગજું નથી કે આપણી લડતનું જમાપાસું બતાવે. ઉધાર બતાવીને કહે કે જુઓ આ તમારા જમાપાસાને ધોઈ નાખે છે."

*　　　　*　　　　*

આજે વલ્લભભાઈને મળેલા કાગળમાં ખબર છે કે એમનાં ૯૦ વર્ષનાં મા હજી રાંધે છે. કાશીભાઈ એમને વસ્તુઓ ભેગી કરી આપે અને ડોશી દાળ ચોખા શાક રાંધી આપે. એ પણ આ જમાનાનો એક ચમત્કાર છે. દશ વર્ષ ઉપર એમની પાસે રાંધવાનું લઈ લેવામાં આવત તો

કદાચ એ ના પાડત. આજે ૩૦ વર્ષની ઉંમરની સામાન્ય ભણેલીગણેલી નહીં એવી સ્ત્રી પણ રાંધવાથી કંટાળે છે.

૨૧-૬-'૩૨

સુપરિન્ટેન્ડન્ટે આજે રાવ ખાધી કે અમુક કેદીઓએ ગઈ કાલે આવેલી કમિટીની આગળ ફરિયાદ કરી કે સુપરિન્ટેન્ડન્ટ તેમના યાર્ડમાં ૧૩મી પછી આવ્યો નથી, અને દરમિયાન પાયખાને જવાને તેમને પૂરો વખત જ નથી આપવામાં આવતો. સુપરિન્ટેન્ડન્ટ કહે છે કે હું એકાંતરે ત્યાં જાઉં છું. છતાં એ મુંબઈથી આવેલા કેદીઓ શા માટે જૂઠું બોલ્યા હશે? હું એ લોકોને સજા કરવાનો છું. એ નિખાલસ માણસ એટલે કહી દીધું કે સજા કરવાનો છું. વલ્લભભાઈ કહે: "સૌથી મોટી જેલના સુપરિન્ટેન્ડન્ટ છે એ કેમ જણાય? અને કોને ખબર છે એ ખરી વાત કરે છે? પેલાઓનું શું કહેવું છે તેની આપણને ક્યાં ખબર છે?" બાપુ: "તમને કોઈ જેલના સુપરિન્ટેન્ડન્ટ નીમ્યા હોય ત્યારે ખબર પડે." એ જ રીતે પ્રેમાબહેને કરેલી સુપરિન્ટેન્ડન્ટની અનુદાર ટીકાના જવાબમાં બાપુએ સુપરિન્ટેન્ડન્ટનો પક્ષ રજૂ કરીને પ્રેમાબહેનને શરમાવ્યાં એમ એ એના આજના કાગળમાં લખે છે. ગઈ કાલે આનંદશંકરભાઈને વિષે પણ એમણે એવું જ કરેલું.

*　　　*　　　*

હનુમાનપ્રસાદ પોદ્દારે મહિના ઉપર પત્ર લખેલો કે ઈશ્વરની શ્રદ્ધા તમારામાં કેવી રીતે જાગ્રત થઈ એને માટે જિંદગીના કોઈ ખાસ પ્રસંગો જણાવો. બાપુએ પૂછ્યું હતું કે આ તમારે માટે પૂછો છો કે 'કલ્યાણ'માં કોઈ દિવસ છાપવાને કામ આવે તે માટે? એનો હમણાં જવાબ આવ્યો કે 'કલ્યાણ'માં ઉપયોગમાં આવે તે માટે. એને પાછો કાગળ લખ્યો: "કિસી વ્યક્તિકો સામને રખકર તો આધ્યાત્મિક પ્રશ્નોંકા ઉત્તર દેનેમેં મુઝકો સુવિધા રહતી હૈ. અખબારોંકે લિયે લિખનેમેં કષ્ટ હોતા હૈ. અબ યહ જ્ઞાત હુઆ કિ જો પ્રશ્ન મુઝકો પૂછે થે વહ 'કલ્યાણ' હી કે લિયે થે તો ઐસા હી સમઝો કિ મેરી બુદ્ધિ જડસી બન ગઈ. ઇસકા યહ મતલબ નહીં હૈ કિ અખબારોંમેં કુછ લિખા જાય ઉસસે જનતાકો લાભ નહીં હોતા હૈ. મૈં તો અપની પ્રકૃતિકા ખ્યાલ દે રહા હૂઁ. ઇસી કારણ મૈંને 'યંગ ઇંડિયા'મેં બહુત દફે લિખા હૈ. મેરી દૃષ્ટિસે વહ કોઈ અખબાર ન થા. પરંતુ મિત્રોંકો મેરા સાપ્તાહિક પત્ર થા. ઔર જો કુછ આધ્યાત્મિક બાતેં ઉસમેં ઔર 'નવજીવન'મેં પાઈ જાતી હૈં વહ કરીબ કરીબ કિસી ન કિસી વ્યક્તિકો સામને રખકર હી લિખી ગઈ હૈં.

ઇસકા કારણ ભી હૈ. મૈં શાસ્ત્રજ્ઞ નહીં હૂં. અગર મૈં બુદ્ધિકા કાફી ઉપયોગ કર લેતા હૂં, પરંતુ જો કુછ બોલતા હૂં ઔર લિખતા હૂં વહ બુદ્ધિસે નહીં પૈદા હોતા હૈ. ઉસકા મૂલ હૃદયમેં રહતા હૈ. આર હૃદયકી બાત નિબંધકે રૂપમેં નહીં આ સકતી હૈ."

બાપુએ એમ પણ લખ્યું હતું કે "કોઈને કેવે પ્રસંગે ઇશ્વરજ્ઞાન થયું તે જાણવાથી ઇશ્વરજ્ઞાન થતું નથી. પણ સંયમમયી શ્રદ્ધાથી થાય છે." પોદ્દારે સંયમમયી શ્રદ્ધાનું સ્પષ્ટીકરણ માગ્યું. "'સંયમમયી શ્રદ્ધા' શબ્દપ્રયોગ મૈંને લાચારીસે કિયા થા. વહ મેરે સબ ભાવ પ્રકટ નહીં કરતા હૈ. ઔર કોઈ શબ્દરચના ઇસ વક્ત મેરે ખ્યાલમેં નહીં આતી. તાત્પર્ય યહ હૈ કિ વહ શ્રદ્ધા મૂઢ, વિવેકહીન, અંધ હોની નહીં ચાહિયે, અર્થાત્ જિસ જગહ બુદ્ધિ ભી ચલતી હૈ વહાઁ કોઈ કહે, 'બુદ્ધિ કુછ ભી કહે, મૈં શ્રદ્ધાસે વહી માનતા હૂઁ ઔર માનૂઁગા.'—યહ શ્રદ્ધામેં સંયમ નહીં હૈ. પૃથ્વી ગોલ હૈ યા નહીં યહ કહના બુદ્ધિકા વિષય હૈ. તદપિ કોઈ કહે મેરી શ્રદ્ધા હૈ કિ પૃથ્વી ચોપટ હૈ! યહ શ્રદ્ધા સંયમમયી નહીં હૈ."

કાગળના ઉપરના ભાગમાં જે ભેદ બતાવ્યો છે તે બાપુના લેખો અને કાકા જેવાના નિબંધો વચ્ચેનો ભેદ બતાવે છે. અને રોમે રોમાં બાપુ intellectual (બુદ્ધિપ્રધાન) નથી એમ કહે છે ત્યારે કદાચ, એના પૂરા ખ્યાલ વિના બાપુ જે કહે છે તે જ કહેવા માગે છે.

* * *

મ્યુરિયલ લિસ્ટર સાથે કામ કરતી એક બાઈએ પ્રશ્ન પૂછ્યો હતો કે, સૌંદર્ય જોવાની અને ભોગવવાની લાલસા કેમ થાય છે? એને બાપુએ લખ્યું:

"A craving for things of beauty is perfectly natural. Only there is no absolute standard of beauty. I have therefore come to think that the craving is not to be satisfied; but that from the craving for things outside of us, we must learn to see beauty from within. And when we do that, a whole vista of beauty is opened out to us and the love of appropriation vanishes. I have expressed myself clumsily but I hope you follow what I mean."

"સુંદર વસ્તુઓ માટેની ઇચ્છા તદ્દન સ્વાભાવિક છે. માત્ર સુંદર કોને કહેવું તે માટે કોઈ એક નિશ્ચિત ધોરણ નથી. એટલે હું એ વિચાર ઉપર આવ્યો છું કે એ ઇચ્છા સંતોષવા જેવી નથી. બાહ્ય વસ્તુઓની લોલુપતા

રાખવાને બદલે આંતરિક સુંદરતા જોતાં આપણે શીખવું જોઈએ. એ જો આપણને આવડે તો સૌન્દર્યનું વિશાળ ક્ષેત્ર આપણી આગળ ખડું થાય છે. પછી એનો કબજો કરવાની ઇચ્છા લુપ્ત થઈ જાય છે. આ વસ્તુ મેં કંઈક કઢંગી રીતે મૂકી છે પણ હું આશા રાખું છું મારું કહેવાનું તમે સમજી શકશો."

બીજો સવાલ એણે purpose of life (જીવનનું ધ્યેય) વિષે પૂછ્યો હતો. તેને વિષે લખતાં:

"The purpose of life is undoubtedly to know oneself. We cannot do it unless we learn to identify ourselves with all that lives. The sum total of that life is God. Hence the necessity of realizing God living within everyone of us. The instrument of this knowledge is boundless selfless service."

"જીવનનું ધ્યેય નિઃશંક પોતાની જાતને – આત્માને – ઓળખવાનું છે. જ્યાં સુધી જીવમાત્ર સાથે આપણે અભેદ અનુભવતાં ન શીખીએ ત્યાં સુધી આત્માને ઓળખી શકાતો નથી. એવા જીવનનો એકંદર સરવાળો એ જ ઈશ્વર. એટલે જ આપણા દરેકમાં રહેલા ઈશ્વરને ઓળખવો એ જરૂરનું છે. આવું જ્ઞાન નિઃસીમ, નિઃસ્વાર્થ સેવા દ્વારા પ્રાપ્ત થઈ શકે છે."

અસ્પૃશ્યોદ્ધારનો વાવટો સ્વામી વિવેકાનંદે ફરકાવ્યો અને તે ગાંધીજીએ ઉઠાવી લીધો, એમ રોલાં બે ત્રણ જગ્યાએ લખે છે. રોલાંનું પુસ્તક એક ઇતિહાસકારનું છે. બાપુના પહેલાં વિવેકાનંદ અને દયાનંદે અંત્યજોદ્ધારનો પ્રશ્ન ઉઠાવેલો. એટલે બાપુને એનો વારસો મળ્યો, એમ કહેવું ઐતિહાસિક દૃષ્ટિએ સાચું છે. પણ મેં બાપુને પૂછ્યું કે: "તમને આ સવાલ સૂઝ્યો ત્યારે આ બેની ખબર હતી?" ત્યારે બાપુએ કહ્યું: "મેં વિવેકાનંદના રાજયોગ સિવાય બીજું કશું આજ લગી વાંચ્યું નથી. દયાનંદના આર્ય-સમાજની ખબર હતી, પણ અંત્યજોદ્ધારની પ્રવૃત્તિ તેણે કલ્પી હતી એવી મને ખબર નહોતી. અંત્યજસેવાનું કામ મારી મૌલિક સ્ફુરણા છે." મેં કહ્યું: "કદાચ એમ કહી શકાય કે દક્ષિણ આફ્રિકાનું વાતાવરણ અને ત્યાંનું આપનું કામ, એને લીધે એ પ્રશ્ન આપની આગળ આવીને ઊભો રહ્યો અને આપને એ કામ ઉપાડવાનું સૂઝ્યું." બાપુ કહે: "એ બરોબર છે; એ ત્યાં જ સૂઝ્યો અને ત્યાંના વાતાવરણમાં જ સૂઝ્યો." મેં કહ્યું: "'દરિદ્રનારાયણ' શબ્દ વિવેકાનંદનો છે એ તમે જાણતા હતા?" બાપુ: "ના, મેં તો એ દાસબાબુ પાસેથી પહેલો સાંભળ્યો. અને એનો જ હશે એમ હું માનતો, પછી મેં જાણ્યું કે એ શબ્દ સ્વામી વિવેકાનંદનો છે."

મીરાબહેનનો કાગળ. જીવન એ મરણ માટેની તૈયારી છે, એ બાપુનાં વાક્યનો ભાવ એને બહુ ગમ્યો. મૃત્યુના મિથ્યા ડરનાં
૨૨-૬-'૩૨ શેક્સપિયરનાં વાક્યો એને યાદ આવ્યાં અને ટાંક્યાં તેમાં એક "Cowards die many times before their deaths, the valiants only taste of death, but once." "કાયર માણસો પોતાના મરણ પહેલાં ઘણી વાર મરે છે. શૂરાને તો મરણનો લહાવો એક જ વાર મળે છે," એ હતું. પણ એમાંના એકેમાં બાપુનો ભાવ નથી એમ એણે કહેલું. બાપુએ એમાં હિંદુ મોક્ષભાવના અને શૂરાને આ જન્મે જ મોક્ષ છે અને પછી પાછું આવવાપણું નથી — એ વાંચ્યું.

"I do not suppose you have noticed that 'the valiants only taste of death but once' has a deeper meaning conveying the perfect truth according to the Hindu conception of salvation. It means freedom from the wheel of birth and death. If the word 'valiant' may be taken to mean those who are strong in their search after God; they die but once, for they need not be reborn and put on the mortal coil."

"'શૂરાને મરણનો લહાવો એક જ વાર મળે છે' એ વાક્યની અંદર ઊંડો અર્થ રહેલો છે એ તારા ધ્યાનમાં આવ્યું જણાતું નથી. એમાં હિંદુઓની મોક્ષભાવના મુજબનું સંપૂર્ણ સત્ય રહેલું છે. જન્મમરણના ફેરામાંથી છુટકારો એ એનો અર્થ છે. શૂરાનો અર્થ ઈશ્વરની ખોજમાં શૂરા એવો કરીએ તો એવા તો એક જ વાર મરે છે. તેમને ફરી જન્મ લેવાપણું અને મરવાપણું રહેતું નથી."

મેં શૂરા અને કાયરને નિશ્ચય કરીને જીવસાટે ટકાવનારા અને નિશ્ચયને વારંવાર તોડનારા ગણ્યા છે. અને નિશ્ચય તોડનારા જેટલી વાર નિશ્ચય તોડે છે તેટલી વાર મરે છે, શૂરાને મરવું એક વાર છે, એ ભાવ એક વાર ઘટાવ્યો હતો. 'જીવન એ મરણની તૈયારી છે'નો ભાવ 'કર લે સિંગાર ચતુર અલબેલી'માં પણ છે, માત્ર ત્યાં જીવને મરણ પહેલાં મરણની તૈયારી કરવાનો ઉપદેશ છે. જોકે જેનું જીવન એક લાંબી તૈયારીરૂપ નથી તેને છેવટે તૈયારી સૂઝે જ નહીં. એટલે આખરે એકની એક વાત જ છે.

થોડા દહાડા ઉપર કહ્યું તેમ બાપુની કલમ જ હૃદયમાંથી ચાલે છે, અને તેમાંથી દરેકને માટે (જેમ પોતાને માટે)
૨૩-૬-'૩૨ યોગ્ય ઉદ્‌ગાર નીકળે છે. કાલે તિલકમને કાગળ લખ્યો તેમાં મીરા વિષે લખે છે:

"She is a pure soul with an infinite capacity for self-sacrifice."

"એ વિશુદ્ધ જીવ છે. તેનામાં આપભોગ આપવાની અપાર શક્તિ છે."

આજે દેવદાસને લાંબો કાગળ લખ્યો, યુ. પી. ના ગવર્નરને જે તાર કર્યો છે તેના ખબર આપવા ખાતર. તેમાં પણ ક્ષણવારમાં અનેક શબ્દચિત્રો પૂરી દીધાં. "હરિલાલની લાલ પ્યાલી રોજ ભરેલી રહે છે. પીધેલો રહી જ્યાં ત્યાં ભમે છે ને ભિક્ષા માગે છે. બલીને અને મનુને ધમકાવે છે. તેની પાછળ પણ દાનત પૈસા કઢાવવાની લાગે છે. મને પણ ભારે ઉદ્ધત ધમકીના કાગળો લખ્યા છે. મનુનો કબજો મેળવવા બલી ઉપર ફરિયાદી કરવાની ધમકી કાઢી છે. મને દુઃખ નથી થતું. દયા આવે છે. હસવું પણ આવે છે. બીજા એવા અનેક છે એમનું શું? એમને સારુ પણ આટલું જ મને લાગવું જોઈએ ના? આ બધા પણ સ્વભાવનિયત કર્મ કરે છે. શું કરે? આપણું વર્તન સીધું હશે તો એ છેવટે ઠેકાણે આવશે. હરિલાલ જેવો છે તેવો થવામાં મારો હિસ્સો ઓછો નથી માનતો. તેનું બીજ રોપાયું ત્યારે હું મૂઢ દશામાં હતો. તે ઊછર્યો એ સમય શૃંગારનો ગણાય. મને શરાબનો નશો ન હતો. તો એટલી ત્રુટિ હરિલાલે પૂરી. હું એક જ સ્ત્રીની સાથે ખેલ ખેલતો. તો હરિલાલ વધારેની સાથે ખેલે છે. ભેદ માત્ર માપમાં છે, જાતમાં નથી. એટલે મારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. પ્રાયશ્ચિત્ત એટલે આત્મશુદ્ધિ. એ ગોકળગાયને વેગે થાય છે." વળી નારણદાસનું ચિત્ર : "આશ્રમમાં અહીં બેઠાં કેટલાક ફેરફારો કરાવ્યાં કરું છું. નારણદાસની અનન્ય શ્રદ્ધા, તેની પવિત્રતા, દૃઢતા, તેનો ઉદ્યમ, કાર્યદક્ષતા, આ બધાનો લાભ લઉં છું."

*　　　*　　　*

એક જાણીતી સ્ત્રી વિધવા હોઈ એક જાણીતા સજ્જનને પરણી હતી. તે સજ્જનના મરણ પછી એ પાછી પરણશે કે? એમ મેં સહેજે પૂછ્યું. વલ્લભભાઈ કહે : "હવે એ ઘોડો કોણ ઘેર બાંધે? એને તો સૌ કોઈ ઓળખે. અને એની ઉંમર થઈ. હવે એ પરણવા ઇચ્છે પણ નહીં." બાપુ : "એક ૬૪ વરસની બાઈએ ફરીથી લગ્ન કરેલું મને યાદ છે. મિસિસ ઓ. કરીને બાઈ હતી. હું એને જાણતો હતો. એણે લગ્ન કીધા પછી મને લખેલું : હું હવે મિસિસ ઓ. નથી પણ મિસિસ પી. છું. તું મારે ત્યાં આવીશ ત્યારે મારા પતિને ઓળખીશ. એ બાઈ કેવળ એક સાથી મેળવવાની ખાતર પરણેલી." મેં કહ્યું : "ગેટેએ ૭૩ વર્ષની ઉંમરે એક ૧૮ વર્ષની છોકરી સાથે પરણવાની માગણી કરેલી. એનાં માબાપને આઘાત પહોંચ્યો અને ના પાડેલી." વલ્લભભાઈ : "ગેટે થયો એટલે આઘાત પહોંચ્યો. હું

હોઉં તો એને ડામ દઉં. એને કહું કે તારી બુદ્ધિ નાઠી છે, અને તે ડામ દીધે જ ઠેકાણે આવશે."

*　　　　*　　　　*

પ્રેમાબહેનના કાગળમાં આ વખતે મહત્ત્વના સવાલોની ચર્ચા હતી. એને બાપુએ બહુ લાંબો કાગળ લખ્યો:

"માછલી બાબત મેં તારે સારુ કાંઈ અપવાદ નથી કર્યો. કૉડલિવર ઑઈલ નિષિદ્ધ છે, છતાં તે આશ્રમમાં ચાલવા દીધું છે. માંસમચ્છીની માંસમચ્છીરૂપે આશ્રમ પરત્વે મર્યાદા સાચવી છે. પણ વ્યક્તિ પરત્વે નથી સાચવી. ન સચવાય. તેથી જ ઇમામ સાહેબ બહાર ખાઈ શકતા. તારે બદલે ધારો કે નારણદાસ હોય. તેણે તો જન્મભર માંસાદિ ખાધાં નથી. પણ તેને ભયંકર માંદગી થાય. તેની ઇચ્છા માંસ ખાઈને જીવવાની થાય તો હું તેને જરૂર ન રોકું. મારા વિચાર તે આજે જાણે છે છતાં મરવાનો સમય એ જુદી વસ્તુ છે. તે સમયે ઇચ્છા થઈ આવે તો તેમાં બાધા ન નાખવાનો મારો ધર્મ છે. એથી ઊલટું કોઈ બાળક હોય તેને સારુ મારે નિશ્ચય કરવાનો હોય તો તેને મરવા દઉં પણ માંસ ન આપું. આવું બાની ઉપર વીત્યું હતું એ તું જાણે છે? ઘણું કરીને એ કિસ્સો 'આત્મકથા'માં છે. ન જાણતી હોય અને ત્યાં પણ કોઈ ન જાણતું હોય તો પૂછજે એટલે લખી મોકલીશ. એ પુણ્ય પ્રસંગ—બા અને મારે સારુ—હતો. હવે સમજાયું? મારે તને માછલી ખાવાનો આગ્રહ કરવો નથી. તેના વિના મરણ થતું હોય તો મરવાને તું તૈયાર હો તો હું મરવા દેવા તૈયાર છું. માછલી ખાઈને કદાચ જિવાય તોયે એ મરવાને અર્થે જ ના? પણ એ તો જે માને ને પાળે તેનો ધર્મ છે. એવો ધર્મ દૂધને વિષે મારી જ ઉપર ક્યાં લાગુ પાડું છું? જોકે મને પ્રાણીમાત્રના દૂધના ત્યાગનો ધર્મ દીવા જેવો સૂઝે છે. પણ આવા ધર્મ બીજા પાસે પળાવવાના ન હોય, પોતે પાળવાના જ હોય."

*　　　　*　　　　*

"સ્ત્રીપુરુષ વિષે તેં બરોબર પૂછ્યું છે.

"જે જે બાબતમાં બાળકોને કુતૂહલ ઊપજે એ બાબત આપણને ખબર હોય તો તેને કહેવી, ન ખબર હોય તો અજ્ઞાન કબૂલ કરવું. ન કહેવા જેવું હોય તો તેને રોકવાં ને બીજાને પણ ન પૂછવાનું કહેવું. કોઈ દિવસ તેઓને ઉડાવવાં નહીં. આપણે ધારીએ તેના કરતાં બાળક વધારે જાણતાં હોય છે. ને ન જાણતાં હોય તે વસ્તુ વિષે આપણે જ્ઞાન ન આપીએ તો અયોગ્ય રીતે લેવા શીખે છે. એમ છતાં ન દેવા જેવું હોય તે એવું જોખમ ખેડીને

પણ ન દઈએ. ન દેવા જેવું થોડું જ હોય છે. બીભત્સ ક્રિયાનું જ્ઞાન માગે તો તે ન જ આપીએ, પછી ભલે આપણા પ્રતિબંધ છતાં તે આડી રીતે મેળવે.

"પક્ષીઓમાં થતી ક્રિયા બાળકોએ જોઈ અને તે જાણવાની ઇચ્છા થઈ તો હું જરૂર તૃપ્ત કરું અને તેમાંથી બ્રહ્મચર્યનો પાઠ શીખવું. પક્ષી, પશુ અને મનુષ્ય વચ્ચેનું અંતર શીખવું. જે સ્ત્રીપુરુષો એ જ આચરણ કરે છે તે મનુષ્યાકાર મેળવ્યા છતાં એમાં પશુપક્ષી જેવાં છે. આમાં નિંદાની વાત નથી, વસ્તુસ્થિતિની છે. પશુપણામાંથી નીકળવા સારુ મનુષ્યનો આકાર ને બુદ્ધિ મળ્યાં છે.

"માસિક ધર્મનું સંપૂર્ણ જ્ઞાન તે ઉંમરે પહોંચેલી બાળાને આપવું. તેથી નાની બાળા તે જાણે અને પૂછે તો તેને પણ તે સમજી શકે એટલું સમજાવાય.

"બાળકો અને બાળાઓ આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ કદી અંત લગી નિર્દોષ ન રહી શકે. આ જાણીને તે બધાને અમુક વખતે એ જ્ઞાન આપવું. એ જ સારું છે. એ જ્ઞાન પામનાર બ્રહ્મચર્યપાલન ન કરી શકે એવું નિર્બળ બ્રહ્મચર્ય હોય તો તેનું આપણને કંઈ કામ નથી. એ જ્ઞાન પામતાં બ્રહ્મચર્ય વધારે સબળ થવું જોઈએ. મને પોતાને તો એમ જ બન્યું છે.

"જ્ઞાન દેવા પામવામાં બહુ ભેદો છે. પોતાના વિકાર પોષવાને સારુ એક જ્ઞાન પામે છે, બીજાને તે અનાયાસે મળે છે. ત્રીજા વિકાર શમાવવા સારુ, બીજાઓને મદદ કરવા સારુ તેવું જ્ઞાન મેળવે છે.

"આ જ્ઞાન આપવાની યોગ્યતા હોય તો જ ને તે જ આપે. તને એ આવડત હોવી જોઈએ. આત્મવિશ્વાસ હોવો જોઈએ કે તારા જ્ઞાન આપવાથી બાળાઓમાં વિકાર ન જ થાય. વિકાર શમાવવાને સારુ તે જ્ઞાન તું આપે છે એવું તને ભાન હોવું જોઈએ. જો તારે વિષે વિકારની શંકા ના હોય તો તે જ્ઞાન આપતી વખતે તારામાં વિકાર પેદા નથી થતા તે તારે જોવું જોઈએ.

"સ્ત્રીપુરુષના પતિપત્ની તરીકેના સાંસારિક જીવનના મૂળમાં ભોગ છે. તેમાંથી હિંદુ ધર્મે ત્યાગ પેદા કરવાનો પ્રયાસ કર્યો છે. અથવા કહો બધા ધર્મે. પતિ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર છે તો પત્ની પણ તે જ છે. પત્ની દાસી નથી, સરખા હકવાળી મિત્ર છે, સહચારિણી છે. બન્ને એકબીજાનાં ગુરુ છે.

"દીકરીનો હિસ્સો દીકરાના જેટલો જ હોવો જોઈએ.

"જે દોલત પતિ કમાય તેમાં પતિપત્ની બંને સરખાં હકદાર છે. પતિ પત્નીની મદદથી જ કમાય છે. પછી ભલે પત્ની રસોઈ જ કરતી હોય. તે દાસી નથી, ભાગીદારણ છે.

"જે પત્ની પ્રત્યે પતિ અન્યાયપૂર્વક વર્તતો હોય તેને તેનાથી છૂટી રહેવાનો અધિકાર છે.

"બાળકોના ઉપર બંનેનો સરખો હક છે. મોટાં થાય એટલે કાંઈ નહીં તો પત્ની નાલાયક હોય ત્યારે તેનો હક ઊડી જાય, તેમ જ પતિ વિષે.

"ટૂંકામાં સ્ત્રીપુરુષો વચ્ચે જે ભેદો કુદરતે મૂક્યા છે ને જે નરી આંખે જોઈ શકાય છે એ સિવાયના કશા ભેદ મને માન્ય નથી. હવે આ વિષય ઉપર તારો એકેય સવાલ બાકી હોય તેમ મને નથી લાગતું.

"નારણદાસને વિષે મારો પૂર્ણ વિશ્વાસ છે. તે કહે કે મને શાંતિ છે ત્યારે હું અશાંતિ માનવા તૈયાર નથી. મેં તેને ખૂબ ચેતવેલ છે. દૂર બેઠે હવે પજવણી નહીં કરું. નારણદાસમાં અનાસક્તિથી કામ કરવાની ભારે શક્તિ છે. અનાસક્ત હંમેશાં આસક્ત કરતાં બહુ વધારે કામ કરે છે, ને નવરા જેવો લાગે છે, સૌથી છેલ્લો થાકે છે. ખરું જોતાં તેને થાક લાગવો જ ન જોઈએ. પણ એ તો આદર્શ થયો. તું ત્યાં હાજર છે, એટલે તું જો અશાંતિ જોઈ જા, નારણદાસ પોતાને છેતરે છે એમ જોઈ જા, તો તારો ધર્મ મારા કરતાં નોખો થયો. તારે તો નારણદાસને ચેતવવા જ જોઈએ. હું પણ ત્યાં હોઉં ને પ્રત્યક્ષ કહે તેથી જુદું જ જોઉં તો ચેતવું. તારી ચેતવણી છતાં એ તારો વિરોધ કરે તો તારે તેનું કહેવું માનવું. જ્યાં સુધી તું તેને સત્યાગ્રહી ગણે છે ત્યાં સુધી. ઘણી વાર આપણી આંખ પણ આપણને છેતરે છે. હું તારે વિષે ખિન્નતા જોતો હોઉં પણ તું ઇન્કાર કરે તો મારે તારી વાત માનવી જ જોઈએ. મારાથી તું તે છુપાવે એવો ભય મને હોય કે શક હોય તો જુદી વાત. તો પછી મારે તને પૂછવાપણું ન હોય. મારે જાણવાનાં બીજાં સાધન ઉપજાવવાં રહ્યાં. પણ આશ્રમ-જીવન તો એમ જ ચાલે. સત્ય તો તેના મૂળમાં જ રહ્યું છે. ત્યાં શુભ હેતુથી પણ છેતરાય નહીં.

"ચોથી જુલાઈની રાહ જરૂર જોજે. કયા વર્ષની ચોથી જુલાઈ તે વિચારવા જેવું રહેશે. વર્ષ ભલે ગમે તે હોય. મહિના ને તારીખનો નિશ્ચય થાય એ પણ ગનીમત. બીજા કોઈ મહિનાની કે બીજી તારીખની તો રાહ ન જોવી રહી? આ ચોથી જુલાઈ વીતે એટલે ૧૯૩૩ની જુલાઈ લગી શાંત રહેવું."

મીરાબહેનને કાગળ લખેલો તેમાં બાપુએ પોતાની તબિયતના જરા વિગતવાર હાલ આપ્યા હતા. અલૂણું કેમ છોડવું પડ્યું, પાતળા ઝાડા થયા વગેરે. તે હકીકત કાગળમાંથી કાઢી નાખવી જોઈએ, એમ મેજરે કહ્યું. બાપુએ અંદર લખી આપ્યું : "આમાંથી કશી હકીકત પ્રસિદ્ધ નથી કરવાની." કટેલી બિચારા કાગળ પાછો લઈ ગયા. મેજર કહે : "ના, બીજો જ કાગળ લખાવો. આ નહીં ચાલે. કાયદો એવો છે કે તબિયતના આવી રીતે ખબર ન અપાય. અને મીરાબહેન ઉપર તો સરકારની આંખ છે. એટલે એ કાગળ એના ઉપર ગયા વિના નહીં રહે."

વલ્લભભાઈએ પૂછ્યું : "થોડા દિવસ ઉપર એક છોકરો અહીં મરી ગયો?" મેજરે ઠંડે પેટે કહ્યું : "હા." બાપુ કહે : "કેવડો હતો?" સુપરિન્ટેન્ડન્ટ : "મને ખબર નથી." વલ્લભભાઈ: "એને શું થયું હતું?" સુપરિન્ટેન્ડન્ટ : "જોન્ડિસ. એ જ દિવસ હૉસ્પિટલમાં રહ્યો અને મરી ગયો." જાણે કશું જ ન બન્યું હોય એમ એણે કહ્યું અને અમે સાંભળ્યું!!

૨૪-૬-'૩૨

મેજરને બાપુએ પૂછ્યું : "તબિયતની ખબર ન લખી શકાય એવો કાયદો છે શું?" મેજર કહે : "હા, તમારા જેવાને વિષે લોકો ગમે તે માનીને ચિંતા કરવા માંડે. લેડી ઠાકરસી તમારી તબિયતને વિષે સાંભળીને પૂછવા આવ્યાં હતાં. તમને ઝાડા થયા એ ખબર બહાર પડે તો અહીં ઢગલો માણસો તપાસ કરવા આવે!" વલ્લભભાઈ : "ઑર્ડિનન્સ કઢાવો કે ગાંધીની કોઈએ ખબર કઢાવવી નહીં!" બાપુ : "નહીં, પણ હું જાણવા માગું કે આ કાયદો છે કે અમારા માટે જ આ કહો છો? મારે માટે હોય તો હું સમજી શકું. પણ કાયદો જ હોય તો મારે તેની સામે લડવું પડશે." મેજર : "નિયમ તો છે જ. પણ લડવાની તો ઘણીય વસ્તુ છે, આની સામે શું લડવું?" બાપુ : "એવી નાની નાની વસ્તુઓ તો ઘણીય છે. અને મારા ખબર આપવાથી તો ઊલટી ખોટી ખબર ફેલાતી અટકી જશે." મેજર : "ખરી ખબર અમે આપીએ છીએ. કોઈ માણસ ઘણો માંદો હોય તો તાર કરીએ છીએ." જેલર : "પેલો છોકરો મરી ગયો તેને વિષે ટેલિફોન કર્યો હતો." બાપુ : "એટલે ગંભીર માંદગી થાય ત્યાં સુધી તમે રોકાઓ." વલ્લભભાઈ: "એ તો મરી જશે એવો ભય પેદા થાય ત્યારે જ ખબર અપાય એવું હશે." મેજર ચિડાયો.

બાપુને મેં કહ્યું: "પેલા છોકરાના મૃત્યુ વિષે એણે જે બેદરકારી બતાવી એથી મને બહુ ચીડ ચઢી." બાપુ: "એ તો નોકરીમાં માણસ આવા જ થઈ જાય છે." હું: "અમારે ત્યાં . . . નાગો માણસ હતો પણ કોઈની માંદગીની વાત હોય તો એને કાળજી રહે. લાગણી પણ થાય. એની રોજ વાતો કરે, ખબર પણ આપી આવે." બાપુ: "એ તો એ માણસ દારૂ પીતો હતો ને? દારૂ પીનાર માણસની લાગણી એવી નાજુક હોય છે." હું: "આશ્ચર્ય છે." વલ્લભભાઈ: "જોજે લાગણી તીવ્ર કરવાને માટે દારૂ પીતાં ન શીખીશ." બાપુ કહે: "ટૉલ્સ્ટૉયે પેલા માણસને દારૂ પાયો ત્યાં સુધી તો એની ખૂન કરવાની હિંમત નહોતી ચાલતી, લાગણી થતી હતી. જ્યારે એણે તમાકુ પીધી ત્યારે લાગણી બુઠ્ઠી થવા લાગી. બુદ્ધિને ધુમાડો લાગે એટલે પછી માણસ ગમે તે કરે."

આ ગમ્મતો ચાલતી હતી, ત્યાં મેજર પાછા આવ્યા. સાથે મેજર ડૉઇલ અને ટૉમસ હતા. ડૉઈલે ટૉમસની ઓળખાણ કરાવી. બાપુની સામે ખુરશી નાખીને બેઠો. ટૉમસ (ગૃહમંત્રી)ને બાપુ અગાઉ કોઈ વાર મળેલા નહીં. એણે ખુલાસો કર્યો કે "હું સરકારી કામે નથી આવ્યો. માત્ર તમારી ઓળખાણ કરવા આવ્યો છું." બાપુએ કહ્યું: "હું બહુ રાજી થયો." તબિયતની ખબર પૂછી. હવાની વાત ચાલી. પુસ્તકો બુસ્તકો પૂરતાં છે કે નહીં એ પૂછ્યું. ઉર્દૂ વાચનની વાત નીકળી. બાપુ કહે: "લાહોર અંજુમનનાં પુસ્તકો મારે મન આંખ ખોલી નાખનારાં છે." ટૉમસે બહુ રસથી સાંભળ્યું. પૂછ્યુ કે "બીજી દેશી ભાષાઓમાં આવાં પુસ્તકો છે ખરાં?" બાપુ કહે: "મને ખબર નથી. ગુજરાતીમાં ખાસ આવાં નથી." પછી પૂછે: "એમાં પયગમ્બરો વિષે છે?" બાપુ કહે: "ના, મુસલમાન ધર્મ વિષે બધું છે. અને હું તો મુસલમાન માનસ સમજવાને માટે એ વાંચું છું." પછી ટૉમસે પૂછ્યું: "તમે કાંઈ લખો છો?" બાપુ કહે: "હા, હમણાં આશ્રમનો ઇતિહાસ લખું છું." ટૉમસ: "તો તો તમારે કાગળિયાં બહુ જોવાં પડતાં હશે." બાપુ કહે: "ના, મેં 'આત્મકથા' અને 'સત્યાગ્રહનો ઇતિહાસ' કાગળો વિના જ લખેલાં." ટૉમસ: "બધું જ યાદદાસ્ત ઉપરથી?" બાપુ: "હા, અને પછી કાગળિયાં સાથે સરખાવી જોતાં એમાં કાંઈ ભૂલો નથી જણાઈ. આ ઇતિહાસ તો લખવો સહેલો છે કારણ એમાં ઐતિહાસિક કરતાં નૈતિક દૃષ્ટિ વધારે છે. મારે બધાં વ્રતો અને નિયમોનો વિકાસ કેમ થતો ગયો એ લખવાનું છે." બાપુ બધું સ્મૃતિમાંથી લખતા હતા એ સાંભળીને પેલો તો સડક જ થઈ ગયો. પછી મુલાકાતોની વાત નીકળી. "તમે સરોજિનીને તો નહીં મળતા હો." બાપુ: "એને મળવાની રજા નથી." મીરાબહેનની

મુલાકાતની વાત નીકળી. ટૉમસ કહે: "પણ તમે બીજી મુલાકાતો શા સારુ બંધ કરી? એમ તમે પોતાને સજા શા સારુ કરી?" બાપુ: "જેટલું કામ એ કરે છે તેને સારુ એને ન મળવા દો તો કોઈને જ મારે ન મળવું જોઈએ." ટૉમસ: "પણ એ વિલાયત કાગળો મોકલે છે તે મોકલવા બંધ કરે તો અમને વાંધો નથી." બાપુ કહે: "બંધ તો ન જ કરે. તમારે જોવા હોય તો જુઓ." ટૉમસ: "પણ એ તો જે નુકસાન થવાનું હોય તે થઈ જાય પછી જ અમે જોઈએ ના?" બાપુ: "તમે એના રદિયા આપો. એ ખાતરી-લાયક મળે તો તે પ્રમાણે એ સુધારો પણ કરે." ટૉમસ: "પણ નુકસાન થયા પછી સુધારો શો?" બાપુ: "એ તો સરકાર એવી ખોટી ખબર બહાર નથી પાડતી? માનવી વ્યવહારમાં એ તો બનવાનું જ." ટૉમસ: "બને, પણ અમારે તો એવી ખબર ફેલાતી અટકાવવી જોઈએ." બાપુ: "તમે ઇચ્છો તો સાથોસાથ તમને એની નકલ મળે એમ કરું. પણ કાપકૂપ ન થવા દઉં. તમારે તો તમારા વિરોધીઓ સાચા હોય એટલા માટે આભાર માનવો જોઈએ." ટૉમસ: "પણ બધા સાચા નથી." બાપુ: "પણ મીરા તો અમારા સાચા માણસની આગલી હરોળમાં છે. જાણીજોઈને લેશ પણ જૂઠું ન બોલે." ટૉમસ: "એ હશે. પણ ગમે તેવી સ્ત્રી હોય તેને પણ જલદી જલદી બધું માની લેવાની ટેવ હોય છે તે!" બાપુ: "મીરા એ જાતની નથી. પણ એ લખે તેની નકલ તમને મોકલે એ તો હું કરી જ શકું છું." પ્રાંતિક સ્વરાજની વાત નીકળી. એણે કાઢી! બાપુ કહે: "મારા પ્રાંતિક સ્વરાજમાં અને સામાન્ય રીતે સમજાય છે એ પ્રાંતિક સ્વરાજમાં ફેર છે. મારા પ્રાંતિક સ્વરાજમાં પ્રાંતની સત્તા બધી વાતમાં સર્વોપરી હોય. લશ્કર, આબકારી દરેક બાબતમાં. વડી સરકારનો નૈતિક અંકુશ રહે પણ એથી જરાય વધારે નહીં. સૅમ્યુઅલ હોરને મેં આ જ વાત કહી હતી અને એ સમજ્યો એટલે જ એણે ક્યાંય મારો ઉપયોગ કર્યો નથી અને બોલ્યો નથી કે ગાંધીને પ્રાંતિક સ્વરાજથી સંતોષ છે." ટૉમસ: "પણ એ તો તમે કહો છો એવું પ્રાંતિક સ્વરાજ એક ગગનવિહાર કહેવાય. એના ઉપર નૈતિક સત્તા તો જોઈએ ના? શી રીતે ચાલે?" બાપુ: "હા, ત્યાં પણ માણસો તો પ્રાંતોમાંથી જ મોકલેલા હોય ના? તેમણે માનવું જોઈએ કે પ્રાંત જે કરે તે બરોબર કરે. રાજાની નૈતિક સત્તાથી બધું થાય છે એમ મનાય છે ના? અને એ સ્વાંગ જેમ ચાલે છે તેમ આ સ્વાંગ પણ ચાલે. એવું પ્રાંતિક સ્વરાજ આપો તો આજે લઉં. આ મારું પ્રાંતિક સ્વરાજ સપ્રુ, શાસ્ત્રી વગેરેને નથી ગમતું એ હું જાણું છું. કોઈ કૉંગ્રેસીને પણ ન ગમતું હોય

પણ મને તો એ જ જોઈએ." ટૉમસ: "એ તો ગગનવિહાર છે. અને એને માટે તો અચોક્કસ મુદ્દત સુધી રોકાવું જોઈએ." બાપુ: "હું ગમે ત્યાં સુધી રોકાવા તૈયાર છું." ટૉમસ: "પણ તો તો આજે અર્ધી રોટી અપાય છે તે કેમ ન લો?" બાપુ: "જરૂર લઉં, જો મને ખાતરી હોય કે એ રોટી છે. પણ એ રોટી ન હોય અને ધૂળ કે પથ્થર હોય તો એ શી રીતે લઉં? એના કરતાં સાચા રોટલાની રાહ ન જોયા કરું?"

મેજર ડૉઇલ બાપુને દાંતનું ચોકઠું પહેરી રાખવાની ભલામણ કરી ગયા. કહે કે એક વાર પેઢાને ખોરાક ચાવવાની ટેવ પડી જાય છે પછી તે દાંતનું ચોકઠું લેતાં નથી. જતાં જતાં ટૉમસે વલ્લભભાઈની સાથે હાથ મિલાવ્યા અને મારી સાથે મેળવ્યા. મારી સાથે રેંટિયા વિષે વાતો કરી. એનું અજ્ઞાન એટલું કે પૂછયું કે "૪૦ વાર સૂતરમાંથી એક કોટ થાય?" મેં કહ્યું: "૧૮૦૦૦ વારમાંથી એક ધોતી થાય." ત્યારે કહે: "ઓહો, ત્યારે તો તું ૧૮ દિવસ કાંતે ત્યારે એક ધોતી જેટલું કાંતે. એમ જ ના? એ તો ભારે ખોટનો ધંધો." મેં કહ્યું: "એ નવરાશનું કામ છે. મુખ્ય ધંધા તરીકે એની વાત જ નથી." ત્યારે કહે: "એ કંટાળાભરેલું તો લાગતું જ હશે." મેં કહ્યું: "ના, એ તો આસાએશ છે. આખો દિવસ વાંચીલખીને કંટાળ્યા પછી એમાંથી ચિત્ત કાઢીને આમાં ફેરવવાથી ચિત્તને આરામ મળે." એ કહે: "આરામ શેનો મળે? એ તો યાંત્રિક કામ છે. આરામ તો બ્રિજ કે એવું કાંઈ રમો તો તેથી મળે." પણ એને બિચારાને શેની ખબર કે બ્રિજમાંથી કદાચ એ હજાર કમાય કે ગુમાવે પણ ગરીબના ગજવામાં એકે પૈસો ન જાય?

બાપુ આજે મોરાર પટેલ (સ્યાદલાવાળા)ને મળ્યા. એણે વલ્લભભાઈને સંદેશો મોકલ્યો કે બારડોલી લાજ નહીં ખુએ. આમાં પડયા છીએ એમાં કેટલાક તો ખુવાર થઈશું જ. ડૉ. ફાટકે (સતારાના) બિચારાએ કહ્યું: "મારે તો કાંઈ કહેવાનું નથી, પણ અમને ઘંટીનું કામ એટલું બધું આપે છે કે ૭થી ૩ વાગ્યા સુધી અમને નવરાશ જ નથી મળતી."

હમણાં જ જાણ્યું કે આ લોકો મળવા આવે છે ત્યારે બાપુ ભોંય ઉપર બેસે છે, કારણ પેલાઓને માટે ખુરશી નથી મુકાતી એટલે બાપુ પણ નીચે બેસે ને?

* * *

તૈયબજી ડોસાને દાંત ખરા છે કે ખોટા એ વાત નીકળતાં બાપુ કહે: "એ તો પંજાબમાં પણ મરણતોલ થયા હતા ને! મને બોલાવીને વીલ પણ કરેલું. બેત્રણ દિવસમાં પાછા સાજા થઈને કામે વળગેલા. પણ

એમ છતાં ડોસા પોતાને ઘેર જવાની વાત ન કરે. કહે કે ઘેર નથી જવું. મિસિસ તૈયબજીને અહીં બોલાવો!"

*　　　　*　　　　*

પ્રાંતિક સ્વરાજ વિષે વધારે વાતો: બાપુ કહે: "એ સ્વરાજમાંથી જ આખા દેશનું સ્વરાજ થઈ શકે. એ જ સાચું સ્વરાજ છે. નહીં તો પેલું કાંઈ સ્વરાજ નથી. આ લોકો તો જાણે છે કે ફેડરેશન આપવાથી કશું રાષ્ટ્રીય ઐક્ય થવાનું જ નથી એટલે એ ફેડરેશનની તેઓ વાત કરે છે. સપ્રુ, શાસ્ત્રી, જયકર મુસલમાનોથી ડરે છે; એટલે મજબૂત વડી સરકાર માગે છે. આપણું મજબૂત કેન્દ્ર પ્રાંતમાં જ. આપણું જ લશ્કર હોય, આપણી જરૂરિયાત પ્રમાણેનું, આપણે આપણી રીતે આખો વ્યવહાર ચલાવીએ. એનું પરિણામ એક આવે. દરેક પ્રાંત પોતપોતાની રીતે ખીલતો આખા દેશને ખીલવી મૂકે, અથવા તો લડી મરે. આજે તો કેન્દ્ર ફોલી ખાય છે. અને ફેડરેશન જે પ્રકારનું વિનીતો માગે છે અને આ લોકો આપી રહ્યા છે તે એ પ્રાંતોને ખાઈ જનારું છે. એમાં તો વલ્લભભાઈના શબ્દમાં મ્યુનિસિપલ સ્વરાજ છે. હું જે કલ્પું છું તે અમેરિકાનાં રાજ્યોનું જે સ્વાતંત્ર્ય છે તેવું, સ્વિટ્ઝર્લૅંડનાં નગરરાજ્યોનું જે સ્વાતંત્ર્ય છે તેવું. સંભવ છે કે આપણા કોંગ્રેસીઓ પણ ઘણા આ બાબતમાં મારી સાથે મળતા ન થાય. પણ તેથી શું? તેઓ પણ સમજશે. મજબૂત કેન્દ્રનું પરિણામ જોવું હોય તો કરંસીનો આખો ઇતિહાસ જુઓની? ૩૫ કરોડ રૂપિયા તો સિક્કા બનાવવામાં જ ફાયદો થાય છે. તે રિઝર્વમાં લઈ ગયા અને તે ગળી જવામાં આવ્યા."

**૨૫-૬-'૩૨**

આ વખતે બાપુએ આશ્રમની ટપાલ આજે શનિવારે જ પૂરી કરી નાખી. આશ્રમના કાગળો પણ કાંઈક ઓછા હતા. અને બહારના કાગળો તો ઓછા થયા જ છે. સરકારનું કેવું અંધેર ચાલે છે તેનો નમૂનો આજે સુપરિન્ટેન્ડન્ટની પાસેથી જ મળ્યો. પર્સી બાર્ટલેટને (ટાગોરની અપીલના જવાબમાં) કાગળ બાપુએ મે મહિનામાં લખેલો, તે કાગળ સુપરિન્ટેન્ડન્ટે અગત્યનો માનીને સરકારમાં મોકલેલો. ત્યાંથી હિંદ સરકાર પાસે ગયો, ત્યાંથી ઇન્ડિયા ઑફિસમાં ગયો અને આખરે આ મહિનામાં પર્સી બાર્ટલેટને મોડો મોડો મળ્યો. એ કાગળ યૉર્કના આર્ચબિશપ અને લિંડસે અને યંગ હસ્બંડ અને મરેના કવરિંગ લેટર સાથે બહાર પડ્યો છે એટલે એને વિષે ચર્ચા શરૂ થઈ. મુંબઈ સરકાર આજે જાગીને સુપરિન્ટેન્ડન્ટને

પૂછે છે કે ગાંધીએ આ કાગળ ક્યારે લખ્યો? તમે પાસ કેવી રીતે કર્યો? વગેરે વગેરે. સુપરિન્ટેન્ડન્ટ સાહેબે પાણી પહેલાં પાળ બાંધેલી એટલે ખુશ ખુશ છે. પાળને પાકી મજબૂત કરવા કાગળની નકલ મારી પાસેથી લઈ લીધી. અને કહે છે: "હવે હું લખીશ કે મેં તો નકલ પણ રાખી હતી!" પછી ખબર આપી કે "બિરલાના કાગળ વિષે પણ મારી ઉપર તપાસ આવી છે. એમાં તો કશું હતું નહીં. એણે વિલાયત જવા વિષે અભિપ્રાય માગેલો અને તમે કહેલું કે મારાથી અહીંથી અભિપ્રાય ન અપાય. મારા આ બાબતમાં વિચાર જાણીતા છે. એમાં તપાસ કરવા જેવું શું હતું?" એમ લાગે છે કે અહીંથી જતા કાગળોથી સરકાર અધીરી થઈ છે, એટલે પણ આ અઠવાડિયામાં અહીં ઓછા કાગળ આપવામાં આવ્યા હોય એવું બને! દૈવ જાણે.

આજે વલ્લભભાઈએ પૂછ્યું: "મોઝીઝ કોણ હતો? એ મહમદ પછી થયો કે તે પહેલાં?" આશ્રમની બાળકીઓમાં શારદા ભારે વિચક્ષણ છે. એણે પૂછેલો એક સવાલ એ હતો કે બહેન ભાઈની સહધર્મચારિણી કેમ ન કહેવાય? જો તે એક જ ધર્મનું ફ્લની આશા રાખ્યા વિના પાલન કરતી હોય તો? આશ્રમમાં હવે પક્ષીઓ ઘણાં આવવા લાગ્યાં છે. એથી પણ એ બાળકીએ આનંદ પ્રગટ કર્યો હતો. અને નવા આવેલા મોરમાંથી એક રૂપાળો મોર મરી ગયો તેનો ઉલ્લેખ કરી લખ્યું કે જીવતો તો બહુ શોભીતો લાગતો હતો પણ મર્યો ત્યારે બહુ ખરાબ લાગતો હતો અને શરીર દુર્ગંધ મારતું હતું. બાપુએ એને લખ્યું: "જેમ મોરનું તેમ આપણું જાણ. રૂપાળાં લાગતાં સ્ત્રી-પુરુષો પણ મૃત્યુ પછી જોવાં નથી ગમતાં ને તેને ઝટ બાળી મૂકીએ છીએ. એથી જ શરીર ઉપર મોહ ન રાખવો. . . . સહધર્મચારિણીનો અર્થ મૂળે તો તું કરે છે તે જ છે. પણ વહેવારમાં પત્નીને સારુ જ એ વપરાય છે. બહેન પરણે ત્યારે ભાઈની સાથે નથી રહેતી. 'ચારિણી'માં જીવનપર્યંત સાથે રહેવાની ગંધ છે. અને શબ્દનો એક અર્થ રૂઢ થઈ ગયો છે. એટલે બદલવો મુસ્કેલ છે. જરૂર પણ નથી."

એક બીજા કાગળમાં લખ્યું: "મંદિરો અને ચોરાઓનો ઉપયોગ તો પ્રસિદ્ધ છે. એ દ્વારા લોકો એકઠા થાય, ભજનાદિ કરે, સભાઓ ભરે ઇત્યાદિ, અને એ જ ઉદ્દેશ હતો.

"મૂર્તિપૂજાની આવશ્યકતા કે નહીં એ પ્રશ્ન ઊઠતો નથી કેમ કે તે અનાદિકાળથી છે અને રહેશે. દેહધારી માત્ર મૂર્તિપૂજક જ હોય.

"વૈષ્ણવધર્મની પૂજાવિધિમાં ફેરફાર ઇષ્ટ હોવાનો સંભવ છે. ઈશ્વર અધ્યેય છે તેથી મૂર્તિમાંય છે. મૂર્તિપૂજાનો નાશ અશક્ય માનું છું."

દીકરાની વહુને: "બાપુના કાનમાં જે તેલનાં ટીપાં નાખે છે તેમાં લસણની કળી કકડાવે તો તે કદાચ વધારે કામ આપશે."

બીજા એક પત્રમાં: "અનાસક્તિનો અર્થ અવશ્ય એ છે કે પોતાને અને પોતાનાને વિષે અનાસક્તિ. 'પર'ને વિષે એટલે કે સત્યને વિષે, ઈશ્વરને વિષે આસક્તિ, તે એટલે લગી કે તન્મય થઈ જવું, તદ્રૂપ થઈ જવું. એ અર્થ નથી સમજાતો તેથી નિરુત્સાહિતા, ઇત્યાદિ દોષો પેદા થઈ જાય છે."

૨૬-૬-'૩૨ આજે અચાનક ઍલ્ફોન્ઝોને બોલાવવા ગયો ત્યાં ક્રેસવેલનો ભેટો થઈ ગયો. અમને નથી મળી શકતો તે માટે દિલગીર છે. પોતે રાજદ્વારી કેદીઓ વિષે છાપામાં કાગળ લખ્યો એને લીધે કદાચ આ બંધી થઈ હોય એવો એને વહેમ છે. જયકરને મળે છે. આજે જયકર આવે છે એમ કહેતો હતો. તે તદ્દન નાસીપાસ થયો છે અને કદાચ બંધારણ સમિતિમાંથી રાજીનામું આપશે એવો સંભવ છે. કારણ તેમાં કશું જ કામ થઈ શકતું નથી. એ વિષે ચર્ચા કરવા તે અહીં આવે છે. બિચારાએ કહ્યું કે બે અઠવાડિયાં થયાં એ કાગળો લખે છે કે મારું કાંઈ કામકાજ હોય તો લખો. પુસ્તકો, ફળ વગેરે જે કાંઈ જોઈતું હોય તે મંગાવો. પણ એના કાગળો અહીં આપવામાં આવે તો ને!

'ટાઈમ્સ' અઠવાડિકમાં કેટલીક વસ્તુઓ સારી આવે છે: એક અંગ્રેજ હિંદની સ્ત્રીઓ ઉપર લેખમાળા સરસ લખે છે. 'દુર્ગાવતી'—મહોબાની રાજપુત્રી—ને કોણ જાણતું હતું? બાપુને લેખ વાંચી સંભળાવ્યો. તેમને પણ બહુ ગમ્યો. નટરાજન મતાધિકાર ઉપર સારી લેખમાળા લખી રહ્યા છે. અને પરોક્ષ પ્રૌઢ મતાધિકાર ઉપરના લેખમાં એણે બાપુના ગોળમેજીના ભાષણને ખૂબ ટેકો આપ્યો છે. 'ટાઈમ્સ'માં લૉર્ડ ગ્રે વિષે એક રસિક કિસ્સો છે. સર જેમ્સ બેરીએ એનો ૭૦મો જન્મદિવસ પોતાને ત્યાં ઊજવ્યો. લૉર્ડ ગ્રે રાજકાજમાંથી નિવૃત્ત થઈને ફેલોડનમાં આરામ લે છે અને પંખીઓની સાથે કલ્લોલ કરે છે. સર જેમ્સે ભાષણ કરતાં કહ્યું કે મારા કેનરી પક્ષીની સાથે વાત કરી કે આજે ગ્રેનો જન્મદિવસ છે. આપણે ઊજવીએ? ત્યારે એણે તરત ગ્રેને ઓળખ્યો અને કહ્યું ઊજવો, પણ અમને બધાંને એમને મળવા બોલાવજો. એ બધાં પંખીઓ ભેગાં કરવામાં આવ્યાં હતાં. આપણે ત્યાં નથી એ પંખીઓનો શોખ, નથી ફૂલોનો, નથી લીલોતરીનો, નથી પશુઓનો. કાલિદાસના કાળમાં આસપાસની સૃષ્ટિની સાથે મનુષ્ય જે

ઐક્ય અનુભવતો એમ જોવામાં આવે છે તે વિષે આજના આપણે અહિંસાના પૂજારીઓ ઉદાસીન છીએ, જ્યારે લોકોને જ્યાં અહિંસાની પડી નથી એવા પાશ્ચાત્ય દેશોમાં બાહ્ય સૃષ્ટિ સાથેનું ઐક્ય સ્થળે સ્થળે જોવામાં આવે છે. મ્યુરિયલ કાગળ લખે છે તો વસંત આવી તેની સાથે જે જે ફૂલોથી વાડો, વાડીઓ અને બીડો ઢંકાયાં છે તેનું વર્ણન આપે છે. પ્રીવાની પત્ની લખે છે કે પોતાના નાનકડા વાડામાં થતાં અનેક શાકના છોડો ખીલી રહ્યા છે તેની ઉપર તે વારી જાય છે. આપણે?

'અન્ન અને ફળના ભેદ' વિષે રામેશ્વરદાસને લખ્યું:

"અન્નાહાર અને ફળાહારની વચ્ચે જે ભેદ પાડવામાં આવ્યો છે એ ખોટો છે એમ જાણજો. શારીરિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ કેટલાંક અનાજ કહેવાય છે, એ કેટલીક પરિસ્થિતિમાં ફળ કહેવાતી ચીજો કરતાં વધારે સાત્ત્વિક હોઈ શકે છે. ભોંયશીંગ જોકે ફળ ગણાય છે તોપણ લગભગ બધાય રોગોમાં ત્યાજ્ય છે, જ્યારે ભાત અનાજ હોવા છતાં મર્યાદાસર ખાઈ શકાય છે. જેને કેવળ ઇંદ્રિયદમન કરવું છે તે ભાત ખાઈને જેમ તેમ નિર્વાહ કરી લે. પણ મગફળી તેને સારુ ત્યાજ્ય હોવાનો સંભવ છે. તમારી પ્રકૃતિને સારુ પેંડા ઝેર સમા સમજો. દાળભાત રોટલી શાક વગેરે ભર્યું ભોજન ખાવાના કરતાં સાંજે થોડું, ફળ એટલે કે મુનક્કા, સંતરાં, દાડમ કે એવું કાંઈ રસદાર ખાઈ લો તો જરૂર એ હલકું છે. બાકી ખાવાની ચીજ તરીકે એ બંને અનાજ છે એમ માનવું. અન્નફળનો ભેદ સ્વાદ છોડવાને અસમર્થ છતાં પ્રભુને અને પોતાને છેતરનારા વૈષ્ણવોએ કાઢેલો જણાય છે. વૈષ્ણવ કુટુંબમાં જન્મ હોવાથી હું અનુભવની વાત લખી રહ્યો છું."

૨૭-૬-'૩૨

આજે કાંતતાં મને ખૂબ થાક લાગ્યો. કાં તો આ પૂણીમાં ૫૦ આંકનું સૂતર કાઢવાની મગદૂર નથી, કાં તો મારો હાથ હજી નથી બેઠો. પણ ધીમું કંતાય છે અને તૂટે છે એટલે મારા લગભગ પાંચ કલાક ૮૪૦ વારમાં ચાલ્યા જાય છે. અને થાક લાગે છે તે જુદો. એ ખોટનો વેપાર છે. બાપુને મેં કહ્યું કે હું હાર્યો! બાપુ કહે: "તુરત જ ફેરફાર કરવો જોઈએ. થાકી જવાય અને ભાંગી પડાય એવું હોય તો એમ તાણવામાં કશો માલ નથી. અર્ધું કાંતવાનું કરી નાખો. એટલે આવતી કાલથી એ ફેરફાર કરવો પડે છે. અને છતાં મારી ઝડપ તો કશી જ નથી. નારણદાસના કાગળથી ખબર પડે છે કે કેશુ ઇજિપ્શિયનમાંથી ૫૦ આંકનું ૩૫૦ની ગતિથી કાઢે છે. ક્યાં કેશુની ગતિ અને ક્યાં મારી? **योगः कर्मसु कौशलम्**ના સૂત્રને હું

એકે બાબતમાં પહોંચીશ એવું નજરે નથી પડતું. ઠીક સમય થયાં પીંજું છું છતાં ખામી વિનાની પૂણી બનાવતાં નથી શીખ્યો, અને કાંતવામાં સૂતર સારું છે તો ગતિ શૂન્ય!

ગઈ કાલે ધારેલો ફેરફાર આજે કર્યો એટલે જરાયે થાક ન લાગ્યો. અને બે કલાકનો બચાવ થવાથી એટલા વાંચવાને આપી

૨૮-૬-'૩૨

શકાયા. આજે હોરનું સ્ટેટમેન્ટ આવ્યું. જેમ જેમ પ્રાંતો, સ્ટેટો વગેરે તૈયાર થશે તેમ તેમ ફેડરેશનનું થતું જશે. આજે પ્રાંતિક સ્વરાજનો ઘૂઘરો લો એટલું એનું કહેવું છે. સુપરિન્ટેન્ડન્ટે બાપુને પૂછ્યું: "તમને કેમ લાગે છે?" બાપુ કહે: "લાગે શું? મૉડરેટ જે ધારતા હતા તે થયું એમ નહીં, લંડનમાં જે હું જોઈ શક્યો હતો તે જ બની રહ્યું છે.

"આ પ્રાંતિક સ્વરાજ નથી જ. પ્રધાનો પાસે કશી સત્તા નહીં રહે અને દરેક ખાતું વધુ ખર્ચાળ બની જશે. જવાબદાર રાજ્યતંત્રની દિશામાં કહેવાતાં આ પગલાંથી કરોડો રૂપિયાનું ખર્ચ વધવાનું. પ્રાંતિક સ્વરાજનો મારો અર્થ એવો છે કે મધ્ય સરકારે પ્રાંતની સેવા કરવી જોઈએ, પ્રાંતોએ મધ્યની નહીં. આ દરખાસ્તમાં તો મધ્યની હકૂમત પ્રાંત ઉપર ચાલતી રહેશે. આ બધા પૂરી ગૅરન્ટીવાળા સનંદી અમલદારો, જેમને આપણે આપણી મરજી મુજબ છૂટા ન કરી શકીએ, એ આપણે માથે બેઠા રહે પછી પ્રાંતિક સ્વરાજ્ય ક્યાં રહ્યું?" સુપરિન્ટેન્ડન્ટ કહે: "ત્યારે તો લડત લંબાઈ?" બાપુ: "એમાં કાંઈ શક છે?"

આજે બિરલાની પાસે હૂંડિયામણના સવાલ ઉપર જેટલું મહત્ત્વનું સાહિત્ય હોય તે બધું મંગાવ્યું.

* * *

બાપુના લોભનો થોભ નથી. આશ્રમમાં એક પછી એક ફેરફાર કરાવ્યે જ જાય છે. લોગણુક નીકળી છે, દરેકના કામના કલાક નોંધાય છે, યજ્ઞનું સૂતર બધું લેવાય છે, સાંડાત્રણ વાગ્યે બધાંને ઉઠાડવામાં આવે છે, બાળકો સુધ્ધાં. અને ચાર વાગ્યે પ્રાર્થના થાય છે. આ તાણ ક્યાં સુધી બધાં સહન કરશે? દરેક કાગળમાં કાંઈક નવીન માગણી હોય જ. જેનાં ઘરો બંધ છે તે સાફ થવાં જ જોઈએ. જરૂર. પણ તેનો આ ચક્રમાંથી વખત ક્યાંથી કાઢવો એમ પ્રેમાબહેન પૂછે છે. ઘરોની ઉપર ક્યારે સાફ થયાં તેની તારીખ જોઈએ, ક્યારે સાફ થવાં જોઈએ તેની નોંધ જોઈએ,



૧૭

અને એની તારીખ પણ ઘર ઉપર જોઈએ. આ વળી કામમાં વધારો. બાપુની આશા અનંત છે, પણ મનુષ્યની શક્તિ અનંત છે ખરી? આ ચોકઠામાં ગોઠવાયેલ બચ્ચાંને ઊંઘવાનો પૂરતો સમય નથી જ મળતો એ વિષે મેં બાપુનું ધ્યાન ખેંચ્યું. ચર્ચા કરવાનું એમણે વચન આપ્યું છે.

૨૯–૬–'૩૨

મીરાબહેનનો અને . . .નો એમ બે પત્રો આવ્યા. . . .એ પોતાની કરુણાજનક સ્થિતિ વર્ણવીને જીવનનો અંત લાવવાની પણ વાતો કરી. તુરત બાપુએ . . .ને પત્ર લખ્યો. "આપઘાતની ઇચ્છા કેમ થાય? તમે કશી ચોરી તો કરી જ નથી એમ સમજ્યો છું. તેમાંય તે સટ્ટો ફરી ન કરવાનો નિશ્ચય કર્યો એટલે એ પ્રકરણ પૂરું થયું. ચોરી થઈ હોય તોયે આપઘાતનું કારણ તે ન હોય. ચોરી થઈ હોય તો કબૂલ કરે તે માણસ જે ચોરી કરતાં પકડાયા ન હોય અથવા ચોરીની જેને કોઈ દહાડો લાલચ આવી ન હોય તેના કરતાં સારા ગણાય. એટલે કંઈ કારણ તમને આપઘાતનું છે જ નહીં. હવે રહ્યું કરજ. તમારી પાસે જે છે તે તમે લેણદારને સોંપો એટલે તમારી જવાબદારી પૂરી થઈ. લેણદાર તમને દેવાળામાં મોકલે તો ભલે મોકલે. તેમાંય કશી શરમ નથી. જે થાય તે વેઠી લેવામાં પુરુષાર્થ છે. ભવિષ્યને સારુ તો મેં તમને લખ્યું છે. તમે બન્ને આશ્રમમાં જઈ રહો. ત્યાં જતાં જરાય સંકોચ ન પામજો. જ્યાં ધનવાન થઈને ગયા ત્યાં ધનહીન થઈને કેમ જવાય એવો અભિમાની ખ્યાલ ન લાવશો. સાધુ-વૃત્તિના માણસ માટે આશ્રમ છે. મને લખ્યાં કરજો. મીરાબહેનની પાસેથી હૂંફ મળે તે લેજો. સત્સંગ એ પારસમણિ છે. એમ સમજી તેની સોડમાં રહેજો."

હોરનું ભાષણ આવ્યું. કૉંગ્રેસ જ્યાં સુધી સરકારને તિરસ્કારવાનું ભૂલે નહીં ત્યાં સુધી એની સાથે સુલેહ ન થાય. લડાઈ અધૂરી બંધ ન થઈ શકે. બ્રિટિશ રાજ્ય જેવું સાધનસંપન્ન રાજ્ય આવી ચળવળને દાબી ન શકે તો લાજ જાય. એ લડાઈ પૂરી કર્યે જ છૂટકો છે.— એ એનો ધ્વનિ હતો. બાપુએ દેવદાસને કાગળ લખ્યો તેમાં અનાયાસે આ વસ્તુનો અપ્રગટ ઉલ્લેખ થઈ ગયેલ: "અમને બધાંને સારી પેઠે ધીરજ છે, એટલે બેચાર સાલ વીતી જાય તો કંઈ હરકત નથી. એટલું વ્યાજ ચઢાવીને દામ લઈશ." મેં બાપુને આનો અર્થ ન પૂછ્યો. આવી બાબત ધ્વનિત રહે એ જ સારી. એનું પૃથક્કરણ કર્યું નથી જતું. અને મેં એ પ્રકારનું કુતૂહલ દબાવવાની ટેવ કેળવી છે.

દેવદાસે રાજાજીને Wet Parade (વેટ પેરેડ) પુસ્તક મોકલેલું, એટલે રાજાજીએ એ વિષે થોડા ઉદ્‌ગાર દેવદાસ ઉપર લખેલા કાગળમાં કાઢ્યા. અમેરિકન અને અંગ્રેજ લેખકો વિષેના એમના અભિપ્રાયો નોંધવા જેવા છે :

"The 'Wet Parade' is a fine novelization of all that has to be said on American Prohibition. Chapter after chapter moves up in deliberate order, just clothing up all the prohibition points. Too much of set purpose and 'according to programme'. But a good and exhaustive treatment of the subject, to satisfy those already convinced and make them feel armed and strengthened. You may remember Mathuradas gave me once a book of Zola's to read. It is incomparably superior, but that book deals with alcohol, rather than prohibition. Sinclair's book is a powerful indictment of corruption in American politics, — might frighten one in regard to political prospects in India.

"A real high class English writer is so superior to mere propaganda writers like Upton Sinclair. Soon after finishing the 'Wet Parade' I got a book of short stories of Hardy. The contrast was so great. The delicate touch of real art is so different from the propagandist style. Hardy has a short story called 'Son's Veto' that reminded me of the episode in the 'Wet Parade', the incident of Roger Chilcote and Anita. All the difference between raw manure and fruit made out of it. The substance is the same, but the composition and flavour are so different."

"અમેરિકાના દારૂબંધીના પ્રશ્ન ઉપર જે કાંઈ કહેવા જેવું છે તે સઘળું કહેવા માટે 'વેટ પેરેડ'માં નવલકથાની કળા ઠાલવવામાં આવી છે. એક પછી એક પ્રકરણોમાં વાર્તા વ્યવસ્થિત રીતે ઉઘડતી જાય છે. દારૂબંધીના બધા મુદ્દા તેમાં સાંકળી લીધા છે. નિશ્ચિત હેતુસર અને નિશ્ચિત કાર્યક્રમ મુજબ બધું ચાલે છે એ જાણે વધારેપડતું લાગે છે. એ મતનાને સંતોષ થાય, બળ મળે તથા દલીલો તથા વિગતોનાં શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થવાય એવી રીતે વિષયના દરેક મુદ્દાની સારી રીતે છણાવટ કરવામાં આવી છે. તમને યાદ હશે કે મથુરાદાસે ઝોલાની એક ચોપડી મને વાંચવા આપી હતી. આની સરખામણી એની સાથે થઈ ન શકે એટલી એ ઉત્તમ છે. એ ચોપડીમાં દારૂબંધી નહીં પણ દારૂનો પ્રશ્ન ચર્ચેલો છે. સિંકલેરની એક

ચોપડીમાં અમેરિકન રાજ્યપ્રકરણમાં ચાલતી રુશવતખોરીની સમર્થ ઝાટકણી છે. એ ચોપડી વાંચીને હિંદુસ્તાનના રાજ્યપ્રકરણના ભવિષ્ય વિષે દિલમાં ડર પેદા થાય એવું છે.

"પણ અપ્ટન સિંકલેર જેવા કેવળ પ્રચારક લેખક કરતાં પહેલી પંક્તિનો અંગ્રેજ લેખક બહુ ચઢી જાય. 'વેટ પેરેડ' પૂરી કર્યા પછી તરત હાર્ડીની ટૂંકી વાર્તાઓની એક ચોપડી મેં હાથમાં લીધી . . . બે વચ્ચેનો તફાવત બહુ ભારે લાગ્યો. પ્રચારશૈલી કરતાં કળાનો નાજુક સ્પર્શ એ જુદી જ વસ્તુ છે. હાર્ડીમાં Son's Veto (પુત્રની નામંજૂરી) નામની એક ટૂંકી વાર્તા છે. તે 'વેટ પેરેડ'માંના રોજર શિફ્કોટ અને એનિટાના પ્રસંગની યાદ કરાવે છે. કાચું ખાતર તથા તેમાંથી જ નીપજતાં ફળ જેટલો તફાવત એમાં છે. વસ્તુ તત્ત્વતઃ એક જ છે, પણ તેની રચના અને વાસ જુદી છે."

આમાં કલાકાર અને પ્રચારક વચ્ચેનો જે ભેદ ચર્ચ્યો છે તે દેવદાસને કાગળ લખતાં બાપુએ ઉપાડી લીધો અને પોતાનો અભિપ્રાય તેના ઉપર દર્શાવ્યો: "અમેરિકાના લેખકો પ્રત્યે રાજાજી કંઈક ભરમાયેલા છે. હાર્ડીનું કંઈ મેં વાંચ્યું નથી. ઝોલાનું નથી વાંચ્યું એ હંમેશાં સાલ્યું છે. પણ સિંકલેરને મુદ્દલ તરછોડી શકાય તેમ નથી પ્રચારદૃષ્ટિએ લખાયેલી નવલકથામાં પ્રચાર એ જ દોષ છે, એમ માનીને એને હલકી કરાય જ નહીં. પ્રચારકને સારુ તો એની કળા એમાં જ ઠલવાઈ જાય છે. પોતાની દૃષ્ટિને એ છુપાવતો નથી. અને એમ છતાં વાર્તામાં એ રસની હાનિ થવા દેતો નથી Uncle Tom's Cabin (અન્કલ ટૉમ્સ કેબિન) ઉઘાડેછોગે પ્રચારને સારુ લખાયેલી વસ્તુ છે. પણ તેની કળાને કોણ પહોંચી શકે? સિંકલેર એક જબરદસ્ત સુધારક છે અને સુધારાનો પ્રચાર કરવાને અર્થે એણે જુદી જુદી નવલકથાઓ લખી છે. અને બધી રસથી ભરપૂર છે, એમ કહેવાય છે. વખત મળશે તો હું તે વાંચી જવાનો છું.

**૧૦–૬–'૩૨** Natural Law in Spiritual World (આધ્યાત્મિક ક્ષેત્રમાં કુદરતનો કાનૂન) વાંચી ગયો. ડ્રમંડની શૈલી આકર્ષક છે, પણ એનાં બધાં અનુમાનો ખેંચેલાં લાગે છે, અને એક ધર્માંધ ખ્રિસ્તીની મનોવૃત્તિ પાને પાને પ્રગટે છે. એના પુસ્તકમાં ખ્રિસ્તી જીવનને બદલે આધ્યાત્મિક અથવા અધ્યાત્મનું જીવન લખો અને ખ્રિસ્તને બદલે ઈશ્વર લખો કે આધ્યાત્મિક સિદ્ધાન્ત લખો તો એનાં વિધાન ઘણાં ઊભી શકે તેમ છે. જેમ જડમાંથી ચેતન ઉત્પન્ન થઈ શકતું નથી એમ સિદ્ધ થયું છે, તેમ જ આપણાં મૃત શરીર ચેતનના એટલે કે

જ્ઞાનના સ્પર્શ વિના ચેતનવંતાં થતાં નથી. 'ચિત્ત વિષયવાસનાથી ભરેલું હોય એનું જ નામ મરણ.' 'જે ભોગવિલાસમાં રહે છે તે જીવતા છતાં મરેલા જ છે.' 'તને એણે જન્મ આપ્યો છે પણ જો અતિરેક કરવામાં આવે અને પાપ આચરવામાં આવે તો એ મરણ જ છે.'—આનો મર્મ એ જ છે કે 'જેને પુત્ર (ઈશુ ખ્રિસ્ત) ઉપર વિશ્વાસ નથી તે મરેલો છે.' એનો અર્થ ડ્રમન્ડના મતે એ છે કે જે ખ્રિસ્તી નથી તે બધા મૃત છે. બૌદ્ધ ધર્મને વિષે બોલતાં એ કહે છે:

"જેને બુદ્ધમાં વિશ્વાસ છે તેનામાં અધ્યાત્મ છે એમ માણસ કહે તેનો કશો અર્થ નથી. કારણ બુદ્ધને અધ્યાત્મ સાથે કશી લેવાદેવા જ નથી. એણે નીતિની થોડીઘણી વાતો કરી છે. એ માણસને ઉત્તેજી શકે, તેની ઉપર છાપ પાડે, તેને ઉપદેશ આપે, તેને દોરે, પરંતુ જેઓ બૌદ્ધ ધર્મ પાળે છે તેના આત્મામાં ખાસ કશો ઉમેરો થતો નથી. આ ધર્મો માણસનો પાર્થિવ, બૌદ્ધિક અથવા નૈતિક વિકાસ સાધી શકે. પણ ખ્રિસ્તી ધર્મનો દાવો એથી વિશેષ છે. માણસની બુદ્ધિ અને નીતિ ઉપરાંત તેમાં કાંઈક વિશેષ છે. ખ્રિસ્તપરાયણ માણસમાં એ નવું જીવન રેડે છે."

આની સામે વાંચો કૈસરલિંગ:

"ઈશુનો ધર્મ પાળનાર આમજનતા ઈશુ ખ્રિસ્તનું ખરું હાર્દ સમજી શકી છે એમ કહેવું બરાબર નથી. એની અસર વર્તુળની સપાટી ઉપરથી કામ કરતી હોય એવી છે. અને ઘણા કેસોમાં તો છેવટ સુધી એ એક બાહ્ય આવિષ્કાર જ રહી છે. સાધારણ ખ્રિસ્તીની વાણી અને વર્તન વચ્ચે કેવો ચોંકાવનારો તફાવત હોય છે? બૌદ્ધોમાં આવો તફાવત તમારા જોવામાં નહીં આવે. બુદ્ધે પોતાનો ઉપદેશ એટલી સમર્થ રીતે આપ્યો છે કે તેના અનુયાયીઓના દિલમાં એ સોંસરો ઊતરી ગયો છે. ખ્રિસ્તીને મન માનવપ્રેમનો અર્થ ભલા થવાની ઇચ્છા એટલો જ થાય છે, જ્યારે બૌદ્ધને મન દરેક માણસને તે ચઢી શકે એટલે સુધી ચઢવામાં મદદ કરવી એ થાય છે. . . . એટલે જે ધર્માન્તર કરાવે છે તે ખસૂસ એટલા ઊતરે જ છે. જેઓ ધંધા તરીકે અને સતત એ કામ કરે છે તેઓ તો દિનપ્રતિદિન ઊતરતા જ જાય છે. તેથી ખ્રિસ્તી અને ખાસ કરીને પ્રોટેસ્ટન્ટ પાદરીમાં ક્ષુદ્રતા, અતિક્રમણ, જુલમ, કુનેહની તથા સમજની ખામી, એ ખાસિયતો જોવામાં આવે છે. બૌદ્ધ જેવા ધર્મમાં, જેમાં આ જીવનનો હેતુ જ નિર્વાણ પ્રાપ્ત કરવાનો છે એમ શીખવવામાં આવે છે તેમાં આવી ખાસિયતો પેદા થવાનો સંભવ જ નથી."

માણસમાં રહેલી પાપ અને પુણ્યની બેવડી શક્તિનું વર્ણન ડ્રમન્ડે પોતાની શૈલીમાં સુંદર રીતે આપ્યું છે :

"માણસમાં એક કુદરતી વૃત્તિ એવી પણ રહેલી છે જે એને પાડે, જડ બનાવી દે અને ધીમે ધીમે એને પશુની કોટિએ ઉતારી દે; એની બુદ્ધિને આંધળી કરી નાખે, એના હૃદયને શુષ્ક બનાવી દે અને એની સંકલ્પશક્તિને કુંઠિત કરી નાખે. આને મારક તત્ત્વ અથવા પાપ કહીએ. એના ઉપાય તરીકે ઈશ્વરે માણસમાં બીજી વૃત્તિ પણ મૂકી છે જે આત્માને આમતેમ ઘસડાઈ જતો અટકાવે છે, તેને ઠેકાણે લાવે છે અને સવળે માર્ગે ચઢાવે છે. આને તારક તત્ત્વ અથવા મુક્તિ કહી શકાય. આમાંનું પહેલું તત્ત્વ જો માણસમાં જોરથી કામ કરી રહ્યું હોય અને એના આખા જીવનને નીચે — વિનાશને માર્ગે ખેંચી જતું હોય તો એમાંથી છૂટવાનો એક જ માર્ગ છે અને તે એ કે પેલી ઊંચે લઈ જનારી વૃત્તિનો નિશ્ચયપૂર્વક આશ્રય લેવો અને તેને બળે ઉપર ચઢવાનો પ્રયત્ન કરવો. આ શક્તિ એ જ દુનિયામાં એક એવી શક્તિ છે જેની કાંઈ પણ અસર પેલી નીચે પાડનારી શક્તિ ઉપર થઈ શકે. એટલે આ શક્તિની ઉપેક્ષા કરે તો માણસ શી રીતે બચી શકે?"

આ દૈવી અને આસુરી સંપતનું વર્ણન નહીં તો બીજું શું?

"તેના ઊંચામાં ઊંચા અર્થમાં આત્મા એટલે ઈશ્વરમય થવાની વિશાળ શક્તિ.

"કેટલાંક પ્રાણીઓ દરમાં રહેનારાં હોય છે. તેઓ પોતાનું જીવન ભોંયમાં જ ગાળે છે. કુદરતે પોતાની રીતે એનો બદલો તેમને બરાબર આપ્યો છે. એણે તેમની આંખો બંધ કરી દીધી છે. કેટલીક માછલીઓ અંધારા ખાડામાં જ્યાં આંખની જરૂર ન પડે ત્યાં પોતાનાં રહેઠાણ બનાવે છે. તેમને પણ તેમ કરવાનો ભયંકર બદલો કુદરતે આપ્યો જ છે. તે જ પ્રમાણે આત્મા પ્રકાશને બદલે અંધકારમાં રહેવાનું પસંદ કરે તો સાદા કુદરતી કાનૂનથી જ આત્માની આંખ બંધ થઈ જાય અને તે તેની શક્તિ ગુમાવી બેસે. પેલી પ્રસિદ્ધ અવળવાણીનો અર્થ એ જ છે: 'જેની પાસે કશું નથી, તેની પાસેથી જે હશે તે પણ લઈ લેવામાં આવશે.' તેથી 'એની પાસેથી એ સિક્કો લઈ લો.'"

પાપનું મૂળ એ પોતાના સ્વરૂપનું અભાન છે. ઈશ્વર હૃદયમાં વિરાજે છે એ સત્યનું અજ્ઞાન છે. એ પણ એણે સરસ રીતે મૂક્યું છે.

"જેનું ચિત્ત વિષયી છે, ઈશ્વરથી વિમુખ થયેલું છે, ઈશ્વર પ્રત્યે વળી નથી શકતું તેનું કેવળ નૈતિક નહીં પણ આધ્યાત્મિક મરણ જ થયેલું

છે. ઈશ્વરથી અળગા થવું, તેની ઇચ્છાને આધીન ન થવું, ઈશ્વરનું ધ્યાન ન ધરવું એ જ પાપ છે, એ જ નરક છે. આત્માનો ઈશ્વર સાથે અમેળ તેને જ ધર્મશાસ્ત્રો પાપનું મુખ્ય કારણ ગણે છે. પાપ એટલે ઈશ્વરનો ઇનકાર, ઈશ્વરમાં અશ્રદ્ધા."

* * *

સેમ્યુઅલ હોર કહે છે કે જ્યાં સુધી હિંદ રાષ્ટ્રસંઘનાં બધાં અંગો સંઘમાં જોડાવા તૈયાર ન થાય ત્યાં સુધી સંઘ સ્થાપવાની રાહ જોવી પડશે. ચિંતામણિ પૂછે છે કે અંગોમાં તો બ્રિટિશ હિંદના પ્રાંતો પણ આવ્યા. એ પ્રાંતોની પણ મંજૂરી જોઈશે? આવી કલ્પના તો અમને સ્વપ્નેય નહોતી. બાપુ કહે: "એમાં તો મુસલમાનોની સાથેના કાવતરાનું વળી એક વધારે આગળનું પગલું રહેલું છે. મુસલમાન પ્રાંતો કહે કે અમારે ફેડરેશનમાં નથી જોડાવું જ્યાં સુધી આટલી શરત ન સ્વીકારો."

જયકર, સપ્રુ, ચિંતામણિ બધા સખત વિરોધ કરી રહ્યા છે. એથી વિશેષ એ લોકો શું કરી શકે?

મિસિસ લિંડસે, માસ્ટર ઑફ બેલિયલની સ્ત્રી, જેની આંખમાં રહેલી અમી હજી વીસરાતી નથી, જેણે અહિંસાના અનેક કોયડા કાઢ્યા હતા અને બાપુને વીનવ્યા હતા કે ગમે તે માનજો પણ અમારા હૃદયમાં પાપ છે એમ ન માનતા, એનો એક સુંદર કાગળ આવ્યો. પોતાના અમેરિકાના પ્રવાસનું વર્ણન લખ્યું હતું અને કુટુંબની બધી ખબર આપી હતી. બાપુએ એને લખ્યું:

"You have beaten me. For the past four weeks or more I have been thinking of writing to you and I could not. And now your most welcome letter giving me a budget of family news has come. Thank you for it. What I wanted to say to you was that in everything I have done, I have asked myself how you would take it. Such was the hold your appealing eyes had on me when you spoke to me at that meeting under Prof. Thompson's roof. And then came those never to be forgotten talks under your own roof when you had received me as one of the family. Mahadev is with me. We often talk of all the friends we met in Oxford. Our love to all of you."

"તમે મને હરાવ્યો છે. છેલ્લાં ચાર અઠવાડિયાં થયાં હું તમને લખું લખું એમ કર્યાં કરતો હતો અને લખવાનું રહી ગયું. છેવટે કુટુંબના બધા સમાચાર આપતો તમારો ખૂબ જ આવકારપાત્ર કાગળ આવ્યો. તે માટે આભાર. હું તમને એ કહેવા ઇચ્છું છું કે જે કાંઈ હું કરું છું તેમાં

તમને એ ગમશે કે કેમ એ પ્રશ્ન હું મારી જાતને પૂછું જ છું; તમે જ્યારે પ્રો. થૉમ્પસનને ત્યાં બોલ્યાં ત્યારે તમારી અમી ઝરતી આંખોની મારા ઉપર એટલી બધી અસર થઈ હતી. અને ફરી વળી તમારે ઘેર હું આવ્યો અને કુટુંબીજન તરીકે જ તમે મારો સત્કાર કર્યો ત્યારનો વાર્તાલાપ તો ભુલાય એમ નથી. મહાદેવ અહીં મારી સાથે છે. ઑક્સફર્ડમાં મળેલા મિત્રો વિષે અમે ઘણી વાર વાતો કરીએ છીએ. તમને સૌને અમારો પ્યાર."

આજે અલ્લાહાબાદની હાઈકોર્ટમાં એક રામચરણ નામના બ્રાહ્મણ જમીનદારને એક ધોબણને મારી નાખવા માટે પાંચ વરસની સજા થઈ એમ વાંચવામાં આવ્યું. ધોબણે સામે જવાબ વાળ્યો કે હું સાંજે કપડાં લેવા આવીશ. એટલે આણે એને ગડદાપાટુ માર્યાં; બીજી બાઈ મદદે આવી તેને તમાચા માર્યા, એનો વર આવ્યો તેના હાથમાંથી લાકડી લઈ તેને મારી, અને છેવટે ત્રીજી બાઈ આવી તે ૫૦ વર્ષની હતી તેને લાતો મારી, તેની તલ્લી તૂટી અને તે તત્ક્ષણ મરી ગઈ એટલે ભાઈસાહેબ ભાગ્યા. આજકાલ કેદીઓને છોડવામાં આવે છે અને આપણા માણસોને સારી પેઠે સજા થાય છે તે ધ્યાનમાં લઈને બાપુ કહે: "એને પાંચ વરસની સજા છે પણ એ પાંચ માસ પણ નહીં રહે. કહેશે કે હું વફાદારી સભા કાઢીશ, કિસાનોની પાસે પૈસા ભરાવીશ, સવિનયભંગની લડતને દાબી દેવામાં મદદ કરીશ એટલે એને સહેજે છોડી દેશે." ગમે તેવા કેદીને છોડવાની એક શરત એ છે કે એણે ત્રણ માસ ઓછામાં ઓછા ભરેલા હોવા જોઈએ. એટલે વલ્લભભાઈ કહે: "એણે બચાવમાં એ નહીં કહ્યું કે આ બાઈ સ્વરાજની લડતમાં ભળેલી હતી અને ખાદી સિવાય બીજાં લૂગડાં ધોવાને લેવાની ના પાડતી હતી. અને મારી સામે આ ખોટો આરોપ ઊભો કર્યો છે."

૧-૭-'૩૨ ગોળમેજી પરિષદ બંધ થઈ અને કેટલાકને પાર્લમેન્ટરી કમિટીની આગળ જુબાની આપવા બોલાવવામાં આવશે એમ સેમ્યુઅલ હોરે જાહેર કર્યું. એ તો પ્રધાનનાં વચનોનો ભંગ થયો, અને લિબરલોના મોંમાં તમાચો પડ્યો. 'બધા બિન-કોંગ્રેસી રાષ્ટ્રવાદીઓનું એ અપમાન છે.' એ શાસ્ત્રીના શબ્દો છતાં જયકર અને સપ્રુનાં સ્ટેટમેન્ટોમાં આ વસ્તુની સામે પ્રકોપ જેવું કાંઈ નથી. હજી એ લોકોને આશા છે કે કાંઈક વધારે સંતોષજનક સ્ટેટમેન્ટ થશે. સાંજે ફરતાં બાપુ કહે: "આજે હૉર્નિમેનનો લેખ વાંચો. 'અપમાનજનક તો છે, પણ અમે હજી જોઈએ છીએ, રાહ જોઈશું!' આજ સુધી એના

લેખ વાંચ્યા વિના એને ઉતારી પાડતો આવ્યો છું. આજે વાંચી સંભળાવો." વાંચી સંભળાવ્યો. બાપુ કહે: "સુંદર લેખ છે. એમાં માત્ર સપાટા કે ટીકા નથી, પણ એમાં તો એના દિલનું દુઃખ ઉતારેલું છે." મેં કહ્યું: "એણે જયકર–સપ્રુના સ્ટેટમેન્ટને મિથ્યા કહ્યું છે પણ એ વિનયની ભાષા વાપરી છે. એ કહેવા માગે છે 'બાયલું.'" બાપુ કહે: "સાચી વાત." ત્યારે એ લોકોએ સાઇમન કમિશન વખતે કેમ એકાએક જુસ્સો બતાવેલો એ નથી સમજાતું. વલ્લભભાઈ: "એ લોકોએ એમ ધારેલું કે કદાચ આપણામાંથી થોડાકને કમિશન ઉપર જગ્યા મળી જશે!"

આજે સ્વામીનો કાગળ ઘણા દહાડા રાહ જોવડાવીને આવ્યો. સુંદર રંગીલો કાગળ છે. "આ વખતે અમને રેઢિયાળ માણસોનો પનારો પડ્યો છે." આ શબ્દો છેકેલા નહોતા. વલ્લભભાઈને મેં પૂછ્યું: "આ શબ્દો કેમ નહીં છેકાયા હોય?" વલ્લભભાઈ: "એ કોઈ સમજે તો ના? રેઢિયાળ એટલે કોણ સમજે અને પનારો એ તો કોણ જાણે શું હશે?" કિશોરલાલભાઈનો પણ કાગળ આવ્યો. એમણે પોતાની વાચનલેખન પ્રવૃત્તિનો ઉલ્લેખ કરીને વધારે વાચનની સૂચના માગી. સ્વામીએ રામકૃષ્ણ, વિવેકાનંદ વિષે બાપુના વિચારો માગ્યા.

સ્વામીએ લખ્યું હતું: "બહાર હોઈએ તો તમારી પાસે આવી વખત લેવાનું પાપ ન થાય. જેલમાં તો તમારી પાસે આવવા જેટલું ભાગ્ય ક્યાંથી હોય? એટલે તમારી સાથે રહી વાતો ચર્ચા કરવાનું તો હવે આ જન્મમાં ન જ બનવાનું!" એને બાપુએ લખ્યું: "તમને જે અનુભવ પાસે છતાં વિયોગનો થયો છે એવો ઘણાયને મારા સંબંધમાં આવનારાઓને થયો છે. એમાંથી જે સંતોષ મળી શકે તે મેળવવો રહ્યો. કેલનબેકે એક સુંદર પ્રમાણ બાંધ્યું હતું. એનો પોતાનો અનુભવ એવો થયો કે જ્યારે પહેલાં મારા સંબંધમાં આવ્યા ત્યારે તે રોજ મળે અને મરજીમાં આવે ત્યારે અને તેટલો વખત લઈ શકે. જ્યારે ખૂબ નિકટમાં આવ્યા અને અમે સાથે રહેવા લાગ્યા ત્યારે સાથે રહેવા સૂવા ખાવા બેસવા છતાં મારી સાથે વાત કરવાનો વખત ભાગ્યે જ મળે, ઑફિસેથી ઘેર જતાં પણ કોઈ ને કોઈ વાત કરનારાં હોય જ એટલે એ અમારો રોજનો ઝઘડો થઈ પડ્યો. તેમાંથી એણે ત્રિરાશિ બાંધી કે જેમ તારી પાસે આવતા જાય તેમ તે તારાથી દૂર રહેતા જાય છે, એવો મારો અનુભવ થતો ગયો છે. મેં એની ત્રિરાશિને ટેકો આપ્યો. અને વધારામાં ઉમેર્યું: 'મને સમજ્યા છો, એટલે તો એટલા નિકટ આવ્યા છો. એટલે તમને મારો વખત લેવાનો અધિકાર રહ્યો જ નથી. અને બીજા જે હજી મને ઓળખવાના છે તેને

છોડીને તમને વખત દેવાનો મને અધિકાર નથી.' અને એવી સમજૂતીથી અમારો ખટારો આગળ ચાલ્યો. આવા અનુભવના મૂળમાં એક સત્ય જ રહેલું છે ના? એકબીજામાં ઓતપ્રોત થયેલા સાથીઓને એકબીજાને પૂછવા-પણું શું હોય? એમ કરે તો પોતાના સામાન્ય કર્તવ્યમાં એટલા અંશે ચૂક્યા જ કહેવાય ના? અને આ વાત બરોબર હોય તો તમારા જેવા સાથીઓ જે પાસે હોવા છતાં દૂર જેવા રહ્યા છો તેમણે દુઃખ માનવાનું કાંઈ કારણ નથી."

રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદ વિષે લખ્યું: "રામકૃષ્ણ અને વિવેકાનંદ વિષેનાં રોલાંનાં પુસ્તકો ધ્યાન અને રસપૂર્વક વાંચી ગયો. રામકૃષ્ણને વિષે હંમેશાં પૂજ્યભાવ તો રહ્યો જ હતો. તેને વિષે વાંચેલું તો થોડું જ, પણ અનેક વસ્તુઓ પૂજારીઓ પાસેથી સાંભળેલી તે ઉપરથીયે ભાવ પેદા થયો હતો. રોલાંનું વાંચવાથી તેમાં વધારો થયો છે એમ નથી કહી શકતો. રોલાંનાં બંને પુસ્તકો ખરું જોતાં પશ્ચિમને સારુ લખાયેલાં છે, આપણને તેમાંથી કાંઈ જ ન મળે એવું તો હું ન કહું. પણ મને બહુ ઓછું મળ્યું છે. જે વસ્તુઓનો મારી ઉપર પ્રભાવ પડ્યો હતો તે પણ રોલાંનાં પુસ્તકોમાં છે. એ ઉપરાંત જે નવી વસ્તુ છે તેથી પ્રભાવમાં કાંઈ વધારો થયો નથી. જેટલે અંશે રામકૃષ્ણ ભક્ત હતા તેટલે અંશે વિવેકાનંદ હતા એમ મને નથી લાગ્યું. વિવેકાનંદનો પ્રેમ બહોળો હતો, લાગણીથી ભરપૂર હતા અને લાગણીથી એ દોરાઈ પણ જતા. એ લાગણી એના જ્ઞાનને સારુ હિરણ્મય પાત્ર હતી. ધર્મ અને રાજપ્રકરણ વચ્ચે એમણે જે ભેદ પાડ્યો હતો એ બરોબર ન હતો, પણ એવી મહાન વ્યક્તિની ટીકા શી? અને ટીકા કરવા બેસી જઈએ ત્યારે ગમે તેની પણ ટીકા કરી શકાય. આપણો ધર્મ આવી વ્યક્તિઓની પાસેથી જે લઈ શકાય તે લેવાનો જ છે. તુલસીદાસનો જડચેતન વિષેનો દુહો મારા જીવનમાં બરોબર ઊતરી ગયેલો છે, તેથી ટીકા કરવાનું મને ગમતું નથી. પણ હું જાણું છું કે તમે મારા મનમાં ટીકા જેવું કાંઈ રહ્યું હોય તો તે પણ જાણવાને ઇચ્છો તેથી મેં આટલું લખી નાંખ્યું છે. વિવેકાનંદ મહાન સેવક હતા એ વિષે મારા મનમાં શંકા નથી. જેને તેણે સત્ય માન્યું તેને સારુ પોતાનો દેહ ગાળી નાખ્યો, એ તો આપણે પ્રત્યક્ષ જોયું. ૧૯૦૧ની સાલમાં જ્યારે હું બેલૂર મઠ જોવા ગયેલો ત્યારે વિવેકાનંદનાં પણ દર્શન કરવાની ભારે અભિલાષા હતી પણ મઠમાં રહેનાર સ્વામીએ ખબર આપેલા કે એ તો માંદા છે, શહેરમાં છે અને તેને કોઈ મળી શકે તેમ નથી, એટલે નિરાશ થયો હતો. મારામાં રહેલા પૂજ્યભાવથી હું ઘણી આપત્તિઓમાંથી ઊગરી ગયો છું. એ સમયમાં એવી કોઈ પણ જાણીતી વ્યક્તિ નહોતી કે જેને હું ભાવથી

મળવાને દોડી ન જાઉં. અને ઘણે ઠેકાણે કલકત્તાના લાંબા રસ્તામાં પણ પગપાળો જ જતો, તેની પાછળ ભક્તિભાવ હતો, પૈસા બચાવવા એ વૃત્તિ નહોતી, જોકે મારા સ્વભાવમાં હંમેશ એ વસ્તુ રહેલી તો છે જ."

કિશોરલાલભાઈને વાંચવા વિષે લખ્યું: "તમને કાંઈ ખાસ વાંચવાની ભલામણ કરવાની ઇચ્છા થતી નથી. હું એમ માનતો નથી કે તમે ઓછું વાંચ્યું છે. મારું પોતાનું વાચન સાવ વિચિત્ર ગણાય. અત્યારે હું ઉર્દૂ વાંચી રહ્યો છું. ચલણી નાણા વિષે મારું જ્ઞાન અક્ષંતવ્ય છે, એટલે એમાં થોડો પ્રવેશ કરી રહ્યો છું. બન્નેની પાછળ સેવાભાવ રહેલો છે. અને એ ભાવને વશ થઈને મરણકિનારે બેઠો ગણાઉં છતાં તામિલનું જ્ઞાન અધૂરું રહ્યું છે, એ ઠીકઠીક મેળવી લેવાનો લોભ રહે જ છે અને એ જ દૃષ્ટિએ બંગાળી તથા મરાઠી; કેમ કે એનો પણ આરંભ કરી ચૂક્યો હતો. અને જો અહીંયાં ઠીકઠીક કાળ જશે તો એ અભ્યાસમાં ઝંપલાવું તો મને નવાઈ નહીં થાય. એવી કોઈ દિશામાં તમારું મન કામ કરતું હોય અને કોઈ નવી ભાષામાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય તો જરૂર કરો. આશ્રમ સ્થાપ્યું ત્યારે જ ભાષાઓ વિષે આપણી એવા પ્રકારની અભિલાષા તો હતી જ. મારે વિષે એ મુદ્દલ મોળી પડી નથી. પણ હું તમને આ લાલચમાં ફસાવવા ઇચ્છતો નથી. આપણે બધાને વિષે હું તો એક જ વસ્તુની આવશ્યકતા જોઈ રહ્યો છું તે એ કે આપણે જે કાંઈ વાંચ્યું છે તે વિચારીએ, હજમ કરીએ, અને તેને આપણા જીવનનું એક અંગ બનાવી દઈએ. આ દૃષ્ટિએ તો મેં . . .ને ત્યાં સુધી સલાહ આપી છે કે તેણે ગીતાભ્યાસ, રાયચંદભાઈનાં ભાષણો વગેરે બધું છોડી દેવું. અને માત્ર પોતાના કામમાં ગૂંથાઈ જઈ તેનો જ વિચાર કર્યાં કરવો. કેમ કે હું એમ જોઈ ગયો કે તેણે 'અનાસક્તિ-યોગ'માંથી અને રાયચંદભાઈના લેખોમાંથી ઘણું ગોખી કાઢ્યું છે પણ એ બધાનો સવળો ઉપયોગ જ તેનાથી થઈ શકતો નથી. તેનું હૃદય સાફ છે એવી મારી માન્યતા છે, પણ તેની બુદ્ધિ તેને પછાડ્યાં જ કરે છે. અનેક પ્રકારના તર્કવિતર્ક કરે છે અને અંતે ધૂળની ધૂળ રહી જાય છે. મારું લખ્યું એને સોંસરવું ઊતરી ગયું લાગે છે અને તેનું મન હળવું થયું છે. આ સલાહનું છેવટે પરિણામ ગમે તે થાઓ પણ એની પાછળ જે વિચાર-શ્રેણી છે તે સાવ બરોબર છે, એમ ઘણા અનુભવથી મને સ્પષ્ટ થયું છે. એટલે તમારા જેવાને ધાર્મિક વાચનની ભલામણ કરવાનું મને સહેજે સૂઝે નહીં."

આકાશદર્શન વિષે: "મારે સારુ એ ઈશ્વરદર્શનનું એક દ્વાર થઈ પડ્યું. અહીં આ વખતે એકાએક એમ થઈ આવ્યું કે આકાશદર્શન એ તો એક ભારે સત્સંગ છે. તારા પણ આપણી સાથે મૂંગી વાત કર્યાં કરે છે."

મુંબઈમાં મૂળજી જેઠા માર્કેટમાં બધા પરદેશી કાપડના વેપારીઓ પોતાનું કાપડ સ્વેચ્છાએ ખસેડી લઈ ગયા અને કમિશનરની પરદેશી અને સ્વદેશી વચ્ચેની દીવાલ તોડી નાખવાનો હુકમ નકામો કર્યો એ વિષે બાપુ

૨-૭-'૩૨

કહે છે : "હજી એ મારા મનમાં ઊતરી જ નથી શકતું. 'ટાઈમ્સ'માં પણ એ હકીકત જેમની તેમ આવી છે, એના ઉપર કશી ટીકા નથી એટલે સાચું તો હશે જ, પણ કલ્પનામાં નથી આવી શકતું. વિદેશી અને સ્વદેશી-વાળાઓએ મસલત કરી હશે ? કે વિદેશીવાળાઓને સ્વદેશીવાળાની મૂંઝવણ સમજાઈ હશે અને આપોઆપ એ પ્રમાણે કર્યું હશે ?"

હોરના સ્ટેટમેંટ ઉપર ગોળમેજીના અનેક સભ્યોના અભિપ્રાયો આવે છે. તેમાં તાંબેનો સૌથી સીધો અને સાચો છે. ઑર્ડિનન્સ વિષે તો કોઈને કશું કહેવાની જરૂર જણાઈ જ નથી. માત્ર એક ફિરોઝ શેઠના બોલેલા કે દેશમાં લડાઈ ચાલુ રહેવાની એ ભયાનક વાત છે, ઇત્યાદિ. લિબરલોને પોતાનું કર્તવ્ય કેમ નહીં સૂઝતું હોય? હજી સરકારની સાથે સહકારમાં શી મધલાળ ભરેલી હશે? એ તો ઇચ્છે તો ઑર્ડિનન્સ રદ કરાવી શકે પણ ઇચ્છતા જ ન હોય. એ આ જમાનાનો મોટો કોયડો છે. દુષ્ટ હેતુઓનું આરોપણ કરવું એ સહેલી વાત છે પણ બાપુની નીતિમાં વિશ્વાસ રાખનાર હું શી રીતે એવા હેતુઓનું આરોપણ કરી શકું ?

આ વેળા પણ બાપુએ રવિવારે રાત્રે જ આશ્રમની બધી ટપાલ પૂરી કરી. હંમેશની જેમ . . .નો લાંબો કાગળ આવેલો તેમાં બળાત્કારનો ભોગ થતી સ્ત્રીનો આપઘાત કરવાનો અધિકાર બતાવ્યો હતો. જેમ કોઈ માણસની

૩-૭-'૩૨

મિલકત કોઈ અનધિકારે લઈ લેતો હોય તેનો પણ આપઘાત કરીને સામાને પલટાવવાનો અધિકાર છે તેમ. એને બાપુએ કાલ્પનિક સવાલો ન પૂછવાનું કહેલું તેની સામે પોતાનો લાંબો બચાવ કર્યો છે. અહિંસાનો પૂજારી હોઈ મારે અહિંસાના બધા કોયડા સમજવા જોઈએ. મારી પાસે સલાહ માગનારાં આવે તેને મારે સલાહ શી આપવી? આવા પ્રસંગો જિંદગીમાં ઘણા આવવાના માટે આગળથી તૈયારી રાખવી જોઈએ ઇત્યાદિ, ઇત્યાદિ. એને બાપુએ લખ્યું : "બળાત્કાર બાબત તમારી દલીલ બરોબર લાગે છે. જે સ્થિતિમાં આત્મહત્યા કરવાનો સ્ત્રીનો ધર્મ કલ્પ્યો છે તે સ્થિતિમાં વાલીનો પોતાની રક્ષામાં રહેલી મિલકતને કોઈ લૂંટવા આવે ત્યારે પણ આત્મહત્યા કરવાનો ધર્મ હોઈ શકે.

પણ એ ધર્મ પોતપોતાને સૂઝવો જોઈએ. કોઈ સ્ત્રી બળાત્કાર થતો અટકાવવાને આત્મહત્યા કરવાનું પસંદ ન કરે તો એણે અધર્મ કર્યો એમ કહેવાનો મને કે તમને અધિકાર નથી. એથી ઊલટું કોઈ વાલી પોતાની રક્ષા તળે રહેલી મિલકતનો બચાવ કરવામાં પ્રાણત્યાગ કરે તો તેણે ધર્મ આચર્યો જ એમ માની લેવાનો પણ મને અને તમને અધિકાર નથી. તે તે વખતની વ્યક્તિની કેવા પ્રકારની ભાવના હતી તે જાણ્યા પછી અભિપ્રાય બાંધી શકાય. આમ ન્યાયની રીતે અભિપ્રાય આપવા છતાં મારી માન્યતા એવી છે કે સ્ત્રી પોતાના ઉપર બળાત્કાર થતો અટકાવવા, જો તેનામાં હિંમત હોય તો, પ્રાણત્યાગ કરવાને તૈયાર થશે. તેથી સ્ત્રીઓની સાથે વાત કરતાં હું પ્રાણત્યાગનું પ્રોત્સાહન અવશ્ય આપું. અને સમજાવું કે જો ઇચ્છા હોય તો પ્રાણત્યાગ કરવો એ સહેલું છે, કેમ કે ઘણી સ્ત્રીઓ એમ માને છે કે જો એની રક્ષા કરનાર કોઈ ત્રાહિત પુરુષ ન હોય અથવા પોતે કટારી કે બંદૂક ઇત્યાદિનો ઉપયોગ કરતાં ન શીખે તો તેને જુલમગારને વશ થયા વિના છૂટકો જ નથી. એવી સ્ત્રીને હું જરૂર કહું કે તેણે પારકાના શસ્ત્ર ઉપર આધાર રાખવાની કંઈ જરૂર નથી. પોતાનું શિયળ જ રક્ષણ કરશે. પણ તેવું ન બને તો કટારી વગેરેનો ઉપયોગ કરવાને બદલે આત્મહત્યા કરી શકે છે. પોતાને દુર્બલ કે અબળા માની લેવાની કંઈ આવશ્યકતા નથી.

"હવે કાલ્પનિક પ્રશ્નો વિષે. તમે જે રીતે તમારા પ્રશ્નને વિષે લખો છો તે જ રીતે હું સમજ્યો હતો અને એવા પ્રશ્નોને હું કાલ્પનિક કહું છું. એવા કોઈક પ્રશ્ન પૂછી શકાય ખરા. પણ કાલ્પનિક પ્રશ્ન બિલકુલ ન પુછાય તો વધારે સારું. એવા પ્રશ્નોની ટેવ કદાપે ન પાડવી જોઈએ. જેને એવી ટેવ પડે છે તે ભૂમિતિ જાણનારો ભૂમિતિના વિશારદ પાસે ઉપસિદ્ધાન્તો છોડાવીને જે દોષ કરે છે તેવા પ્રકારનો દોષ છે. એવી રીતે ઉપસિદ્ધાન્તો છોડાવનાર ભૂમિતિ કોઈ દિવસ સારી રીતે જાણી શકતો નથી. એમ જ અમુક સિદ્ધાન્તને અંગે ઊપજનારા અનેક પ્રશ્નોનો ઉકેલ બીજાની પાસે કરાવનારના હાલ થાય. પણ નીતિના સિદ્ધાંતોમાંથી ઉત્પન્ન કરેલા પ્રશ્નોને વિષે એના મૂળમાં જ એક મહા દોષ રહેલો છે. એટલે કે જે આપણે દાખલો લીધો હોય એવો જ સાવ બેસી શકે એવો કિસ્સો જીવનમાં કદી મળી જ શકે નહીં. કલ્પેલા દાખલામાં અને ખરેખર બનેલા બનાવમાં નખ સરખો પણ તફાવત હોય તો તેનો ઉકેલ તદ્દન નોખો થવાનો સંભવ છે. અને એથી જ મેં તમને ચેતવ્યા કે જ્યાં સુધી અમુક પોતાના અનુભવમાં આવતા કે આવેલા બનાવને વિષે પ્રશ્ન ન હોય ત્યાં લગી એવું કાંઈ બને તો તેને સારુ તૈયારી કરવાને અર્થે અત્યારે કલ્પી લીધેલાં દૃષ્ટાંતો છોડાવવાની ટેવ

પાડવી જ ન જોઈએ. તેમ કરતાં અણીને વખતે એવાં કાલ્પનિક દૃષ્ટાંતોના જવાબ મદદ દેવાને બદલે તેને રૂંધી નાખે છે. મૌલિક કામ કરવાને એવી બુદ્ધિ નાલાયક બની જાય છે. એના કરતાં સારું એ છે કે મૂળ સિદ્ધાન્તને બરાબર સમજી લેવો, તેને હજમ કરી લેવો, અને તેને પોતાના કે પોતાનાના જીવનમાં લાગુ પાડવા જતાં ભૂલો થતી હોય તો થવા દેવી. તેમાંથી શિખાશે. પણ એ સિદ્ધાન્તને પોતાનાથી વધારે જાણનારાની પાસેથી પણ મુશ્કેલીઓની સામે પાળ બાંધવાની ખાતર કાલ્પનિક દૃષ્ટાંતો છોડાવવાં ન જોઈએ. એમ કરતાં આત્મવિશ્વાસને હાનિ પહોંચે છે. આવો અનુભવ હોવાથી જ ગીતાકારે ૧૦મા અધ્યાયનો ૧૦મો શ્લોક રચેલો લાગે છે. તેમાં તો ભગવાને એમ કહ્યું છે ના કે જેઓ તેને પ્રીતિપૂર્વક નિરંતર ભજ્યાં કરે છે તેને અણીને ટાંકણે એ બુદ્ધિ સુઝાડી દેશે. અહીં ભગવાનને ઠેકાણે 'સત્ય' શબ્દનો ઉપયોગ કરી જોવો એટલે અર્થ તદ્દન સ્પષ્ટ થઈ જશે. હવે મારા કહેવાનો ભાવ સમજાયો હશે. તમારા કાલ્પનિક પ્રશ્નોનો મને કંટાળો નથી, પણ એ પ્રશ્નો કરવામાં હું તમને ઉત્તેજન આપું તેથી તમારું અશ્રેય થવાનો ભય છે. લાભ તો ન જ થાય એવી મારી માન્યતા છે. તમારો બળાત્કારનો જ પ્રશ્ન લો. એ કાલ્પનિક પ્રશ્નને વિષે એક ઉત્તર આપતાં છતાં એના જેવો જ કોઈ બનાવ બને તેનો ઉત્તર સાવ નોખો જ આપું. અને તેનું બરાબર સમર્થન કરી બતાવું. કાલ્પનિક પ્રશ્ન અને બનેલા બનાવ વચ્ચેનો ભેદ પણ બતાવી શકું એવો તદ્દન સંભવ છે. આ બધું સાથીઓ વિષે થયેલા અનુભવ ઉપરથી હું તમને લખી જણાવું છું. હવે આ વિષયને વધારે નહીં લંબાવું."

બાળકોના પ્રશ્નમાં આ વેળા પણ એકાદ સરસ પ્રશ્ન હતો જ. મંગળાએ પૂછ્યું હતું: "શૂન્યવત્ થઈને રહેવું એટલે?" એને બાપુએ લખ્યું: "શૂન્યવત્ થઈને રહેવું એટલે સારું લેવામાં સૌથી છેલ્લા રહેવું. સહુની સેવા કરવી, ઉપકારની આશા ન રાખવી, કષ્ટ સહન કરવામાં પહેલ કરવી. આમ શૂન્યવત્ રહે તે પોતાના કર્તવ્યમાં નિમગ્ન રહે જ."

શારદાએ પૂછ્યું: "મૂળદાસે વિધવાને પોતાની પરણેલી સ્ત્રી કહીને બચાવી એ બરાબર હતું? વિધવાને બચાવવા પણ ખોટું બોલાય?" "બાવા મૂળદાસે જે કહ્યું કહેવાય છે તે સાચે જ કહ્યું હોય તો ખોટું કર્યું કહેવાય. તેથી વિધવાનું પણ ખોટું થયું. કોઈનું દુઃખ મટાડવાને સારુ પણ ખોટું ન બોલાય. એમ દુઃખ ન જ મટે."

. . .ને ધાર્મિક વાચન પણ છોડવાની સલાહ આપી હતી. તે તે પાળે છે. તેને ફરી લખ્યું: "મેં બતાવ્યો છે તે ઉપાયનો જેમ મનથી

ઉપયોગ કરશો તેમ તેમ તમારી શાંતિ વધશે. વાંચેલાની અદૃષ્ટ અસર આશ્ચર્ય-કારક થશે. કેમ જાણે કંઈ પૂર્વે વાંચ્યું જ ન હોય એવી રીતે તમે રહેજો. જેટલું પચ્યું ને જર્યું હશે તેટલું એની મેળે કાર્યરૂપે ઊગી નીકળશે."

છગનલાલ જોષીને લખેલા કાગળમાં 'પચવું' અને 'જરવું' એ બે શબ્દોનો ભેદ બતાવ્યો હતો. "પચે તે બધુંય રુધિર આદિમાં પલટાતું નથી, જ્યારે જરે તે બધું શરીરને બાંધનારાં અનેક તત્ત્વોમાં પલટાઈ જાય છે. તેમ જ વાંચેલું જરવું જોઈએ, જેમ ખાતર એ વૃક્ષને જરે છે અને પરિણામે ફળ નીપજે છે તેમ."

દૂધીબહેનને : "તમારાથી જેટલું કરાય તેટલું કરવું. મારાથી દબાઈને કે શરમાઈને કંઈ જ ન કરવું. મને જે ધર્મ સૂઝ્યો તે મેં બતાવ્યો. પણ તેનું પાલન તો શક્તિ પ્રમાણે જ થાય. વળી હું ઇચ્છું એ ન થાય તેથી દુઃખી થવાપણું નથી. તમે દુઃખી થાઓ તો ધર્મ બતાવતાં મારે સંકોચાવું પડે."

. . .ના તો દર અઠવાડિયે પ્રશ્નો હોય જ. સવાલ : બંધાયેલો કોણ? જ૦ જે 'હું' ને માને છે (૨) મુક્તિ એટલે શું? જ૦ રાગદ્વેષાદિથી છૂટવું તે. (૩) નરક એ શું છે? જ૦ અસત્ય. (૪) મુક્તિ મેળવનાર કઈ વસ્તુ છે? જ૦ અહિંસા. (૫) મુક્ત દશા કઈ? જ૦ રાગદ્વેષાદિનો સર્વદા અભાવ. (૬) નરકનું પ્રધાન દ્વાર? જ૦ અસત્ય આચાર. (૭) સવાલ ભૂલી ગયો — એનો જવાબ પણ અહિંસા છે.

પ્રેમાબહેનના કાગળમાં વ્યક્તિ કે સંસ્થા છોડવાનો સિદ્ધાન્ત દર્શાવ્યો. જેના સંગમાં — વ્યક્તિ, સમાજ કે સંસ્થામાં — અપૂર્ણતા લાગે ત્યાં પૂર્ણતા લાવવાનો પ્રયત્ન કરવાનો આપણો ધર્મ છે. જો ગુણ કરતાં દોષ વધી જતા હોય તો તેનો ત્યાગ — અસહયોગ — ધર્મ છે. આ શાશ્વત સિદ્ધાન્ત છે.

બાપુ સત્ય એ જ ઈશ્વર છે એમ કહે છે. આજે ટૉમસ એ કેમ્પિસમાં આ ઉદ્ગાર વાંચવામાં આવ્યા :

૪-૭-'૩૨ "O Truth! My God! Make me one with Thee in everlasting Charity. I am often times wearied with reading and hearing many things. In Thee is all I wish or long for. Let all teachers hold their peace, and all created things keep silence in Thy presence. Do Thou alone speak to me."

"હે સત્ય! મારા ઈશ્વર! શાશ્વત દયામાં મને તારી સાથે ભેળવી દે. હું ઘણી વાર બહુ બહુ વસ્તુઓ વાંચીને અને સાંભળીને કંટાળી જાઉં

છું. તારામાં જ હું જે ઇચ્છું છું અથવા જેની મને અભિલાષા છે તે ભરેલું છે. તારી હાજરીમાં બધા ઉપદેશકો શાંત થઈ જાઓ, આખી સૃષ્ટિ મૌન રહો, તું એકલો જ મારી આગળ બોલ."

આગળ વળી એક ઠેકાણે :

"Thou, oh Lord, My God, the eternal Truth speak to me."

"હે ઈશ્વર, મારા પ્રભુ, સનાતન સત્ય, મારી આગળ વાત કર."

બાપુ ઈશ્વર શબ્દને બદલે સત્ય મૂકીને ઘણા શ્લોકો વગેરે વાંચવાનું કહે છે. આ સાધુએ સત્યને ઈશ્વર કહીને જ સંબોધ્યું છે.

ટૉમસ એ કેમ્પિસનાં સુવચનોમાં જાણે કેટલાંક તો ભગવદ્‌ગીતામાંથી જ લીધાં હોયની ? 'ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते' વાળી અનિષ્ટમાળાની સાથે આ સરખાવો :

"Whenever a man desireth anything inordinately, straightway he is disquieted within himself . . . He is easily moved to anger if any one thwarts him. And if he have pursued his inclination, forthwith he is burdened with remorse of conscience for having gone after his passion which helpeth him not at all to the peace he looked for. It is resisting the passions, and not by serving them, that true peace of heart is to be found. Peace therefore is not in the heart of carnal man, nor in the man who is devoted to outward things but in the fervent and spiritual man."

"માણસ જ્યારે કાંઈ પણ અયોગ્ય ઇચ્છા કરે છે ત્યારે તે અસ્વસ્થ થઈ જાય છે. . . . કોઈ એની આડે આવે તો એને તરત ક્રોધ ઉપજે છે. અને માણસ જો પોતાની વાસનાઓને અનુસરે છે તો વિષયોની પાછળ દોડવાથી ઇચ્છેલી શાન્તિ કદી મળતી નથી. એટલે અંતરાત્માના પશ્ચાત્તાપના બોજા નીચે તે કચડાય છે. વિષયોનું સેવન કરવાથી નહીં પણ તેમનું શમન કરવાથી અંતરાત્માની સાચી શાન્તિ મળી શકે છે. તેથી વિષયી માણસના હૃદયમાં કદી શાન્તિ હોતી જ નથી. તેમ જ બાહ્ય વસ્તુઓમાં જે લુબ્ધ હોય છે તેના દિલમાં પણ શાન્તિ નથી હોતી. ભક્ત અને આધ્યાત્મિક માણસને જ શાન્તિ મળે છે."

'नास्ति बुद्धिरयुक्तस्य, न चायुक्तस्य भावना, न चाभावयतः शांतिः'

* * *

રિહાનાબહેને 'ઝફર'ની એક ગઝલ બાપુને મોકલી હતી તેમાં આ સુંદર લીટી આવે છે :

‘ ઝફર આદમી ઉસકો ન જાનિયેગા
હો વો કૈસા હી સાહેબે ફહમોઝકા
જિસે ઐશમેં યાદે ખુદા ન રહા
જિસે તૈશમેં ખાૈફે ખુદા ન રહા.’

‘ ઝફર કહે છે માણુસ ગમે તેવો બુદ્ધિમાન હોય પણ જો તે એશઆરામમાં ખુદાને ભૂલી જાય અને ક્રોધમાં ખુદાનો ડર ન રાખે તો તેને માણુસ ન ગણુશો.’

બાપુને મેં કહ્યું : “ શૌકતઅલીને મોઢેથી આ કડીઓ ઘણી વાર સાંભળી છે.” બાપુ કહે : “ કેમ ન સાંભળી હોય ? એને ઉર્દૂ કવિઓનાં સરસ વચનો મોઢે છે. જ્યારે એ એવાં વચન સંભળાવતા, અને તે જમાનામાં જે વાતો કરતા તે વખતે પણ એ પ્રામાણિક હતા. આજે પણ પ્રામાણિક છે. એ જૂઠું બોલતો હતો કે છેતરતો હતો એવું મને કદી લાગ્યું જ નથી. આજે એ માને છે કે હિંદુઓ વિશ્વાસને પાત્ર નથી અને એમની સાથે લડી લેવામાં જ કોમનું ભલું છે. આ મનોદશા બૂરી છે. પણ કોમની સેવા એના મનમાં છે, એનો સ્વાર્થી હેતુ નથી. આવા પ્રામાણિક માણસો ઘણા પડ્યા છે — દાખલા તરીકે સેમ્યુઅલ હોર. એણે અમને બધાને મોઢે કહ્યું હતું કે મને તમારી કોઈની શક્તિ વિષે વિશ્વાસ નથી. સૌથી વધારે સાફ વાત કરનાર બોલ્ડવિન. એને મેં કહ્યું કે બ્રિટિશ રાજ્યથી અમારું કશું ભલું નથી થયું, એ મારી દલીલ છે. ત્યારે એ કહે : — I must tell you that I am proud of my people’s record in India. મારે કહેવું જોઈએ કે મારા લોકોએ હિંદમાં જે કર્યું છે તે માટે હું મગરૂબ છું. અને એમાં આશ્ચર્ય શું ? રામકૃષ્ણ ભાંડારકર અક્ષરશઃ માનનાર હતા કે એક સામાન્ય ટોમી (અંગ્રેજ સિપાહી) પણ આપણા કરતાં ચઢિયાતો છે.”

**૫–૭–’૩૨** આજે બાપુએ ચાર કાગળ લખ્યા. તેમાં ત્રણ કાગળ ખરખરાના અથવા તો બે કાગળ અને બે તાર ખરખરાના ! એમ તો મૃત્યુ નથી થતાં એવી એક પણ ઘડી હશે ખરી ? જે સમયે આ લીટી લખાઈ રહી છે તે સમયે કેટલાંય મૃત્યુ થઈ રહ્યાં હશે. In the midst of life we are in death — જીવનની વચ્ચે આપણે મૃત્યુમાં જ છીએ — એ જેમ્સ બેરીનું વાક્ય એ અર્થમાં પણ સાચું છે. પણ આપણે તો આપણાં ઓળખીતાં કે જેને સ્વજન માનીએ છીએ તેના મૃત્યુની ખબર આવે છે ત્યારે જ મૃત્યુની ધ્રુવતા વિષે જાગ્રત થઈએ છીએ. વેદમાં આત્માને મૃત્યુ

અને અમૃત બન્ને એકસાથે કહ્યો છે. એમાં પણ આ જ વાતની પ્રતીતિ થાય છે. ભાઈ પરમાનંદની સ્ત્રીના મૃત્યુ ઉપર તેને અને સરલાદેવીનાં માતુશ્રીના મૃત્યુ ઉપર તેમને કાગળ લખ્યા, અને રાજગોપાલાચાર્યના જમાઈના મૃત્યુનો તેની દીકરીને અને રાજાજીને તાર કર્યો. રાત્રે સૂતાં પહેલાં કહે: "એ છોકરીની ઉંમર કેટલી?" મેં કહ્યું: "પચીસ હશે." બાપુ કહે: "એનાં ફરી લગ્ન શા સારુ ન કરાવાય?" પુરુષને વિષે બાપુ એમ કહે કે ફરી લગ્નનો વિચાર ન કરે તો સારું; જ્યાં સ્ત્રીને વિષે બાપુને તુરત આમ સૂઝે છે એ બાપુની સ્ત્રીને માટેની લાગણીની અતિશયતાનું પરિણામ છે. વલ્લભભાઈ કહે: "રાજગોપાલાચારીએ દેવદાસ ને લક્ષ્મીનું કરાવ્યું એટલું ઓછું છે? એની આ બીજું પગલું લેવાની હિંમત ન ચાલે." બાપુ: "એ વિધવાવિવાહમાં નથી માનતા એમ તો નથી જ." વલ્લભભાઈ: "એ છોકરીની ઇચ્છા પણ ન હોય." બાપુ: "એ તો કશું કહેવાય નહીં — આ જમાનાની છોકરી વિષે."

દેવદાસને આ મૃત્યુ વિષે લખતાં લખ્યું: "રાજાજીને આઘાત પહોંચશે પણ તેની સહનશક્તિ ભારે છે એટલે કશી ચિંતા નથી થતી. મોતરૂપે મોતની અસર મારા ઉપર થોડી જ થાય છે. જે થાય છે તે સંબંધીઓના દુઃખની. મોતનું દુઃખ માનવા જેવું બીજું અજ્ઞાન શું હોઈ શકે?"

. . .એ કાગળ લખ્યો કે "જગતમાં ઉત્પાદન અપાર છે છતાં ભૂખમરો પણ તેટલો જ છે એ જોતાં હું તો ખાદી તરફ ઢળતો જાઉં છું, અને એ વિષે લખવાનું પણ મન થાય છે. માત્ર મિલો ચલાવતાં ચલાવતાં અને ખાંડની મિલ ચલાવતાં ખાદી અને ગોળ વિષે લખવું એ કેટલાકને અસંગત લાગશે." બાપુએ લખ્યું: "ખાદીકે સાથ સાથ આજ તો મિલ ચલતી હી હૈ ઔર કઈ અરસે તક અવશ્ય ચલેગી. અંતમેં તો દોનોંકે બીચમેં વિરોધ હૈ હી. ક્યોંકિ હમારા આદર્શ તો યહ હૈ કિ હરેક દેહાતમેં ખદ્દર પૈદા હો. ઔર જબ ઇસ તરહ હરેક દેહાતમેં હોગા તબ હિંદુસ્થાનકે લિયે મિલકી આવશ્યકતા નહીં રહેગી. લેકિન આજ આપ દોનોં બાતેં સાથ સાથ અવશ્ય કર સકતે હૈં. ઔર સત્ય પ્રદર્શિત કરનેકે લિયે આદર્શકો ભી લોગોંકે સામને રખા જાય. ટીકા કરનેવાલે ટીકા કરતે હી રહેંગે. ઉસકે લિયે કોઈ ચારા નહીં હૈ. ગુડકે બારેમેં મુઝકો પૂરા જ્ઞાન નહીં હૈ, પરંતુ મેરા ખ્યાલ ઐસા રહા હૈ કિ ખાંડ બનાનેકે લિયે મિલકી આવશ્યકતા હમેશા રહેગી. દેહાતોંમેં ખાંડ આસાનીકે સાથ નહીં બન સકતી હૈ, ન ઊખ હર દેહાતમેં પૈદા હોતી હૈ. ઇસ કારણ ગુડ બનાનેકા ધંધા સર્વવ્યાપક નહીં હો સકતા. સંભવ હૈ કિ ઇસમેં મેરી કુછ ગલતી હો. કૈસે ભી હો અગર

મિલ ઔર ખાદીકી બાત એક હી મનુષ્ય કર સકતા હૈ તો ગુડ ઔર મિલ-શક્કરકી બાત તો અવશ્ય કર સકતા હૈ. પૈસાશાસ્ત્રકા જિતના અભ્યાસ મૈં કરતા હૂં ઉતના મેરા વિશ્વાસ દૃઢ હોતા ચલા હૈ કિ લોગોંકી કંગાલિયત દૂર કરનેકે લિયે ઇન કિતાબોંમેં જો કુછ લિખા હૈ વહ ઉપાય હરગિજ નહીં હૈ. વહ ઉપાય ઉત્પન્ન ઔર વ્યય અપને આપ સાથ સાથ ચલેં ઐસી યોજના કરનેમેં હૈ ઔર વહ યોજના દેહાતી ધંધોંકા પુનરુદ્ધાર હી હૈ."

કૈસરલિંગના પુસ્તકમાંથી ઇસ્લામ વિષેના વિચાર મેં બાપુને વંચાવ્યા. બાપુ કહે: "ઇસ્લામનું બળ નથી એના એકેશ્વરવાદમાં, કે નથી એની બંધુત્વ-વૃત્તિમાં — કારણ કે એનું બંધુત્વ ખોટું છે — પણ એનું બળ તો એની ધર્મ વિષેની શ્રદ્ધામાં છે. મુસલમાનમાત્રને એક પ્રકારની અડગ શ્રદ્ધા છે પોતાના ધર્મને વિષે. એમાં એનું બળ રહેલું છે."

૬-૭-'૩૨

ચિંતામણિએ હોરના સ્ટેટમેંટની સામે ઠીક વિરોધ સંગહિત કર્યો લાગે છે. એમાં મહમદ ઝહીરઅલી (લખનૌ) નું સ્ટેટમેંટ ધ્યાન ખેંચે એવું છે. એણે મૅકડાનલ્ડની ટોરીઓને સંપૂર્ણ પ્રણિપાતની નીતિ વિષે 'સનડે એક્સપ્રેસ'માંથી ઉતારો આપ્યો છે:

"In the meantime Mr. Mc. D. has taken at one gulp the whole of the Tory Indian policy. It is not even Mr. Baldwin's Tory Indian policy, which Mc. D. has taken. Not at all; it is the Indian policy of the very heart of the Conservative Party."

"દરમ્યાન મિ. મૅકડાનલ્ડે હિંદ વિષેની ટોરી પોલિસી એક જ ઘૂંટડે ગળે ઉતારવા માંડી છે. મિ. મૅકડાનલ્ડે અપનાવવા માંડેલી નીતિ એ બૉલ્ડવિનની ટોરી નીતિ પણ નથી. બિલકુલ નહીં, એ તો કન્ઝર્વેટિવ પક્ષને હૃદયે વસેલી નીતિ છે." એ ટાંકીને કહે છે કે સરકારની સાથે અસહકાર કર્યા પછી શું કર્યું એ તમે પૂછ્યું છે. હું જવાબ આપું: "ભલે આભ તૂટી પડે પણ હિંદની આબરૂ ધૂળમાં ન મળવી જોઈએ."

'હિંદુ'માં રંગાચારીનું નિવેદન આવ્યું છે તે પણ ઠીક કડવું છે, વિનીત લોકોની સામે: "એ વસ્તુ નિરાશા ઉપજાવે એવી છે કે સપ્રુ અને જયકરના સંયુક્ત નિવેદનમાં અથવા તો શાસ્ત્રીના નિવેદનમાં ક્યાંય આ ઑર્ડિનન્સ

રાજ્ય વિષે કશું કહેવાયું નથી. . . . આ વખત શબ્દો તોળ્યાં કરવાનો અને રાજનીતિના ખેલ ખેલવાનો નથી."

પેટ્રો પણ કહે છે કે ગાંધીની સાથે સહકાર કર્યા વિના કોઈ પણ રીતે નવું બંધારણ ન થઈ શકે.

બાપુને પૂછ્યું કે આ રંગાચારી વગેરે આજે કેમ એકાએક જાગ્યા? બાપુ કહે: "રંગાચારી તો એ જાતનો જ છે. બહાદુર માણસ તો છે જ. બાકી રંગાચારી અને પેટ્રો બંનેને કાંઈક નિરાશા થયેલી હશે એટલે આટલું બોલી ઊઠ્યા છે."

વલ્લભભાઈ: "ગમે તેમ હોય, મૅકડોનલ્ડ બધું ગળી જશે. અને લવાદી ચુકાદો પણ આપણી વિરુદ્ધ જ આવવાનો છે."

બાપુ: "હજી મને મૅકડોનલ્ડની આશા છે કે એ વિરોધ કરશે."

વલ્લભભાઈ: "અરે શેનો! એ બધા સાવ નાગા માણસો છે."

બાપુ: "તોયે આ માણસને પોતાના સિદ્ધાન્તો છે."

વલ્લભભાઈ: "સિદ્ધાન્તો હોય તે આમ ટોરીઓને વેચાઈ જાય? એને દેશની ઉપરથી કાબૂ છોડવો જ નથી."

બાપુ: "એ તો નથી જ, પણ એમાં એનો સ્વાર્થ નથી. કાબૂ તો કોઈને નથી છોડવો. માત્ર લાસ્કી, હોરેબિન, બ્રૉકવે જેવા થોડા માણસો સિવાય. બેન, લીઝ સ્મિથ, વગેરે બધા મૅકડોનલ્ડના જેવા જ છે. હું તો એટલું જ કહું છું કે દેશનું હિત જોઈને આ માણસ ટોરીઓમાં ભળ્યો. હવે એ માણસ લવાદી ચુકાદો આપવાનું રોકી રહ્યો છે. આખી જિંદગીના સિદ્ધાન્તો એ ગળી ન જઈ શકે."

હું: "તો શું મુસલમાનને અલગ મતમંડળ ન આપવા દે?"

બાપુ: "એ તો આપવા દે, પણ અસ્પૃશ્યોને માટે એ અલગ મતમંડળ નહીં સહન કરી શકે."

હું: "એ એ બાબત સમજ્યો છે ખરો?"

બાપુ: "જરૂર, એ તો બધું સમજે છે. જે સાઇમન કમિશન સમજ્યું, તે એ નહીં સમજે? એ કહેશે કે ઑર્ડિનન્સ તમને કાઢવા દીધું. સ્ટેટમેન્ટ કરવા દીધું, હવે હું તમારી સાથે આગળ નહીં ચાલી શકું. એને લીધે જ એનો ચુકાદો હજી રોકાઈ રહેલો છે. હોર તો ગમે તે કરે તો મને આશ્ચર્ય નહીં થાય. એને તો કોઈ પણ રીતે દેશને છૂંદવો છે. તેને માટે મુસલમાનોને જે આપવું ઘટે તે આપવા એ તૈયાર રહેવાનો."

આજે ડોઈલ આવી ગયા. મીરાબહેનની ઉપર તબિયતની ખબર લખવાને માટે જે પત્રવ્યવહાર ચાલતો હતો તે વિષે વાતો કરવાને અને

દાંતના ચોકઠા વિષે વાતો કરવા આવેલો. મેજર ભંડારીએ કાગળ અટકાવવાનું તો એ કારણ આપેલું કે તમે ડિસેંટ્રી (મરડો)નું નામ પાડેલું અને તેથી બહાર ગભરાટ થાય. એટલું ન હોત તો એમાં કાંઈ રોકવાપણું હતું જ નહીં અને એ કાગળો ન પ્રસિદ્ધ થાય એ તમે કબૂલ કરો છો એટલે તમને ગમે તે લખવાનો હક છે એમાં કાંઈ શંકા નથી, એમ કહી ગયો. પેલું ડિસેંટ્રીનું પણ મેજર ભંડારીને ખુશ કરવાના હેતુથી જ હશે.

૭–૭–'૩૨ 'લીડર'માં હમણાં તીખા તમતમતા લેખો આવે છે. આજે દ્વિરાજ-નીતિ ઉપર આકરો લેખ છે. કૉંગ્રેસની સાથે સમાધાન કરવું જ જોઈએ એ, એ લેખનો મુદ્દો છે. અને અંત આ પ્રમાણે આવે છે:

"The longer a compromise is delayed with what 'Time and Tide' has described as 'the strongest, best organized and most ubiquitous party in India' the more complicated will become the Indian problem."

"'ટાઈમ ઍન્ડ ટાઈડ' કહે છે તેમ 'હિંદમાંની સૌથી વિશેષ બળવાન, સૌથી વિશેષ સંગઠિત અને આખા દેશમાં સૌથી વિશેષ પથરાઈ ગયેલી પાર્ટી' સાથે સમાધાન કરવાનું જેમ લંબાશે તેમ હિંદનો પ્રશ્ન વધુ ગૂંચવાતો જશે."

આજે વલ્લભભાઈએ સંસ્કૃત શીખવાનું શરૂ કર્યું. સાતવળેકરની પાઠમાળાના ૨૪ ભાગ આવ્યા.

ટૉમસ એ કેમ્પિસનું પુસ્તક અપાર શાંતિ અને આરામ આપનારું છે. ગીતા અને આપણા સાધુસંતોનાં વચનોની સાથે પદે પદે સામ્ય તો જોવામાં આવે છે જ:

"He who only shunneth temptation outwardly and doth not pluck out their root, will profit little; nay, temptations will soon return, and he will find himself in a worse condition."

"જે કેવળ બહારથી વિષયો તજે છે, પણ તેનાં મૂળ છેદી નાખતો નથી તેને થોડો જ લાભ થાય છે. એને તો ફરી પાછો મોહ થવાનો અને એની સ્થિતિ પહેલાં કરતાં વધારે બગડવાની."

સરખાવો: 'કામ ક્રોધ લોભ મોહનું જ્યાં લગી મૂળ ન જાયજી, સંગપ્રસંગે પાંગરે' ઇત્યાદિ. વળી: **इंद्रियाणां हि चरतां यन्मनोनुविधीयते, तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ।** ને સરખાવો:

" For as a ship without a helm is driven to and fro by the waves; so the man who is negligent, and giveth up his resolution, is tempted in many ways."

"સુકાન વિનાનું વહાણુ જેમ મોજાંથી આમતેમ અફળાય છે, તેમ જે માણુસ ગાફેલ રહે છે, અને પોતાના નિશ્ચયોને વળગી રહેતો નથી, તે લાલચોમાં આમતેમ અટવાય છે."

૮-૭-'૩૨ મેજરે ભંડારીએ ખબર આપી કે બાપુના બધા કાગળો — અહીં આવતા અને જતા — સરકારને મોકલવાના હુકમ મળ્યા છે. બિરલાનો એક કાગળ વિલાયત જવા વિષે અભિપ્રાય માગનારો આવેલો તેનો બાપુએ જવાબ આપેલો કે: "મારા અભિપ્રાય જાણીતા છે અને મારાથી અહીંથી અભિપ્રાય આપી શકાય નહીં કે જવું કે ન જવું." એ કાગળ સરકારના હાથમાં ગયો. તેની પૂછપરછ થઈ અને તેથી આ હુકમ થયા હોય એમ લાગે છે. સરકારના હુકમ એ હતા કે ગાંધીના અહીંથી જતા બધા કાગળો સરકારને જોવા મોકલવા. આ માણુસને થયું કે આ તો અમારો અવિશ્વાસ થાય છે, એટલે એણે લખ્યું કે તો અહીં આવતા બધા કાગળ પણ ભલે સરકાર જ તપાસે! એટલે આ અઠવાડિયામાં કશા કાગળ જ આવ્યા નથી. આમ મુલાકાતો બંધ થઈ, કદાચ કાગળો પણ બંધ થઈ રહેશે. એટલે ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજીશું શ્રીગોપાળ! આ વિષે ડોઈલને આજે કાગળ લખ્યો છે કે "આ બાબતમાં સરકાર શું ધારે છે તે જરા જાણી લેવા માગું છું. અને મારી સ્થિતિ શી છે તે પણ જણાવો." આ પગલું હિંદ સરકારના હુકમથી લેવાયું છે એમ કહેવાય છે. બાપુ કહે: "એ લોકોને તો એમ સાબિત કરવું છે ના કે હું બદમાશ છું, દંભી છું, રાક્ષસ છું, એ આ કાગળોથી સિદ્ધ કરશે!"

૯-૭-'૩૨ આજકાલ સાંજે ચાલતાં છાપું વાંચવાનું ન હોય ત્યારે 'મૉડર્ન રિવ્યુ' વંચાય છે. બાપુ લેખો ઉપર નિશાની કરે છે તે વાંચવાના. આજે રમેશચંદ્ર બૅનરજીનો Castes in Educational Reports (કેળવણીના અહેવાલોમાં જ્ઞાતિઓ) વાંચી સંભળાવ્યો. બાપુ કહે: "એ અમૂલ્ય લેખ છે. એ માણસો ક્યાં ક્યાંથી હકીકત એકઠી કરે છે? ધીમે ધીમે દેશમાં ફૂટ પાડવી, હિંદુઓને મુસલમાન સામે લડાવવા, હિંદુઓને હિંદુઓ સામે લડાવવા, એ નીતિ કેમ કેમ ખીલતી ગઈ એનું પૃથક્કરણ આ લેખમાં આબાદ રીતે થયું છે."

વલ્લભભાઈ કહે : " ઇંગ્લંડમાં હિંદુસ્તાન સામે આખી પ્રજા જેવી રીતે એક થઈને ઊભી છે તેવું અગાઉ કોઈ વાર નહોતું." બાપુ : " હમેશાં હિંદુસ્તાનની સામે ઐક્ય છે, કારણ હિંદુસ્તાન છોડવું એટલે ભિખારી થવા બરાબર છે. હિંદુસ્તાનને પકડી રાખવામાં વધારેમાં વધારે સ્વાર્થ રહેલો છે." પછી બાપુ કહે: " મને લાગે છે કે આ વખતે ઇંગ્લંડમાં આપણા જેટલા મિત્રો છે તેટલા અગાઉ કોઈ વાર ન હતા. હિંદુસ્તાન વિષે જ્ઞાન પણ આજે ઘણું વધારે છે. અને જેમ ચીનમાં એક મંડળ જવાને તૈયાર થયું હતું અને કપાઈ મરવાને તૈયાર થયું હતું તેમ આ દેશને માટે એવું મંડળ તૈયાર થાય તો મને આશ્ચર્ય નહીં થાય. એક દિવસ એ લોકો જાહેર કરે કે આટલું જૂઠાણું, આટલો અન્યાય ચાલે છે એ અમારાથી સહન ન થાય. એ બંધ કરો નહીં તો અમે પ્રાણત્યાગ કરીશું. મેં મારા સ્વિટ્ઝર્લૅન્ડના ભાષણમાં તો એ બતાવ્યું છે જ. આવું થાય તો એમાં ઘણાં માણસો તૈયાર થાય. લાસ્કી જેવા ન તૈયાર થાય, પણ મ્યુરિયલ, એલેક્ઝાન્ડર, હોર્ઈલૅંડ, એસ્થર, ગૉડ, રૉયડન, એવા તો જરૂર તૈયાર થાય."

મેથ્યુએ ઈશ્વર વિષે સવાલો પૂછેલા, અને તેમાં કહેલું કે God is Truth અને God is Love એટલે God is truthful and God is Loving — ઈશ્વર સત્ય છે અને ઈશ્વર પ્રેમ છે, એટલે ઈશ્વર સત્યમય અને પ્રેમાળ છે, એમ જ ના? એને બાપુએ જવાબ આપ્યો:

"In God is Truth, '*is*' certainly does mean 'equal to', nor does it merely mean 'is truthful'. Truth is not a mere attribute of God, but He is That. He is nothing if He is not That. Truth in Sanskrit means *Sat*. *Sat* means Is. Therefore, Truth is implied in *Is*. God is, nothing else is. Therefore the more truthful we are the nearer we are to God. We *are* only to the extent that we are truthful.

"The illustration of hen and her chickens is good. But better still is that of the Lord and his Serf. The latter is far from the former because both are mentally so far apart though physically so near. Hence Milton's 'Mind is its own place,' and the Gita's 'man is the author of his own freedom or bondage.' It is to realize this freedom that I would have us to labour as Pariahs and labourers."

"ઈશ્વર સત્ય છે એમાં 'છે'નો અર્થ 'બરાબર'. પણ એનો અર્થ ઈશ્વર સત્યમય છે એવો ન થાય. સત્ય એ ઈશ્વરનો કેવળ એક ગુણ અથવા એક વિભૂતિ નથી, પણ સત્ય એ જ ઈશ્વર છે. જો એ સત્ય ન હોય

તો કશું જ નથી. સત્ય શબ્દ સત્‌માંથી બનેલો છે. સત્ એટલે હોવું. એટલે સત્યનો અર્થ પણ હોવું થયો. ઈશ્વર છે, બીજું કશું નથી. તેથી આપણે જેટલા સત્યની વિશેષ નજીક તેટલા ઈશ્વરની વિશેષ નજીક. જેટલે દરજ્જે આપણે સત્યમય છીએ, તેટલે દરજ્જે જ આપણે છીએ.

"મરઘી અને તેનાં બચ્ચાંનો દાખલો સારો છે, પણ માલિક અને તેના ગુલામનો વધારે સારો છે. ગુલામ માલિકથી દૂર છે, કારણ શરીરથી નજીક હોવા છતાં, મનથી એકબીજાથી બહુ દૂર છે. તેથી જ મિલ્ટને કહ્યું છે: 'ચિત્ત એ જ પોતાનું સ્થાન છે' અને ગીતામાં કહ્યું છે: 'માણસ જ પોતાના મોક્ષ કે બંધનનું કારણ છે.' આ મોક્ષ પ્રાપ્ત કરવાને માટે જ હું કહું છું કે આપણે પરિયા અને મજૂરની માફક વૈતરું કરવું જોઈએ."

**૧૦-૭-'૩૨**

આજે જયકર સપ્રુનાં Consultative Committee (મસલત કરનારી કમિટી)માંથી રાજીનામાં આવ્યાં. વલ્લભભાઈ કહે: "દશેરાનાં ટટ્ટુ દોડ્યાં ખરાં." આ કહેવત મેં અગાઉ નહોતી સાંભળેલી. કાલે પણ એમને આવી જ એક કહેવત હોઠે આવી 'ઘરડી થઈને તો લીંબોળી પણ પાકે એમાં શું?' ગઈ કાલે સાંજે સરકાર તરફથી સેન્સર થઈને ટપાલ આવી. એમાં કૃષ્ણદાસનો કાગળ હતો અને તેમાં બંગાળના થોડા મિત્રોની ખબર હતી. સતીશબાબુએ ચરખાવર્ગ ચલાવવા માંડ્યો છે, ૮૫ વર્ષના હરદયાલ નાગ મઝા કરે છે વગેરે. હરદયાલ બાબુને માથું નમે છે. એ માણસ સેવા કરતાં જ મરશે એમાં મને શંકા નથી. એણે આરામ જાણ્યો નથી. એના જેવા સરલ સ્વભાવના સાચા માણસો મહાસભાના મંડળમાં ઓછા હશે. બાપુ કહે: "એણે અનાસક્તિયોગ સાધ્યો છે." મોતીલાલ રાયનો પણ એક સરસ કાગળ હતો. એમાં હિંસા અને વિપ્લવમાં માનનાર એક સંપૂર્ણ રીતે પલટાઈને એમને ત્યાં જોડાયો, તેને પકડવામાં આવ્યો અને પરહેજ કર્યો છે, એ જણાવ્યું છે. એણે જઈને પોલીસની સાથે ચર્ચા કરી પણ તેમણે ન માન્યું! બાપુને વિષે એની શ્રદ્ધા વધતી જાય છે એમ લખે છે.

આજની ટપાલમાં ઘણા કાગળો થયા, અને ઠીક લાંબા છે. વલ્લભભાઈ કહે: "ભલે, જેટલા વધારે થાય તેટલા સારા. ભાષાંતર કરી કરીને થાકી જશે એટલે કહેશે કે જવા દો, આ કાગળોમાં શું છે?"

* * *

પ્રાર્થનામાં જતા સમય વિષે પંડિતજીને લખ્યું: "એનો દ્વેષ કે કંટાળો ન હોવો જોઈએ. ઇસ્લામમાં પાંચ વાર નમાઝ છે. દરેક નમાઝ કંઈ નહીં તો પંદર મિનિટ લે. ભણવાનું એનું એ જ. ખ્રિસ્તી પ્રાર્થનામાં એક વસ્તુ કાયમની છે જ. એ પણ પ્રત્યેક વેળા પંદર મિનિટ લેશે જ. રોમન કૅથલિક સંપ્રદાયમાં ને અંગ્રેજી પ્રચલિત ગિરજામાં અર્ધો કલાકથી કંઈ ઓછું નથી હોતું. અને તે સવારસાંજ બપોર, એમ ચાલે છે. ભક્તને તે વસમું નથી લાગતું. છેવટમાં આપણો ક્રમ ફેરવવાનો આપણને કોઈને અધિકાર નથી રહ્યો. કેમ કે બધા અધૂરા છીએ અને ક્રમ ઉપર આપણે બહુ ચર્ચા કરી લીધી છે. તેમાં આપણે રસ ઉપજાવવો રહ્યા છે. તેમાંથી ઈશ્વરનો સાક્ષાત્કાર ઉપજાવવો છે. તેમાંથી રોજનું ભાથું ગોઠવવું છે. ફેરફારનો વિચાર છોડીને, છે તેને શણગારીએ ને તેમાં પ્રાણ રેડીએ. આમ મને તો જેમ વિચારું છું તેમ લાગ્યાં કરે છે."

*　　　　*　　　　*

પરશરામને લાંબા કાગળમાં લખ્યું: "હિંદીપ્રચાર ખાતે જીવન અર્પવાનો વિચાર કરો તો મને ગમે." "રામાયણમાંથી જુદી જુદી પ્રકૃતિના માણસો, જુદી શ્રેણીનાં બાળકો અથવા મનુષ્યોને ધ્યાનમાં રાખીને પણ જુદા જુદા માણસો જુદી જુદી ચૂંટણી કરે."

*　　　　*　　　　*

મથુરાદાસને લાંબો કાગળ લખ્યો. તેમાં 'વિલાયતમાં બાદશાહી ઘેર ગયો હતો ત્યારે ઇરાદાપૂર્વક સાથે લઈ ગયેલ ઊનની કામળી'નો કિસ્સો કહ્યો. "હિંદુસ્તાનમાં ખાદીપ્રેમ વ્યાપક નથી થયો. બીજા શબ્દમાં કહું તો દરિદ્રનારાયણની ભક્તિ વ્યાપક નથી થઈ. અથવા એ ભક્તિ જ્યાં છે ત્યાં એ ભક્તિ એ ખાદીનો સીધો અને સરળ માર્ગ છે એ અજ્ઞાનવશ રહેલા ભક્તોની પાસે સિદ્ધ નથી થયું. સૂતરની જાત સુધારવા પુસ્તક જરૂર લખજો, પણ તેમાં એક પણ વાક્ય એવું ન લખતા કે જે તમે અનુભવથી સિદ્ધ ન કર્યું હોય. વળી તમારા એકલાના અનુભવ ઉપરથી સિદ્ધાન્ત ન રચતા. બીજાને પણ એ જ અનુભવ થવો જોઈએ. એમ ન કરી શક્યા હો તો પુસ્તકને રોકી રાખજો. હું તો ખૂબ જોઈ રહ્યો છું કે જેને અનુભવનો આધાર નથી. એવાં પુસ્તકો લગભગ કિંમત વિનાનાં છે. જેમ કોઈ આજે ચરકનો તરજુમો કરીને આપણી પાસે મૂકે તો તેનો કંઈ જ અર્થ ન હોય તેમ. કેમ કે તેણે વર્ણવેલી વનસ્પતિમાંની ઘણી આપણને આજે જડતી નથી; જે જડે છે તેના વર્ણવેલા ગુણ આપણે સિદ્ધ કરી શકતા નથી. એટલા સારુ સૌથી વધારે અગત્યનું તો એ છે કે તમે પોતે

અનેક આંકનું સારામાં સારું સૂતર કાઢો અને તે કાઢવામાં ત્રાકનો, રેંટિયાનો, કપાસની જાતનો, પીંજણનો અને તમારો પોતાનો એટલે કારીગરોનો હિસ્સો કેટકેટલો હતો તેનું પૃથક્કરણ કરો, એની નોંધ રાખો, તમારો અનુભવ બીજાના અનુભવની સાથે મેળવો, તેમાંથી જે પુસ્તક તૈયાર થાય તે પુસ્તક ધર્મને કાંટે જોખાયેલી સોનાની પાટલીની જેમ ચાલશે."

સૂતરનો આંક ક્યાં સુધી વધારવા ઇચ્છો એમ પુછાયેલું તેના જવાબમાં લખ્યું : "એક વખતે ૨૦ લગીની હદ રાખી હતી, પછી ૪૦ ઉપર ગયો, હવે કશી હદ રાખતો જ નથી. ૪૦૦ આંક લગી પહોંચી શકીએ એવો કપાસ આપણને મળે અથવા આપણે ઉગાડીએ, એટલો ઝીણો આંક કાઢી શકાય એવું આપણે પીંજી શકીએ, એવું કાંતવાની ધીરજવાળો કે વાળી કાંતી આપનાર મળે, અને એટલું ઝીણું સૂતર વણી આપનાર કુશળ વણકર આપણને મળે, તો હું અવશ્ય ઇચ્છું કે આપણે એ આંકને પહોંચવું જોઈએ. મતલબમાં આપણો અનુભવ અને આપણી ધગશ જેટલે લગી લઈ જાય તેટલે લગી જવામાં હું બહુ અર્થ જોઉં છું. કેમ કે તેથી હાથે કાંતવાની કળાની કિંમત એકદમ વધી જવાનો પૂરેપૂરો સંભવ છે."

અમારા પાકીટ ઉપર અક્ષર ફૂટેલા હોય તે ઢાંકવા એની ઉપર રંગીન પટ્ટીઓ લગાવતા, તેનું અનુકરણ કરીને પ્રેમાબહેને કાંગરાવાળી પટ્ટીઓ સારા પાકીટ ઉપર લગાડી. તેને બાપુએ લખ્યું : "તેં પરબીડિયું શણગારવાનો પ્રયત્ન કર્યો ને તે બગાડ્યું. ઉપયોગ વિનાના શણગારને વિષે એમ જ સમજવું. . . . તારી કાંગરાવાળી કાપલીઓ અરધી ઊખડી ગઈ હતી તેથી બહુ ખરાબ લાગતી હતી. ઉપયોગ તો કંઈ હતો જ નહીં. તેમાં કરેલી મહેનત બરબાદ ગઈ અને વખત. તેમ તેટલા કાગળ બગડ્યા, તેટલું પ્રજાનું નુકસાન. સાર એ કાઢ: સમજ્યા વિના કોઈનું અનુકરણ ન કરવું. શણગાર સારુ રચેલો શણગાર એ શણગાર નથી. યુરોપમાં મોટાં દેવળો છે તેને વિષે કહેવાય છે કે તેના બધા શણગારની પાછળ ઉપયોગ તો રહેલો જ હોય છે. એ ખરું હોય કે ન હોય. મેં કહ્યા છે તે નિયમને વિષે શંકાને સ્થાન નથી."

એ જ કાગળમાંથી બીજો ઉતારો : "સાચુંખોટું તો દૈવ જાણે, પણ એમ કહેવાય છે કે માણસો પાસેથી હું બહુ વધારે કામ લઈ શકું છું. આ ખરું હોય તો કારણ એ છે કે તેને વિષે મને ચોરીનો શક જ નથી આવતો. જે આપે તેથી સંતોષ માનું. કેટલાક એમ પણ કહેનારા છે કે મને જેટલે અંશે માણસો છેતરે છે તેટલે અંશે બીજા કોઈને ભાગ્યે જ છેતરતા હશે. આ પરીક્ષા ખરી ઠરે તો પણ મને પશ્ચાત્તાપ નહીં

થાય. હું જગતમાં કોઈને છેતરતો નથી એટલું પ્રમાણપત્ર મને મળે તો મને બસ થાય. તે કોઈ ન આપે તો હું પોતે તો તે મને આપું જ. મને અસત્ય સૌથી ખરાબ લાગે છે.

"'વધારેમાં વધારે લોકોનું વધારેમાં વધારે ભલું' અને 'બળિયાના બે ભાગ'ના નિયમને હું માનતો નથી. સહુનું ભલું — સર્વોદય અને નબળા પહેલા એ નિયમ મનુષ્યને સારુ છે. આપણે બેપગા મનુષ્ય કહેવાઈએ છીએ, પણ ચોપગાં પશુના સ્વભાવ તો હજુ છોડી શક્યા નથી. એ છોડવામાં ધર્મ રહ્યો છે."

* * *

નારણદાસભાઈના કાગળમાંથી: "એક જ વસ્તુ સાચા માણસને માટે બસ છે. ગજા ઉપરાંત કંઈ માથે લેવું નહીં. અને ગજાની હેઠળ રહેવાનો લોભ કદી કરવો નહીં. જે ગજા ઉપરવટ કરવા જાય છે એ અભિમાની છે, આસક્ત છે. જે ગજા હેઠળ કરે છે તે ચોરી કરે છે. સમયપત્રક રાખીને આપણે અજાણપણે પણ એ દોષમાંથી ઊગરી શકીએ છીએ. ઊગરી જઈએ છીએ એમ નથી કહેતો કેમ કે જો સમયપત્રક જ્ઞાન-પૂર્વક અને ઉલ્લાસપૂર્વક ન રાખીએ તો એનો પૂરેપૂરો લાભ ઉઠાવી શકતા નથી."

આ વખતે વિદ્યાભ્યાસ ઉપર લેખ લખ્યો. તેમાં સાહિત્યના અભ્યાસ, સત્યદર્શનાર્થે અભ્યાસ અને આત્મદર્શનાર્થે અભ્યાસ એ ભેદ પાડીને છેલ્લા બે અભ્યાસની ઉપર આપણે લક્ષ રાખવું જોઈએ અને આશ્રમમાં એના ઉપર જ ધ્યાન આપવું જોઈએ એમ જણાવ્યું. નારણદાસભાઈ ઉપર વળી બોજો વધાર્યો. જે માણસ કામ સારું આપે તેની પાસેથી વધારે માગ્યે ગયા વિના બાપુને તૃપ્તિ જ નથી. "આશ્રમ એક મહાન શાળા છે. જેમાં અમુક સમય જ શિક્ષણનો છે એમ નહીં પણ બધો સમય શિક્ષણનો છે. પ્રત્યેક વ્યક્તિ જે આત્મદર્શન — સત્યદર્શન — ના ભાવથી આશ્રમમાં વસે છે તે શિક્ષક છે અને વિદ્યાર્થી છે. જેમાં તે નિપુણ છે તે પરત્વે શિક્ષક છે, જે તેને શીખવાનું છે તે પરત્વે તે વિદ્યાર્થી છે." "મોટામાં મોટું શિક્ષણ ચારિત્ર-કેળવણી છે. જેમ જેમ આપણે યમ-નિયમોના પાલનમાં વધતા જઈએ તેમ તેમ આપણી વિદ્યા — સત્યદર્શનની શક્તિ — વધ્યાં જ કરવાની."

* * *

ભાઉએ પૂછ્યું હતું: प्रातः स्मरामि વાળો શ્લોક બોલીએ એ દંભ નથી? આપણો વ્યાપાર તો આખો દિવસ શરીર આપણે છીએ એવી

સમજથી ચાલ્યાં કરે છે. તેને લખ્યું: "આપણી પ્રાર્થનાનો પહેલો શ્લોક મને પણ ખટકતો હતો. પણ ઊંડે ઊતરતાં જોયું કે સમજપૂર્વક તે શ્લોકનું રટણ વાસ્તવિક છે. આપણી બુદ્ધિ તો જરૂર કહે છે કે આપણે આ માટીનું પૂતળું નથી જ, પણ આપણે તેમાં રહેલા સાક્ષી છીએ. એ સાક્ષીનું વર્ણન શ્લોકોમાં છે. અને પછી ઉપાસક પ્રતિજ્ઞા કરે છે: 'હું તે સાક્ષી-બ્રહ્મ છું.' આવી પ્રતિજ્ઞા એવા મનુષ્યો જ કરી શકે કે જે તેવા થવાનો રોજ પ્રયત્ન કરતા હોય ને માટીના પિંડનો સંબંધ મોળો કરતા હોય. મૂર્છા, ભય, રાગદ્વેષ આવે તેને બદલે પ્રત્યેક સમયે તે બ્રહ્મના ગુણ યાદ કરીને રાગદ્વેષાદિ રહિત રહેવાનો પ્રયત્ન કરે. આમ કરતાં કરતાં જેનું ચિંતવન મનુષ્ય કરે તેવો છેવટે થઈ જાય. એટલે નમ્રપણે પણ દઢતાપૂર્વક આપણે રોજ ભલે એ શ્લોક યાદ કરીએ ને પ્રત્યેક કાર્યમાં તે પ્રતિજ્ઞાને સાક્ષીરૂપે સમજીએ."

એક બીજા કાગળમાં: "એક એવો વર્ગ છે કે જેમાં આપણે ઘણા માણસો આવી જઈએ છીએ. તે વાંચ વાંચ કરીને વિચાર કરવાની શક્તિ રૂંધી નાખે છે. તેઓને સારુ તો વાંચવાનું બંધ કરીને તેનું જે પૂર્વે વાંચેલું હોય તેમાંથી વિચાર કરવાનું સૂચવવું જોઈએ."

કનૈયાલાલને લખ્યું: "પરમાત્માનો અર્થ સત્ય કરવામાં આવે તો પ્રત્યક્ષ દર્શન શક્ય છે. ધ્રુવાદિને દર્શન થવાની વાત અક્ષરશઃ લેવી યોગ્ય નથી. કવિઓએ જે વર્ણન આપ્યું છે તે એક પ્રકારનું રૂપક છે." "મન વચન કાયાથી સત્ય આચરણ શાશ્વત ઉત્તમ યજ્ઞ છે. એનું આજે મૂર્તસ્વરૂપ પારમાર્થિક વૃત્તિથી ચરખો ચલાવવો એ છે." "ધર્મનો સાચો ઉપાય દરેક રીતે યમનિયમોનું પાલન."

છગનલાલ જોષીને લખ્યું: "૨૧મીએ મળવાનું રામજીની ઇચ્છા હશે તો થશે. માણસનું ધાર્યું ક્યાં હંમેશાં ચાલે છે? જુઓ પાપા મરણપથારીએ હતી, તે ઊઠી. તેનો પતિ વરદાચારી સાજોતાજો હતો તે થોડા જ દિવસની બીમારીમાં ચાલ્યો ગયો ને રાજાને સારુ વિધવા બાળા મૂકી ગયો. પાપા રાજાજીની માનીતી દીકરી. એ તો ભડ છે એટલે સહન કરશે. હૃદય લગી જ્ઞાન ઊતર્યું હશે તો સહન કરવાપણું નહીં લાગે. કેમ કે સમજનારને જન્મ-મૃત્યુ સરખાં છે. આવી અનિશ્ચિતતાનો દાખલો તાજો નજર આગળ છે. એટલે રામજીને આગળ રાખ્યા છે. ૨૧મીએ મળવાનું આપણું ઇચ્છવું તેની ઇચ્છાને અનુકૂળ હશે તો મળશું અને નહીં તોયે વાહવાહ!"

ગંગાબહેનને: "કાગળના ગોટાળા છે, તેમાંયે વખત જાય. આમ કેદી હોવાના અનુભવો અવારનવાર થયાં કરે છે, થવા જોઈએ. ગીતાબોધનો

અમલ કરવાનું પણ મળી રહે છે. ધાર્યું પાર ન પડે ત્યારે મનને આઘાત પહોંચે છે કે નહીં એ જાણી શકાય છે. અને આઘાત પહોંચે એટલી કચાશ તો ગણાય જ, એમ વિચારીને આઘાતને આગળ આવવા નથી દેતો. મળવા યોગ્ય માગવું, માગતાં મળે તો વાહ, ન મળે તો વાહવાહ. સરોજિની વૈદરાજ થશે તેને સારુ તેને મારી વતી ધન્યવાદ દેજે. તેમને એ પણ કહેજે કે તેની મીઠાઈઓનો ઉપયોગ અહીં ઘણાયે કર્યો હતો. પણ આનો અર્થ એવો ન જ કરે કે ફરી મોકલવાની છે. રસના ઘૂંટડા નહીં પણ ટીપાં જ હોય. મેં તો પ્રથમના કાગળમાં પણ વિનોદ જ કર્યો હતો. એવી વસ્તુઓ અહીં અમને ન જ શોભે. તેને બધુંય શોભે. તેની ચાલ મારા જેવા ચાલવા જાય તો પછડાય. અહીં તો એક દાસ છે, એક ખેડૂત છે અને એક હમાલ છે. આવી મૂર્તિઓ સોનેરી સાજ પહેરવા બેસે તો તેને ગામડામાં છોકરાં કાંકરા મારે, ને તે બરોબર હોય. આ બધું સરોજિની દેવીને હસાવતાં હસાવતાં કહી શકાય તો કહેજે. નહીં તો જે શિક્ષા તેમાંથી બીજી બહેનોને લેવાની છે તે લઈ લે. મેં તો વિનોદમાં એટલી શિક્ષા પણ સમાવી દીધી છે."

*　　　　*　　　　*

ટૉમસ એ કેમ્પિસનાં આ સૂત્રવાક્યો સુંદર છે:

"No man can safely appear in public, but he who loves seclusion.

"No man can safely be a superior but he who loves to live in subjection.

"No man can safely command but he who hath learned how to obey well.

"No man can rejoice securely but he who hath the testimony of a good conscience within."

"કોઈ માણસ જાહેરમાં સલામતીથી નથી આવી શકતો, જેને એકાંત પ્રિય ન હોય.

"કોઈ માણસ સલામતીથી ઉપરી નથી થઈ શકતો, જેને હાથ નીચે રહેવાનું પસંદ ન હોય.

"કોઈ માણસ સલામતીથી હુકમ નથી આપી શકતો, જેને સારી રીતે હુકમ ઉઠાવતાં ન આવડતું હોય.

"કોઈ માણસ સલામતીથી આનંદ નથી ભોગવી શકતો, જેનું હૃદય અંદરથી શુદ્ધતાની સાક્ષી ન પૂરતું હોય."

**तस्माद् उत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चय** ના ભણકારા આમાં કેવા ચમત્કારિક વાગે છે:

" Arise, and begin this very instant, and say, now is the time to do, now is the time to fight, now is the proper time to amend my life.

" Except thou do violence to thyself, thou wilt not overcome vice. "

" ઊઠ અને આ ક્ષણે જ શરૂ કર. કહે કે આ ક્ષણ જ કરવાની છે. આ ક્ષણ જ લડવાની છે, આ ક્ષણ જ જીવનને સુધારવાની છે.

" તારી જાતને માર્યા વિના તું વિષયને જીતી શકશે નહીં."

બાપુ આ શરીરે મોક્ષ અશક્ય છે એમ કહે છે તે :

" As long as we carry about this frail body we cannot be free from sin, nor live without weariness and sorrow. . . . We must wait God's mercy till iniquity pass away and this mortality be swallowed up in life."

" જ્યાં સુધી આપણે આ નશ્વર શરીર ધારણ કરીએ છીએ ત્યાં સુધી પાપમાંથી મુક્ત થઈ શકીએ નહીં, તેમ થાક અને ક્લેશ વિના પણ રહી શકીએ નહીં. . . . જ્યાં સુધી પાપ નિર્મૂળ ન થાય, અને આ મૃતત્વ અમૃતમાં મળી ન જાય ત્યાં સુધી ઈશ્વરની દયા યાચતા આપણે જીવીએ."

**૧૧-૭-'૩૨**

ગઈ કાલે પ્રેમાબહેનને નિરર્થક શણગાર વિષે લખ્યું અને મથુરાદાસને ૪૦૦ નંબરના સૂતર વિષે લખ્યું એટલે બાપુના કળા વિષેના વિચારોનું જરા પુનરાવર્તન કરી જવાનું મન થયું. ઠીક ચર્ચા થઈ તેનો સાર અહીં આપું છું. " કળા ઉપયોગથી છૂટી પાડેલી કલ્પી શકાય તેમ નથી. હા, ઉપયોગનો અર્થ વિશાળમાં વિશાળ કરવો જોઈએ. ૪૦૦ આંકનું સૂતર પહેરવાને માટે કામનું ન હોય પણ ચારસેં આંકના સૂતરે પહોંચતાં જે જે પરિશ્રમ કરવો પડે છે, કાંતવાના શાસ્ત્રની જે જે ગૂંચો ઉકેલાય છે અને જે જે રહસ્યો ખૂલે છે તે દરિદ્રનારાયણને માટે લાભદાયી છે જ. પહેરવાને માટે પણ ઉપયોગ હોય. ૨૦ આંકની દૃષ્ટિ રાખી હતી ત્યારે માંડ ૧૦ આંકનું સૂતર થતું હતું. ૪૦૦ આંકની દૃષ્ટિ રાખીએ તો ૫૦-૬૦ આંકનું સહેજે કાઢતા થઈ જઈશું. એટલે કાંતવાની કળાના વિકાસની દૃષ્ટિએ પણ ૪૦૦ આંકની નેમ રાખવી એ બહુ ઉપયોગી વસ્તુ છે. ૫૦-૬૦ કે ૧૦૦ આંકનું સૂતર ભલેને આપણે ન વાપરીએ. સેવક તો પોતાના શરીરને ૬ આંકના સૂતરથી ઢાંકશે. પણ નાજુકમાં નાજુક શરીરવાળાની હાજતને આપણે પહોંચી શકીએ એ સિદ્ધ કરી આપેલું હશે તો જ આપણે દરિદ્રનારાયણની સેવા

કરી છે. ૪૦૦ આંકના સૂતરની પાછળ દરિદ્રનારાયણની સેવાની ધરતી (background) રહેલી હોવી જોઈશે જ. અને દરિદ્રનારાયણની સેવામાં ૪૦૦ના આંકના વાપરનારની અવગણના ન હોય. વેટિકનમાં જે ઉત્તમ ચિત્રો અને મૂર્તિઓ જોઈને હું ઠરી ગયો તે શું બતાવે છે? ભલે ને એ ચિત્રો અને મૂર્તિઓ જોવાની બધાની પાસે આંખ ન હોય, કોઈકનો જ આત્મા તે જોઈને ઓળખી શકતો હોય, તેથી શું? અને જેણે એ મૂર્તિ બનાવેલી હશે અને ચિત્ર ચીતર્યાં હશે તે માણસે તો દરિદ્રનારાયણની એટલે માનવસમાજની સેવાની કલ્પના રાખેલી હશે જ. હા, કોઈ ચિત્ર જોઈને મનમાં બીભત્સ વિચારો જ આવે તો તેને હું કળા નહીં કહું. માણસને નીતિમાં એક પગલું આગળ વધારે, એના આદર્શ ઊંચા કરે, એ કળા; એની નીતિને ઉતારે તે કળા નહીં પણ બીભત્સતા. હમણાં આકાશદર્શનનાં પુસ્તકો વાંચું છું. અનેક શોધોને પરિણામે એ સિદ્ધ કર્યું છે કે સૂર્યની ઉપરની એક સ્ક્વૅર યાર્ડ જેટલી જગ્યાની ગરમી આપણી પૃથ્વીને ટકાવવાને માટે પૂરતી છે. એ શોધની કશી કિંમત કે ઉપયોગ ન દેખાય, પણ એનો તો પારાવાર ઉપયોગ છે. એ સૂર્ય હજારો અને લાખો માઈલ પૃથ્વીથી દૂર છે, એને સ્થાને છે, આપણે આપણે સ્થાને છીએ. એ જ રીતે એક કાલામાંથી માઈલના માઈલ લંબાય એવો તાંતણો કાઢી બતાવીએ એ કાંતવાના શાસ્ત્રને માટે ઉપયોગીમાં ઉપયોગી વસ્તુ છે.

"આશ્રમમાં જે કેળવણીની કલ્પના કરી રહ્યો છું તે બાળકની સ્વતંત્રતાની. નાનામાં નાના બાળકને એમ લાગે કે હું કાંઈક છું. એની ખાસ શક્તિ શેમાં રહેલી છે તે આપણે જોવું જોઈશે અને એક વાર જાણ્યું કે એમાં એ નીવડે એમ છે તો તેને માટે બધાં સાધનો એકઠાં કરી આપીએ. . . હા, એ બધા જ્ઞાનનો ઉપયોગ એ સમાજને અર્થે કરે એ શરતે. . . .ને માટે ગમે તેટલો ખર્ચ કરવાનો વિચાર કરેલો તે એ જ દૃષ્ટિએ. કારણ એનામાં યંત્રશાસ્ત્રીની પ્રતિભા છે એમ જોયું. બાકી પુસ્તકો વંચાવી વંચાવીને બુદ્ધિને પૂરી નાખવાનું આપણું ધ્યેય નથી. આપણે ત્યાં તો માબાપ બાળકોને માટે જીવશે, બાળકો પાસેથી શીખશે અને બાળકોને શીખવશે. આખું જીવન શાળા અને શિક્ષણરૂપ થઈ જવું જોઈશે.

"હજી આપણે કાંઈ બહુ સાધી નથી શક્યા, કારણ આપણી ઉંમર કેટલી? સોળ વર્ષની. તેમાંય છેલ્લાં ૧૨ વર્ષ તો લડવામાં જ ગયાં. એમ લડતાં લડતાં આપણે ઘડાઈએ એ કાંઈ ખોટું નથી. '૩૦માં આરંભ આશ્રમને હોમીને કર્યો એ આપણા વિકાસનો એક ક્રમ કહેવાય."

મેજરની પાસે આજે ઘી મંગાવતાં જાણ્યું કે ગઈ વખતે ચોખ્ખું ઘી એમણે અમારે માટે ખરીદી મંગાવેલું નહીં, પણ પોતાને ઘરેથી મોકલેલું. કાગળને વિષે પૂછ્યું તો કહે: "કૅંપ જેલમાં અને સ્ત્રીઓની જેલમાં મોકલવાના કાગળો પણ સરકારને જોવા મોકલવા પડશે." બાપુ કહે: "તો મારે નથી આપવા અને એ બાબત મારે લડી લેવી પડશે." મેજર બિચારા આ પછી રાજદ્વારી સ્થિતિ વિષે પૂછવા લાગ્યા. બાપુ કહે: "લિબરલમાં જરાય સ્વમાનની ભાવના રહી નથી એમ સેમ્યુઅલ હોરે માન્યું હોય તો જ આવી દરખાસ્તો કરે. ખરી રીતે તો ગોળમેજીમાં પણ મસલત જેવું કાંઈ હતું નહીં. સરકારી સભ્યો જ પોતાનું ધાર્યું કરે છે એમ મેં જોયું. છતાં એમના મનને કંઈક સંતોષી શકે એવી એ યોજના હતી. આ યોજનામાં એવું મનને સમજાવવાપણું પણ કશું નથી, એટલે એ લોકો એનો અસ્વીકાર કરે નહીં તો શું કરે?"

**૧૨-૭-'૩૨**

વલ્લભભાઈએ પૂછ્યું: "હવે લિબરલો શું કરશે?"

બાપુ કહે: "એમની મુશ્કેલ સ્થિતિ છે. કૉંગ્રેસ સાથે જોડાઈ શકે નહીં, અને આ વલણ ચાલુ ક્યાં સુધી રાખી શકશે?"

વલ્લભભાઈ: "તમે એમને ઓળખો એટલે પૂછું છું."

બાપુ: "ઓળખું છું એટલે એમની મુશ્કેલી જણાવું છું."

જૂનના 'મૉડર્ન રિવ્યુ'માં આવેલા 'બંગાળના હિંદુઓનું જાહેરનામું' એ લેખ પરની 'મુસલમાન'ની ટીકાનો રામાનંદ ચેટરજીનો સરસ જવાબ વાંચ્યો. બાપુ કહે: "બિચારો 'મુસલમાન'નો અધિપતિ આ જવાબ સમજી પણ નહીં શકે."

આજે ટપાલમાં ખાસ ચૂંટીને એ ત્રણ કાગળો સરકાર તરફથી મોકલવામાં આવ્યા. જાણે પજવવાને માટે જ એવા કાગળ મોકલાયા હોયની? એકમાં એક મુસલમાનના બખાળા છે. બીજામાં એક જણ કહે છે કે 'ભગવાન કશું કરી શકતો નથી અને કર્મનાં જ ફળ મળે છે, ત્યારે ભગવાનની પૂજા કરવી તેના કરતાં દયા ન ખાવી?' આવા કાગળો મેજર બિચારા જાણી જોઈને આપતા જ નહોતા અને કામના કાગળો આપતા. હવે સરકારને ત્યાં કામના કાગળો રહે છે અને નકામા અહીં મોકલાય છે. મેં કહ્યું: "આ ચીડવવાને માટે જ ના?" બાપુ કહે: "વલ્લભભાઈનો ઉદાર અર્થ કરવો એ સારું." વલ્લભભાઈએ એ અર્થ કરેલો કે કોઈ

**૧૩-૭-'૩૨**

કારકુનને કામ સોંપ્યું હશે, તે જે તદ્દન નિર્દોષ કાગળો લાગે તે પહેલાં મોકલી દે અને બાકીના ઉપરી અધિકારીને જોવાને માટે રાખે.

મેં કહ્યું: "વલ્લભભાઈ ભાગ્યે જ સરકારનાં કૃત્યોનો આવો ઉદાર અર્થ કરે છે."

બાપુ: "હમણાં સંસ્કૃતનો અભ્યાસ કરવા માંડ્યો છે ને?"

*                    *                    *

"There is nothing that so defileth and entangleth the heart of man as an impure attachment to created things. If thou wilt refuse, *exterior consolations*, then shalt thou be able to apply thy mind to heavenly things and experience frequent interior joy."

"દુન્યવી વસ્તુઓ પ્રત્યેની અપવિત્ર આસક્તિના[1] જેવી કલુષિત કરનારી અને મોહજાળમાં બાંધનારી બીજી કોઈ વસ્તુ નથી. બહારની તૃપ્તિનો[2] ઇનકાર કરતાં તું શીખીશ તો જ તારા ચિત્તને દિવ્ય વસ્તુઓ પ્રત્યે વાળી શકીશ અને આંતરિક આનંદનો અનુભવ કરી શકીશ."

**૧૪–૭–'૩૨** આજે બાપુ કહે: "એવો સંભવ છે કે હવે આ લોકો કાંઈ નહીં તો કાંઈક બહાને બિલ સુધી પહોંચવાના જ નથી, અને એમ કહીને બેસી જશે કે જાઓ તમને કાંઈ ન જોઈતું હોય તો અમારે કશું નથી આપવું."

*                    *                    *

પેલી નકામી ટપાલમાં પંજાબના એક . . . ખાનનો કાગળ હતો કે તમે રાજકારણમાં ન સમજો, એ આગાખાન અને શાસ્ત્રી સપ્રુ જેવાને સોંપો અને તમે હિમાલય જાઓ, અને તમારી ભૂલ કબૂલ કરો. એને બાપુએ પોતાને હાથે લખ્યું:

"Dear friend,

"I thank you for your admonition. You do not expect me to argue with you. I fear that as a prisoner, I would not be permitted to enter into argument over political affairs. But I may tell you that deep thinking in the solitude of a jail has not induced a change in my outlook."

"પ્રિય મિત્ર,

"તમારી ચેતવણી માટે આભાર. તમારી સાથે હું દલીલમાં ઊતરું એવી આશા તમે નહીં રાખતા હો. કેદી તરીકે રાજદ્વારી બાબતોની ચર્ચા કરવાની

---

૧. ये तु संस्पर्शजा दोषा दुःखयोनय एव ते ।

૨. यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।

મને રજા પણ ન મળે. તમને એટલું કહું કે જેલની એકાંતમાં બહુ ઊંડું ચિંતન કરતાં પણ મારા વિચારોમાં કશો ફરક પડ્યો નથી."

વલ્લભભાઈ: "આ ગાળો દેનારને તમે હાથે શા સારુ કાગળ લખ્યો?"

બાપુ: "એને હાથે જ લખવો જોઈએ."

વલ્લભભાઈ: "ગાળો દેનાર એટલે કેમ? આમ જ ઘણા લોકો ફાટી ગયા છે."

બાપુ: "મને નથી લાગતું, આપણને એમાં કશું નુકસાન થયું હોય."

બીજા જે માણસે કર્મના કાયદાને ઈશ્વરની હસ્તીના વિરોધ તરીકે વર્ણવ્યો હતો અને અસત્ અને અનિષ્ટને દૂર કરવાની ઈશ્વરની શક્તિ નથી એમ કહીને ઈશ્વરપ્રાર્થનાનો છેદ ઉડાવી દીધો હતો, તેને પણ બાપુએ હાથે કાગળ લખ્યો. બાપુ કહે: "આવા માણસો પ્રામાણિક હોય તો એના ઉપર એક કાગળની પણ ભારે અસર થઈ જાય છે."

"There can be no manner of doubt that this universe of sentient beings is governed by a Law. If you can think of Law without its Giver, I would say that the Law is the Law Giver, that is, God. When we pray to the Law we simply yearn after knowing the Law and obeying it. We become what we yearn after. Hence the necessity for prayer. Though our present life is governed by our past, our future must by that very Law of cause and effect, be effected by what we do now. To the extent therefore that we feel the choice between two or more courses we must make that choice.

"Why evil exists and what it is, are questions which appear to be beyond our limited reason. It should be enough to know that both good and evil exist. And as often as we can distinguish between good and evil, we must choose the one and shun the other."

"આ સચરાચર જગત એક નિયમ પ્રમાણે ચાલે છે એ વિષે શંકા નથી. એ નિયમના કર્તા વિનાનો નિયમ તમે કલ્પતા હો તો હું કહું છું કે એ નિયમ જ નિયમનો કર્તા, એટલે કે ઈશ્વર છે. આપણે જ્યારે એ નિયમની પ્રાર્થના કરીએ છીએ ત્યારે એ નિયમને જાણવાને અને તેનું પાલન કરવાને આપણે ઝંખતા હોઈએ છીએ. આપણે જેની ઝંખના કરીએ છીએ તે થઈએ છીએ. એટલે પ્રાર્થનાની જરૂર છે. આપણું વર્તમાન જીવન ભૂતથી નિયત થયેલું હોય છે, એ જ કારણકાર્યના નિયમથી આપણું ભવિષ્યનું

જીવન આપણાં અત્યારનાં કર્મોથી ઘડાવાનું છે. આપણી આગળ બે અથવા એથી વધારે કર્મો વચ્ચે પસંદગી કરવાની આવે ત્યારે આપણે એ પસંદગી કરવી જ રહી.

"બૂરાઈ આ જગતમાં શાથી છે અને શી ચીજ છે એ પ્રશ્નો આપણી મર્યાદિત બુદ્ધિથી પર છે. આપણે એટલું જાણીએ એટલે બસ છે કે, બૂરાઈ તથા ભલાઈ બન્ને છે. અને જ્યારે આપણે એ બેને જુદાં જુદાં ઓળખી શકીએ ત્યારે ત્યારે આપણે ભલાઈને પસંદ કરવી જોઈએ અને બૂરાઈને તજવી જોઈએ."

એક બંગાળી બાળકે કાગળ લખેલો કે: 'તમે દૂધ છોડવાનું વ્રત લીધેલું પછી બકરીનું લીધું તેમાં કાંઈ ખાસ ફાયદો દીઠો? હું તો ચોખા ખાનાર છું, દૂધ વિના મને પુષ્ટિ શેમાંથી મળે?' તેને લખ્યું:

"I took goat's milk because I had vowed not to take buffalo's or cow's milk. Physiologically there is little difference between the three. It would have been better from the ethical standpoint if I could have resisted the temptation to take goat's milk. But the will to live was greater than the will to obey the ethical code. My views on the ethics of milk food remain unchanged. But I see that there is no effective vegetable substitute for milk. You should not give it up."

"મેં બકરીનું દૂધ લેવા માંડ્યું, કારણ ગાયભેંસનું દૂધ નહીં લેવાનું મેં વ્રત લીધું હતું. શારીરિક દૃષ્ટિએ ત્રણમાં બહુ ઓછો ફરક છે. બકરીનું દૂધ લેવાની લાલચમાં હું ન સપડાયો હોત તો નૈતિક દૃષ્ટિએ એ વધારે સારું હતું. પરંતુ એક નીતિનિયમ પાળવાની ઇચ્છા કરતાં જિજીવિષા બહુ પ્રબળ હતી. દૂધ વિષેના નૈતિક દૃષ્ટિએના મારા વિચારોમાં કશો ફરક પડ્યો નથી. પરંતુ દૂધની અવેજમાં ચાલી શકે એવો બીજો કોઈ વનસ્પતિ ખોરાક જડી આવ્યો નથી. તમારે દૂધનો ત્યાગ ન કરવો."

Thomas A Kempis:

"This is the highest and most profitable lesson, truly to know and despise ourselves.

"To think nothing of ourselves, and always to judge well and highly of others, is great wisdom and perfection.

"We are all frail; but none is more frail than thyself."

"Never think that thou hast made any progress until thou feel that thou art inferior to all."

ટૉમસ એ કેમ્પિસ :

"આ ઊંચામાં ઊંચો અને સૌથી સંપૂર્ણ પાઠ છે કે પોતાની જાતને સાચેસાચી પિછાનવી અને તે પ્રત્યે વિરક્ત રહેવું.

"પોતાની જાતને શૂન્ય ગણવી અને બીજાને હંમેશાં ઊંચા અને સારા ગણવા, એ મોટામાં મોટું ડહાપણ છે. તેમાં જ પૂર્ણતા છે.

"આપણે બધા જ પામર છીએ, પણ તારા જેવો પામર કોઈ નથી."

"જ્યાં સુધી બીજા સૌથી તું નીચે છે એમ તને નહીં લાગે ત્યાં સુધી તું કશી પ્રગતિ કરી શકશે નહીં."

આ કેવળ ઉપદેશ કે નીતિનાં વાક્ય નથી, આમાં મનોવિજ્ઞાનની દૃષ્ટિએ એક મોટું સત્ય રહેલું છે. ખરી રીતે માણસ પોતાને જેટલો જાણે છે એટલો બીજાને કોઈને જાણતો નથી. એટલે પોતાના દોષો જેમ જેમ તેને સ્પષ્ટ દેખાતા જાય છે તેમ તેમ તે દોષો બીજામાં ન પણ હોય એમ એને લાગતું જાય છે અને એ પ્રામાણિક હોય તો પોતાને બીજાના કરતાં ઊતરતો માનતો જાય છે. વળી આ સુવર્ણવાક્ય જુઓ :

"If only thy heart were right, then every created thing would be to thee a mirror of life and a book of holy teaching. There is no creature so little and so vile as not to manifest the goodness of God. A pure heart penetrates heaven and hell."

"જો તારું દિલ સાબૂત હોય તો પ્રાણીમાત્ર તારે માટે જીવનની આરસી અને ધર્મની ચોપડી બની રહે. એક પણ પ્રાણી એવડું નાનું કે એટલું ક્ષુદ્ર નથી, કે તેમાં ભગવાનની ભલાઈનાં દર્શન ન થાય. શુદ્ધ હૃદય તો સ્વર્ગ અને નરક બન્નેનો પાર પામી શકે છે."

૧૫-૭-'૩૨

આજે હોરનું બીજું ભાષણ પહેલાની પૂર્તિમાં અને લિબરલોના જવાબમાં થયેલું છાપાંમાં આવ્યું. વલ્લભભાઈએ પૂછ્યું : "કેમ લાગે છે? મૉડરેટોની ખુશામત તો કરી છે." બાપુ કહે : "ના, એમાં કાંઈ નથી. એ ભાષણમાં ચાલાકી સિવાય કશું જ નથી અને મને બહુ નિરાશા થાય છે. હું એને પ્રામાણિક માનતો હતો. આ ભાષણમાં એ પ્રામાણિક મટી ચાલાક બન્યો છે." વલ્લભભાઈ : "કાગળ લખોની." બાપુ : "કાગળ લખવાનું ઘણી વાર મન થયું છે." સાંજે એ જ ભાષણ ઉપર હૉર્નિમેનનો લેખ વાંચ્યો. બાપુને

એ લેખ બહુ ગમ્યો. એમાં હૉર્નિમૅને એને રાજદ્વારી નીતિથી શૂન્ય અને શરમ વિનાનો કહ્યો છે. બાપુએ કહ્યું : "એ બરોબર છે." આખો લેખ વાંચીને બાપુ કહે : "આ માણસ આજકાલ શક્તિશાળી લેખો લખી રહ્યો છે." આ રહ્યાં હૉર્નિમૅનનાં એ વાક્યો :

"He does not know when he is politically dishonest. He is not only unable to appreciate political values, he is quite innocent of any ethics in political conduct. . . . This speech is a shameless admission that the reservations in the Prime Minister's speech were deliberately intended to leave the way open for the scrapping of the R. T. Conference."

"પોતે રાજદ્વારી બાબતમાં અપ્રામાણિક ક્યારે બની જાય છે તેનું પણ એને ભાન નથી. રાજદ્વારી મૂલ્યોની એ કદર નથી કરી શકતો એટલું જ નહીં, પણ રાજદ્વારી વર્તનમાં નીતિ જેવી કશી વસ્તુ જ એ જાણતો નથી. . . . આ ભાષણમાં એવી બેશરમ કબૂલત આવી જાય છે કે વડાપ્રધાને પોતાના ભાષણમાં જે અધ્યાહારો રાખ્યા હતા તે ગોળમેજી પરિષદનો છેદ ઉડાડી દેવાનો માર્ગ ખુલ્લો રાખવા માટે ઇરાદાપૂર્વક જ રાખવામાં આવ્યા હતા."

બાપુ કહે : "એ માણસને મેં જ્યારે પૂછ્યું કે તું માને છે કે અમારામાં અમારું ચલાવી લેવાની શક્તિ કે લાયકાત નથી? ત્યારે એણે કહેલું : 'If you want me to be frank, I say yes.' 'હું નિખાલસ જવાબ આપું એમ તમે ઇચ્છતા હો તો હું કહું છું કે હા.' એ માણસના બોલવામાં વિશ્વાસ એટલો બધો હતો અને શરમનો છાંટો ન હતો."

વલ્લભભાઈ કહે : "પણ આ વેપારી લોકોનું શું? જેના ઉપર આ આટલી મદાર બાંધી રહ્યા છે!" બાપુ કહે : "એ . . . અને . . . જેવા માણસો." વલ્લભભાઈ : "પણ પુરુષોત્તમદાસ અને બિરલાનું શું?" બાપુ : "એ લોકો હોરને કાંઈ વચન આપી ચૂક્યા છે એમ નથી, પણ નબળાઈ આવી ગઈ હોય. બિરલા હોરને વેચાય તો એણે આપઘાત કરવો જોઈએ. અને આજે માલવીજી બહાર બેઠા છે, બિરલા માલવીજીને પૂછ્યા વિના એક પગલું પણ ન મૂકે એ જાતનો માણસ છે. નહીં, મને ખાતરી છે કે વેપારી લોકોમાં આ માણસો નથી."

બાપુએ વિલાયતમાં જેટલી વસ્તુ કહેલી અને કરેલી તે સાચી પડતી જાય છે. બાપુ પોકારી પોકારીને કહેતા કે આ પરિષદ પ્રતિનિધિત્વવાળી

નથી. હોર આજે મૉડરેટોને સંભળાવે છે કે, ગોળમેજી ક્યાં પ્રતિનિધિત્વવાળી હતી કે સંયુક્ત કમિટીની પાસે જનારા તમારે પ્રતિનિધિત્વ ધરાવતા હિંદીઓ જોઈએ છીએ? હોરને કશું નથી આપવું. પ્રાન્તિક સ્વરાજ્ય પણ નથી આપવું એ પણ પોકારી પોકારીને કહેલું. પણ શાસ્ત્રીને તો તે દિવસે પણ વિશ્વાસ હતો અને મહાત્મા ગાંધીને ઠપકો આપવા નીકળ્યા હતા.

* * *

મેં બાપુને પૂછ્યું: "આજે શાસ્ત્રીને લાગતું હશે ખરું કે એણે છેલ્લે દિવસે જે ભાષણ આપ્યું હતું તે આપવામાં ભૂલ કરી હતી?"

બાપુ: "ના, એ તો આજે પણ એમ માનતા હશે કે ગાંધી અમારી સાથે રહ્યા હોત તો આજે થઈ એવી સ્થિતિ ન થાત. એનું કારણ છે. એ સરળ માણસ છે અને સરળ માણસને આત્મવંચનાનો પાર નથી હોતો. મારે વિષે પણ કહેવાય છે ના કે હું ઘણી વાર પોતાને છેતરું છું. પેલા વાછડાને માર્યો તે ઘડીએ માન્યું કે હું શુદ્ધ અહિંસા આચરી રહ્યો છું. પણ એ કાર્યનું શું પરિણામ આવશે એની મને ત્યારે શી ખબર પડે? મારી ભૂલ થઈ હોય તો હું અહિંસાના આચરણમાં પડતો જાઉં. જો મેં કર્યું એ બરોબર કર્યું હોય તો મારું આચરણ વધારે ને વધારે પ્રગતિ પામતું જાય. પણ તે દિવસે તો મારી પૂરેપૂરી આત્મવંચના સંભવે છે ના?"

હું: "મારું કહેવું એ છે કે એ માણસને આજે એમ લાગતું નહીં હોય કે પોતાનો વિશ્વાસ ખોટો હતો, અને આ માણસ (ગાંધી) જે કહેતા હતા તે સાચું કહેતા હતા?"

બાપુ: "હાં, એમ જો એને લાગે તો એની ભાષા આજે જુદા પ્રકારની હોય, અને બ્રિટિશ નીતિ ઉપરથી એનો વિશ્વાસ તદ્દન ઊઠી જાય. હું નથી કહેતો કે સવિનયભંગ કરે. પણ એ અને બીજા બધા આજે માગણી કરે કે ગાંધી જે કહેતો હતો એ જ સાચું કહેતો હતો અને તમારે એને છોડવો જોઈએ. ગોખલે વારંવાર મારે વિષે કહેતા કે આ માણસની સમાધાન કરવાની શક્તિ પણ અજબ છે. પોતાના સાથીને પણ એ જ કહેતા. એ વસ્તુ આ લોકો સરકારને કહી શકે છે. પણ એ લોકો કંઈ એવું માનતા નથી. એ લોકો આ અસ્પૃશ્યતાની બાબત પણ ક્યાં સમજે છે? મૅકડોનલ્ડની એ કોમી ચુકાદાની બાબતમાં બરોબર કિંમત થવાની છે."

વલ્લભભાઈ: "કિંમત નથી થઈ ગઈ શું? આજે જ હોરે એનાં વચન ટાંકીને એનો જે અર્થ કરી બતાવ્યો એ એને પૂછ્યા વિના કર્યો

હશે? અને મેકડોનલ્ડે તે વેળા ભાષણ આપ્યું હશે તે હોરને પૂછ્યા વિના આપ્યું હશે?"

બાપુ: "ના, એમાં મેકડોનલ્ડનો વાંક નથી. આ માણસે એ બાબત એના હાથમાંથી લઈ લીધી છે અને પોતે સ્વેચ્છા મુજબ વર્તે છે. અને એને કહે છે કે નહીં તો તમે હિંદુસ્તાન ખોઈ બેસશો. પણ કોમી લવાદીની બાબત એ મેકડોનલ્ડની પોતાની છે. એણે જ પોતાની લવાદી સૂચવી હતી. અને હવે સરકાર તરફથી ચુકાદો આપવાના છે. હોરની પાસે પોતાનું નિરાકરણ તો પડેલું હશે જ. પણ એ બાબતમાં મેકડોનલ્ડને જ બધું કરવાનું છે, એટલે એની રાહ જોવાય છે. આજ સુધીની બધી વાત એના ખાતાની છે તેમાં હોરની સ્વતંત્રતા સમજી શકાય. પણ હવે તો એને ન્યાયાધીશ થઈને બેસવાનું છે. જોઈએ છીએ, એ શું કરે છે?"

* * *

આજે બાપુએ ઈશોપનિષદ આખું લખી કાઢ્યું. મેં પૂછ્યું: "આ શા સારુ?" તો કહે, "મારે એ ગોખી કાઢવું છે. અને ચોપડો લઈને ક્યાં ફેરવ્યાં કરું? આ કાગળ તો ગમે ત્યાં રખાય."

વેદાંત, ઉપનિષદો, વગેરેનું આજકાલ અધ્યયન ચાલી રહ્યું છે. આજે બપોરે શ્વેતાશ્વતરનો શ્લોક કાઢીને મને બતાવ્યો અને કહ્યું:

यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।
तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥

"જે ઉપનિષદના કાળમાં આ શ્લોક લખાયો તે કાળની ગહન બુદ્ધિમત્તાની એ પરાકાષ્ઠા સૂચવે છે. આત્મજ્ઞાન વિના દુઃખનો અંત નથી એ વાત તો છે જ. પણ એ વસ્તુની છાપ સચોટ રીતે ક્યારે પડે કે જ્યારે આત્મજ્ઞાન વિના દુઃખનાશની અશક્યતા એવી જ બીજી અશક્યતાથી બતાવાય. એ એમ કહીને બતાવી કે જેમ ચામડું અંગ ઉપર પહેરીએ છીએ તેમ આકાશને જો પહેરી શકાતું હોય તો, અથવા તો શરીરની ઉપર ચામડી જે રીતે હાડમાંસ વગેરેને ઢાંકે છે તે રીતે આકાશ વડે આપણે ઢંકાઈ શકાતા હોઈએ તો, આત્મજ્ઞાન વિના દુઃખનાશ સંભવે. આ શ્લોકના બીજા તો અનેક અર્થો નીકળી શકે. પણ આ શબ્દાર્થ પણ અદ્ભુત નથી?"

ખરી વાત જ એ છે કે ઈશોપનિષદ અને શ્વેતાશ્વતરમાં આત્મતત્ત્વની જેવી વ્યાખ્યા થઈ છે તેવી વ્યાખ્યા જગતના કોઈ પણ સાહિત્યમાં થયેલી જાણી નથી.

આજે કંઈક વિષય ઉપરથી વાત નીકળી કે વકીલો અને બીજા વર્ગ કેમ નહીં સમજતા હોય કે એક વર્ગ પણ ભેગા થઈને

૧૬–૭–'૩૨ અસહકાર કરે તો રાજ્ય બધું ભાંગી પડે? હોરને જ્યાં સુધી એનું પોલીસ મિલિટરી ચાલે ત્યાં સુધી નિરાંત છે. એ ન ચાલતાં હોય તો એને ધક્કો વાગે ખરો. '૨૧માં એવી કંઈક સ્થિતિ હતી. બાપુ કહે: "ના, તે વખતે બહુ ઉપલકિયા હતું. પણ ખરી વાત તો એ છે કે આજે આપણને સ્વરાજ મળે તોપણ શું કરીએ? એ આપણે જીરવી જ ન શકીએ. ભયંકર આંતરવિગ્રહ થાય. આજે જે ચાલી રહ્યું છે તેમાંથી લોકો અહિંસા શીખીને નીકળશે કે કાપાકાપી મારામારીમાં વિશ્વાસ લઈને નીકળશે? મારી ઊંડે ઊંડે પ્રતીતિ એવી છે કે અહિંસા વિષે વધારે બળવાન શ્રદ્ધા લઈને નીકળશે. આજે સ્વરાજની ઇમારત ઘડાઈ જ રહી છે; આજની સ્થિતિને પહોંચી વળવું, કેવું કામ લેવું વગેરે વસ્તુનો નિર્ણય અને અમલ એ સ્વરાજનો અમલ નહીં તો બીજું શું? પણ ઇમારત ઉપર ઘુમ્મટ ચઢ્યો નથી એટલે આપણે સ્વરાજ નજરે નથી જોઈ શકતા."

આજે આશ્રમની ટપાલ ચાર દહાડા રાહ જોવડાવીને અવંગ આવી. આ પ્રમાણે પણ નિયમિત આવ્યાં કરે તો સારું.

આજનાં 'અનુકરણ'નાં વચનો સોનાના અક્ષરે કોતરી સૂતી અને ઊઠતી વખતે રોજ વાંચવા અને મનન કરવા લાયક છે:

૧૭–૭–'૩૨ "The devil sleepeth not, neither is the flesh yet dead; therefore thou must not cease to prepare thyself for the battle; for on the right hand and on the left are enemies that never rest."

"શેતાન ઊંઘતો જ નથી. તેમ આ શરીરમાંનું પશુત્વ મરી ગયેલું નથી. એટલે યુદ્ધની તૈયારી કરતાં તું જરા પણ દમ ન ખાજે. તારે જમણે તેમ જ ડાબે હાથે દુશ્મનો અવિશ્રાંત બેઠેલા છે."

આજે બાપુએ આશ્રમની ટપાલ લગભગ એકલે હાથે પૂરી કરી નાખી. મારી પાસે છ કાગળ લખાવ્યા અને બાર પોતે લખ્યા. દેવદાસને કાગળ લખ્યો તેમાં લખ્યું: "હમણાં મારી ટપાલ બહુ અવ્યવસ્થિત થઈ છે. ખૂબ ચક્કર ખાઈને આવે છે. છતાં મળે છે એટલું જ ગનીમત કહીએ. કેદીને શા હક છે? કેદનો અર્થ જ હકનો અભાવ. કેદને વિષે આ સમજ હોવાથી મન સ્વસ્થ રાખી શકાય છે. મળવાનું પણ તેમ જ છે.

મહાદેવને ઘણેભાગે મળી શકીશ. પણ તું ધારે છે એમ ટાઈમટેબલ ન બનાવી શકાય. કાં તો ન મળવાનું જોખમ ઉઠાવવું, અથવા મળવાનો લોભ જ છોડી દેવો. તને અને લક્ષ્મીને મળી શક્યો હોત તો રાજી તો થાત. પણ મેં લીધેલું પગલું બરોબર જ લાગે છે. વધારેમાં વધારે આઘાત બાને પહોંચશે. પણ તેણે તો આઘાત સહન કરવાને જ સારુ જન્મ લીધો છે. મારી સાથે સંબંધ રાખનાર કે બાંધનાર બધાને આકરી કિંમત તો આપવી જ પડે છે. બાને સૌથી વધારે આપવી પડી છે, એમ કહી શકાય. એટલો સંતોષ મને છે કે તેમાં બાએ ખોયું નથી."

આશ્રમમાં વ્યક્તિગત પ્રાર્થના ઉપર પ્રવચન મોકલ્યું અને બે કાગળોમાં પ્રાર્થના વિષે જ જવાબ આપ્યા. નારણદાસભાઈને લખ્યું: "આજકાલ પ્રાર્થના વિષે વિચારો આવ્યાં કરે છે." વ્યક્તિગત પ્રાર્થનાની આવશ્યકતા બતાવીને કહ્યું: "પ્રાર્થના વખતે તેણે મલિનતાનો ત્યાગ કરવો જ જોઈએ. જેમ કોઈ મનુષ્ય તેને જુએ ત્યારે મલિન કામ કરતાં તે શરમાશે તેમ જ તેણે ઈશ્વરની સમક્ષ પણ મલિન કામ કરતાં શરમાવું જોઈએ. પણ ઈશ્વર તો હંમેશાં આપણા દરેક કૃત્યને જુએ છે, વિચારને જાણે છે. એટલે એવી એક પણ ક્ષણ નથી કે જ્યારે તેનાથી છાનાં કંઈ કામ કે વિચાર થઈ શકે. આમ જે હૃદયપૂર્વક પ્રાર્થના કરશે તે છેવટ ઈશ્વરમય જ થશે એટલે નિષ્પાપ થશે."

બીજા કાગળમાં: "કોઈ મનુષ્ય કે વસ્તુને ઉદ્દેશીને પ્રાર્થના થઈ શકે છે. તેનું પરિણામ પણ આવે. પણ એવા ઉદ્દેશ વિનાની પ્રાર્થના આત્માને અને જગતને વધારે કલ્યાણકારી હોવાનો સંભવ છે. પ્રાર્થનાની અસર પોતાના ઉપર થાય છે, એટલે કે તેથી અંતરાત્મા વધારે જાગ્રત થાય છે અને જેમ જાગૃતિ વધે તેમ તેની અસરનો વિસ્તાર વધતો જાય છે. ઉપર હૃદયને વિષે લખ્યું તે અહીં લાગુ પડે છે. પ્રાર્થના હૃદયનો વિષય છે. મોઢેથી બોલવું વગેરે ક્રિયાઓ હૃદયને જાગ્રત કરવા સારુ છે. વ્યાપક શક્તિ જે બહાર છે તે જ અંદર છે અને તેટલી જ વ્યાપક છે. તેને શરીરોનો અંતરાય નથી. અંતરાય આપણે પેદા કરીએ છીએ. પ્રાર્થના વડે એ અંતરાય દૂર થાય છે. પ્રાર્થનાથી ઇચ્છિત ફળ પ્રાપ્ત થયું કે નહીં તેની આપણને ખબર નથી પડતી. હું નર્મદાની મુક્તિને સારુ પ્રાર્થના કરું ને તે દુઃખમુક્ત થઈ તેથી તે મારી પ્રાર્થનાનું ફળ છે એમ મારે માની ન લેવું જોઈએ. પ્રાર્થના નિષ્ફળ નથી જ જતી પણ કયું ફળ આપે છે તેની આપણને ખબર નથી પડતી. વળી આપણું ધારેલું ફળ ઊતરે એટલે તે સારું જ એમ પણ ન માનવું ઘટે. અહીં પણ ગીતાબોધનો અમલ કરવાનો છે. પ્રાર્થના

કરી હોય તોયે અનાસક્ત રહેવાય. કોઈની મુક્તિ આપણને ઇષ્ટ લાગે તેથી તે પ્રાર્થીએ પણ તે મળે ન મળે તેને વિષે નિશ્ચિંત રહીએ. વિરુદ્ધ પરિણામ આવે એટલે પ્રાર્થના નિષ્ફળ જ ગઈ એમ માનવાને કારણ નથી. આથી વધારે ખુલાસો જોઈએ કે?"

૧૮-૭-'૩૨ એસ્થરનો લાંબો કાગળ આવ્યો. તેમાંનું એક વાક્ય બહુ ગમ્યું: મારી એ નાની છોકરીઓ જેટલો મારા ઉપર વિશ્વાસ રાખે છે તેટલો હું ભગવાન ઉપર રાખતી હોઉં તો કેવું સારું? અમારી બિલાડીનાં નાનાં બચ્ચાં દરરોજ સવારે અમારી આસપાસ વીંટળાઈને દૂધ માટે ટળવળે છે અને દૂધ ન મળે તો બૂમાબૂમ કરી મૂકે છે તે જોઈને મને પણ એ જ વિચાર આવે છે.

એસ્થરને કાગળ લખ્યો. તેના એક ભાગમાં જિંદગીની ઘણી નાની નાની બાબતોમાં બાપુનું પશ્ચિમી દૃષ્ટિબિન્દુ દેખાઈ આવે છે:

"You tell me how desolate Bajaj's house looked for want of woman's touch. I have always considered this as a result of our false notions of division of work between men and women. Division there must be. But this utter helplessness on the man's part when it comes to keeping a household in good order and woman's helplessness when it comes to be a matter of looking after herself (more here than in the West) are due to erroneous upbringings. Why should men be lazy as not to keep his house neat, if there is no woman looking after it or why should a woman feel that she always needs a man protector? This anomaly seems to me to be due to the habit of regarding woman as fit primarily for house keeping and of thinking that she must live so soft as to feel weak and be always in need of protection. We are trying to create a different atmosphere at the Ashram. It is difficult work. But it seems to be worth doing."

"સ્ત્રીની સંભાળને અભાવે જમનાલાલજીનું ઘર કેવું વેરાન લાગતું હતું એમ તું લખે છે. સ્ત્રી અને પુરુષ વચ્ચેના કાર્યવિભાગ વિષેના બહુ ખોટા ખ્યાલોનું આ પરિણામ છે એમ મને હંમેશાં ભાસ્યું છે. કાર્યવિભાગ જરૂર હોવા જોઈએ. પણ પુરુષ ઉપર ઘરની સંભાળ આવી પડે ત્યારે એ લાચારી અનુભવે અને એવી સ્થિતિ સ્ત્રીને જ્યારે સ્વતંત્ર રહેવાનું આવે ત્યારે એની થઈ પડે (પશ્ચિમ કરતાં અહીં એવું વધારે બને છે), એ

ખોટા ઉછેરનું પરિણામ છે. જ્યારે ઘરમાં સ્ત્રી ન હોય ત્યારે ઘરને સુઘડ અને સ્વચ્છ ન રાખી શકે એટલો આળસુ પુરુષ શા માટે હોવો જોઈએ? તે જ પ્રમાણે પુરુષરક્ષકને અભાવે સ્ત્રી શા માટે રાંકડી બની જવી જોઈએ? આ વિલક્ષણતાનું કારણ મને એ લાગે છે કે સ્ત્રી પ્રથમ ઘરકામ માટે જ લાયક છે અને તેણે એટલા સુંવાળા રહેવું જોઈએ કે તેને હંમેશાં રક્ષણની જરૂર પડે એમ માનવાની આપણને ટેવ પડી ગઈ છે. અમે આશ્રમમાં જુદું વાતાવરણ ઊભું કરવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. કામ ખૂબ જ અઘરું છે. પણ એ કરવા જેવું છે જ."

એક બંગાળીએ લાંબો કાગળ લખી ભાષણ આપ્યું હતું કે આ લોકો જે અસહ્ય દુઃખો ખમી રહ્યા છે તેની જવાબદારી તમારા જેવા નેતાઓને શિર છે. એને બાપુએ લખ્યું :

"I thank you for your letter. You know it is not open to me to argue about matters political. But I can heartily endorse your remark that all the leaders must bear the consequences of their actions."

"તમારા પત્ર માટે આભાર. તમે જાણો છો કે રાજદ્વારી બાબતો વિષે હું ચર્ચા કરી શકું નહીં. પરંતુ તમારી એ ટીકા મને માન્ય છે કે પોતાનાં કામોનાં પરિણામની જવાબદારી દરેક નેતાને શિર છે જ."

૧૧–૭–'૩૨

આજે ક્લેટન આવ્યો હતો. બોલવે બહુ મીઠો. મહાત્મા! અને સરદાર સાહેબ! વિના એક વાક્ય ન બોલે. મિસિસ નાયડુ માટે પોતાની સ્ત્રીના તરફથી ફૂલ લાવેલો. બાપુને પણ પોતાના બટનના ગાજમાં ખોસેલાં ફૂલમાંથી એક આપી ગયો! કહે કે હું સેમ્યુઅલ હોર હોઉં તો મૉડરેટોને કહું : વારુ, તમારે કાંઈ ન જોઈતું હોય તો મારે કશું નથી આપવું. અનેક બાબતોના ગપાટા માર્યા. હવાનાથી તમાકુનું બી અહીં આવે છે અને સરસ તમાકુની સિગરેટ અહીં બને છે એમ ખબર આપતો હતો. બાપુને પૂછે : Is smoking a vice? (બીડી પીવી એ દુર્વ્યસન છે?) બાપુ હસ્યા અને કહ્યું : "It is a bad habit." (એ એક કુટેવ છે.) એટલે પેલો કહે : No, no, It keeps you away from mischief as the Charkha keeps you away. When I come to Jail and don't smoke — as I don't — I have a bad day, losing my temper and feeling out of

sorts. (ના, ના, નવરા બેઠાં નખ્ખોદ વાળતા એ તમને રોકે છે, તમારા રેંટિયાની માફક જ. હું જેલમાં આવું છું અને બીડી નથી પીતો ત્યારે મારો આખો દિવસ બગડે છે. મિજાજ ઠેકાણે નથી રહેતો અને કશું ગમતું જ નથી.)

આજે ટપાલ ઘણીખરી સીધી જ આવી હોય એમ લાગ્યું. મીરાબહેનનો છપરાથી ૧૪મીએ લખેલો કાગળ આજે આવે એટલે સરકાર પાસે ગયા વિના જ આવ્યો. એમાં એમને છપરામાં પણ ૧૨ કલાકમાં છપરા છોડવાની નોટિસ કેમ મળી, મધરાતે નોટિસ પૂરી થયા છતાં અને સવારે કાશીની ગાડી લીધી છતાં કેમ પકડવામાં ન આવ્યાં, કાશીમાં પાછી કેમ ત્રીજી નોટિસ મળશે એ બધું લખેલું છે. કાશીમાં ગંગાજી ઉપર પોતે એક સવારે ફરવા ગયાં તેનું વર્ણન કોઈ મહા ભક્તને શરમાવે એવું છે:

"Yesterday morning I had a heavenly early morning walk by the bank of the Ganga. People may laugh at the idea of there being anything special about holy places — but they should just take that walk with their eyes open. The Ganga blue and sparkling with the golden tints of the rising sun as he catches her little wavelets breaking themselves with the voice of happy bells against the velvety grey sand bank; the azure sky over head, intensified with the lightly gathering rain clouds; the exquisitely soft air pressing in caressing wafts across the fields; and the mighty trees — finer than one sees anywhere else — stretching their venerable arms to heaven, and joining in the morning hymn of praise with the rustling of their myriad leaves. All thoughts of self was swept away and one rejoiced and felt one's being throb in oneness with the whole of nature."

"કાલે સવારે ગંગાજીને કિનારે ફરતાં દિવ્ય આનંદ અનુભવ્યો. તીર્થોની પવિત્રતા અને દિવ્યતાની સામે લોકો ભલે ગમે તેવું બોલતા હોય, પરંતુ ખુલ્લી આંખોએ ત્યાં ભ્રમણ કરનારને તો તેનો ખ્યાલ બરાબર આવે જ છે. ગંગાજીનું ભૂરું, ચળકતું પાણી; સફેદ રેતીવાળા મખમલ જેવા કિનારાને અથડાતા, મીઠી ઘંટડીના જેવો અવાજ કરતા અને ઊગતા સૂર્યનાં કિરણોની સોનેરી છાંયથી ચમકતા તેના નાના નાના તરંગો; ઉપર ફરતી નાની નાની વાદળીઓથી શોભતું નીલરંગી આકાશ; ખેતરો ઉપરથી વહી આવતી અને શરીરને સુખદ સ્પર્શ કરતી વાયુની લહરીઓ; આકાશ

તરફ પોતાના હાથ લંબાવી ઊભેલાં અને પોતાનાં અગણિત પાંદડાંના સરસરાટથી સવારની પ્રાર્થનામાં ભળતાં ભવ્ય વૃક્ષો; — આ બધું જોઈ માણસ પોતાની જાતને ભૂલી જાય છે અને સમસ્ત કુદરતની સાથે એકતાના તાનમાં તેનું હૃદય ધબકવા લાગે છે."

એ તો પાછી કવિ અને ચિત્રકાર છે ના!

* * *

કાઉન્ટ કૈસરલિંગની પ્રવાસ ડાયરી પૂરી કરી. મહા વિચિત્ર માણસ છે. મને લાગે છે કે જે માણસ નક્કરો હોઈ બેઠો બેઠો નક્કરા વિચાર કર્યાં કરે એ આવો હોય. એણે દરેક વસ્તુમાંથી સદંશ કાઢવાનું વ્રત લીધું હોય તો જુદી વાત છે પણ દરેક વસ્તુને એના સંયોગોને લાયક કરવાને તેનો બચાવ કરવાનું માથે લીધું છે, એ બેહૂદું લાગે છે. એટલે હિંદુ ધર્મમાં અસ્પૃશ્યતાનો પણ બચાવ; અને ચીનાઓના સર્વભક્ષીપણાનો અને જુગારનો પણ કેવળ બચાવ નહીં પણ એમાં સુંદરતાનું આરોપણ કરવું; અને તેમ જ જપાનની વેશ્યાસહિષ્ણુતાનો! કહે છે કે પવિત્રતાની બુતપરસ્તી શા સારુ કરવી જોઈએ? પોતાના ભાઈને દેશને માટે લડવા મોકલવા ખાતર બહેન પોતાની પવિત્રતાને વેચે એમાં શું ખોટું? આમ છતાં એ માણસમાં કેટલાક ડહાપણભરેલા વિચારો છે, કેટલુંક દીર્ઘ અવલોકન છે, કેટલુંક સૂક્ષ્મ નિરીક્ષણ પણ છે.

એની યોગીની વ્યાખ્યા સરસ છે:

"A mystic is a contemplative man, whose life emanates from within, who lives in the essence of things and for that essence alone, whose consciousness has taken root in Atman, and who accordingly is completely truthful and pours out his inmost being without any inhibition. Such a man cannot deny any expression of life."

"યોગી ધ્યાનમગ્ન હોય છે. તેના જીવનનો પ્રવાહ અંતરમાં વહે છે. કેવળ તત્ત્વને પામવા જ તે જીવે છે. અને એ માટે તે સદા આત્મામાં જ રમમાણ રહે છે. તેથી તે સંપૂર્ણ સત્યપરાયણ હોય છે. કોઈ પણ જાતના પ્રતિબંધ વિના પોતાના અંતરાત્માને જે સાચું લાગે તે એ કહે છે. આવો માણસ જીવનવિકાસના કોઈ પણ અંગનો નિષેધ કરતો નથી."

"Not a single sage of India, not even Buddha, has opposed popular belief in gods. Most of them, above all Shankara, the founder of radical monism, subscribed to this belief themselves. They were so conscious, on the one

hand, of the inexpressibility of divinity, and on the other, of the infinite number of possible manifestations, that generally they preferred the manifold expression to the simple one."

"હિંદુસ્તાનના કોઈ પણ સંતે, ખુદ બુદ્ધે પણ, અનેક દેવો વિષેની લૌકિક માન્યતાનો વિરોધ કર્યો નથી. ઘણાએ, વિશેષ તો એ છે કે શુદ્ધ અદ્વૈતના પ્રતિપાદક શંકરે પણ, આ માન્યતાને ટેકો આપ્યો છે. એક તરફથી ઈશ્વરનું વર્ણન કરવાની વાણીની અશક્તિ અને બીજી તરફથી તેની પ્રગટ વિભૂતિઓની અનંતતા—એનું ભાન તેમને બરાબર હતું. એટલે એકને બદલે અનેક દેવોને (જુદી જુદી વિભૂતિ તરીકે) સ્વીકારવાનું તેમણે પસંદ કર્યું."

'ચંડી માહાત્મ્ય'માંથી મહાદેવીનું વર્ણન આપીને હિંદુઓની ઈશ્વરભાવના એ સમજાવે છે:

"I am reminded of the famous hymn to Mahadevi in which she, the goddess is revered as Ishwara, the highest being, then as Ganga, then as Saraswati, and again as Lakshmi, where in one verse, after declaring that she dwells in all the beings of the world, in the form of peace, power, reason, memory, professional competence, abundance, mercy, humility, hunger, sleep, faith, beauty, and consciousness, it is added that she also dwells in every creature in the form of *error*. It seems to me that this multiplicity in its connected form is a better expression of what the pious Indian means, than any single formula could be, however profound."

"મહાદેવીના એ વિખ્યાત સ્તોત્રનું મને સ્મરણ થાય છે. એમાં એ દેવીને પ્રથમ ઈશ્વર—પરમાત્મા તરીકે વર્ણવી છે. પછી એને ગંગા તરીકે, સરસ્વતી તરીકે અને વળી લક્ષ્મી તરીકે વર્ણવી છે. એક જ શ્લોકમાં જગતનાં પ્રાણી માત્રમાં, શાન્તિરૂપે, શક્તિરૂપે, બુદ્ધિરૂપે, સ્મૃતિરૂપે, કૌશલ્યરૂપે, સમૃદ્ધિરૂપે નમ્રતારૂપે, ક્ષુધારૂપે, નિદ્રારૂપે, શ્રદ્ધારૂપે, સૌંદર્યરૂપે, અને જાગૃતિરૂપે વર્ણવીને ઉમેર્યું છે કે પ્રાણીમાત્રમાં તે ભૂલરૂપે પણ વસે છે. મને લાગે છે કે ગમે તેવા ભવ્ય પણ એક જ રૂપમાં વર્ણવવા કરતાં સંયુક્તરૂપે રહેલી આ વિવિધતા એ હિંદી ભક્તની માન્યતાનું વધારે સારું વર્ણન છે."

મિસિસ બેસન્ટ માટે કહે છે:

"This woman controls her being from a centre which, to my knowledge, only very few men have ever attaind to.

Her importance is due to the depth of her being, from which she rules her talents. She controls herself, her powers, her thoughts, her feelings, her volition, so perfectly that she seems to be capable of greater achievements than men of greater gifts. She owes this to Yoga. If Yoga is capable of so much, it may be capable of even more, and thus appears entitled to one of the highest places among the paths to self-perfection. . . . The inner truth of this significance (of yogic practice) is so obvious that I am surprised that Yoga practice has not long ago been introduced into the curriculum of every educational institution. There is no doubt that the strengthening of all the forces of life is the function of their heightened concentration, and concentration signifies undoubtedly the technical basis of all progress. . . . Concentration undoubtedly is the way of perfection. . . . The value of the second aim of yogic training that of silencing the involuntary psychic activity, is equally convincing. Every superfluous activity wastes strength. . . . All strong minds are marked by the fact that they are not fidgety, that they can relax and contract at will, and that they can give their attention to one problem more continuously than weak minds. . . . It is unbelievable how important for our inner growth the shortest periods of meditation are, provided they are practised regularly. A few minutes of conscious abstraction every morning effect more than the severest training of the attention through work. This explains, amongst other things the strengthening effect of prayer."

"જે ભૂમિકાએ બહુ થોડા માણસો કદી પણ પહોંચ્યા હોય એવી ભૂમિકા ઉપરથી આ સ્ત્રી પોતાની જાતનું નિયંત્રણ કરે છે. તેના આત્માના ઊંડાણમાંથી તે પોતાની શક્તિઓનું નિયંત્રણ કરે છે, અને એ જ આ સ્ત્રીનું મહત્ત્વ છે. એના કરતાં વધારે બુદ્ધિશક્તિવાળાં માણસો કરતાં પણ તે વધારે સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. કારણ તે પોતાની જાતનું, પોતાની શક્તિઓનું, પોતાના વિચારોનું, પોતાની લાગણીઓનું, પોતાના સંકલ્પોનું સંપૂર્ણતાએ નિરીક્ષણ કરી શકે છે. યોગનો એ પ્રભાવ છે. યોગથી આટલું થઈ શકયું છે તો ઘણું વધારે પણ થઈ શકે. પૂર્ણતાએ પહોંચવાને માટે એ ઉત્તમ સાધન છે. યોગાભ્યાસથી એટલું બધું મેળવી

શકાય છે કે શિક્ષણસંસ્થાઓના અભ્યાસક્રમોમાં આ વિષય હજી કેમ દાખલ કરવામાં નથી આવ્યો તેનું મને આશ્ચર્ય થાય છે. જીવનનાં સઘળાં બળોની શક્તિ વધારવા માટે તેમની એકાગ્રતા વધારવી જોઈએ એમાં શંકા નથી. એકાગ્રતા એ તમામ પ્રગતિનો શાસ્ત્રીય પાયો છે. . . . યોગાભ્યાસનું બીજું મહત્ત્વ એ છે કે તે ચિત્તને ગમે તેમ ભટકતાં રોકે છે. કોઈ પણ ફાજલ પ્રવૃત્તિથી શક્તિનો બગાડ થાય છે. . . . સઘળાં શક્તિશાળી માણસોનું મુખ્ય લક્ષણ એ જોવામાં આવે છે કે તેઓ રઘવાટિયાં નથી હોતાં. તેઓ મનને સ્વેચ્છાએ કોઈ પણ પ્રવૃત્તિમાંથી ખેંચી શકે છે, અને કોઈ પણ પ્રવૃત્તિમાં જોડી શકે છે. નબળાં મનવાળાં કરતાં મજબૂત મનવાળાં માણસો એક જ પ્રશ્ન ઉપર સતત ધ્યાન આપી શકે છે. . . . થોડો વખત પણ નિયમિત રીતે ધ્યાનમાં ગાળવો એ આપણા આંતરિક વિકાસ માટે માન્યામાં ન આવે એટલું મહત્ત્વનું છે. સવારમાં થોડી મિનિટ એકાગ્રતાથી ધ્યાન કરવું, એ કોઈ પ્રવૃત્તિમાં ચિત્ત પરોવવાની સખત તાલીમ કરતાં પણ વધારે પરિણામદાયી છે. પ્રાર્થનાથી મનોબળ વધે છે તે પણ આ ઉપરથી સમજાય છે."

પણ સિદ્ધિનો એણે સખ્ત નિષેધ કર્યો છે અને કહ્યું છે કે:

"Every diseased condition is an absolute evil. . . . The teachers of antiquity put down as an essential condition prior to accepting a pupil, that he should have perfect health, an irreproachable nervous system and a robust moral nature. . . . The Yogi is essentially healthy, he is the unquestioned master of his nerves, he is always in equilibrium, and normal in every way. . . . The Indian Yogi is an enemy of castigation, he never mortifies the flesh."

"રોગી દશા એ તો એકદમ અનિષ્ટ જ છે. . . . પ્રાચીન કાળના ગુરુઓ શિષ્યને સ્વીકારતાં પહેલાં એક ખાસ શરત મૂકતા કે તેનું શરીર તદ્દન નીરોગી હોવું જોઈએ, તેનાં જ્ઞાનતંતુનું તંત્ર દોષરહિત હોવું જોઈએ, અને તેનામાં દૃઢ નીતિભાવના હોવી જોઈએ. . . . યોગી પૂરેપૂરો નીરોગી હોવો જોઈએ, પોતાની ઇંદ્રિયો અને જ્ઞાનતંતુઓ ઉપર તેનો પૂરો કાબૂ હોવો જોઈએ, તે હમેશાં સમત્વવાળો હોવો જોઈએ, અને બધી બાબતોમાં વિવેકયુક્ત હોવો જોઈએ. હિંદી યોગી દેહદંડનો દુશ્મન છે. તે કદી દેહદમન કરતો નથી."

પણ ગુરુશિષ્યની વાત કરતાં વિચિત્ર વાત કરે છે કે મહાપુરુષો શિષ્ય ન થઈ શકે; જ્યારે આપણે ત્યાં મોટા સાધુસંતો કોઈ ગુરુ વિનાના નહોતા.

"Eminent individuals can never be disciples; it is physiologically impossible for them. No matter how capable they may be of submitting to an ideal, an institution or an objective spirit, their pride, and not only their pride, but above all, their inner truthfulness, would prevent them from following a living man, not as a duly accredited representative, but a man as such. While they behold only a man subject to human failings, and weakness, they cannot believe in divinity. Even in India par-excellence the land of faith, no founder of religion of whom I have heard has mentally important disciples during his life time. The first who swarm around a new centre of belief are, without exception poor in spirit and superstitious for they want above all to be led.". . .

"મહાપુરુષો કદી શિષ્ય ન થઈ શકે. એ વસ્તુ સ્વભાવે જ તેમને માટે અશક્ય છે. કોઈ આદર્શને, કોઈ સંસ્થાને, કોઈ બાહ્ય તત્ત્વને આધીન રહેવાની શક્તિ તેમનામાં ગમે તેટલી હોય તોપણ તેમનું અભિમાન અને કેવળ અભિમાન જ નહીં પણ એમની આંતરિક સત્યપરાયણતા કોઈ પણ જીવતા માણસનું અનુસરણ કરતાં તેમને રોકે. તેઓ જાણે છે કે માણસ જીવે છે ત્યાં સુધી તેનામાં માણસ તરીકેની ત્રુટિઓ અને નબળાઈઓ હોય જ છે, એટલે તેનું દેવતાઈપણું એ ન જ સ્વીકારી શકે. હિંદુસ્તાન તો ધર્મપરાયણ લોકોનો મુલક ગણાય છે. ત્યાં પણ મેં એક પણ ધર્મસંસ્થાપક એવો નથી સાંભળ્યો, જેને પોતાના જીવનકાળમાં ખાસ બુદ્ધિમાન શિષ્યો મળ્યા હોય. નવા સંપ્રદાયની આસપાસ શરૂમાં જેઓ ટોળે વળે છે તેઓ નિરપવાદ રીતે મંદશક્તિવાળા અને અંધશ્રદ્ધાવાળા હોય છે. તેમને તો બીજા કશા કરતાં કોઈ દોરનારો જ જોઈતો હોય છે." . . .

રામકૃષ્ણ–વિવેકાનંદ, તોતાપુરી–રામકૃષ્ણ, શંકર–ગૌડપાદાચાર્ય, છતાં !!

આ તારનાર કોણ?

"No teacher can give what is not existent in a latent state, he can only waken that which is asleep, he can liberate what is imprisoned and bring to light what has been concealed. They never give anything, they merely set free that which is in us. . . . It is a superstition to

believe that the Saviours as such, as definite human beings, are saviours. . . . They were only releasers of certain qualities, they were effective as the pure embodiment of their ideal. . . . Weak men feel happy in seeing in the great soul of another their own natures adequately expressed at last, as it were in a mirror. . . . A great man shows men what everyone could be, what all men are at bottom, in spirit and in truth."

"કોઈ પણ ગુરુ કશું નવું—ગમે તો સુષુપ્ત અવસ્થામાં પણ હસ્તી ન ધરાવતું હોય તેવું—આપી શકતો નથી. જે સૂતું હોય તેને એ કેવળ જાગ્રત કરી શકે છે, બંધનમાં પડેલું હોય તેને મુક્ત કરી શકે છે, છુપાયેલું હોય તેને પ્રકાશમાં લાવી શકે છે. તેઓ કદી નવું આપતા નથી. આપણામાં જે હસ્તી ધરાવતું હોય તેને બંધનમુક્ત કરે છે. . . . તારણહાર ગણાતા માણસો, માણસો તરીકે ખરેખરા તારણહાર હતા એમ માનવું એ વહેમ છે. . . . તેઓ તો અમુક ગુણોનો ઉત્કર્ષ બતાવનારા હતા. પોતાના આદર્શોની શુદ્ધ મૂર્તિરૂપે તેઓ અસર પાડનારા ગણાય. . . . નબળા માણસોને પોતાના જ સ્વભાવનું જેમ આરસીમાં પડે છે તેમ બીજાના મહાન આત્મામાં પ્રતિબિંબ પડતું જોઈ બહુ સારું લાગે છે. . . . મહાપુરુષ તો બીજા માણસોને બતાવી આપે છે કે દરેક માણસ એના જેવો થઈ શકે. માણસ માત્ર આત્મસ્વરૂપે, સત્યસ્વરૂપે કેવો છે તે એ બતાવી આપે છે."

બાપુને વિષે આ કેટલું બધું સાચું છે!

બૌદ્ધ ધર્મ વિષે એ રાષ્ટ્રીય પ્રકૃતિને અનુકૂળ નહોતો એટલે નહીં ટકી શક્યો એમ એ કહે છે. પણ ખ્રિસ્તી ધર્મ ને ઇસ્લામ એ કેમ હિંદુસ્તાનમાં ટક્યા છે એ નથી કહી શકતો!

* * *

ખ્રિસ્તીઓ તર્કને પૂજનારા હોઈ પોતાનું જ બધું ખરું માનનારા છે. પોતાનું સત્ય, બીજાનું અસત્ય એમ કહીને વિરોધ સાધે છે. જ્યારે હિંદુ ધર્મમાં દરેક પ્રકારના અધિકારીને માટે ભાવનાની જુદી જુદી કોટિઓ છે.

"The Bhagavad Gita perhaps the most beautiful work of the literature of the world, appears to many as a philosophically worthless compilation, because a great many different directions of thought affirm themselves within it simultaneously. To the Indian, the Bhagavad Gita seems to be absolutely unified in spirit. Shankaracharya, the

founder of Advaita philosophy, the most radical form of monism, which has ever existed, was in practice a dualist, that is to say, a supporter of Shankhya Yoga during the whole of his life, and a polytheist in his religious practice. How was this possible? Shankara's logical competence is beyond all question. But he was more than a mere logician. Thus it seemed a matter of course to him, that different means should be used for different ends. In practice no one gets beyond dualism; it is impossible to think, wish, strive for, act at all without implicitly postulating duality. Why then deny it? It alters nothing. . . .

"Are the Indians then eclectics? Indeed they are not. They are only the opposite of rationalists. They do not suffer from the superstition that metaphysical truths are capable of an exhaustive embodiment in any logical system; they know that spiritual reality can never be determined by one, but if at all, by several intellectual co-ordinates. The fact that monism and dualism contradict each other means just as little in this connection as the contradiction between the English and the metric system."

"ભગવદ્‌ગીતા આખી દુનિયાના સાહિત્યમાં કદાચ સર્વોત્તમ ગ્રંથ ગણાય. ફિલસૂફીની દૃષ્ટિએ કેટલાકને એ નિર્માલ્ય ગ્રંથ લાગે છે. કારણ તેમાં એકી સાથે અનેક જુદી જુદી દિશાના વિચારોનું પ્રતિપાદન કરેલું છે. હિંદીને તો ભગવદ્‌ગીતામાં પૂરેપૂરી એકવાક્યતા લાગે છે. અદ્વૈત મતના સ્થાપક શંકરાચાર્ય, બ્રહ્મ સિવાય બીજું કશું જ સત્ય નથી એમ પુકારી પુકારીને કહેનારા, એ વ્યવહારમાં દ્વૈતી હતા. પોતાનો આખો જન્મારો તેમણે સાંખ્યયોગનું સમર્થન કર્યું છે. વળી પોતાના ધાર્મિક આચારમાં તેમણે અનેક દેવોને માન્યા છે. શી રીતે આ શક્ય બન્યું? ન્યાય અથવા તર્કમાં શંકરના મહાસામર્થ્ય વિષે તો કોઈ કશો સવાલ જ ઉઠાવી શકે એમ નથી. પરંતુ તે કેવળ નૈયાયિક કરતાં વિશેષ હતા. એમને એ પ્રવાહપ્રાપ્ત જેવું લાગ્યું કે જુદાં જુદાં સાધ્ય માટે જુદાં જુદાં સાધનો યોજવાં જોઈએ. વ્યવહારમાં તો કોઈ પણ માણસ દ્વૈતથી પર થઈ શકતો જ નથી. દ્વૈતને પૂરેપૂરું સ્વીકાર્યા વિના વિચારવું, ઇચ્છવું, પ્રયત્ન કરવો, કશું જ કરવું માણસને માટે અશક્ય છે. તો પછી શા માટે એનો ઇનકાર કરવો? તેમ કરવાથી કશો જ ફરક પડતો નથી. . .

"ત્યારે શું હિંદીઓ સર્વે મતોમાંથી સાર ગ્રહણ કરનારા છે? ના, ના, એવા તો તેઓ નથી જ. બુદ્ધિવાદીઓથી તો તેઓ ઊલટા જ છે. તેમની ખૂબી તો એ છે કે આધ્યાત્મિક સત્યો કોઈ પણ એક દર્શનમાં પૂરેપૂરાં મૂર્તિમંત થઈ શકે એવું માની લેવાના વહેમમાં તેઓ ફસાયેલા નથી. તેઓ જાણે છે કે પરમ સત્યનો નિર્ણય કોઈ એક દૃષ્ટિએ થઈ શકે જ નહીં. જો થઈ શકતો હોય તોપણ તે અનેક દૃષ્ટિએ જ થઈ શકે. અદ્વૈત અને દ્વૈત એકબીજાનાં વિરોધી છે એમ કહેવાનો એટલો જ અર્થ છે કે અંગ્રેજી માપપદ્ધતિ અને દશક માપપદ્ધતિ એકબીજાની વિરોધી છે."

ઈશુ અને બુદ્ધને વિષે કેટલોક ભાગ બહુ સુંદર લખાયેલો છે:

"The reason for their significance is that the word in them did not remain the word, but became flesh; and that is the utmost which can be attained. To appear wise nothing is needed but the actor's talent; to be wise in the ordinary sense, it only requires a prominent mind. Before a man turns into a Buddha, the highest which he has recognized must have become the central propelling force of his whole life, must have gained the power of direct control over matter."

"તેમના મહત્ત્વનું કારણ એક જ છે કે ઉપદેશને તેઓએ કેવળ વાણીમાં નથી રાખ્યો પણ આચારમાં મૂક્યો છે. એના કરતાં વધુ સિદ્ધિ શી હોઈ શકે? જ્ઞાની દેખાવાને માટે કેવળ બુદ્ધિની જરૂર છે. માણસમાં આગળ પડતી બુદ્ધિ હોય તો તે સામાન્ય અર્થમાં જ્ઞાની ગણાય. પણ બુદ્ધ થવાને માટે તો પોતે જે ઊંચામાં ઊંચી વસ્તુનો સાક્ષાત્કાર કર્યો હોય તે તેના આખા જીવનનું મુખ્ય અને પ્રેરક બળ બની જવું જોઈએ. સ્થૂળ અથવા જડ વસ્તુઓ ઉપર સીધો કાબૂ રાખવાની તેનામાં શક્તિ આવી ગઈ હોવી જોઈએ."

આ દેશની બ્રહ્મવિદ્યા આપવાની રીત:

"The disciple is to sink himself, as it were, into the phrase (ગુરુમંત્ર) until it has taken possession of his soul. He has to reach a new level of consciousness."

"ગુરુમંત્ર જ્યાં સુધી પોતાના આત્માનો કબજો ન લઈ લે ત્યાં સુધી શિષ્યે એ ગુરુમંત્રમાં લીન થઈ જવું જોઈએ. જ્ઞાનની નવી જ ભૂમિકા ઉપર તેણે પહોંચવાનું છે."

ચીનનું ચિત્ર સરસ આપ્યું છે અને ચીનાઓની ખાસિયતો પણ. ચીનની સંસ્કૃતિ ઉપર બે ગ્રંથોની ભારે અસર થઈ છે :

"The Book of Reverence and the Book of Rites. Reverence એટલે reverence before that which is above us, that which is below us, and that which is like us; indeed, reverence before everything which exists, appears to this outlook as the very basis of all virtue and all wisdom. And that is really what it is. One only does justice to that which one takes absolutely seriously. For this reason politeness is not something essentially external, but the most elemental expression of morality. Whereas virtue and kindness may not be fairly demanded of every body, the formal acceptance of another personality can be demanded. This gives its profound acceptance to courtesy."

"ધર્મ અથવા સદાચારનો ગ્રંથ અને વિનય અથવા શિષ્ટાચારનો ગ્રંથ. ધર્મ અથવા સદાચાર : જે આપણાથી ઉપર છે, આપણાથી નીચે છે અને આપણા જેવું છે એ સર્વની પ્રત્યે પૂજ્યભાવ. જે હસ્તી ધરાવે છે તે સૌની પ્રત્યે પૂજ્યભાવ. આ દૃષ્ટિએ પૂજ્યભાવ તમામ સદ્ગુણ અને તમામ જ્ઞાનનો મૂળ પાયો છે. એ જ વાત બરાબર છે. જે વસ્તુ પ્રત્યે આપણે આદરપૂર્વક જોઈએ તેને જ આપણે ન્યાય આપી શકીએ છીએ. તેથી સભ્યતા અથવા વિનય એ મુખ્યત્વે બાહ્ય વસ્તુ નથી, પણ નીતિના મૂળમાં રહેલી વસ્તુ છે. આપણે દરેક માણસ પાસેથી સદ્ગુણ અને માયાળુપણાની આશા ન રાખી શકીએ, પણ સામા માણસ પ્રત્યે આદર અથવા એના વ્યક્તિત્વનો સ્વીકાર એટલાની આશા તો સૌ પાસે રાખી શકાય. દરેક માણસે સભ્ય હોવું જ જોઈએ તેનું આ સબળ કારણ છે."

આનું નામ આદર, એ જ સહિષ્ણુતાનું મૂળ છે — એ જ વસ્તુ હું બાપુનામાં પદે પદે જોઉં છું, અને ભાગ્યે જ બીજા કોઈનામાં જોઉં છું.

"The Book of Rites, asserts that man can only become inwardly perfect if he expresses himself perfectly outwardly. This is the reason why the Chinamen has a fundamental sense of etiquette. The marvellous courtesy to be seen in China is the flower of confucianism."

"શિષ્ટાચારનો ગ્રંથ કહે છે કે માણસનું બાહ્ય વર્તન અણિશુદ્ધ હોય તો જ તે અંતરની પૂર્ણતા મેળવી શકે છે, તેથી જ ચીનવાસીમાં શિષ્ટાચારની

વિશેષ ખૂબી જોવામાં આવે છે. ચીનમાં જે અદ્ભુત વિનય જોવામાં આવે છે તે કોન્ફ્યુશિયસના સંપ્રદાયનું પરિણામ છે."

ચીનના ખેડૂતજીવનનું ચિત્ર જીવંત છે :

"Every inch of soil is in cultivation, carefully tilled, right up to the highest tops of the hills. Wherever I cast my eyes, I see the peasants at work, methodically, thoughtfully, contentedly. It is they who everywhere give life to the wide plain. The blue of their jerkins is as much part of the picture as the green of the tilled fields and the bright yellow of the dried up river beds. There is hardly a plot of ground which does not carry numerous grave mounds; again and again the plough must piously mend its way between the tombstones. There is no other peasantry in the world which gives an impression of absolute genuineness and of belonging so much to the soil. Here the whole of life and the whole of death takes place on the inherited ground. Man belongs to the soil, not the soil to the man; it will never let its children go. However much they may increase in number, they remain upon it, wringing from Nature her scanty gifts by even more assiduous labour; and when they are dead they return in childlike confidence to what is to them the real womb of their mother. And there they continue to live for evermore. The Chinese peasant, like the prehistoric Greek, believes in the life of what seems dead to us. The soil exhales the spirit of his ancestors, it is they who repay his labour and who punish him for his omissions. Thus, the inherited fields are at the same time his history, his memory, his reminiscences; he can deny it as little as he can deny himself, for he is only a part of it. . . ."

"તસુએ તસુ જમીન ખેડાણ છે. પહાડોની ટોચ ઉપરની પણ તમામ જમીન ખેતીના ઉપયોગમાં લેવાયેલી હોય છે. જ્યાં જ્યાં હું નજર નાખું છું ત્યાં ત્યાં હું ખેડુતોને પદ્ધતિસર, વિચારપૂર્વક અને સંતોષથી કામ કરતા જોઉં છું. ત્યાંનાં વિશાળ મેદાનોને એ લોકો સજીવ બનાવે છે. ખેડાયલાં ખેતરોની હરિયાળી તથા સુકાઈ ગયેલા નદીપટોની ચળકતી પીળાશની સાથે ખેડૂતોનાં વાદળી કપડાં એ પણ ચિત્રનો એક ભાગ જ બની રહે છે. ભાગ્યે જ કોઈ જમીનનો ટુકડો એવો હશે જેમાં કેટલીયે કબરો

ન હોય. પણ આ કબરોના પથરાને માનપૂર્વક સાચવીને ખેડૂતનું હળ ત્યાં ફરે છે. જમીનની સાથે આટલો જોડાઈ ગયેલો, જમીનનો જ જાણે બની ગયેલો હોય એવો ખેડૂત દુનિયામાં ક્યાંય બીજે નહીં હોય. વારસામાં મળેલી જમીન ઉપર જ તેનું આખું જીવન પસાર થાય છે અને ત્યાં જ તેનું મરણ પણ થાય છે. માણસ જમીનનો છે, જમીન માણસની નથી. જમીન પોતાનાં સંતાનોને છોડતી જ નથી. જનસંખ્યા ગમે તેટલી વધે પણ એ જ જમીન ઉપર બધાં રહે છે. વધારે મહેનત કરીને, વધારે કષ્ટ વેઠીને, કુદરત પાસેથી તેઓ પોતાનો ખોરાક મેળવી લે છે. અને મરી જાય છે ત્યારે એ જ જમીન, જેને તેઓ પોતાની માતાનું ઉદર ગણે છે, તેમાં પાછા બાલોચિત શ્રદ્ધાથી પ્રવેશ કરે છે, અને ચિરકાળ ત્યાં જ રહે છે. ચીનનો ખેડૂત છેક પ્રાચીનકાળના ગ્રીકની માફક જેને આપણે મૃત માનીએ છીએ તેને જીવતા માને છે. પોતાની જમીનમાં જ પોતાના પૂર્વજોના આત્માને વસતા તેઓ માને છે અને એ જ પૂર્વજોના આત્મા તેની મહેનતનું ફળ તેને આપે છે અને તે કાંઈ દોષ કરે તો તેની સજા પણ કરે છે. એટલે વારસામાં મળેલાં ખેતરો એ જ એનો ઇતિહાસ, એની સ્મૃતિ, એનાં સંસ્મરણો છે. એ જમીનનું જ એ એક અંગ છે. . . ."

જપાનની કળા વિષે વાત કરતાં સુરુચિની વ્યાખ્યા સારી આપી છે:

" An all-embracing religion and philosophy which denies nothing can only originate from the Asiatic attitude to the world; it alone makes a perfect social organization possibe in principle; only the man endowed with the Asiatic's feeling for the world will possess taste in the highest sense. For what else is taste but clear consciousness of proportion? The man whose eyes have been trained in Japan will only rarely want to open them in Europe. How barbaric is our habit of overloading? How seldom does an object stand in the place which correlation appoints to it. How obtrusive our pictures are? And how rarely is a European aware that a room exists for the man, and not vice versa, that he, and not the curtain of the picture is to be given his best possible setting? . . . A Japanese temple is designed in its setting, it cannot in fact be dissociated from it. . . . It is characteristic that the Japanese loses his taste as soon as he assumes European manners and European dress."

"એશિયાવાસીની આ જગતને જોવાની રીતમાંથી જ કોઈ પણ વસ્તુનો ઇનકાર નહીં કરતા એવા વ્યાપક ધર્મનો અને વ્યાપક ફિલસૂફીનો ઉદય થઈ શકે છે. એમાંથી જ સંપૂર્ણ સામાજિક તંત્ર એક સિદ્ધાંત તરીકે શક્ય બને છે. જગત પ્રત્યે એશિયાવાસીના જેવી લાગણીવાળો માણસ જ તેના ઊંચામાં ઊંચા અર્થમાં સુરુચિવાળો હોઈ શકે. પ્રમાણનું સ્પષ્ટ જ્ઞાન એ વિના સુરુચિ એ બીજું શું છે? જપાનમાં જેની આંખો કેળવાઈ છે તે યુરોપમાં ભાગ્યે જ પોતાની આંખો ઉઘાડવા ઇચ્છશે. બધું વધારેપડતું ભરી નાખવાની આપણી ટેવ કેટલી જંગલી છે? વસ્તુના ખરા સ્થાને આપણે વસ્તુને મુકાયેલી ભાગ્યે જ જોઈએ છીએ. આપણાં ચિત્રો કેટલાં જ્યાં ત્યાં ઘુસાડી દીધેલાં હોય છે? અને યુરોપવાસીને ભાગ્યે જ એ ખ્યાલમાં હોય છે કે ઓરડી માણસ માટે છે, માણસ ઓરડીને માટે નહીં. પડદાને અથવા ચિત્રને ઉત્તમ રીતે ગોઠવવું એ જેટલું મહત્ત્વનું છે તે કરતાં પોતે જાતે ઉત્તમ રીતે ગોઠવાવું એ વધારે મહત્ત્વનું છે. . . . જપાનીઝ મંદિરની ખૂબી તેના આસપાસના વાતાવરણમાં છે. તેનાં પરિવેષ્ટનોથી તેને છૂટું પાડી જ નહીં શકાય. . . . એ વસ્તુ ધ્યાન ખેંચે એવી છે કે જપાની યુરોપિયન પહેરવેશ અને રીતભાત ધારણ કરવા લાગે કે તરત પોતાની સુરુચિ ખોઈ બેસે છે."

* * *

એ માણસનો પૂર્વના ધર્મગ્રંથોનો અભ્યાસ સરસ લાગે છે. ગીતા ઉપનિષદનાં જેટલાં ટાંચણો છે તે બધાં બરાબર છે અને સ્મૃતિમાંથી ટાંકયાં હોય એમ લાગે છે. લાઓત્સનો એક વિચાર બહુ સુંદર છે:

"Heaven is eternal and the earth enduring.
The Cause of the eternal duration of heaven and earth is
That they do not live unto themselves.
Therefore they can give life continuously."

"સ્વર્ગ શાશ્વત છે અને પૃથ્વી પણ સનાતન છે. સ્વર્ગ અને પૃથ્વીની શાશ્વત હસ્તીનું કારણ એ છે કે તેઓ બન્નેની હસ્તી પોતાને માટે નથી. તેથી જ તેઓ સતત જીવન આપ્યાં કરે છે."

ઈશુ અને બુદ્ધ કેમ અમર છે એ સરસ રીતે મૂકયું છે:

"Most people are really dead before their death, that is to say, they cease to be the bearers of conciousness no matter whether they continue to exist objectively; there are only a few who continue beyond a limited period. If, however,

a man arises who knows how to incarnate a fundamental world idea in his person, as Buddha and Christ succeeded in doing, then he goes on living through all eternity."

"ઘણા માણસો તો તેમનું મૃત્યુ થાય તે પહેલાં જ ખરેખરા મરી ગયેલા હોય છે. એટલે કે તેઓ સ્થૂળ સ્વરૂપે જીવતા રહેવા છતાં જાગૃતિનો દીપ ધારણ કરતા અટકી ગયેલા હોય છે. અમુક મર્યાદિત કાળ કરતાં વધારે બહુ જ થોડા માણસો જીવે છે. પરંતુ ક્વચિત્ એવો માનવી પેદા થાય છે, જે કોઈ મૂળભૂત વિશ્વવિચારને પોતાની જાતમાં મૂર્તિમંત કરે છે, જેમ બુદ્ધ અને ઈશુ કરી શક્યા તેમ. તે શાશ્વતકાળ જીવતો રહે છે."

અનિષ્ટની હસ્તી વિષે કેટલાક વિચારો બહુ ગંભીર ચિંતન બતાવનારા છે:

"Now it is certain that evil has its definite and necessary function in the economy of the world. Destruction alone prepares the way for a radical innovation. If there is to be serious progress, then the natural processes of growth and decay must occasionally be accelerated. Only revolution explodes old rigid forms, only the premature end of generations, such as war brings about, rends the thread of fettering tradition. World-embracing cultures would never have come to exist if one species of men had not subjugated others and thus raised certain forms, out of the jungle of wild luxuriance to predominance. Last and not least death and killing are normal processes of nature. . . . The Indian myth according to which creation and destruction are correlative attributes of the deity is apparently very near to the truth; at times evil is divinely ordained. Only man should not usurp the position of Shiva; what is befitting to Him, man may not desire deliberately; the inevitability of death does not justify the murderer. Just as birth and natural death are beyond the sphere of personal volition so does the general scheme according to which the whole life evolves stand above individual judgement. . . . But men only do rarely what they ought to do, all the more rarely the more consciously they act. And where they undertake to determine events, believing themselves to know the plan of the whole, they work mischief. It leads to insensate wars, to all exterminating revolutions; the self-regulation of nature is destroyed and folly gains the victory.

In this way white men have made havoc upon earth in many many in all too many directions. . . . Violence practised on living beings is always evil, every act of violence as such is a blow in the face of justice, and the most just execution or penalty offends the moral sense in some way or the other. And yet, somehow sometimes it is possible to realize the beneficial quality of what is evil in itself, not only in small matters, but even on a great scale. History teaches that the most violent tribes have often developed into cultured nations with the highest moral outlook. Physical superiority is only durable upon a moral basis. Without courage strength achieves nothing, without readiness for sacrifice discipline, organization, even courage is of no avail."

"આ દુનિયાના વ્યવહારમાં અનિષ્ટનું પણ ચોક્કસ અને આવશ્યક સ્થાન છે એ નક્કી છે. પાયામાંથી નવી રચના કરવાનો માર્ગ વિનાશથી જ તૈયાર થાય છે. જો આપણે કાંઈ સંગીન પ્રગતિ કરવી હોય તો ઉત્પત્તિ અને વિનાશના કુદરતી ક્રમને કોઈ કોઈ વાર વેગ આપવો જ જોઈએ. જૂની જરઠ થઈ ગયેલી વસ્તુઓને વિપ્લવ જ ઉડાડી દઈ શકે છે. કેટલાયે જમાનાનો યુદ્ધ અકાળે અંત આણે છે; તેથી જ બંધનકારક રૂઢિઓના દોર કપાઈ શકે છે. એક જાતિના માણસોએ બીજી જાતિને પરાધીન કરીને ગાઢા જંગલમાંથી કેટલીક વસ્તુઓને બહાર ન આણી હોત તો જગદ્વ્યાપી સંસ્કૃતિઓ હસ્તીમાં ન આવી હોત. મરણ અને વિનાશ કુદરતનો સ્વાભાવિક ક્રમ છે. . . . હિંદુસ્તાનનાં પુરાણો પ્રમાણે સર્જન અને પ્રલય એક જ દેવનાં, એકબીજાનાં પૂરક સ્વરૂપ ગણ્યાં છે એમાં ઘણું સત્ય રહેલું છે. કેટલીક વાર વિનાશને ચોક્કસ રીતે આવશ્યક ગણ્યો છે. માત્ર એ મહાદેવનું સ્થાન માણસે પચાવી પાડવાનું નથી. જે મહાદેવ કરી શકે છે તે કરવાની માણસે ઇચ્છા ન સેવવી જોઈએ. મરણ અનિવાર્ય છે તેથી કાંઈ ખૂનનો બચાવ થઈ શકતો નથી. જેમ જન્મ અને મરણ માણસની અંગત ઇચ્છાના ક્ષેત્રની બહારની વસ્તુઓ છે, તે જ પ્રમાણે જીવમાત્રના વિકાસની આખી યોજના વ્યક્તિગત નિર્ણયથી પર છે. . . . પરંતુ માણસે જે કરવું જોઈએ તે એ ભાગ્યે જ કરે છે. અને જ્યારે ઇરાદાપૂર્વક કશું કરવા જાય છે ત્યારે તો ભાગ્યે જ જે કરવું જોઈએ તે એ કરી શકે છે. પોતે આખી યોજના જાણે છે એમ માનીને જ્યારે તે અમુક પરિણામ લાવવા ઇચ્છે છે, ત્યારે તો તે બગાડે જ છે. તેમાંથી ખેલદિલી ભરેલાં યુદ્ધ,

અને પ્રલયકારી વિપ્લવો જ નીપજે છે. કુદરતનો સ્વ-નિયંત્રિત ક્રમ બદલાઈ જાય છે અને મૂર્ખતાનો વિજય થાય છે. ગોરા લોકોએ ઘણી ઘણી દિશામાં આ જ રીતે નખોદ વાળ્યું છે. કોઈ પણ પ્રાણીની હિંસા કરવી એ બૂરાઈ જ છે. હિંસાનું એકેએક કૃત્ય ન્યાયને ફટકો મારે છે. કોઈને તમે ગમે તેવી કાયદેસર સજા કરો તોપણ નીતિની ભાવનાને તો તે કોઈ ને કોઈ રીતે આઘાત પહોંચાડે જ છે. આ બધું છતાં અનિષ્ટમાંથી સારાં પરિણામ આવી શકે એમ માનવાનું શક્ય છે. નાની નાની બાબતોમાં જ નહીં પણ મોટા પ્રમાણમાં પણ. ઇતિહાસમાં આપણે જોઈએ છીએ કે બહુ હિંસક જાતિઓ પણ બહુ ઊંચી નીતિની દૃષ્ટિએ સંસ્કારી પ્રજાઓ તરીકે બહાર આવી છે. શારીરિક બળ નૈતિક પાયા ઉપર જ ટકી શકે છે. હિંમત વિના એકલું બળ કશું નથી કરી શકતું. અને ભોગ આપવાની તૈયારી વિના, શિસ્ત અને સંગઠન અને હિંમતથી પણ કાંઈ વળતું નથી."

અમેરિકન ડેમોક્રસીનું એક વાક્યમાં સારું ચિત્ર આપ્યું છે :

"The universal franchise has recalled to life the right of physical might in a refined form; through playing upon moods and instincts, through suggestion and the mechanical result of clever intrigues, it is now being decided who is to govern, and this method of arriving at a decision differs from the method of the days of robber knights, precisely as seduction differs from violation."

"સાર્વત્રિક મતાધિકારથી બળિયાના બે ભાગનો નિયમ સંસ્કારી રૂપમાં સજીવન થયેલો જોવામાં આવે છે. લોકોના આવેગો અને વલણોનો લાભ લઈને તથા સૂચનોથી અને ચાલાકીભરેલા કાવાદાવાથી, કોના હાથમાં સત્તા આવવાની તે નક્કી કરવામાં આવે છે. બળાત્કારમાં અને ફોસલાવવામાં જેટલો તફાવત છે એટલો જ તફાવત લૂંટારા સરદારોની સત્તામાં અને આ રીતે મેળવેલી સત્તામાં છે."

આખું પુસ્તક વિચારને ધક્કો આપનારું (thought compelling) છે. અને જેટલી નિરાંતથી લખાયેલું છે તેટલી નિરાંતથી વંચાવું અને વિવેચાવું જોઈએ.

* * *

હોર્નિમેનનો આજે અર્વિન ઉપર લેખ છે. એને એણે ચાલાક તકસાધુ તરીકે વર્ણવ્યો છે.

"Agile opportunist who endeavours to cover his inconsistencies and change of principle and policy with a thick

veneer of unctuous rectitude and hypocritical professions of sincerity."

"એ ચાલાક તકસાધુ છે. પોતાની અસંગતતાઓ તથા સિદ્ધાંતો અને નીતિના પલટાઓને એ ખરાપણાના આગ્રહના અને સચ્ચાઈના દંભી સ્વાંગના જાડા પડદા નીચે ઢાંકવા ઇચ્છે છે."

"એ એક વાર સાઇમન કમિશનના પક્ષકાર તરીકે ઊભા રહ્યા, પછી મૉડરેટોનો વિરોધ જોયો એટલે નમી ગયો. એક વાર સાવનયભંગની લડત લાઠી અને ઑર્ડિનન્સથી ભાંગવાનો એણે પ્રયત્ન કર્યો. પછી કૉન્ગ્રેસનું જોર જોયું એટલે નમી ગયો. એની સચ્ચાઈની વાતોથી તો ઊબકા આવે છે. હવે એ બંધ થાય તો જ સારું. એ જો ગોળમેજી પાછી જીવતી કરાવે તો એની સચ્ચાઈ વિષે વિચાર કરીએ ખરા."

બાપુ કહે: "હું એ વિચારનો નથી. એ માણસમાં ખરાપણું છે, એ અર્થમાં કે એનામાં ધાલમેલ નથી, દાવપેચ નથી, એ સીધી અને સરળ વાત કરનારો છે. સાઇમન વખતે એને વાત ગમતી નહોતી પણ કન્ઝરવેટિવ તરીકે જે પોલિસી સ્વીકારવામાં આવી તેની સામે ન થવું એમ એણે વિચાર્યું. એના ખરાપણાની પણ હદ છે, અને એ હદ બ્રિટિશ સામ્રાજ્ય અખંડિત રહે તે. એને ધોકો પહોંચે એમ હોય તો એ વચનભંગની પણ સામે ન થાય. એ બ્રિટિશ સામ્રાજ્યને ઈશ્વરની એક અદ્ભુત કૃતિ માનનારો છે — જેમ દરેક કન્ઝરવેટિવ માનનારો છે — અને તે દૃષ્ટિએ જ એ બધું જુએ છે. પણ આપણે એ ખરો હોય કે ન હોય એની સાથે શું કામ છે? આપણે તો જે જોઈએ છે એ મળે છે કે નહીં એની સાથે જ કામ છે."

આજે સાતવળેકરનો લાંબો કાગળ આવ્યો. વિશ્વરૂપદર્શનવાળા ૧૧મા અધ્યાયને બાપુએ એક મહાકાવ્ય કહ્યું છે તેને વિષે એણે લખ્યું: "એ માત્ર કાવ્ય નથી, એ સત્ય છે. वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः એ ગીતાનો સિદ્ધાન્ત વેદ અને ઉપનિષદમાં વારંવાર આવે છે અને આ અધ્યાયમાં પણ वासुदेवः सर्वम् એ બતાવવાનું તાત્પર્ય છે — વિશ્વમાત્રમાં વાસુદેવ છે, વિશ્વમાંની વ્યક્તિ વ્યક્તિએ વાસુદેવનાં ભિન્ન ભિન્ન અંગ થઈ જાય છે." એને બાપુએ લાંબો કાગળ લખાવ્યો:

"વિશ્વરૂપદર્શનયોગકે બારેમેં જો આપને લિખા હૈ વહ સબ યથાર્થ હૈ. તદપિ મૈંને જો ઉસ અધ્યાયકી ભૂમિકામેં લિખા હૈ ઉસમેં કોઈ ફર્ક નહીં હોતા હૈ. સારે જગતકો જો મનુષ્ય વાસુદેવ સ્વરૂપ માનેગા વહ વિશ્વરૂપકા દર્શન અવશ્ય કરેગા. પરંતુ રૂપ અપની કલ્પનાકી હી મૂર્તિ હોગા. ખ્રિસ્તી જગતકો ઈશ્વરરૂપ માનતા હુઆ અપની કલ્પનાકે

અનુકૂલ મૂર્તિ દેખેંગા. જો જૈસે ભજતા હૈ વૈસે ઈશ્વરકો દેખતા હૈ. હિંદુ સભ્યતામેં જો પૈદા હુઆ હૈ ઔર ઉસીકી શિક્ષા જિસને પાઈ હૈ વહ ગ્યારહવાઁ અધ્યાય પઢતે હુએ થકેગા નહીં, ઔર ઉસમેં અગર ભક્તિકી માત્રા હોગી તો ઉસમેં જૈસા વર્ણન હૈ વૈસા હી વિરાટરૂપદર્શન કરેગા. પરંતુ ઐસી કોઈ મૂર્તિ જગતમેં ઉસકી કલ્પનાકે બાહર નહીં હૈ. બ્રહ્મ, આત્મા, વાસુદેવ જો કુછ ભી વિશેષણ [illegible] કે લયે હમ ઇસ્તેમાલ કરેં નિરાકાર હી હૈ. ભક્તકે લિયે વહ આકારરૂપ બનતી હૈ. યહ ઉસ શક્તિકી માયા હૈ, યહી કાવ્ય હૈ. હમ ઉસકા નિચોડ એક હી ખીંચ સકતે હૈ જો આપને ખીંચા હૈ. ડાકૂમેં ભી હમકો વાસુદેવકા રૂપ દેખના હોગા. ઔર હમારેમેં વહ શક્તિ આ જાયગી તો ડાકૂ ડાકૂપન છોડ દેગા. ઔર જબતક હમારેમેં યહ શક્તિ નહીં આયી તબતક હમારા સબ અભ્યાસ ઔર સબ જ્ઞાન નિરર્થક હી હૈ. આપને વિશ્વરૂપદર્શન પર જો લિખા હૈ ઉસકે બારેમેં ઉત્તર નહીં માઁગા હૈ. મૈંને દિયા હૈ ક્યોંકિ મેં ભી વૈસે વિચારોમેં ગ્રસ્ત રહતા હૂઁ. ઔર આપકે સાથ પત્ર દ્વારા ઐસે વાર્તાલાપ કરનેસે મુઝકો આનંદ હોતા હૈ.”

આજકાલની મનોદશા બતાવવા માટે પણ આ પત્ર બહુ ઉપયોગી છે. નારણદાસભાઈને લખ્યું હતું કે “પ્રાર્થના વિષે મને આજકાલ બહુ વિચાર આવે છે.” એ પણ આ સાથે જ વાંચવાનું છે. આ પત્રના પછીના ભાગમાં વૈદિક મંત્રો સમજવાની કોઈ કૂંચી માટે એમણે સાતવળેકરને લખ્યું છે : “અનેકના અનેક અર્થો, સનાતનીઓમાં પણ મતભેદ, સમાજિસ્ટોમાં પણ મતભેદ, યુરોપિયન વિદ્વાનોમાં પણ મતભેદ, એટલે ગભરાટ છૂટે છે. ઉપનિષદને વિષે પણ એમ જ.” પછી લખે છે : “ઈશોપનિષદ મોઢે કરવા માંડયું છે. એના અનેક અર્થો જોયા પછી મેં મારે માટે અમુક અર્થ બનાવી લીધો છે. પણ સંસ્કૃત ભાષાનું અલ્પ જ્ઞાન હોવાને કારણે આવો અર્થ બનાવવો એ ધૃષ્ટતા લાગે છે. મારા જેવો માણસ વૈદિક મંત્રોનો અર્થનિર્ણય શી રીતે કરે? વળી સદ્ભાગ્યદુર્ભાગ્યે સંસ્કૃતનું એટલું જ્ઞાન છે ખરું કે અનેક અર્થોમાંથી એક અર્થ પસંદ કરવાની શક્તિ છે. આત્મસંતોષને માટે તો ગીતાજી પૂરતી છે. પણ વેદમાં ચંચુપાત કરવો મને પ્રિય છે. માટે કાંઈ સૂચના કરી શકો તો કરો.”

૨૦-૭-'૩૨

નારણદાસભાઈનો કાગળ આવ્યો. આશ્રમમાં બે અઠવાડિયાં થયાં ટપાલ જ નથી મળી. બાળકો બાપડાં લખતાં બંધ થઈ ગયાં છે. બાપુ કહે : “એટલા કાગળની કાપલીઓ મારફતે એમને કેળવણી મળી રહી હતી તેયે અટકી.”

મેં ૧૧મીએ લખેલો કાગળ તે ૧૪મીએ પોસ્ટ થયો કહેવાય છે પણ આશ્રમમાં ૧૮મી સુધી મળ્યો નથી. પણ કેદ કોને કહેવાય? અને રશિયન જેલના અનુભવીઓનાં વર્ણન અપટન સિંક્લેરે જે ભેગાં કર્યાં છે તે વાંચીને તો એમ થાય છે કે આ તે જેલ શેની? આપણે ત્યાં તો કશાં દુ:ખ જ નથી.

વલ્લભભાઈનું સંસ્કૃત સરસ ચાલી રહ્યું છે. એમની સરલતાનો કંઈ પાર નથી. મને પૂછે: "મહાદેવ, આ વિભક્તિ શું? અને नृपः કહેવાય તો राजः કેમ નહીં અને विद्वानः કેમ નહીં?" પણ આજે જ્યારે બ્રહ્મચર્ય ઉપરના મહાભારતના શ્લોકો આવ્યા ત્યારે ઘડીકવાર એ પણ સ્તબ્ધ થઈ ગયા. મેં બાપુને કહ્યું: "સંસ્કૃત ભાષાનું સંગીત બીજી કોઈ ભાષામાં નહીં હોય અને એમાં બ્રહ્મચર્ય વિષે જે લખાયું છે તે પણ બીજા એકે સાહિત્યમાં નહીં હોય." બાપુ કહે: "સંગીત વિષે તો કંઈ ન કહેવાય, ગ્રીક–લૅટિનમાં હશે પણ; પણ બ્રહ્મચર્ય અને સત્યને વિષે તો ભાગ્યે જ બીજા કોઈ સાહિત્યમાં સંસ્કૃતની બરોબરી કરે એવું હશે." આ રહ્યા એ શ્લોકો (અનુશાસન પર્વમાંથી):

न तपस्तप इत्याहुब्रह्मचर्यं तपोत्तमम्<br>
ऊर्ध्वरेता भवेद्यस्तु स देवो न तु मानुषः ॥<br>
आजन्ममरणाद्यस्तु ब्रह्मचारी भवेदिह<br>
न तस्य किंचिदप्राप्यमिति विद्धि नराधिप ॥<br>
पंचविंशतिपर्यंतं ब्रह्मचर्यं समाचरेत्<br>
गुणवाछाक्तिसंपन्नः शतायुस्तु भविष्यति ॥<br>
कायेन मनसा वाचा सर्वावस्थासु सर्वदा<br>
सर्वत्र मैथुनत्यागो ब्रह्मचर्यं विधीयते ॥<br>
यदीच्छसि वशीकर्तुं जगदेकेन कर्मणा<br>
सुदुर्दान्तेन्द्रियग्रामं बलाच्छीघ्रं निवारय ॥

આજે બાપુ છગનલાલ જોષી, શંકર અને ડૉ. મુકુંદને મળ્યા. બાપુએ

**૨૧–૭–'૩૨**

કહ્યું કે: "છગનલાલે એક ખબર બહુ સારા આપ્યા કે હવે એ પઠાણ યુવાનો કૉંગ્રેસ તરફથી આવ્યા છે. અને એ પણ પેલાં તોફાન ચાલતાં હતાં ત્યારે. એ લોકો બહુ સારા માણસો છે અને એમણે બહુ સારી છાપ પાડી છે. એણે બીજા ખબર આપ્યા કે રામદાસ બહુ ઉદાસ રહે છે, કારણ એની ઉપર ટૂથ પાઉડર આવ્યો તેમાં એલચી આવી. એનો તો તુરત નાશ કર્યો, પણ એની ગમગીની જતી નથી." બાપુએ પૂછ્યું: "નાશ તો કર્યો પણ

આ અમલદારોને ખબર આપી?" છગનલાલ કહે: "ના, એ ખબર તો નથી આપી." બાપુએ પોતે જ બધી વાત સુપરિન્ટેન્ડન્ટને કહી. તે જ દિવસે કોકે હિંગ્વાષ્ટકમાં મરચાં મંગાવ્યાં હતાં, એટલે બાપુ કહે: "કોઈનો શો વાંક? મારું ઘર જ ફૂટેલું છેને, જુઓને? એમાં રામદાસનો તો વાંક નથી જ, પણ એને મોકલનારનો તો ખરો જ." સુપરિન્ટેન્ડન્ટ કહે: "એમાં કાંઈ નહીં, રામદાસે દિલગીર થવાનું કંઈ જ કારણ નથી."

મીરાબહેન કાશીમાં માંદાં પડ્યાં છે એવો એનો પોસ્ટકાર્ડ હતો. એના કાગળમાં એને મળતી અપાર સેવાનો ઉલ્લેખ હતો. એને કાગળ લખ્યો:

"We never know when we commit a breach of the laws that govern the body. And in nature as in human law ignorance is no excuse. Your fever therefore does not surprise me. I expect that the energetic remedy adopted by you checked the progress of malaria. Yes, at such times the services of friends become a boon and induce an early recovery. I know what lavish care is bestowed upon guests in Shiva Prasad Babu's home. I am glad you are having these sweet experiences. It makes attacks such as you had not only bearable but even a prize visitation in that they enable one to understand human nature at its best. And when it acts equally towards all and in all circumstances, it approaches the divine."

"શરીરને લગતા કાયદાનો આપણે ક્યારે ભંગ કરીએ છીએ તેની આપણને ખબર પડતી નથી. અને મનુષ્યકૃત કાયદાની બાબતમાં જેવો સિદ્ધાંત છે તેવો જ કુદરતના કાનૂનની બાબતમાં પણ સિદ્ધાંત છે કે અજ્ઞાન એ કાંઈ બચાવ નથી. એટલે તને તાવ આવ્યો છે તેનું મને આશ્ચર્ય થતું નથી. તેં ચાંપતા ઉપાયો લીધા તેથી મલેરિયાનું જોર અટકી ગયું. આવે વખતે મિત્રોની સેવા વરદાન સમાન થઈ પડે છે અને તેને લીધે જલદી સાજા પણ થઈ જવાય છે. શિવપ્રસાદબાબુના ઘરમાં કેવી સુંદર મહેમાનગીરી થાય છે તે હું જાણું છું. આ મીઠા અનુભવો તને થાય છે તેથી હું રાજી થાઉં છું. એને લીધે આવી માંદગી સહ્ય થાય છે એટલું જ નહીં પણ તેમાં માનવસ્વભાવની ઉત્તમ બાજુનો અનુભવ મળતો હોઈ એ એક આશીર્વાદ પણ બને છે. બધા જ સંજોગોમાં બધાને આવો અનુભવ સમાનભાવે થાય ત્યારે તો એ દિવ્યતાની નજીક પહોંચે છે."

કાલે રાત્રે બાપુને પૂછ્યું હતું કે બિરલાએ જે નિવેદન બહાર પાડ્યું છે તે પૂરતું છે? બાપુ કહે: "ના, પૂરતું નથી. કારણ

૨૨-૭-'૩૨

એને જે સવાલ પૂછવામાં આવ્યો છે તેનો જવાબ નથી. એણે એમ કહ્યું કે અમે Consultative Committee (મસલત સમિતિ)માંથી અસહકાર કર્યો છે; પણ તેથી લિબરલોના ઠરાવમાં સહી કેમ ન કરી તે સ્પષ્ટ નથી થતું. સંભવ છે કે તેમણે લિબરલોના કરતાં સહકારની આકરી શરતો કરી હોય અને તે લિબરલોએ ન સ્વીકારી હોય. બીજું હોરની સાથે એ પત્રવ્યવહાર ચલાવી રહ્યા છે, એનો પણ જવાબ નથી." આજે સર પુરુષોત્તમદાસનું નિવેદન એના પોતાના તરફથી તો બાપુએ આગાહી કરેલી તે જ વાત પ્રગટ કરે છે. એની શરતો લિબરલોના કરતાં વધારે હતી. ગોળમેજીની પદ્ધતિ પાછી સજીવન કરવામાં આવે એટલાથી એમને સંતોષ થાય એમ નહોતું. અને વિલાયતથી આવ્યા પછી એણે હોરને એકે કાગળ લખ્યો નથી.

મેજર ભંડારીએ છગનલાલ જોષી અને ગંગાબહેનને મારી મુલાકાત લેવા દઈશ એમ કહેલું, છતાં કાલે સાંજે એ લોકો આવ્યાં

૨૩-૭-'૩૨

ત્યારે એમને ના પાડી! કારણ એ કે એ બન્ને જણાં કાર્યકર્તા છે અને એને મને મળવા દેવાનો ડર લાગ્યો. અને કાયદો તો મોજૂદ હતો જ કે સગા સિવાય બીજા કોઈને મળવા દેવાય નહીં! છગનલાલ જોષી આગલે જ દિવસે બાપુને મળી ગયા હતા તેમાં કશું જોખમ નહોતું, પણ મને મળવા દેવામાં જોખમ લાગ્યું. બિશપ ફિશરનું The Thin Little Man Gandhi (નાનો પાતળો પુરુષ–ગાંધી) પુસ્તક આવેલું તે પણ એણે ડરીને ન આપ્યું અને સરકારને મોકલ્યું. મને લાગે છે કે એ તો ઠીક જ કર્યું, કારણ એ વાંચી જાત તો પણ ડરીને ન આપત અને સરકારમાં કોક ડાહ્યો માણસ હશે તો તે વાંચીને એ પુસ્તક નિર્દોષ ઠરાવીને આપવાનો સંભવ છે.

રાત્રે સૂતી વખતે બાપુ કહે: "વલ્લભભાઈ, આ ગુજરાતી કાગળોને વિષે આપણે કડવો ઘૂંટડો પી રહ્યા છીએ એ ખબર છે ના?" વલ્લભભાઈ: "શી રીતે?" બાપુ: "અંગ્રેજી કાગળો તો તરત મોકલી શકાય પણ ગુજરાતીની તો મુશ્કેલી રહેશે. એટલે એ લોકોમાં આપણા માણસોનો અવિશ્વાસ છે એ મને ભારે અપમાનભર્યું લાગે છે. એ કાગળનું તો ભાષાન્તર થાય અને એ લોકો પાસ કરે ત્યારે જ જઈ શકે, એટલે એ લોકોમાં કોઈ ગુજરાતી જાણનાર એવો ન મળે કે જેનો એને વિશ્વાસ

હોય! એ ભયંકર વસ્તુ છે. એટલે એ બાબતમાં લડાઈ કરવી જોઈએ. લડાઈ એ કે આપણે એને કહેવું કે એ શરતે અમે કાગળો નહીં લખીએ." વલ્લભભાઈ: "એ લોકો તો નાગા છે. કહેશે કે ભલે ન લખે તેમાં આપણે શું?" બાપુ: "તેનું કાંઈ નહીં." મેં કહ્યું: "એ તો બરોબર છે; એ લોકો શું કહે છે, એના ઉપર કશી અસર થાય કે નહીં, એનો વિચાર કરવાની જરૂર નથી, પણ આ બાબત અને મીરાબહેનની બાબત એકસરખી નથી. ત્યાં તો એક જીવન્ત સિદ્ધાંત રહેલો હતો, અહીં મને રહેલો નથી લાગતો. અહીં તો એ લોકો કહે છે કે અંગ્રેજીમાં લખ્યા હશે તો તરત જશે. પણ તમે અંગ્રેજીમાં ન લખો તો ભલે, તો અમારે તપાસાવવા જોઈશે. જો એ લોકો એમ આગ્રહ કરે કે તમારે એ કાગળો અંગ્રેજીમાં લખવા જોઈએ તો તો એ ન જ કરી શકાય." બાપુ કહે: "આડકતરી રીતે એ કહે જ છે કે અંગ્રેજીમાં લખો." મેં કહ્યું: "મને લાગે છે કે તમે જે દોષની ફરિયાદ કરો છો એ દોષ આ પ્રથાના મૂળમાં રહેલો છે." બાપુ કહે: "હા એ છે, પણ તેથી તે નભાવી લેવો જોઈએ શા માટે? આપણા સ્વાર્થને માટે?"

**૨૪-૭-'૩૨**

સવારે ગઈ રાત્રે ચર્ચેલું પ્રકરણ પાછું ચાલતાં ચાલતાં ઉપાડયું, વલ્લભભાઈનો અભિપ્રાય પૂછ્યો. વલ્લભભાઈ કહે: "આમ કાગળો લખ્યા કરવા પડે તેના કરતાં બંધ કરી દેવું એ સારું. એ લોકોને તો કોઈને એની અસર નથી જ થવાની." બાપુ: "અસર નથી થવાની તેની પરવા નથી. જોકે અસર છેવટે થયા વિના નહીં રહે." મારો અભિપ્રાય પાછો પૂછ્યો. મેં કહ્યું: "જો અંગ્રેજી કાગળો એ લોકો તપાસે એ આપણે સ્વીકારીએ (એટલે કે આપણો વિશ્વાસ ન રાખીને આપણા કાગળો જોવા માગે એ સ્વીકારીએ) તો ગુજરાતીનું ભાષાન્તર કરે એ કેમ ન સ્વીકારીએ? ઓરિયેન્ટલ ટ્રાન્સ્લેટરની ઑફિસનું કામ કાગળોનું ભાષાંતર કરવાનું છે, અભિપ્રાય આપવાનું નથી." બાપુ કહે: "એ વાત બરોબર છે. પણ હું ક્યાં કહું છું કે ઑફિસનો અભિપ્રાય લે? પણ એમણે એક પોતાના વિશ્વાસુ અમલદારને બોલાવીને આ કાગળ જોવડાવી લેવા જોઈએ. અને જેમ અંગ્રેજી પાસ કરે તેવી જ રીતે એ પાસ કરીને મોકલી દેવા જોઈએ. આ તો એને એ અમલદારોનો પણ વિશ્વાસ નથી, એટલે બધાનું ભાષાંતર કરાવીને તે જોવા છે. એ ભારે અપમાનજનક લાગે છે. જનરલ બોથા તો અંગ્રેજી જાણતો હતો, તેને તો સ્વાર્થ હતો. છતાં એ કહે: ના, હું તો ડચમાં જ વાત કરીશ.

એને ડચમાં વાત કરવાની દક્ષિણ આફ્રિકાથી કોઈએ સલાહ નહોતી આપી. પણ એને આપોઆપ એ સૂઝી ગયું. એમ આપણને એ સૂઝી જવું જોઈએ. એ કાગળો લખ્યા વિના ન ચાલે એમ નથી. એ કાગળો લખવા જ એ ધર્મ નથી. એમાં આત્મસંતોષ છે, બીજા એને આશ્વાસન છે. પણ એમાં આપણી ભાષાની વગોવણી થતી હોય અને આપણા માણસોનો અવિશ્વાસ જણાઈ જતો હોય તો એ બંધ કરવા એ બરોબર છે. અને એ ભયાનક નથી લાગતું, કે કોઈ માણસ મરી જતો હોય, તેને મેં કાગળ લખ્યો હોય, તે કાગળ માટે ઝંખતો હોય, અને અહીં એ પસાર થઈને જાય તે પહેલાં તે મરી ગયો હોય? એ લોકો એમ કહે કે અમારી ઑફિસનો સ્ટાફ ઓછો છે, અમારાથી પહોંચી વળાતું નથી તે સમજી શકાય. પણ આ તો એ કોઈ વિશ્વાસપાત્ર માણસ ઉપર છોડવાને બદલે પોતે જોવું છે. મને તો આ સુપરિન્ટેન્ડન્ટ અને જેલર ઉપર અવિશ્વાસને વિષે પણ ચીડ ચડે છે. પણ એ લોકોમાં જ દૈવત નથી ત્યાં આપણે શું કરીએ?" વલ્લભભાઈને કહે: "તમે સંસ્કૃતમાં શ્રેય અને પ્રેય વિષે શીખશો. આ સવાલમાં પ્રેય બતાવે છે કે આપણે કાગળ લખ્યાં કરવા, શ્રેય કહે છે કે એનો ત્યાગ કરવો."

આજે આશ્રમની ટપાલમાં ૧૯ કાગળ મોકલ્યા પણ બધાને નોટિસ આપી કે કાગળો ગમે ત્યારે બંધ થાય તો તેથી ચિંતા ન કરવી. અનાસક્તિનું એ જ લક્ષણ છે. પ્રભુદાસને સત્ય અને ઈશ્વર વિષે લખ્યું: "સત્ય વિષે મારે કહેવાપણું નથી. ઈશ્વરની વ્યાખ્યા મુશ્કેલ છે. સત્યની વ્યાખ્યા તો સહુના હૃદયમાં રહેલી છે. તું જેને અત્યારે સાચું માને તે સત્ય અને તે જ તારા પરમેશ્વર. આ સ્વકલ્પિત સત્યની આરાધના કરતાં મનુષ્ય અંતિમ શુદ્ધ સત્યને પહોંચે જ. અને તે જ પરમાત્મા છે. હમણાં હું વેદનું દોહન વાંચી રહ્યો છું. તેમાં પણ એ જ છે. મારી દૃષ્ટિએ તો જ્યાં લગી આપણને સાચું જીવન જીવતાં ન આવડે ત્યાં લગી બધું વાચન ફોગટ છે. સાચા જીવનમાં કૃત્રિમતાને તો સ્થાન જ નથી. સત્યનો પૂજારી જેવો છે તેવો જ દેખાશે. તેના વિચાર, વાણી ને કાર્યમાં ઐક્ય હશે, ઈશ્વરને સત્યરૂપે જાણવાથી આ કેળવણી વહેલી મળે છે. આવું સત્યમય જીવન કેળવવા સારુ બહુ પોથીઓ ઉથલાવવી નથી પડતી, પણ આખી બાજી આપણા હાથમાં આવી જાય છે. हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखं, तत्त्वं पूषन्नपावृणु, सत्यधर्माय दृष्टये । આ મંત્રનો વિચાર કરજે." પુરાતનને: "મારી ચેતવણી તમને પ્રશ્ન કરતા રોકવા સારું ન હતી પણ અંતર્મુખ થવા સારુ હતી. મુખ્ય વસ્તુ જાણ્યા પછી ઉપવસ્તુનો ઉકેલ કરતાં આપણને આવડવું જોઈએ. ન આવડે ત્યાં લગી

મુખ્ય વસ્તુ સમજ્યા ન ગણાય. ભૂમિતના દાખલા જેવું છે. એક આવડ્યો તો તેમાંથી ઉત્પન્ન થતા બીજા આવડવા જોઈએ."

કપિલને : "તકલી ચલાવો એ એક સેવા. તમારી આસપાસ બાળકો હોય તેને શિક્ષણ આપો અથવા મોટેરાં હોય તેને સારુ રાત્રિના વર્ગ ચલાવો એ પણ સેવા જ છે. આપણે પોતે ઉત્તરોત્તર શુદ્ધ થવું, એક પણ અશુદ્ધ વિચારને મનમાં ન આવવા દેવો એ પણ મારી દૃષ્ટિએ સેવા જ છે. અને આટલું તો બિછાને પડેલ માણસ પણ કરી શકે છે."

. . .એ પૂછ્યું : "સાંસારિક વસ્તુની પ્રાપ્તિ માટે અસત્યનો સહારો લે તેને ભગવદ્પ્રાપ્તિ થાય? કે સત્યના પાલનને માટે પ્રવૃત્તિનો ત્યાગ કરે તેને ભગવદ્પ્રાપ્તિ થાય?" એને લખ્યું : 'જો મનુષ્ય સાંસારિક વસ્તુકી પ્રાપ્તિકે લિયે યા ઔર કિસી કારણ અસત્યકા સહારા લેતા હૈ, રાગદ્વેષસે ભરા હૈ, ઉસકો ભગવત્પ્રાપ્તિ હો હી નહીં સકતી હૈ. ઔર દૂસરા દૃષ્ટાંત જો આપને દિયા હૈ ઉસે મૈં અસંભવ માનતા હૂં. સત્યકે માર્ગ પર ચલના ઔર પ્રપંચ અર્થાત્ પ્રવૃત્તિસે અલગ રહના આકાશપુષ્પ જૈસી બાત હુઈ. જો પ્રવૃત્તિસે અલગ રહતા હૈ વહ કિસ માર્ગ પર ચલતા હૈ વહ કૈસે કહા જાય? સત્યકે માર્ગ પર ચલનેમેં હી પ્રવૃત્તિપ્રવેશ આ જાતા હૈ. બગૈર પ્રવૃત્તિપ્રવેશકે સત્યકે માર્ગ પર ચલને ન ચલનેકા કોઈ મૌકા હી નહીં રહતા. ગીતામાતાને કઈ શ્લોકોંસે સ્પષ્ટ કિયા હૈ કિ મનુષ્ય બગૈર પ્રવૃત્તિ એક ક્ષણકે લિયે ભી રહ નહીં સકતા હૈ. ભક્ત ઔર અભક્તમેં ભેદ યહ હૈ કિ એક પારમાર્થિક દૃષ્ટિસે પ્રવૃત્તિમેં રહતા હૈ ઔર પ્રવૃત્તિમેં રહતે હુએ સત્યકો કભી છોડતા નહીં હૈ, ઔર:રાગદ્વેષાદિકો ક્ષીણ કરતા હૈ; દૂસરા અપને ભોગોંકે હી લિયે પ્રવૃત્તિમેં મસ્ત રહતા હૈ, ઔર અપના કાર્ય સિદ્ધ કરનેકે લિયે અસત્યાદ આસુરી ચેષ્ટાસે અલગ રહનેકી કોશિશ તક ભી નહીં કરતા હૈ. યહ પ્રપંચ કોઈ નિંદ્ય વસ્તુ નહીં હૈ. પ્રપંચકે હી મારફત ભગવદ્-દર્શન શક્ય હૈ. મોહજનક પ્રપંચ નિંદ્ય ઔર સર્વથા ત્યાજ્ય હૈ. યહ મેરા દૃઢ અભિપ્રાય હૈ. ઔર અનુભવ હૈ"

સોની રામજીને :—"જનોઈના ગૂઢ અર્થ મેં બહુ સાંભળ્યા છે પણ એ સૌ અર્થ કાલ્પનિક છે જનોઈની ઉત્પત્તિ ને સમય એ સર્વ ભાવ-ભરેલાં હતાં એમ હું નથી માનતો. પરંતુ આર્ય અને અનાર્યમાં ભેદ છે એમ બતાવવાને જે પોતાને આર્ય મનાવતા હતા તેઓએ જનોઈની નિશાની અખત્યાર કરી. એ એવો કાળ હોવો જોઈએ કે જ્યારે રૂમાંથી કપડું બનાવવાની ક્રિયાની શોધ થઈ. એ પ્રાચીન સમયમાં શું કે આજે શું, કરોડો

લોકો માત્ર ધોતી પહેરતા હતા અને ઉઘાડે શરીરે રહેતા હતા. અનાર્ય મનાય છે એ તો એવા હતા જ. આથી આર્યોએ સૂતર કાંતવાની ક્રિયાને વેગ દેવાને માટે, કાંતવાનું સરસ કરવાને માટે, અને એ પવિત્ર ઉદ્યોગ છે એમ સિદ્ધ કરવાને માટે જનોઈરૂપી ચિહ્ન આર્યોને માટે ગ્રહણ કર્યું. આ કથનને માટે મારી પાસે કોઈ ઐતિહાસિક પ્રમાણ નથી. કેવળ મારું અનુમાન છે. આજે આર્ય-અનાર્યમાં કોઈ ભેદ નથી રહ્યો અને ન રહેવો જોઈએ. બંને જાતિનો સંકર હજારો વર્ષ પહેલાં થયો હતો અને આજકાલના લોકો એ જ સંકરમાંથી પેદા થયેલા છે. જો કોઈ જનોઈ પહેરે તો સૌને પહેરવાનો અધિકાર હોવો જોઈએ. એવા પ્રયત્નમાં હું કોઈ અર્થ જોતો નથી. આ કારણથી મેં જનોઈનો ત્યાગ કર્યા પછી પાછું પહેરવાની ચેષ્ટા નથી કરી કે ઇચ્છા પણ નથી કરી. અને જ્યાં સુધી જનોઈથી ઉચ્ચનીચનો ભેદ પેદા થયો હોવાનો સંભવ છે ત્યાં સુધી તો એ ત્યાજ્ય જ ઠરે છે. ગૌરીપ્રસાદને તો હું કહું કે એ જનોઈનો મોહ છોડી દે. જનોઈ બ્રહ્મચારીની નિશાની છે. જો બ્રહ્મચર્યનું પાલન કરે તો એ ઉત્તમ જનોઈ છે. સૂતરના ધાગાનું શું પ્રયોજન?"

કાકાને આકાશદર્શન વિષે લખતાં: "મારો રસ જુદા જ પ્રકારનો છે. આકાશને નિહાળતાં જે અનંતતાનો, સ્વચ્છતાનો, નિયમનનો, ભવ્યતાનો ખ્યાલ આવે છે એ આપણને શુદ્ધ કરે છે. ગ્રહોને અને તારાઓને પહોંચી શકીએ અને ત્યાં પણ ભલે કદાચ પૃથ્વીના સારાનરસાનો અનુભવ થાય છે તેવો થાય, પણ દૂરથી તેમાં જે સૌંદર્ય રહેલું છે અને ત્યાંથી જે શીતળતા છૂટી રહી છે તેની શાંત અસર પડે છે, તે મને અલૌકિક લાગે છે. અને આકાશની સાથે આપણું અનુસંધાન કરીએ, એટલે આપણે ગમે ત્યાં બેઠા હોઈએ તેની કાંઈ હરકત ન રહી. એ તો ઘેર બેઠાં ગંગા આવ્યા જેવું થયું. આ બધા વિચારોએ મને આકાશદર્શનઘેલો કરી મૂક્યો છે. અને તેથી મારા સંતોષ પૂરતું જ્ઞાન મેળવી રહ્યો છું."

૨૫-૭-'૩૨

વલ્લભભાઈના તળપદા વિનોદ કોક વાર તીરવેગે ચાલે છે. મેજર મહેતા બિચારા પૂછે છે: બોટાવામાં શું થશે? એટલે વલ્લભભાઈ કહે: "નાહકના બોટાવા સુધી ગયા છે! અહીં ઑર્ડિનન્સથી જે જોઈએ તે કરી લે. પછી ત્યાં સુધી શા સારુ જવું પડે!" પેલો બિચારો દિઙ્મૂઢ થઈ ગયો. આજે ડોઈલને પત્રવ્યવહાર વિષે કાગળ લખીને મોકલ્યો. પણ સુપરિન્ટેન્ડન્ટ સાહેબ જ ડરી ગયા અને કહે: ના ભાઈસાહેબ, આવો કાગળ ન મોકલો.

એનો અર્થ કદાચ એવો થશે કે અહીંના હિંદી અમલદારોએ તમારી આગળ ફરિયાદ કરી છે. એટલે કાલ સુધી તો કાગળ મુલતવી રહ્યો છે. ડરનું માનસ અજબ છે. માણસને ટટાર ઊભો કરવા માગીએ તો ઊભો થવાની ના પાડે છે.

. . .એ પાછી સંતતિનિયમન વિષે દલીલ કરી: "એમાંથી માઠાં પરિણામો આવવાનો સંભવ છે, એમાંથી શક્તિનો પણ હ્રાસ થાય છે. પણ અમુક સંતતિ અટકાવવાની જ જરૂર હોય — નબળી કે રોગવાળી — તો શું કરવું?" બાપુએ એને લખ્યું: "સંતતિનિયમન વિષે તો મારું મન વિરોધ જ કર્યાં કરે છે. પ્રાચીન વિચાર અજાણી રીતે મારી ઉપર અસર કરતા હોય એ સંભવે ખરું, પણ જે કારણોને લઈને હું વિરોધ કરું છું એ કારણો આજે મોજૂદ છે, એટલે કે સંતતિનિયમનથી થતી ભારે હાનિ આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. નવીન પ્રજા ઉત્પન્ન થતી રોકવાને સારુ કૃત્રિમ ઉપાયો યોજવા જતાં જે આજે સબળા જેવા છે તે પણ નબળા થઈ જવાનો સંભવ છે. સંતતિનિયમનની પાછળ રહેલી આખી વિચારશ્રેણી જ ભયંકર છે અને ભૂલભરેલી છે. સંતતિનિયમનનું સમર્થન કરનારા એમ માને છે કે જનનેન્દ્રિયને સંતોષવાનો મનુષ્યને અધિકાર છે, એટલું જ નહીં પણ ધર્મ છે, અને તેનું પાલન ન કરે તો જીવનવિકાસ ઓછો થાય. મને તો આ વિચારમાં બહુ દોષ લાગે છે. અનુભવમાં પણ હું તો એ દોષ જોયાં જ કરું છું. કૃત્રિમ ઉપાયો લેનારની પાસેથી સંયમની આશા રાખવી વ્યર્થ છે. એ બાબતનો સંયમ અશક્ય છે એવું માનીને તો સંતતિનિયમનના ઉપચારોનો પ્રચાર થાય છે, અને જનનેન્દ્રિયનો સંયમ અશક્ય માનવો અથવા અનાવશ્યક અથવા હાનિકારક માનવો એ મારે મન ધર્મને ન માનવા જેવું છે. કેમ કે ધર્મની આખી રચના સંયમ ઉપર બંધાયેલી છે. નબળી પ્રજાની ઉત્પત્તિ રોકવાના સીધા, સહેલા અને નિર્દોષ ઘણા ઉપાયો છે. તો તે લેવાનું છોડીને સંતતિ-નિયમન જેવી જોખમભરેલી વસ્તુનો ઉપયોગ કેમ કરી શકાય? એમાં જોખમો રહેલાં છે એ તો લગભગ બધા કબૂલ કરે છે. એટલે જે રીતે એ વસ્તુનો વિચાર કરું છું તે રીતે મને તો એ ત્યાજ્ય લાગે છે. આટલું ફરી પાછું લખવાનું મન થઈ ગયું છે કેમ કે વિચાર કરવાનો તારી પાસે અવકાશ છે અને આ વિષય અત્યંત ગંભીર હોવાથી એ તું ખૂબ છણી નાખે એ આવશ્યક છે. પછી ગમે તે નિર્ણય ઉપર આવ તેને વિષે મને ભય નથી; કેમ કે હું માનું છું કે છેવટે તારું નિખાલસપણું તને ઉગારી લેશે અથવા તો હું પોતે ભૂલ કરતો હોઈશ તો એ ભૂલને તું સુધારી શકીશ. જો સંતતિનિયમનનો ધર્મ તારી નજર આગળ પ્રત્યક્ષ થશે તો

મારી પાસેથી તેનો સ્વીકાર કરાવ્યા વિના તને પોતાને ચેન નહીં પડે. અને મારું કામ સીધું છે. ગમે તેવા આગ્રહપૂર્વક જે વિચારને હું વળગી રહ્યો હોઉં તે વિચાર પણ, તેમાંનો દોષ હું જોઈ જાઉં અથવા મને બીજા કોઈ બતાવે કે તરત એનો ત્યાગ કરતાં મને વાર લાગતી નથી."

આજે ડોઈલના ઉપર કાગળ (પત્રવ્યવહાર વિષેનો) ગયો. બાપુએ મુખીની ખાતરી કરી કે એનો બીજો અર્થ ન થાય.

૨૬-૭-'૩૨ પેલા કહે: "અંદર લખોની કે જેલના અમલદારોનો હું ઉલ્લેખ નથી કરતો." બાપુ કહે: "તો તો જરૂર એ માનવાના કે તમારી જ સૂચનાથી આ લખાયો છે. એના કરતાં મેં સ્વાભાવિક રીતે જેમ લખ્યો છે તેમ જવા દો. ખરી વાત તો એ છે કે આ કેસ એવો છે કે એમાં તમારે રાજીનામું આપવું જોઈએ — જો તમારામાં સ્વાભિમાન હોય તો. પણ આપણામાં એ તેજ રહ્યું નથી. એટલે તમે કાંઈ નહીં કરો તો મને આટલું કરવા દો."

સાંજે ઢગલાબંધ ટપાલ આઠમી તારીખની સરકારને ત્યાં ગયેલી તે આવી. અને તેમાં બધા જ અગત્યના કાગળો હતા, જેના તુરત જવાબ આપવા જોઈતા હતા. પેલા ગુમ થયેલા વિમાનીની બહેન શીરીનબાઈનો હૃદયદ્રાવક કાગળ હતો. ઘરમાં ૭૨ વર્ષનાં મા, બીજો એક જ મોટોભાઈ તે લંડનમાં કોઈ નર્સિંગ હોમમાં આઠ વર્ષથી, અને આ ભાઈએ ઊડતાં પ્રાણ ખોયો! બાપડી ૩૦ વર્ષ ઉપર બે ચોપડી ગુજરાતી શીખેલી તેણે પણ મહેનતે ગુજરાતી કાગળ સારો લખ્યો, પણ છેવટે લખ્યું: મને અંગ્રેજીમાં લખવાની પરવાનગી આપો. બાપુએ લખ્યું:

"My Dear Sister,

"I received your disconsolate letter only today. It had to pass through so many hands before coming to me. My whole heart goes out to you and your aged mother. God suffers us to blame Him, to swear at Him and deny Him. We do it all in our ignorance. A very beautiful Sanskrit verse which we recite daily at the morning prayer means: 'Miseries are not miseries, nor is happiness truely happiness. True misery consists in forgetting God, true happiness consists in thinking of Him as ever enthroned in our hearts.' And has not an English Poet said: 'Things are not what they seem.' The fact is if we knew all the laws of God we should be able to account for the unaccountable.

Why should we think that the withdrawal of your brother from our midst is an affliction? We simply do not know. But we do, or ought to know that God is wholly good and wholly just. Even our illnesses such as your other brother's may be no misfortune. Life is a state of discipline. We are required to go through the fire of suffering. I do so wish that you and your mother could really rejoice in your suffering. May you have peace.

"Please forget all about the honey and write to me in English by all means."

"વહાલાં બહેન,

"તમારો દુઃખી કાગળ આજે જ મળ્યો. મને પહોંચતાં પહેલાં કેટલાયે હાથમાંથી પસાર થયો. તમારી તેમ જ તમારાં વૃદ્ધ માતુશ્રી પ્રત્યે મારું હૃદય સહાનુભૂતિથી દ્રવે છે. આપણે ઈશ્વરને ઠપકો આપીએ, એને દોષ દઈએ, એનો ઇનકાર કરીએ, એવું એ આપણને કરવા દે છે. પણ એમ કરવું એ આપણું અજ્ઞાન છે. અમે રોજ સવારે પ્રાર્થનામાં એક સુંદર સંસ્કૃત શ્લોક બોલીએ છીએ:

विपदो नैव विपदः संपदो नैव संपदः ।
विपद् विस्मरणं विष्णोस्संपन्नारायणस्मृतिः ॥

"અને પેલા અંગ્રેજ કવિએ પણ નથી કહ્યું કે 'વસ્તુઓ આપણને દેખાય છે તેવી નથી હોતી.' વાત એ છે કે ઈશ્વરના બધા કાયદાનું આપણને જ્ઞાન હોય તો જ આવી ન સમજાય એવી બાબતોના ખુલાસા આપણને જડે. આપણી વચ્ચેથી તમારા ભાઈને ઉપાડી લીધા તેમાં દુઃખ છે એમ શા માટે માનવું? ખરી વાત આપણે જાણતા નથી હોતા. પણ આપણે એટલું તો જાણીએ છીએ, અથવા જાણવું જોઈએ, કે ઈશ્વર પૂરેપૂરો ભલો છે અને પૂરેપૂરો ન્યાયી છે. આપણી માંદગીઓ, જેવી તમારા બીજા ભાઈની છે, તે પણ આપત્તિ નયે હોય. જીવન એટલે યમ-નિયમ. તે માટે આપણે કષ્ટના અગ્નિમાંથી પસાર થયે જ છૂટકો છે. હું એમ બહુ ઇચ્છું છું કે તમે તેમ જ તમારાં માતુશ્રી તમારા આ કષ્ટસહનમાં ખરેખરો આનંદ મેળવી શકો. તમને શાંતિ મળો.

"મધની વાત બધી ભૂલી જશો અને મને અંગ્રેજીમાં જરૂર લખજો."
(મધપૂડો એણે જ મોકલેલો હતો. ક્યાંનો હતો વગેરે વિગતો મોકલવાનું લખેલું તે વિષે બાપુએ કહ્યું: "કાંઈ લખવાની જરૂર નથી.")

રાજાજીનો કાગળ જેલમાંથી નીકળ્યા પછી પહેલો આવ્યો. એમાં બાપુના એની દીકરી ઉપરના કાગળોનો અને તારનો ઉલ્લેખ અને જમાઈની

ટૂંકી માંદગીનો ઉલ્લેખ હતો. પોતાના જમાઈ અને તેના મૃત્યુ વિષે લખતાં લખે છે:

"They had gone to Dr. Rajan's place on his repeated invitations that they should stay with him for sometime to enable him to X-Ray Papa and help a proper diagnosis of her case. The man went there in perfect health, and morbidest imagination could not have forcasted the event. He had left Rangoon in the midst of last year to join Papa and take my place as nurse. He was wonderfully attached to her and served most diligently until a few days before his death. Death is a dear friend, quite true, and not a frightful enemy as men suppose. But then, we all fight so vigourously against him on his approach, and employ all the knowledge of the ancient and the modern science to drive the friend away, that the truth is quite forgotten just when we ought to remember it most. . . . It is not grief, but darkness that is around me. I am still praying for light. I do not complain for my share of humanity's lot. Do pray for me."

"એ લોકો ડૉ. રાજનને ત્યાં ગયાં હતાં. પાપાનો એક્સ-રે લેવડાવવા તથા તેના રોગનું ચોક્કસ નિદાન કરાવવા પોતાને ત્યાં આવીને રહેવાનું તેઓ કહ્યાં જ કરતા હતા. જમાઈ ત્યાં ગયા ત્યારે પૂરેપૂરા તંદુરસ્ત હતા. કલ્પનામાંય ખ્યાલ ન આવે કે આવું બનશે. પાપાને મળવા માટે અને તેની સારવારના કામમાંથી મને છૂટો કરવાને થોડા મહિના પહેલાં જ એ રંગૂનથી આવ્યા. પાપા ઉપર એનો બહુ પ્રેમ હતો અને લગભગ મરતાં સુધી એણે એની ખૂબ જ ચાકરી કરી. મૃત્યુ એ પ્રિય મિત્ર છે, લોકો ધારે છે તેવું ભયંકર દુશ્મન નથી, એ વાત તદ્દન સાચી છે. પરંતુ એ આવે છે ત્યારે આપણે બધા જ એની સામે એવી લડત ચલાવીએ છીએ અને એ મિત્રને હાંકી કાઢવાને માટે પ્રાચીન તેમ જ અર્વાચીન વિજ્ઞાનના બધા જ ઇલાજો એવા અજમાવીએ છીએ કે જ્યારે એ સત્યનું વધારેમાં વધારે સ્મરણ રાખવાની જરૂર હોય છે, ત્યારે જ એ સત્યને આપણે તદ્દન વીસરી જઈએ છીએ. હું દુઃખથી નહીં પણ અંધકારથી ઘેરાયેલો છું. પ્રકાશ માટે હું પ્રાર્થના કરી રહ્યો છું. સઘળા માણસના ભાવિમાં જે લખેલું જ છે તે મારે ભાગ પણ આવ્યું છે, તેની ફરિયાદ હું કેમ કરું? મારે માટે જરૂર પ્રાર્થના કરજો."

એમને લખ્યું:

"Your touching letter of 23rd inst. came into my hand today. Papa's letter I have not received yet. My correspondence is being overhandled by the authorities. There is therefore much delay and uncertainty about it. The incoming letters are delivered in good time.

"I loathe to argue about death in the face of the tragedy that has overtaken you. You will say with Job, 'miserable comforter'. But I do feel that if we would know God, we have got to learn to rejoice in death. When Narsinha Mehta the first poet-devotee of Gujarat lost his son he is said to have joyed over it and exclaimed: 'It is well that this burden is lifted. Now I shall meet God soon.' This is an unhappy rendering of a beautiful musical verse. May you see greater light out of this darkness. I know that you stand in no need of any comfort from any of us and that it has to come from within. This is merely an evidence of what all of us three are feeling about you."

"તમારો તા. ૨૩મીનો હૃદયદ્રાવક કાગળ આજે મને મળ્યો. હજી પાપાનો કાગળ મને નથી મળ્યો. સત્તાવાળાઓ મારા પત્રવ્યવહારની વધારે પડતી તકેદારી રાખે છે. એટલે કાગળો મળવામાં બહુ ઢીલ થાય છે, અને અનિશ્ચિતતા પણ બહુ રહે છે. આવતા કાગળો વખતસર મળે છે ખરા.

"તમારી ઉપર જે આફત આવી પડી છે તે વખતે મૃત્યુ વિષે ચર્ચા કરવાનું મને ગમતું નથી. જોબની માફક તમે કહી શકો કે 'એ કંગાળ આશ્વાસક' છે. પણ મને એટલું તો લાગે જ છે કે આપણે જો ઈશ્વરને ઓળખીએ તો મૃત્યુમાં પણ આનંદ માણતાં શીખીએ જ. ગુજરાતના પહેલા ભક્તકવિ નરસિંહ મહેતાનો દીકરો ગુજરી ગયો ત્યારે કહે છે કે તેમણે ઉત્સવ માણ્યો અને બોલ્યા: 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.' આ અંધકારમાંથી તમને વધુ પ્રકાશ સાંપડો. હું જાણું છું કે અમારા કોઈના તરફના આશ્વાસનની તમારે જરૂર નથી. એ તો અંદરથી જ મળી શકે. અમને ત્રણેને તમારે માટે કેટલું લાગે છે તે દર્શાવવા પૂરતું જ આટલું લખ્યું છે."

સુમૈયાની બાપડાની દીકરી એ જેલમાંથી આવ્યો તે જ દિવસે મરી ગઈ. તેને લખ્યું:

"I can understand your grief and her's over the loss of your child of whom Lalita used to write to me in such

loving terms. But you have lived long enough in the Ashram to realize, especially on such occasions, that God has the right to take away from us what He gives us. You know what we believe. Our belief is that everyone of us comes to this world as a debtor and we leave when the debt is for the time being discharged. The child has paid the debt and is free. You and Lalita and all the rest of us have still to discharge our obligations."

“તમારું અને લલિતાનું દુઃખ હું સમજી શકું છું. એ બાળક વિષે પ્રેમળ શબ્દોમાં લલિતા મને ઘણી વાર લખતી. તમે તો આશ્રમમાં ઠીક ઠીક સમય રહ્યા છો. એટલે એટલું તો સમજી જ શકો, ખાસ કરીને આવે પ્રસંગે, કે ઈશ્વરે આપણને જે આપ્યું છે તે લઈ લેવાનો તેને અધિકાર છે. આપણે શું માનીએ છીએ તે પણ તમે જાણો છો. આપણે સૌ દેણદાર તરીકે આ દુનિયામાં આવ્યા છીએ અને આપણું દેવું પૂરું થાય એટલે ચાલ્યા જઈએ છીએ. બાળકીનું દેવું પૂરું થયું અને એ મુક્ત થઈ. તમારે, લલિતાએ અને આપણે સૌએ હજી આપણાં દેવાં ભરપાઈ કરવાનાં છે.”

૨૭-૭-'૩૨

આ વખતે મને મુલાકાત ન આપી તેના બદલામાં મને રામદાસ કે મોહનલાલને મળવા દે એવી વિનંતી કરી તો કહે: “આ યાર્ડમાંથી બીજા યાર્ડમાં ન જવા દઉં તો બીજા વર્ગના કેદીની સાથે મુલાકાત તો શેની જ!” મેં કહ્યું સાબરમતીમાં અમે મળી શકતા હતા. એને આશ્ચર્ય થયું. વલ્લભભાઈએ તરત જ પ્રહાર કર્યો: “એ હશે, પણ આ જેલ તો સરકારના વડા મથકની પાસે આવેલી ખરીના!”

આશ્રમની ટપાલ કાલે ન આવી. વળી કાંઈ ચક્કરે ચડી હોય એમ લાગે છે.

બાયરનનું ‘પ્રિઝનર ઑફ શિલોન’ વાંચી જવાનું મન થાય છે, પણ ક્યાંથી મળે? એના આરંભનું ગંભીર સંબોધન ફરી ફરી વાર વાંચીને યાદ કરી નાખ્યું.

વલ્લભભાઈને સંસ્કૃત શીખવવામાં બહુ ગમ્મત આવે છે. ‘वासांसि’ કેમ વાપર્યું અને ‘वस्त्राणि’ કેમ નહીં? એક વચન, દ્વિવચન અને બહુવચન એ શું અને સ્વર કોને કહેવાય અને વ્યંજન કોને કહેવાય, કૃદંત કોને કહેવાય વગેરે પ્રાથમિક સવાલો બાલોચિત નિર્દોષતાથી પૂછે, અને નવા શબ્દો શીખે અને શીખે તેનો પ્રયોગ કરે. આ તમને ન શોભે, એને માટે

કહે: "इदं न शोभनं अस्ति." અને કટ્ટર ટોરીઓને કહે: "એ તો બધા 'आततायी' લોકો છે." આજે પૂછે: "शनैः शनैः એટલે શનિવારે?" "'वासांसि' કેમ વાપર્યું અને 'वस्त्राणि' કેમ નહીં, એ સવાલનો જવાબ તો રસ્કિન જેવો આપી શકે." એમ બાપુએ કહ્યું.

...ને બીજા વિવાહની ભલામણ કરી. "આમ કરતાં તમે કોઈક દિવસ નિર્વિકાર બનશો. આજ તમારે સારુ તે અસંભવિત જેવું લાગે છે. તમારા ક્રોધનું કારણ પણ તે જ છે. તમારી સ્વાદેન્દ્રિય બળવાન લાગે છે. એમાં નવાઈ નથી. કેમ કે ક્રોધ, કામ, રસ ઇત્યાદિ સાથે જ ચાલે છે. તમે માનો છો કે તમે તમારા કામમાં ઓતપ્રોત છો. એ વિષે મને શંકા છે. આનો અર્થ એ નથી કે તમે બેદરકાર છો, પણ જે માણસ પોતાનાં કર્તવ્યમાં તન્મય છે તે વિકારવશ થઈ જ ન શકે. એટલી નવરાશ ક્યાંથી કાઢે? તમારી એ સ્થિતિ જ નથી. તમે કર્તવ્યપરાયણ થવા મથો છો એ ચોખ્ખું છે; એમ તો તમે નિર્વિકાર. પણ થવા મથો છો; પણ જેમ નિર્વિકાર નથી થયા તેમ કર્તવ્યમાં પણ તન્મય નથી થયા. કામ કરતાં પણ તમને વિકારો તો આવતા જ લાગે છે. મારી પોતાની ક્યાં એવી સ્થિતિ ન હતી? મારા કામમાં ખામી નહોતી આવતી એમ બીજાઓને લાગતું. પણ હું મારી ખામી જોઈ શકતો હતો. તેથી તો બ્રહ્મચર્ય ઉપર આવ્યો."

. . .ને: "તું પોતે ખરેખર વિકારરહિત હોય તો . . .ને વશ થવા છતાં તું તેને સંતોષ ન જ આપી શકે. આ બધા વિષયીનો અનુભવ છે. પરિણામ એ આવે છે કે તારી સાથે ભોગ ભોગવ્યા છતાં . . . અતૃપ્ત જ રહે છે અને તેથી તેની વિષયવાસના વધે છે. એટલે જો તમારે સાથે જ રહેવું હોય તો તારે ભોગમાં રસ લેવો રહ્યો. જો તને તે રસ ન આવે તો તારે અલગ રહેવું જ જોઈએ. અત્યારે તમારા સાથે રહેવામાં હું તો ખરાબ પરિણામ જ જોઈ રહ્યો છું. તમે એકબીજાને છેતરો છો, પોતે પોતાને છેતરો છો અને જગતને પણ છેતરો છો. તમારા જીવન વિષે મારા સિવાય બીજા તો એમ જ માનતા જણાય છે કે આશ્રમમાં રહેલા હોવાથી સાધુ–સાધ્વી જેમ સાથે રહો છો. આ અસત્યમાંથી તમે બંને નીકળી જાઓ અને બંને પોતાને મનમાનતા વિવાહ કરી લો એ સહુથી સરસ છે. મારે મન આજનું તમારું બંનેનું જીવન દૂષિત છે. . . બીજી સ્ત્રીને પરણે તે જીવન નિર્દોષ ગણું કેમ કે તે સ્વાભાવિક હશે ને છેવટે . . . શાંત થશે. આ સુધારાને સારુ તમારે બંનેએ દિલ ખોલીને વાત કરી લેવી ઘટે છે. ને પછી નિશ્ચયપૂર્વક જે પગલું લેવું યોગ્ય લાગે તે લઈ લેવું જોઈએ. આમ થાય તો. . . કોક દહાડો નિર્વિકારી થઈ શકશે. હાલની રીતે

તો એ બળ્યાં જ કરશે ને એના વિકારો વધ્યાં જ કરશે. તારામાં શક્તિ છે તેને તું ખોઈ ન બેસ. નિરાશ ન થા, ઈશ્વર તને સહાય કરો."

આજે વિષયવાસનાત્યાગના ટોમસ એ કેમ્પિસમાંના શ્લોકો:

"Longstanding custom will make resistance, but by a better habit shall it be subdued.

"The flesh will complain, but by fervour of spirit shall it be kept under.

"The old serpent will instigate thee, and trouble thee anew but by prayer he shall be put to flight; moreover, by useful employment his greater access to thee shall be prevented."

"લાંબા વખતથી ચાલતી આવેલી રૂઢિ વિરોધ તો કરશે જ, પણ સારા સંસ્કારોથી તેને દાબી દઈ શકાશે.

"શરીરમાં રહેલું પશુત્વ માથું ઊંચું કર્યા કરશે પણ આત્માના પ્રભાવથી તેને નીચે પાડી શકાશે.

"પુરાણો સર્પ તને ઉશ્કેરશે અને તને વારંવાર સતાવશે; પરંતુ પ્રાર્થનાને બળે તેને ભગાડી શકાશે. વળી ઉપયોગી વ્યવસાયથી તેને પાસે આવતો રોકી શકાશે."

૨૮-૭-'૩૨

બાપુએ કાલે મેજરને પૂછેલું કે "અહીં કોઈ ઉર્દૂ શીખવી શકે એવો મળે કે નહીં?" એ કહે: "હા! કેન્ટોન્મેન્ટમાં હોય ખરા, અંગ્રેજોને હિંદુસ્તાની શીખવનારા." બાપુએ કહ્યું: "હું જેલમાંની વાત પૂછું છું." મેજર: "અહીં મારા કરતાં વધારે સારું ઉર્દૂ જાણનાર કોઈ નથી એમ સમજોની." એને ખબર પડી ગઈ કે આ તો કોઈ કેદીમાંથી ઉર્દૂ જાણનાર માગશે. એટલે પહેલેથી જ આ જવાબ આપ્યો. બાપુ કહે: "પણ તમને કાંઈ રોકાય?" એ કહે: "જરૂર. બધી મુશ્કેલી નોંધી રાખવી અને મને પૂછવી." આજે નિરીક્ષણનો દિવસ હતો એટલે એ ચાલ્યા જવાની ઉતાવળમાં હોય. બાપુ કહે: "આજે તમને થોડા રોકી શકાય એમ છે?" એ કહે: "હા, નવ વાગ્યા પછી મને મુદ્દલ કામ જ નથી. હું નવ વાગ્યા સુધીમાં આ બાજુની ઓરડીઓ પૂરી કરીને આવીશ." આવ્યા. બાપુએ તો અલફારૂકમાંથી શબ્દો કાઢીને પૂછવા માંડ્યા અને એ મૂંઝાવા લાગ્યા. થોડા શબ્દો જેમ તેમ સમજાવ્યા, થોડા ન સમજાવ્યા અને છેવટે કહે: "આ તો મારા ગજા ઉપરવટનું છે. તમે

કહેતા હો તો બોલવીને એ શબ્દો પૂછી લાવું, દરરોજ." બાપુ: "પણ આ ચોપડી હું છોડી શકું એમ નથી, કારણ જ્યારે સમય મળે ત્યારે હું વાંચું છુંના." પછી પોતાના ઘરની એક ઉર્દૂ ડિક્ષનરી આપવાનું કહી ગયા.

આજે આશ્રમની ઢગલો ટપાલ આવી. બે કલાક વાંચતાં લાગ્યા.

૨૯-૭-'૩૨ 'મૉડર્ન રિવ્યુ'ના પાછલા અંકોનું વાચન રોજ કરતાં ચાલી કહ્યું છે. મે માસના અંકમાં પાશ્ચાત્ય સભ્યતા પૂર્વની — હિન્દુસ્તાન–ચીન, અને ઇસ્લામની કેટલી ઋણી છે એ વિષેનો લેખ Our Misunderstanding (આપણી ગેરસમજ) નામનો બહુ માહિતીથી ભરેલો વાંચ્યો. India in England (ઇંગ્લંડમાં હિંદ)નો જ્હોન અર્નશૉનો લેખ અતિશય સાચો, આબાદ પૃથક્કરણથી ભરેલો, અને વસ્તુસ્થિતિના તાદૃશ અને સૂક્ષ્મ નિરીક્ષણવાળો લાગ્યો. એ માણસને વિલાયતમાં મળ્યા હોત તો કેવું સારું થાત!

બહારથી ઢોલનો અવાજ સંભળાયો, બાપુ કહે: "આ ઢોલ શેનાં વાગતાં હશે?" વલ્લભભાઈ કહે: "જેલમાં જ વાગે છે!" બાપુ કહે: "કોઈનાં લગ્ન હશે?" મેં પેટ્રીક પીઅર્સની વાત કરી, જેનાં ફાંસીએ ચઢવા પહેલાં લગ્ન થયાં હતાં. બાપુએ કહ્યું: "એ બાઈને ધન્ય છે. પણ હવે એ બાઈ શું કરે છે એ જાણવા ઇચ્છું ખરો. તમારે વિલાયતમાં કોઈને પૂછવું જોઈતું હતું કે, એ શું કરે છે?"

આજે નાડકર્ણીએ ટાંકેલો શ્લોક બાપુએ ટાંક્યો:

वृक्षाञ्छित्वा पशून् हत्वा कृत्वा रुधिरकर्दमम् ।
यद्येवं गम्यते स्वर्गं नरकं केन गम्यते ॥

૩૦–૭–'૩૨ એટલે વલ્લભભાઈ કહે: "મુસલમાનો તો એમ માને છે જ." આમાંથી શ્રદ્ધાનંદ, રાજપાલ વગેરેની વાત નીકળી. અને છેવટે ભોળાનાથ અને એના કારકુનોની. આ બાપડા તો કાંઈ પણ કારણ વિનાના અત્યંત નિર્દોષ માર્યા ગયા. કારણ એનો વિચાર તો મહમદનું જીવન પોતાની ચોપડીમાં આપીને સેવા કરવાનો હતો. એણે ગેબ્રિયલનું ચિત્ર પણ કોઈ પુરાણી તસવીર ઉપરથી લીધું હતું. એ ઉપરથી બાપુએ દક્ષિણ આફ્રિકાનો પોતા ઉપર વીતેલો કિસ્સો કહ્યો. બાપુએ વૉશિંગ્ટન અર્વિંગનું મહમદનું જીવનચરિત્ર વાંચ્યું, એને મુસલમાનોની સેવા કરવાને અર્થે 'ઇંડિયન ઓપીનિયન'માં એનું સમજાય એવી સરળ ભાષામાં ભાષાન્તર આપવા માંડ્યું. એક બે પ્રકરણ આવ્યાં ત્યાં તો મુસલમાનોનો સખ્ત વિરોધ જાહેર થવા લાગ્યો. હજી પેગમ્બર

વિષે તો કશું અબ્યું નહોતું, પેગમ્બરના જન્મ સમયના અરબસ્તાનની મૂર્તિપૂજા અને વહેમો અને દુરાચારોનું વર્ણન હતું. એ જ આ લોકોને અસહ્ય થઈ પડ્યું. બાપુએ કહ્યું : "આ તો ગ્રંથકર્તાએ પ્રસ્તાવનારૂપે કહ્યું છે. આ બધું સુધારવા પેગમ્બરનો અવતાર થયો. પણ કોઈ સાંભળે જ નહીં. અમારે એવું જીવનચરિત્ર ન જોઈએ, ન જોઈએ! બસ આગલાં પ્રકરણો લખાયેલાં, તેના ટાઈપ ગોઠવાયેલા તે પણ રદ કર્યાં." પછી બાપુએ ઉમેર્યું : "બિચારા ભોળાનાથે તો ચિત્ર કાઢી નાખ્યું અને માગેલા સુધારા કર્યા તોયે તેનો જીવ ન બચી શક્યો! આ પછી અમીરઅલીનું Spirit of Islam (ઇસ્લામનું હાર્દ) ગુજરાતીમાં આપવાની ઇચ્છા હતી અને એક મુસલમાન મિત્રે પૈસા પણ છાપવાને આપેલા હતા છતાં એ વિચાર જ માંડી વાળેલો!"

૩૧–૭–'૩૨

નાડકર્ણીએ રામરાજ્ય ઉપર એક ટીકાત્મક નિબંધ લખીને તેને બાપુની ઉપર લખેલ કાગળનો આકાર આપ્યો છે. એમાં રામચંદ્રે કરેલા અધર્મ — વાલીનો વધ, શંબૂકનો સંહાર, સીતા-નિર્વાસન અને એવી એવી કથાઓ જેમાં સનાતની હિંદુઓ અક્ષરશઃ માને છે અને જેને લીધે શૂદ્રોને, તથા સ્ત્રીઓને કનડે છે, અસ્પૃશ્યોને સંતાપે છે, અને અંત્યજો કે શૂદ્રેતરો જે અધિકાર ભોગવે છે તેમાંથી દૂર રાખે છે, એ બધાની ઉપર કડવા પ્રહાર કર્યા છે. ક્યાંક ક્યાંક એની તીખાશ મર્યાદા ઓળંગે છે. તે એટલે સુધી કે કોઈ મિશનરી કે મિસ મેયોના હાથમાં આ પુસ્તક આવ્યું હોય તો હિંદુ ધર્મ ઉપર પ્રહાર કરવાને માટે એને મજબૂત લાકડી મળી જાય.

"આનો જવાબ આપશો ને?" એમ મેં બાપુને પૂછ્યું. બાપુ કહે : "હા, થોડું લખવાનો વિચાર છે." મેં કહ્યું : "લખાવી રાખો અને બહાર નીકળ્યા પછી છાપીશું." બાપુ કહે : "ના રે, એમ લખાવવું એ મારી શક્તિની બહાર છે." હું કહું છું કે હું જે લખું છું તે હું નથી લખતો, ઈશ્વર લખાવે છે એ અક્ષરશઃ સત્ય છે. મારાં 'યંગ ઇન્ડિયા'નાં લખાણ વાંચું છું ત્યારે મને લાગે છે કે એ હું પાછો ન લખી શકું. બારડોલી વખતના ગુજરાતી લેખો આજે હું ન લખી શકું. દરેક વસ્તુને માટે વાતાવરણ જોઈએ છે. એટલે ટૂંકો જવાબ એને લખી મોકલશું." મેં કહ્યું : "એ તો ઓછેવત્તે અંશે ઘણાને માટે સાચું છે. જે માણસને તન્મય થઈને લખવાની ટેવ છે તે એક પ્રસંગે અને સંજોગોમાં જે લખશે તે બીજા પ્રસંગે અને સંજોગોમાં તેવું જ ન લખી શકે. લાઝાનમાં તમે

સત્ય એ જ ઈશ્વર છે, એ ઉપર જે અર્ધો કલાક વ્યાખ્યાન આપ્યું તે આજે બોલી જવાનું કહેવામાં આવે તો તમે ન કહી શકો, અને છતાં આજે એ વિષયનું નવું જ નિરૂપણ આપી શકો."

જાણે મારા સવાલના જ જવાબમાં હોય તેમ તેમણે આજે એક નાનકડી બાલિકાને લખેલા કાગળમાં જ નાડકણીને જવાબ આપી દીધો. બાલિકાએ પૂછ્યું હતું કે "મીરાબાઈના ચમત્કારો પુસ્તકમાં આપેલા ન માનીએ તો પછી એને માટે બીજા કોઈ કહે તે માનીએ? પુસ્તકો ન માનીએ તો આપણાં વીરો અને વીરાંગનાઓ વિષે જાણવાનું સાધન શું?" એને જવાબ આપતાં લખ્યું: "ચોપડીમાં લખેલું બધું વેદવાક્ય ન ગણાય. જે નીતિવિરુદ્ધ છે, જે અમાનુષી છે, એવું ગમે ત્યાં લખ્યું હોય તોયે ન માનીએ. સાચા ખોટાને તોળવાની શક્તિ આપણામાં ન આવે ત્યાં લગી વાંચેલાને વિષે જેની ઉપર વિશ્વાસ હોય એવાં વડીલ કહે તે માનીએ."

ભગવાનજીને લખ્યું: "ઈશોપનિષદમાં એક મંત્ર છે. તેનો અર્થ એવો પણ થાય છે કે તારી સામે રહેલા કાર્યનું તું ધ્યાન ધર. આમ કરતાં અવશ્ય ઈશ્વરસાક્ષાત્કાર થાય. ઈશ્વર તો બધેય છે. 'મારા' કામમાં પણ છે. જેને 'મારું' માનું છું તે તેનું છે. એ કામનું ધ્યાન ધરું તો તેનું માનું. જે ધણીનું કામ કરે છે તે ધણીને પામે છે."

બાળાઓ શિયળના રક્ષણનો વિચાર કરતી થઈ ગઈ છે. એનું રક્ષણ હથિયારથી ન થાય? એને એ જવાબ આપ્યો: "જેનું મન પવિત્ર છે તેણે વિશ્વાસ રાખવો કે પવિત્રતાનું રક્ષણ ઈશ્વર કરશે જ. હથિયાર ઉપરનો આધાર તો ખોટો છે. હથિયાર ઝૂંટવી લે તો? અહિંસાધર્મ પાળનાર હથિયાર ઉપર વિશ્વાસ ન રાખે; તેનું હથિયાર તેની અહિંસા, તેનો પ્રેમ છે." આ બાળાએ "સત્ય છતાં અપ્રિય બોલે તો હિંસા ન થાય?" એમ પૂછેલું. તેને સામે જવાબ મળ્યો: "સત્ય બાબતમાં કોઈનું મન દુખાય તેમાં હિંસા નથી. આપણે કોઈને દૂભવવા ન ઇચ્છીએ છતાં તે દુભાય તેમાં હિંસા નથી. હું તારી પાસેથી ગાયનું દૂધ માગું પણ મને તેનું વ્રત હોવાથી તું ન આપે ને હું દુભાઉં તેમાં તું હિંસા નથી કરતી, પણ ધર્મ પાળે છે." બીજા પત્રમાં: "સ્ત્રીને કે કોઈને રક્ષણને સારુ બહારના હથિયારની જરૂર ન હોય. કેટલીક વાર તેવાં હથિયાર રક્ષણ કરનારની સામે જ વપરાય છે. વળી જે અહિંસાધર્મ પાળે છે તે તો મરીને જ પોતાનું રક્ષણ કરે, મારીને નહીં. સ્ત્રીએ દ્રૌપદીની જેમ વિશ્વાસ રાખવો જોઈએ કે પોતાની પવિત્રતા એટલે ઈશ્વર રક્ષણ કરશે. આપણામાં ઈશ્વર તેના ગુણરૂપે રહે છે ને રક્ષણ કરે છે."

. . .ને લખ્યું: (એણે લખ્યું હતું કે મને બહુ એકલું લાગે છે, મારો કશો ઉપયોગ નથી ઇ૦ તેના જવાબમાં):

"You are suffering from a subtle pride and diffidence at the same time. How can you feel lonely in the midst of so many human beings everyone of whom demands your service and in whose midst you have thrown in your lot? You are in the midst of books and you will not touch them. You are in the midst of Hindi speaking men and women and you will not speak to them. You are in the midst of workers and you will not throw yourself into the work and make two blades of grass grow where only one was growing yesterday, make two yards of cloth where only one was woven yesterday. All our philosophy is dry as dust if it is not immediately translated into some act of loving service. Forget the little self in the midst of the greater you have put yourself in. You must shake yourself free from this lethargy."

"તમને સૂક્ષ્મ અભિમાન પીડી રહ્યું છે. એની સાથે જ તમારામાં આત્મવિશ્વાસનો અભાવ છે. નહીં તો તમારી સેવા લેવાની ઇચ્છા રાખતા આટલા બધા સાથીઓની વચ્ચે તમને શા માટે એકલાપણું લાગવું જોઈએ? તમે પુસ્તકોની વચમાં પડેલા છો પણ તમારે એને અડવું નથી. તમે આટલાં હિંદી બોલનારાં સ્ત્રીપુરુષોની વચ્ચે છો, પણ તમારે એમની સાથે બોલવું નથી. તમે આટલા કાર્યકર્તાઓની વચ્ચે પડ્યા છો પણ તમારે કામ નથી કરવું. જ્યાં ગઈ કાલે એક કણસલું ઊગતું હોય ત્યાં આજે બે ઉગાડવાં નથી, જ્યાં એક વાર કપડું વણાતું હોય ત્યાં બે વાર વણવું નથી. આપણી ફિલસૂફીની ધૂળ જેટલી પણ કિંમત નથી, જો પ્રેમમય સેવામાં તે તત્કાલ પરિણમતી ન હોય. તમે જે વિશાળ સમૂહની વચ્ચે પડ્યા છો ત્યાં તમારી અલ્પ જાતને ભૂલી જાઓ. તમારી ઉપર સવાર થઈ બેઠેલી આ શિથિલતાને ખંખેરી નાખો."

. . .એ લખેલું હતું: "આશ્રમમાં શું જાઉં? જે લોહચુંબક તરફ ખેંચાઈને જતાં તે તો ત્યાં મળે નહીં." એને લખ્યું: "આશ્રમમાં ન જવાનું કારણ તેં સુંદર બતાવ્યું છે. એમ બધાય કરે તો? કાજી અને તેના કૂતરાની વાત સાંભળી છે? કાજી બહુ પ્રખ્યાત હતા. તેનો કૂતરો મરી જતાં તેની લાશને લઈ જવાનું સરઘસ કાઢ્યું. તેમાં આખું ગામ ગયું. કાજી મરી ગયા ત્યારે માંડ કાંધિયા મળી શક્યા! એવું તેં કર્યું કહેવાયના?

અથવા 'દેહીનાં સ્નેહી સકળ સ્વારથિયાં અંતે અળગાં રહેશે રે' એ ભજનને તો આપણે સહુ અનુસરીએ છીએના? દેહમાંથી જીવ ગયો એટલે તેને બાળીએ છીએ. પણ તેં—? આ વાક્ય તું પૂરું કરજે. તાત્પર્ય એ છે કે વ્યક્તિનો મોહ ન રાખીએ. વ્યક્તિના ગુણનો મોહ હોય પણ એ મોહ શુદ્ધ પ્રેમનો. સહુના ગુણ કાંઈક ને કાંઈક કાર્યરૂપે પરિણમે છે. જો આપણે તે ગુણને સારા ગણતા હોઈએ તો તેમાંથી જે કાર્ય મૂર્તિમંત થાય તેને ઉત્તેજન આપવું જોઈએ. એટલે તું આશ્રમમાં જજે. એટલી બાળાઓમાંથી થોડીની ઓળખાણ તો કરી જ હશે. તેની સંભાળ લેજે. કોઈ વખતે પ્રાર્થનામાં ભાગ લેજે."

આ જ બાબત વિષે . . .ના કાગળમાં:

૧. વ્યક્તિપૂજાને બદલે ગુણપૂજા કરવી ઘટે છે. વ્યક્તિ તો ખોટી નીવડે અને તેનો નાશ તો છે જ. ગુણનો નથી.

૨. આશ્રમના ચાલક વર્ગના લોકો ઘણાખરા નથી ગમતા તો તેને સહન કરતાં શીખવાની આ સોનેરી તક છે. દોષ વિનાના તો કોઈ નથી. અને આપણા જેવા જ બીજાને ગણવા ઇચ્છીએ તો ગમવા ન ગમવાનો ભેદ ભિડી જાય છે.

૩. આશ્રમનાં તત્ત્વો માન્ય છે તો તેના બાહ્ય સ્વરૂપને વિષે મતભિન્નતા છે તેની ફિકર ન હોય. આપણને કામ મમ મમની સાથે — તત્ત્વની સાથે — હોય, ટપ ટપ — બાહ્ય સ્વરૂપ — સાથે નહીં.

૪. તારા સ્વભાવના દોષો કાઢવાને સારુ તો આશ્રમમાં રહેવાનો ધર્મ છે.

૫. તારાં ધ્યેયોને તું આશ્રમમાં ન પહોંચી શકે તો દોષ તારો છે. આશ્રમમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે.

૬. તારાં પ્રેમીજનોનું ખેંચાણ તને શા સારુ આશ્રમ બહાર લઈ જાય? તેઓનો પ્રેમ તેમને આવશ્યકતા પૂરતા ત્યાં દોરે. પ્રેમને ભૌતિક સાન્નિધ્યની આવશ્યકતા હોય જ નહીં અને હોય તો તે પ્રેમ ક્ષણિક જ ગણાય. એકના શુદ્ધ પ્રેમની કસોટી બીજાના વિયોગમાં — બીજાના મરણ પછી — થાય છે, પણ આ બધો તો બુદ્ધિવાદ થયો. તારું હૃદય જ્યાં હશે ત્યાં જ તું રહેશે. તારું હૃદય જો આશ્રમ ન સમાવી શકે તો હું શું કરવાનો અને તું પણ શું કરવાની હતી?"

આ બહેનને બાપુએ લખ્યું હતું: "'કોઈના કાજી ન બનો, રખેને બીજા તમારા કાજી બને' એ સૂત્રને આધારે પણ પ્રધાનોની ટીકા કરવી નથી ઘટતી." એનો જવાબ બહેને ચિડાઈને આપ્યો: "ભલે અમારી ટીકા

થવાની હોય, તેથી બીજાની ટીકા ન કરીએ? જાહેર પુરુષોની ટીકા કરવાનો સૌને હક છે." એને લખ્યું: "'કોઈનો વિચાર ન કરો, રખેને તમારો બીજા કરે'ની તારી ટીકા તને શોભતી નથી. તેનો અર્થ જ તું નથી સમજી. તારી ટીકામાં બહુ અહંકાર ભર્યો છે. 'રખેને તમારો ન્યાય બીજા કરે'નો અર્થ તો એ છે કે આપણે એવા ન્યાયપાત્રમાં, દોષમાં ન આવવું. જગતની સામે આપણે ઉદ્ધત ન બનીએ. 'ભલે જગતને જે કહેવું હોય કે કરવું હોય તે કહે અથવા કરે' એવો વિચાર કે એવું વચન આપણે કેમ કાઢીએ? જગતની પાસે આપણે રાંક છીએ. એટલે કે આપણે સત્ય માર્ગ ઉપર હોઈએ છીએ ત્યારે પણ જગતને દંડ નથી કરતા. તેનો ન્યાય નથી કરતા. પણ જગતના દંડ ને ન્યાયને આપણે સહન કરીએ છીએ. આનું નામ નમ્રતા અથવા અહિંસા છે. તારું લખાણ વ્યંગમાં કે ક્રોધમાં લખાયું હોય તો પણ તું એવું ન લખે એ હું ઇચ્છું છું. મારી ઉપર જે ક્રોધ કાઢ્યો છે તેની ફિકર નથી. એને હું હસી કાઢી શકું. પણ આ વચન મને ડંખે છે. તારી કલમે એવાં વાક્ય જ ન ચઢવાં જોઈએ. એટલે કે એવા પ્રકારનો વિચાર પણ ન આવવો જોઈએ. વિચાર આવ્યો એટલે ભલે તે મારી પાસે મૂક્યો. મુકાયો એટલે તો હું સુધારી શકું છું. આ ફકરો તારા વિચાર મારી પાસે છુપાવવા સારુ નથી લખ્યો. હું તને ગાંડી, ઘેલી, ઉદ્ધત, નમ્ર જેવી હોય તેવી જોવા ઇચ્છું છું. પણ મારી માગણી તો એ છે કે મજકૂર વિચાર પણ તું તારા હૃદયમાં ન થવા દે."

માલ્થસના 'जीवो जीवस्य जीवनम्' ના નિયમ વિષે એ જ કાગળમાં: "એનું કેટલુંક લખાણ લોક સમજ્યા નથી, કેટલુંક ભૂલભરેલું છે. જે કાયદો મનુષ્યેતર પ્રાણીને લાગુ પડે છે તે મનુષ્યને નથી પડતો. મનુષ્યેતર પ્રાણી બીજા જીવોને મારીને, ખાઈને નભે છે. મનુષ્ય તેમાંથી નીકળી જવા મથે છે. એમાં તેની અહિંસા છે. દેહ છે ત્યાં લગી તે પૂર્ણ અહિંસાને નહીં પહોંચે પણ ભાવનારૂપે તેને પહોંચે તો ઓછામાં ઓછી હિંસાથી નિર્વાહ કરે. પોતે મરીને બીજાને જીવવા દેવાની તૈયારીમાં મનુષ્યની વિશેષતા રહેલી છે. જેમ મનુષ્ય વધે છે તેમ જ ખોરાક પણ વધે છે. હજુ તેનામાં વધવાની શક્તિ છે. ડાર્વિનની શોધ પછી તો ઘણી નવી થયેલી છે. 'મોટામાં મોટી સંખ્યાનું ભલું' અથવા 'બળિયાના બે ભાગ'નો કાયદો ખોટો છે. અહિંસા બધાનું ભલું ચિંતવે છે. ઈશ્વરને ત્યાં બધાના ભલાનો જ ન્યાય હોય. એ કેમ અપાય ને એવા ન્યાયમાં મનુષ્યનું કર્તવ્ય શું છે તે શોધવું એ આપણું કામ છે, એ નીતિથી વિરુદ્ધ નીતિ રજૂ કરવાનું કદી નહીં."

આજે 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'માં મોટા અક્ષરે મારી જમીનના પૈસા ભરાયાની ખબર વાંચી. મહાદેવના પિત્રાઈ મગન

૧–૮–'૩૨

બાપુએ આસિસ્ટંટ કલેક્ટરને ઉદ્ધત જવાબ આપ્યો, પૈસા ભરવાની ના પાડી. પછી સબ ઇન્સ્પેક્ટર ગયો. તેણે તેના ઘરમાંથી કૉંગ્રેસ પત્રિકાઓ પકડી અને લડતમાં ભાગ લેવા માટે કેસ ચલાવ્યો. ત્યાં તેણે માફી માગી અને પૈસા ભરી દીધા. 'ટાઇમ્સ'નો રિપોર્ટ છે એટલે કેટલું સાચું તે રામ જાણે, પણ પૈસા ભરાઈ ગયા, એ વાત તો સાચી જ. મને ખૂબ દુ:ખ થયું. પણ એમાં શું થાય? મારાથી થયું એટલું આજ સુધી કર્યું, પણ દુશ્મનના દાવાને કાંઈ જેલમાં બેઠાં પહોંચી વળાય છે?

આજે સવારે જરા સૂરજ નીકળ્યો એટલે બધી ચાદરો વગેરેને હવા લગાડવાની બાપુએ સૂચના આપી. પછી એક કિસ્સો

૨–૮–'૩૨

સંભળાવ્યો. એ સૂચના આપતાં એમને ડરબનના ડૉ. નાનજીની સ્કૉચ સ્ત્રી યાદ આવી જે ભારે સરસ બ્રાહ્મણ હતી. રોજ કપડાં ન ધુએ કે સાબુ ન દે, છતાં તેને હવા સારી રીતે આપતી. તેણે કપડાંને હવા આપવાનો ગુણ સમજાવ્યો હતો એમ બાપુએ કહ્યું. આ કહેતાં ડૉ. નાનજીને ત્યાં બાને રાખેલાં અને ઑપરેશન કરાવેલું તેની વાત સંભળાવી: "બાની સહનશક્તિનો એ અદ્ભુત નમૂનો કહેવાય. ગર્ભાશયનું સ્ક્રેપિંગ કરવાનું—છોલવાનું હતું. બાનું હૃદય નબળું એટલે ક્લોરોફૉર્મ કદાચ બરદાસ્ત ન કરી શકે એટલે ક્લોરોફૉર્મ આપ્યા વિના જ ઑપરેશન કર્યું." બાપુ દૂર ઊભા હતા, એ પોતે ધ્રૂજતા હતા. એ ભાગમાં હથિયાર નાખીને પડોળો કરતાં ચીરા પડતા તે તડતડ સંભળાયા. બાના મોં ઉપર દુ:ખ દેખાય પણ જરાયે દુ:ખનો અવાજ ન કાઢ્યો. બાપુ કહે: "હું કહેતો જાઉં કે જોજે હિંમત ન હારતી, પણ હું તો ધ્રૂજતો હતો, મારાથી એ જોઈ શકાતું નહોતું." મેં બાપુને કહ્યું: "એ તો સહનશક્તિનો ચમત્કાર કહેવાય." બાપુ કહે: "હા, એમાં વખત પણ ઠીક ગયો હતો, અને ચીસો પડાવે એવું હતું. પણ બાએ અજબ સહનશીલતા બતાવી! એવી જ હિંમત એણે બીફ–ટી ન લેવામાં બતાવી. એ કહે: 'ભલે મરવાનું હોય તો મરીશ પણ એવું લઈને મારે જીવવું નથી.'"

સાંજે બાપુએ પૂછ્યું: ". . .ની ૬૧મી જન્મતિથિ ક્યારે છે, ભલા?"

વલ્લભભાઈ: "કેમ શું કામ છે? તમારે કાંઈ લખવું છે?"

બાપુ: "હાસ્તો. બીજાને લખીએ અને એણે શો વાંક કર્યો છે?"

વલ્લભભાઈ: "કોઈ તમને પૂછે, તમારી પાસે કાંઈ માગે ને લખી મોકલો તો જુદી વાત છે; નહીં તો તમે અહીંયાં જેલમાં બેઠા છો, તમારે લખવાની શી જરૂર?"

બાપુ: "એમ કેમ? . . .નાં લખાણો . . .માં બહુ ઊંચો દરજ્જો ધરાવે છે. લેખકમાં એ પહેલાબીજા ગણાય."

વલ્લભભાઈ ઘડીક વાર ચૂપ રહ્યા. પછી કહે: "ગણાતા હશે."

બાપુ: "હશે કેમ? છે."

વલ્લભભાઈ: "જાણ્યા, જાણ્યા, હવે. શા સારુ એવા બાયલા માણસને વિષે લખી એને ઉત્તેજન આપવું? દેશમાં દાવાનળ સળગી રહ્યો છે ત્યારે બેઠાં બેઠાં લેખ લખાતા હશે?"

બાપુ: "એના લેખોથી સેવા નથી થતી એમ તમે કહો?"

વલ્લભભાઈ: "વિદ્વાનોના લેખોથી જરાય સેવા નથી થતી. વિદ્વાનો વાંચવાલખવાનો શોખ લગાડે છે અને તેમ કરીને ઊલટા નુકસાન પહોંચાડે છે. માણસોને વાંચવાલખવાના મોહમાં નાખીને નમાલા કરી મૂકે છે. નમાલા કરે એ વિદ્યા અને લખાણ શા કામનાં?"

બાપુ: ". . . નાં લખાણ વિષે એમ કહેવાય છે ખરું? મેં એનું . . .નું જીવનચરિત્ર નથી વાંચ્યું, પણ એ જીવનચરિત્ર માણસને નમાલા કરે?"

વલ્લભભાઈ: "લોકો એણે લખેલું બીજાનું ચરિત્ર વાંચશે કે એનું ચરિત્ર જોશે?"

બાપુ: "એનું ચરિત્ર શું ખોટું છે? તમને ખબર છે ૧૯૧૬-૧૭માં વિલિંગ્ડને લડાઈને અંગે ટાઉન હૉલમાં મીટિંગ બોલાવી હતી તેમાં બધાને લડાઈમાં મદદ કરવાની અપીલ કરી હતી? ટિળક પક્ષે અમુક શરતે જ મદદ થઈ શકે એવા પ્રકારનો સુધારાનો ઠરાવ મૂકવાનો નિશ્ચય કર્યો, નહીં તો સભા છોડી જવાનો નિર્ણય હતો. એ પક્ષ તરફથી . . . ઊભા થયા. બધાએ ખૂબ હુરિયો કરવાનો પ્રયત્ન કર્યો, પણ એ અડગ ઊભા રહ્યા અને કહેવાનું હતું તે બધું કહીને પછી બધાએ સભાનો ત્યાગ કર્યો."

વલ્લભભાઈ: "ઓહો! એ નાટક તો એમને કરતાં આવડે છે!"

બાપુ: "ત્યારે તમારે શું જોઈએ એમની પાસે?"

વલ્લભભાઈ: "કાંઈ ત્યાગ તો કરે કે નહીં?"

બાપુ: "શું જેલમાં આવે એ જ ત્યાગ ગણાય કે?"

વલ્લભભાઈ: "હું એમ નથી કહેતો. પણ હું એમને જાણું છું અને તમે એમને જાણતા નથી, એટલે શું કહું? એ તો થોડામાં થોડો ત્યાગ અને વધારેમાં વધારે લાભમાં માનનારા છે."

બાપુ: "હા, એ તો એની ફિલસૂફી છે."

વલ્લભભાઈ: "હ ...તો. બળી એ ફિલસૂફી! થોડામાં થોડો ત્યાગ પોતા તરફથી, લોકો તો ગમે તેટલા ખુવાર થઈ જાય અને વધારેમાં વધારે લાભ પોતા માટે."

બાપુ: "જોજો! હું આ બધું એને કહીશ હોં!"

વલ્લભભાઈ: "એને મોઢે બધું સંભળાવું એમ છું, અને સંભળાવ્યું છે. . . .માં બધા ભેગા થયા હતા. ત્યાં બધા કહેવા લાગ્યા . . . તો નિવૃત્ત થવાના છે. મેં કહ્યું: શેના નિવૃત્ત થાય? નિવૃત્ત થવાનો શો હક છે? જાહેર જીવનમાં શું ઝખ મારવા પડ્યા હતા? જાહેર જીવનમાં પડે એ નિવૃત્ત થાય જ શેનો?"

બાપુ: "એમાં એનો વાંક? એ તો બિચારા કામ કરતા હોત, પણ એને કમનસીબે હું આવ્યો અને એમની બાજી ભાંગી પડી. એમને મારા કામમાં શ્રદ્ધા નહીં હોય એટલે એ ખસી બેસે અને નિવૃત્ત થવાનો વિચાર કરે એમાં શું આશ્ચર્ય?"

વલ્લભભાઈ: "ઠીક ત્યારે લખજો. તમે તો પાછા **'सत्यमपि प्रियं वदेत्'** વાળા ખરા ના?"

બાપુ: "મહાદેવ, આ વાક્ય એમના શીખવામાં આવી ગયું છે કે શું?"

હું: "હા બાપુ, હવે તો કાલથી ગીતાપ્રવેશ થશે. અને એમણે ગીતા વાંચી હશે ત્યારે તો તમારી આગળ એવા અવનવા અર્થ મૂકશે કે તમને થશે કે આ તો ભોગ મળ્યા!" સૂતી વખતે જ મેં પૂછ્યું: ત્યારે કાલે ગીતાનો આરંભ કરશું ના? એટલે ખાસા કહે: **'आदौ वा यदि वा पश्चात् वा वेदं कर्म मारिष'**. પેલે દહાડે હું સુપરિન્ટેન્ડન્ટની કાંઈક ટીકા કરતો હતો એટલે મને કહે: **नैतत्त्वय्युपपद्यते**! અને થેન્કસને માટે **कृतार्थोऽहं** વારંવાર કહે છે!

૩–૮–'૩૨

કાગળો વિષે સરકારનો જવાબ આવી ગયો છે એમ તો અનાયાસે જ ખબર પડી. બાપુએ અહીંથી ટપાલમાં ગયેલા કાગળો વિષે પૂછ્યું. સુપરિન્ટેન્ડન્ટે કહ્યું: "કાગળની ચિંતા ન કરો." બાપુ કહે: "કેમ મોકલાયા છે?" પેલા કહે: "હા." બાપુ: "તમને મોકલવાની છૂટ મળી છે?" પેલા: "હા." બાપુ: "એ કયારથી?" "શનિવારનો હુકમ મળેલો, એટલે આશ્રમની ટપાલ પણ ગઈ." આટલું જણાવ્યા પછી પોતે જ કહે: "એ તો એ વિષે મેં લખ્યું હતું તેનું પરિણામ લાગે છે!" બાપુ કહે: "અરે ભાઈ, દશ દહાડા ઉપર

મેં કાગળ લખેલો તે તમે ભૂલી ગયા?" એટલે પેલા કહે: "એ કાગળ તો તમે બેત્રણ દહાડા ઉપર લખ્યો હતો ના?" બાપુ કહે: "અરે, એ વિષે આપણે ચર્ચા થયેલી; તમે તેમાં સુધારો કરાવેલો. સરકારે એનો જવાબ આપવાને બદલે આ હુકમ કાઢ્યા લાગે છે." પેલા કાંઈ બોલ્યા નહીં. પણ જે માણસમાં એ કાગળ લખવા દેવા જેટલું પણ સ્વાભિમાન નહોતું તે માણસ આજે સરકારની હાર થઈ તેનું માન પોતે લેવા માગે છે એ જોઈને અમને સૌને બહુ આશ્ચર્ય લાગ્યું. બાપુનો આભાર માની શકતો હતો એ તો શેનો જ માને?

* * *

ડૉ. મહેતાના પગ ઉપર ઘા ઝેરી થયો અને તેમનો પગ કાપી નંખાવવો પડ્યો છે. પરિણામે એમની સ્થિતિ ગંભીર છે એવા તાર મળ્યા છે. સવારે ઑપરેશન સારું થયું. સ્થિતિ સંતોષકારક છે, એવા તાર હતા. એટલે બાપુએ પાછો તાર કરેલો: "બહુ રાજી થયો છું. રોજ રોજ તાર કરતા રહેશો." ડૉક્ટરમાં બરદાસ્ત કરવાની શક્તિ છે એમ વાત થતી હતી ત્યાં બીજો તાર આવ્યો: ડૉક્ટરને ખૂબ તાવ છે. પછી તાર આવ્યો: ડૉક્ટરને ન્યુમોનિયા છે અને સ્થિતિ ગંભીર છે. આ પછી પણ બાપુએ કહ્યું: "રતિલાલને અને મગનને નસીબે હજીયે જીવી જાય તો કહેવાય નહીં." આમ બાપુથી પણ માનવોચિત ઉદ્‌ગારો નીકળી જતા હતા.

આજે બ્રેડ ખરાબ થઈ હતી એટલે આજને માટે અને આવતી કાલને માટે ભાખરી કરી રાખી. જમી રહ્યા પછી વધેલી ભાખરી ત્યાંથી લાવવાને બદલે ત્યાં જ રહી ગઈ. રસોઈ બનાવનાર બધી ખાઈ ગયા. મેં ત્યાં રાખી અને હું ન લાવ્યો એને મારી બેદરકારી બાપુએ ગણી. "તમે તો કવિ છો ને! એટલે ધ્યાન બીજે ક્યાંક હશે." મેં કહ્યું: "એ ભલે ખાઈ ગયા, એના નસીબની હશે, પણ મારા ઉપર બેદરકારીનો આરોપ આવે એટલે એ મને ખટકે છે. એ લોકોની ફરજ હતી કે બે દિવસની ભાખરી વધેલી હતી તો મને આવીને પૂછવું જોઈતું હતું કે આ ભાખરીનું શું કરવાનું છે?"

૪–૮–'૩૨

આજે ડૉક્ટર મહેતાના અવસાનનો તાર આવ્યો. કાલે રાત્રે ૯–૪૫ વાગ્યે દેહ છોડી! બાપુને કેટલું લાગ્યું તેનો ખ્યાલ આ તારથી થઈ શકે છે:

"God's will be done. Consolation to you and mother. Hope you will fully carry on all noblest traditions left by father for commercial integrity, lavish hospitality

and great generosity. Sardar, Mahadev join me in condolences. For me? I feel forlorn without lifelong faithful friend. Continue keep me informed of everything. May God bles you all."

"ઈશ્વરેચ્છા. તમને અને માતુશ્રીને આશ્વાસન. પિતાશ્રીની ઉદાત્ત પરંપરા — વેપારમાં પ્રામાણિકતા, પરોણાગતમાં રેલમછેલ અને દાનેશ્રી સ્વભાવ — એ બધું તમે પૂરેપૂરું સાચવશો. સરદાર તથા મહાદેવ દિલગીર છે. મારું શું કહું? જીવનપર્યંતના વફાદાર મિત્રને વિરહ મને સાલી રહ્યો છે. બધું મને જણાવતા રહેજો. ઈશ્વર તમારું સૌનું ભલું કરો."

બિચારાએ બે માસ ઉપર તો સત્યાગ્રહમાં જોડાવાની રજા માગી હતી. અને નવેમ્બરમાં બાપુને મળવાની આશા રાખી હતી. મણિલાલ રેવાશંકર જગજીવનને કાગળમાં લખ્યું : "સુંદર માળો અત્યારે ચૂંથાઈ જવાનો ભય ઊભો થયો છે. તમને બધાને દાક્તરનો વિયોગ સાલશે જ. પણ મારી સ્થિતિ વિચિત્ર છે. દાક્તરના કરતાં અધિક મિત્ર મારે આ જગતમાં ન હતો. મારે સારુ તો તે જીવે જ છે. પણ હું અહીં બેઠો તેનો માળો અવિચ્છિન્ન રાખવામાં લગભગ કંઈ જ ભાગ નથી લઈ શકતો, એ ખૂંચે છે. તમે જે કાંઈ કરાતું હોય તે કરી છૂટજો. દાકતરનું નામ અખંડિત રહે તેવું કરવામાં તમે ક્યાં સુધી ભાગ લઈ શકો છો એ જણાવજો."

નાનાલાલ મહેતાને : "દાકતર જતાં મારી સ્થિતિ તમારા બધાંના કરતાં કફોડી થઈ પડી છે. મારા પુરાણામાં પુરાણા સાથી, મિત્ર, જે કહું તે ચાલ્યા જાય ને હું પીંજરામાં પુરાયેલો કાંઈ જ તેની પાછળ ન કરી શકું એ ખૂંચે છે. પણ તેમાંયે ઈશ્વરનો ભેદ છે, કૃપા પણ હોય. દાકતરનો માળો આબાદ રાખવાની તમારી ક્યાં લગી શક્તિ છે તે હું નથી જાણતો. જેટલી હોય તેટલી વાપરજો. દાકતરનું નામ નિષ્કલંક રહે અને તેના ગુણો તેનાં છોકરાંઓ કાયમ રાખે એ જોવાનું રહે છે."

મોટા છોકરા છગનલાલને : "દાક્તરના સ્વર્ગવાસની ખરી સમજ તારા હવેના વર્તનમાં દેખાવી જોઈએ. દાક્તરના અનેક સદ્‌ગુણો હેનું ખરું વસિયતનામું છે. તે તારો વારસો છે. નાના ભાઈઓને જરા પણ કલેશ થાય એવું તારાથી ન થાઓ. . . . મારો જિંદગીનો સાથી જાય છે ત્યારે હું અપંગ જેવો છું, એ મને સાલે છે. નહીં તો હું અત્યારે તારી પાસે ઊભો હોત. કદાચ દાક્તરનો છેલ્લો શ્વાસ મારા ખોળામાં તેનું માથું હોત ને ગયો હોત. પણ ઈશ્વર કંઈ આપણું ધાર્યું સાંખતો નથી. એટલે મારે ટપાલ મારફતે જે થાય તે જ કરવું રહ્યું."

પોલાકને :

"Dr. Mehta no more. I have lost a lifelong faithful friend. But for me he lives more intensely by his death than before, for I treasure his many virtues now more than ever. That treasure becomes a sacred trust. Here is a letter for Maganlal. I expect you to do all you can to make him a worthy son of his father. I have advised him not to worry but continue his studies. Broken down though Dr. M. had become of late, I expect he had preserved his original circumspection to make suitable financial arrangements for Maganlal's studies. Maganlal will know. I feel that I am not by his people's side at the present moment. But not my will, let His be done, now and for ever."

"ડૉ. મહેતા ગયા. મેં જીવનપર્યંતનો વફાદાર મિત્ર ગુમાવ્યો છે. જોકે મારે માટે તો પહેલાં કરતાં તે મરણથી વધુ જીવતા છે. કારણ હવે હું એમના સઘળા સદ્‌ગુણો વધારે સ્મરીશ. એ સ્મરણ એક પવિત્ર ટ્રસ્ટ છે. મગનલાલ ઉપર કાગળ આ સાથે મોકલું છું. પિતાને લાયક બનવામાં તમે એને પૂરી મદદ કરો એમ હું ઇચ્છું છું. મેં તેને સલાહ તો આપી છે કે ચિંતા ન કરે અને અભ્યાસમાં મંડ્યો રહે. કેટલાક વખતથી ડૉ. મહેતા શરીરે ભાંગી પડ્યા હતા, છતાં પોતાની અસલ વ્યવહારદક્ષતા તો એમનામાં રહી જ હતી. એટલે મગનલાલના અભ્યાસ માટે નાણાંની વ્યવસ્થા કરી જ હશે. મગનલાલ જાણતા હશે. આ વખતે એ લોકોની વચ્ચે હું નથી તેનું મને લાગે છે. પરંતુ મારું ધાર્યું નહીં, સદાસર્વદા એનું જ ધાર્યું થાઓ."

આજે ઘેરથી કાગળ આવ્યો તેમાં મહેસૂલ ભરાયાના સંજોગો જણાવ્યા છે. એ જાણી નિશ્ચિંત થયો, જોકે ચીડ ચડી અને દુ:ખ થયું. મગનભાઈને ત્યાંથી ગાય, ભેંસ, કોદાળીપાવડા વગેરે બધું જપ્ત કર્યું. ઘેરથી ચોપડીઓ, કબાટ વગેરે લઈ ગયા, અને ઇચ્છા અને મગનભાઈને આખો દિવસ ઉતારે બેસાડી રાખ્યાં, અને ગાળો દીધી! આ ન જોવાયું એટલે ગામમાંથી કોઈએ પૈસા ભરી દીધા. કહે છે કે ઇચ્છા બહુ અકળાઈ છે. અકળાય જ, કારણ કે આવી વસ્તુનો અનુભવ નથી. લોકો પર પડતા દુ:ખમાં આમ સક્રિય ભાગ લેવાઈ શકાયો એ જાણી મને તો સારું જ લાગ્યું.

બાપુ કહે: "કોડાવાળા જહાંગીરના કરતાં શું ઊતરે?" મેં કહ્યું: "ચઢે. પેલો તો અજ્ઞાન અને મૂરખ, અને આ તો ભણેલોગણેલો કહેવાય."

રાત્રે સૂતી વખતે બાપુ કહે: "જ્ઞાન પણ એટલું બધું પાકું થવાની જરૂર છે કે બુદ્ધિથી મનને મનાવ્યાની ઓછી જ અસર છે. જાણીએ છીએ કે દાક્તરને જીવવાપણું નહોતું, એ શરીર નાશ થવા લાયક હતું અને તેનો નાશ થઈ ગયો. છતાં આટલી બેચેની શા સારુ?" મેં કહ્યું: "વહાલાંઓ કે જેની સાથે વર્ષોનાં વર્ષો નિકટ સંબંધનાં ગાળ્યાં હોય તેનું સ્મરણ આપણને વારંવાર થયાં કરે, બનાવ સાંભળતાં — એમાં અસ્વાભાવિક શું છે?" બાપુ કહે: "સ્મરણ તો થાય પણ દુઃખ શું કરવા થાય? મરણ અને વિવાહમાં શા સારુ ફેર હોવો જોઈએ? વિવાહનો પ્રસંગ યાદ કરીને આનંદ આનંદ થાય છે તેમ મરણથી ઊપજતાં સ્મરણોથી આનંદ કેમ ન થાય? મારી બેચેની મગનલાલના મૃત્યુ કરતાં પણ કંઈક વધારે છે; કારણ માત્ર આ જ કે હું બહાર હોત તો એ કુટુંબને બરોબર દોરી શકત. પણ એ પણ ખોટું જ છે. એ અપંગ દશા બરોબર કેમ ન હોય?" દાક્તરના ઉદાત્ત ગુણોનું સ્મરણ કરતાં એમનું તર્પણ કર્યું.

એસ્થર મેનન જે હિંદુસ્તાન વિષે અનેક ભાષણો આપી રહી છે અને સારી અસર પાડી રહી છે તેણે એક લાંબા કાગળમાં બાપુ, કાગાવા અને એલ્બર્ટ શ્વાઈતસર વિષે લખીને બાપુને પૂછ્યું હતું કે જગતમાં બંધુભાવના પ્રચાર માટે આવા સમર્થ માણસો જીવે છે છતાં કેમ પ્રચાર થતો નથી? એને બાપુએ લખ્યું:

"Brotherhood is just now only a distant aspiration. To me it is a test of true spirituality. All our prayers, fasting and observances are empty nothings so long as we do not feel a live kinship with all life. But we have not even arrived at that intellectual belief, let alone a heart realization. We are still selective. A selective brotherhood is a selfish partnership. Brotherhood requires no consideration or response. If it did, we could not love those whom we consider as vile men and women. In the midst of strife and jealousy, it is a most difficult performance. And yet true religion demands nothing less from us. Therefore each one of us has to endeavour to realize this truth for ourselves irrespective of what others do."

"બંધુભાવ અત્યારે તો દૂરનું સ્વપ્નું છે. સાચી આધ્યાત્મિકતાની એ મને તો કસોટી લાગે છે. જ્યાં સુધી જીવમાત્ર સાથે એકતા ન અનુભવાય ત્યાં સુધી પ્રાર્થના, ઉપવાસ, જપતપ બધું ફોકટ ફાંફાં છે. પરંતુ હજી આપણે એ વસ્તુ બુદ્ધિથી પણ સ્વીકારી નથી. પછી હૃદયના સાક્ષાત્કારની તો વાત

જ શી? હજી આપણે સારાંનરસાં જોવા બેસીએ છીએ. સારાં માણસો એકબીજાંની સાથે બંધુભાવ બાંધે એ તો સ્વાર્થી મંડળ થયું. બંધુભાવમાં તો કશી જ ગણતરી ન હોય, સામો જવાબ મળવાની જરૂર ન હોય; જો એવા ભેદ કરવા બેસીએ તો જેને આપણે દુષ્ટ ગણીએ તેવાં સ્ત્રીપુરુષો પ્રત્યે પ્રેમભાવ ન રાખી શકીએ. અત્યારના કલહ અને રાગદ્વેષ વચ્ચે એમ કરવું એ બહુ કઠણ છે. છતાં સાચો ધર્મ તો આપણી પાસે એ જ માગી રહ્યો છે. તેથી આપણે દરેકે, બીજા શું કરે છે તેનો વિચાર કર્યા વિના આ સત્યનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરવો જોઈએ."

૫-૮-'૩૨

બાપુ આજે જમનાદાસ તથા બ્રેલ્વીને (સરકાર પાસે મેળવેલી રજાથી), અને રામદાસ તથા હરગોવિંદને મળ્યા. ત્રણ જ જણને મળી શકાય એમ હતું એટલે રામદાસે પોતાના સ્વભાવ પ્રમાણે કહ્યું: 'હરગોવિંદ તમે જાઓ, હું વળી આવતી વખતે,' અને બાપુના ઉપર સ્લેટમાં કાગળ લખ્યો. બાપુએ સુપરિન્ટેન્ડન્ટને કહ્યું: "આ રામદાસ નાસીપાસ થઈને જશે. તમે એને મને મળવા ન દો પણ એને મને જોવા દો નહીં? એને નીચે ઊભો રહેવા દો અને હું જાઉં ત્યારે મને જુએ એટલું કરવામાં તમે નિયમનો ભંગ નથી કરતા." રામદાસને બોલાવ્યા. એણે પ્રણામ કર્યા અને ચાલવા માંડ્યું. સુપરિન્ટેન્ડન્ટની ઉપર અસર થઈ અને કહે: "ના, ના, રામદાસે જવાની જરૂર નથી. બેસો." આમ રામદાસના ત્યાગનું આ પરિણામ આવ્યું એમ જ હું કહું. સુપરિન્ટેન્ડન્ટની ભલાઈ, કે બાપુએ રામદાસના કરુણ સંદેશાને લીધે કરેલી આગ્રહભરી વિનંતી, શાની અસર એ ન કહેવાય. પણ રામદાસના શુદ્ધ ત્યાગનું આ ફળ જરૂર કહેવાય.

હરગોવિંદ પંડ્યાએ બહાર જઈને શું કરવું, જામની સામે ઝઘડો કરવો કે સરકારનો રાજ્યમાં રહેવાનો હુકમ તોડીને પાછું જેલમાં ભરાવું? બાપુ કહે: "મારાથી એ અભિપ્રાય ન આપી શકાય. મને બહારની સ્થિતિની કલ્પના ન આવી શકે. અને આવી શકતી હોય તોયે મારાથી અભિપ્રાય ન આપી શકાય." આ પછી હરગોવિંદ પંડ્યાએ સિદ્ધાંતનો સવાલ કાઢ્યો: "તમે તો કહ્યું છે ના કે દેશી રાજ્યોની સામે સત્યાગ્રહ થઈ જ ન શકે?" બાપુ કહે: "એ કંઈ ત્રિકાલાબાધ સિદ્ધાંત છે કે? ત્રિકાલાબાધ સિદ્ધાંત તરીકે મેં એકે વસ્તુ મૂકી નથી, સિવાય કે સત્ય અને અહિંસા. અરે! આગળ જઈને એ કહું કે ત્રિકાલાબાધ વસ્તુ એક સત્ય જ છે. કારણ કોઈ સંજોગોમાં, અહિંસા અને સત્ય જોકે એક જ છે છતાં, એ બેની વચ્ચે પસંદગી

કરવાની આવે તો અહિંસાના ચૂરા કરી સત્યને સ્થાપતાં હું આંચકો ન ખાઉં. સત્ય એ જ મારે મન સર્વોપરી વસ્તુ છે."

જમનાદાસ અને બ્રેલ્વીની સાથે ઠીક ગમ્મતભરી વાતો થઈ. એ લોકોને અમલદારોએ એવા ભણાવી રાખ્યા હતા કે એમની કાંઈ પૂછવાની હિંમત જ ન ચાલે. બાપુએ તો એમના મોંમાં આંગળી નાખીને પૂછ્યું: "તમારે કશી ફરિયાદ કરવાની નથી? નાશિકમાં આથી સારું હતું કે ખરાબ?" ૪૦ ૪૦. આખરે સુપરિન્ટેન્ડન્ટે જ કહ્યું: "એમને એક ફરિયાદ છે તે એ કે રવિવારે એ લોકોને બે વાગ્યે બંધ કરવામાં આવે છે, તે નથી ફાવતું. મારી મુશ્કેલી એ છે કે સ્ટાફને તે દિવસે મોડા સુધી રોકાવું પડે." એટલે બાપુએ કહ્યું: "એ કાંઈ બચાવ નથી. સ્ટાફ કેદીઓને માટે છે કે કેદીઓ સ્ટાફને માટે છે?" સુપરિન્ટેન્ડન્ટને આઘાત થયો. એ કહે: "એમ કેવી રીતે? સ્ટાફ કેદીઓને માટે શી રીતે? સ્ટાફ તો કેદીઓને જેલમાં રાખવાના છેના?" બાપુ કહે: "એટલે સ્ટાફને કેદીઓને સજા કરવાને માટે જ રાખ્યો છે કેમ? ખરી રીતે તો કેદીઓની સેવા કરવા માટે જ સ્ટાફ છે. એની તબિયત જાળવવાને અને એને નિયમમાં રહીને જેટલી સગવડો આપી શકાય તે આપવાને માટે છે." સુપરિન્ટેન્ડન્ટ સાંભળી રહ્યો.

આજે કેટલાક સારા કાગળો ટપાલમાં હતા. તેમાં ખાસ બે હતા. ઇટલીના સીનાના આશ્રમની મિસ ટર્નનો વેરિયરના લેખ સાથે અને ત્યાંનાં આશ્રમનાં ત્રણ ફૂલો સાથે આવેલો, અને શુક્રવારે લખાયેલો — એટલી ખાતરી આપવાને માટે કે આજે ૭ા વાગ્યે અમે તમારી સાથે હઈશું. કાગળ પણ અમને શુક્રવારે જ મળ્યો. બીજો કાગળ ૮૫ વર્ષના વૃદ્ધ બાબુ હરદયાળ નાગનો:

"I am very glad to learn from your letter to Krishnadas that you, Sardarji and Desaiji are all in good health. I was quite well in jail and am all right now. In the jail I spent the days in spinning and reading. I learnt Takli spinning there. God's favours were profusely showered on me. I gained there both spiritually and physically. My spiritual gain could not be measured but my physical gain was found to be 16 lbs. in weight. Please convey my compliments and my best regards to Sardarji and Desaiji."

"કૃષ્ણદાસ ઉપરના કાગળમાંથી જાણીને બહુ રાજી થયો કે આપ, સરદારજી તથા દેસાઈજી મઝામાં છો. જેલમાં હું મઝામાં હતો અને અત્યારે પણ છું. જેલમાં હું કાંતવામાં અને વાંચવામાં વખત ગાળતો. ત્યાં

હું તકલી શીખ્યો. મારી ઉપર ઈશ્વરની બહુ કૃપા છે. કારણ ત્યાં મને આધ્યાત્મિક તેમ જ શારીરિક લાભ થયા. આધ્યાત્મિક લાભનું માપ તો શી રીતે કાઢી શકાય? પણ શારીરિક લાભ એ થયો કે મારું વજન ૧૬ રતલ વધ્યું. સરદારજી તથા દેસાઈજીને મારા યથાયોગ્ય કહેશો."

એને બાપુએ લખ્યું :

"Dear H. D. Babu,

"It was a perfect delight to all of us to hear from you. You make me jealous when you say that at your ripe age you learnt Takli spinning. It was a great joy to learn that you had gained 16 lbs. in weight. May you have many more years of service. We often talk about you and your wonderful vitality. With regards from us all."

"વહાલા હરદયાલબાબુ,

"તમારો કાગળ મળવાથી અમને બધાને બહુ આનંદ થયો. આટલી પાકી ઉંમરે તમે તકલી શીખ્યા એ જાણીને મને તમારી અદેખાઈ થાય છે. વળી તમારું વજન ૧૬ રતલ વધ્યું એ પણ મોટા આનંદની વાત છે. સેવા કરવા માટે તમે ઘણાં વર્ષ જીવો. તમારે વિષે અને તમારી તંદુરસ્તી વિષે અમે ઘણી વાર વાતો કરીએ છીએ. અમારા બધાનાં વંદન."

એ કર્ણાટકી જુવાનોએ ૨૦–૨૫ દિવસ થયાં ઉપવાસ કર્યા હતા.

૬–૮–'૩૨

૧૫ દિવસના ઉપવાસ પછી એને બળજોરીથી દૂધ પિવડાવવામાં આવતું હતું. એ લોકો ચાતુર્માસમાં બ્રાહ્મણનું જ રાંધેલું ખાવા માટે આ ઉપવાસ કરે છે, એવી ખબર મળેલી. એટલે એમની માગણી મૂર્ખાઈભરેલી છે એમ કહીને અમે બોલ્યા નહોતા. આજે બાપુએ આ વાતની ચર્ચા સુપરિન્ટેન્ડન્ટ સાથે છેડી. સુપરિન્ટેન્ડન્ટને પૂછવામાં આવ્યું કે "તમે કોકને એ લોકોને મળવા દો કે નહીં? એમને એમની ભૂલ સમજાવવામાં આવશે અને ઉપવાસ છોડાવવામાં આવશે." એ કહે: "એમ તો શિસ્ત તૂટી જાય. એમ ઉપવાસ કરે તેથી તુરત એને સમજાવવા માણસ મોકલીએ તો. અને એમ ક્યાં આરો આવે?" બાપુ કહે: "પણ હું નથી કહેતો કે તમે એને બ્રાહ્મણના હાથની રસોઈ આપો, હું તો કહું છું કે એની ભૂલ સમજાવવા કોકને જવા દો." પછી બાપુ જરા કડક થઈને બોલ્યા: "તમારે અમલદાર કરતાં માણસ તરીકે આ વસ્તુ વિચારવી જોઈએ. અમલદાર તરીકે તમને એમ થાય કે આ માણસોએ મને વશ થવું જ જોઈએ. પણ માણસ તરીકે તમને એમ થવું

જોઈએ કે આ માણસોમાંથી માણસાઈ ન જવા દેવી જોઈએ." એણે કહ્યું: "નહીં, એવી રીતે હું એને બીજાને મળવા દઉં તો પછી તો પોતાના મિત્રોને મળવાને માટે લોકો ઉપવાસ કરવા માંડે. અને આ લોકોના કાંઈ ઉપવાસ છે? એ લોકો તો છાનામાના ખાતા હશે એમ હું માનું છું. એ ઉપવાસ કરતા હોય એમ લાગે જ નહીં." બાપુ કહે: "ત્યારે તમે એને વધારે માણસાઈ વિનાના કર્યા એમ કહું. એ લોકો એમ કરતા રહે એમ તમે ઇચ્છો?" થાકીને બિચારાએ કહ્યું: "હું હાર્યો. તમારી સાથે દલીલમાં કોઈ ન જીતી શકે. ભલે તમારે મળવું હોય તો મળજો." બપોરે મળ્યા. ખબર પડી કે એ લોકો તો જેલ મેન્યુઅલના કાનૂન પ્રમાણે મળેલા કેદીના અધિકાર પ્રમાણે બ્રાહ્મણનો ખોરાક માગે છે. મેન્યુઅલમાં એમ છે કે કોઈને પોતાની નાતજાત છોડવાની જરૂર નથી. બ્રાહ્મણને કાં તો બ્રાહ્મણની રાંધેલી રસોઈ મળશે અથવા રાંધવા દેવામાં આવશે. બિજાપુરમાં મુનશીએ કેદીનો આ નિયમ પ્રમાણે અધિકાર છે એમ તેમને કહેલું. એ સત્યાગ્રહીઓમાંના એક તો આ ચોથી વાર જેલમાં આવે છે. અગાઉ એણે અબ્રાહ્મણોનું રાંધેલું ખાધું છે. પણ કહે છે કે પોતાનો ભાઈ મરી ગયો તેને એણે વચન આપેલું કે હું બધા આચાર પાળીશ અને બ્રાહ્મણોનું રાંધેલું ખાઈશ. બીજા સત્યાગ્રહી છોકરાએ તો અહીં જેલમાં આવીને પણ બ્રાહ્મણેતરનું રાંધેલું ખાધું છે, પણ હમણાં આની સાથે ભળ્યો છે. આ સત્યાગ્રહીનું કહેવું એ હતું કે શું સત્યાગ્રહમાં ભળ્યા એટલે કેદી તરીકેના હક પણ ખોઈ બેસીએ? બાપુએ એ લોકોને સમજાવ્યા કે આવી હઠ ન હોય. જેલમાં આવીને આવો ઝઘડો શેનો? વગેરે. પણ જ્યારે તેમણે સરકારી નિયમ પ્રમાણે અધિકારની વાત કરી ત્યારે બાપુ કહે: "ભલે ત્યારે હું તમને ફરજ નથી પાડવાનો, પણ એ શરતે કે મારી ખાતરી થાય કે આવો નિયમ છે. પણ આવો નિયમ ન હોય તો તમારે મારું કહેલું માનવું પડશે. કાં તો તમારે જેલને વશ થવું જોઈએ કે સત્યાગ્રહની નિયમાવલિને વશ થવું જોઈએ." પેલાઓએ આખરે વચન આપ્યું કે તમને ખાતરી થાય કે આવો નિયમ નથી, અને સુપરિન્ટેન્ડન્ટને બ્રાહ્મણનો ખોરાક આપવાનો પૂર્ણ અધિકાર નથી તો તેઓ ઉપવાસ છોડશે." આ પછી બાપુએ જેલના નિયમ જોવા માગ્યા. ડૉ. મહેતા કહે: "એ તો સરક્યુલર છે કે કોઈ કેદીને ન જ અપાય." ત્યારે બાપુ કહે: "એ માટે મારે લડવું પડશે." સાંજે ભંડારી બાપુને મળવા આવ્યા. આ મુલાકાત બહુ નોંધવા લાયક હતી. ભંડારીના મુખ પર વિષાદ હતો, છૂપી છૂપી ચીડ પણ હતી કે આ બધું શું થઈ રહ્યું છે અને મારે ક્યાં સુધી ઊતરવું પડે છે? "આ લોકોએ અગાઉ અબ્રાહ્મણનો ખોરાક ખાધો છે અને હવે કેમ ન ખાય?

એ જ મારું કહેવાનું છે. એટલે એમાં શુદ્ધભાવે લડવાપણું નથી રહેતું." બાપુ કહે: "ગમે તે હોય એને આજે બ્રાહ્મણ તરીકે રહેવાની ઇચ્છા થાય, અને નિયમ તરીકે તમે એને આપી શકતા હો તો આપવાનો તમારો ધર્મ છે." પેલા કહે: "ના, મને આપવાનો અધિકાર નથી, મારે આઈ. જી. પી. ને પુછાવવું જોઈએ; એની મંજૂરી વિના ન જ અપાય." બાપુ કહે: "પણ આ યુવકોનું કહેવું છે કે નિયમ પ્રમાણે તમને જ અધિકાર છે." વલ્લભભાઈએ પણ કહ્યું કે "અધિકાર છે. કારણ મેં એવી રીતે બ્રાહ્મણની રસોઈ અપાતી જોઈ છે." હવે નિયમાવલિ જોવાના કેદીના અધિકાર માટે ચર્ચા ચાલી. પેલા કહે: "એ તો અધિકાર નથી જ." બાપું કહે: "તો પૂછો ડોઈલને કે આ મને બતાવાય કે નહીં?" પેલા કહે: "તમને બતાવું અને પછી તમે કહો કે મારા સમજવા પ્રમાણે તમને અધિકાર છે અને હું કહું કે મને અધિકાર નથી તો?" "તો ડોઈલને પૂછજો." "તો ત્યાં પાછી ખબર પડે ને કે મેં તમને જેલ મેન્યુઅલ બતાવ્યું?" બાપુ કહે: "એ ખબર ન આપતા, એમ ને એમ પુછાવજો. હું આ પ્રસંગ લઈને મેન્યુઅલ મેળવવા સારુ નહીં લડું." સુપરિન્ટેન્ડન્ટ કહે: "વારુ ત્યારે, હું નિયમો કાલે જોઈશ અને પછી તમને બતાવીશ." મેં કહ્યું: "પણ શા સારુ? હમણાં જ મંગાવોને જે તુરત નિકાલ થઈ જાય?" બાપુએ કહ્યું: "જાઓ તમને વચન આપ્યું કે તમારો અર્થ થઈ શકે એમ જરાય મને લાગે તો હું એ સ્વીકારીશ. જો એમ લાગે કે બે અર્થને અવકાશ જ નથી પણ મારો જ અર્થ સાચો છે તો પછી તમે આઈ. જી. પી.ને લખજો." એ કબૂલ થયા. ચોપડી મંગાવવામાં આવી. કાલા કિતાબમાં કલમો વાંચવામાં આવી. કલમમાં હતું કે "કોઈની ધાર્મિક લાગણી દુખાવવાની મનાઈ છે. બ્રાહ્મણ જો બ્રાહ્મણની રાંધેલી રસોઈનો આગ્રહ ધરે તો એને આપી શકાય, માત્ર કેવળ પજવવાને માટે એ માગણી ન કરતો હોવો જોઈએ. બ્રાહ્મણ રસોઇયો કેદી ન હોય તો એને પોતાને રસોઈ કરી લેવાની છૂટ હોવી જોઈએ. પણ નાતજાતની રૂએ ઉપસ્થિત કરવામાં આવતા અધિકારોની બાબતમાં સુપરિન્ટેન્ડન્ટને કાંઈ શંકા હોય તો તેણે આઈ. જી. પી.ને અવશ્ય પુછાવવું, અને એનો હુકમ આખરી ગણાશે." બાપુએ વાંચીને તુરત જ કહ્યું: "તમારો અર્થ સાચો છે." સુપરિન્ટેન્ડન્ટના આનંદનો પાર ન રહ્યો. એણે જોયું કે ગાંધીજીની પાસે શુદ્ધ સોના ટચનો ન્યાય મળી શકે છે. છોકરાઓને બોલાવવામાં આવ્યા. તેમને બાપુએ કહ્યું અને તુરત જ તેઓ માની ગયા. આ પ્રકરણ સુપરિન્ટેન્ડન્ટ અને બાપુના સંબંધને વધારે મીઠો અને વધારે સમજવાળો કરવામાં ભારે ઉપયોગી થઈ પડ્યું.

આજે આશ્રમની ટપાલ પૂરી કરી. પ્રભુદાસના કાગળમાંથી : "નામજપને તું ઝોડની જેમ વળગી રહેજે. ક્યાંય સહાય નહીં હોય ત્યારે પણ આમાંથી તો તને મળશે જ." પ્રેમાબહેનને : "અંદરનો અવાજ ન વર્ણવી શકાય એવી વસ્તુ છે. પણ કેટલીક વાર આપણને એમ લાગી જાય છે કે અંતરમાંથી અમુક પ્રેરણા થઈ છે. હું ઓળખતાં શીખ્યો એનો કાળ મારો પ્રાર્થનાકાળ કહી શકાય, એટલે ૧૯૦૬ની આસપાસ. તું પૂછે છે એટલે યાદ કરીને આ લખું છું. બાકી મને કાંઈ એવું ભાન થયું : 'અરે આજે તો કોઈ નવો અનુભવ થયો,' એવું કંઈ મારા જીવનમાં જ નથી. જેમ વગર જાણ્યે આપણા વાળ વધે છે તેમ મારું આધ્યાત્મિક જીવન વધ્યું છે, એમ હું માનું છું."

૭–૮–'૩૨

"નામજપથી પાપહરણ સારી રીતે થાય છે. શુદ્ધ ભાવનાથી નામ જપનારને શ્રદ્ધા હોય જ. નામજપથી પાપહરણ થાય જ એવા નિશ્ચયથી તે શરૂ કરે છે. પાપહરણ એટલે આત્મશુદ્ધિ. શ્રદ્ધાપૂર્વક નામ જપનાર થાકે તો નહીં જ. એટલે જે જિહ્વાથી થાય છે તે છેવટે હૃદયમાં ઊતરે છે ને તેથી શુદ્ધિ થાય છે. આ અનુભવ તો નિરપવાદ છે. માનસશાસ્ત્રીઓ પણ માને છે કે માણસ જેવું વિચારે છે તેવો થાય છે. રામનામ આને અનુસરે છે. નામજપ ઉપર મારી શ્રદ્ધા અખૂટ છે. નામજપને શોધનાર અનુભવી હતો. અને એ શોધ અત્યંત મહત્ત્વની છે એવો મારો દૃઢ અભિપ્રાય છે. નિરક્ષરને સારુ પણ શુદ્ધિદ્વાર ખુલ્લું હોવું જોઈએ. તે નામજપથી થાય છે (ગીતા. ૯.૨૨; ૧૦.૧૦). માળા વગેરે એકધ્યાન થવામાં, ગણતરી કરવામાં સાધન છે."

"વિદ્યાભ્યાસ સેવા સારુ જ હોય. પણ સેવામાં અખૂટ આનંદ રહ્યો છે તેથી વિદ્યા આનંદને સારુ છે એમ કહેવાય. કોઈ આજ લગી સેવા વિના કેવળ સાહિત્યવિલાસથી અખંડાનંદ ભોગવી શક્યાનું જાણ્યું નથી."

"જગત અનાદિ કાળથી એવું ને એવું ચાલ્યું આવે છે, તો ક્યારે સુધરશે?" એ પ્રશ્ન પૂછનારને : "તમારો કાગળ મળ્યો. મારો અનુભવ એમ કહે છે કે આખું જગત કેમ સરખું ચાલે તેનો વિચાર કરવાને બદલે આપણે કેમ સરખા ચાલીએ એ જ કરવો ઘટે છે. જગત ઊંધું ચાલે છે કે સવળું એનીયે આપણને ખબર નથી. પણ આપણે સવળા ચાલીએ તો બીજું પણ આપણને સવળું જ જણાશે અથવા સવળું કરવાની રીત જડશે. આત્માને ઓળખવો એટલે શરીરને ભૂલી જવું અર્થાત્ શૂન્યવત્ થઈ જવું. જે શૂન્યવત્ થયો છે તેણે આત્માને ઓળખ્યો છે."

. . .ને : "...નું મડદું જોવા ગઈ એ ઠીક કર્યું. એ સ્થિતિએ આપણને બધાને કોઈ વેળા પહોંચવાનું છે, અને ઇચ્છીએ કે પહોંચવાનો સમય આવે ત્યારે આપણે રાજી થઈને આ ઘર છોડીએ. હોય ત્યાં લગી તેને સાફ, પવિત્ર, અને આરોગ્યવાન રાખીએ. પણ જાય ત્યારે જવા દઈએ. એ આપણને વાપરવા મળ્યું છે. દેનારને લઈ જવું હોય ત્યારે સુખેથી લઈ જાય. આપણે તેનો ઉપયોગ પણ સેવાને સારુ જ કરવો રહ્યો છે. આપણા ભોગોને સારુ નહીં."

. . .ને : "તમારી દિલગીરીમાં હું નહીં ભળું. તમારી પત્ની તો દુઃખમાંથી છૂટી છે. એવે સમયે એવી રીતે એનું મૃત્યુ થયું છે કે એ અદેખાઈ કરવા યોગ્ય ગણાય. તમે તમને પોતાને અનાથ થઈ ગયેલા કેમ માનો છો? અનાથ તો એ જ પોતાને ગણી શકે કે જેને માથે ઈશ્વર ન હોય. પણ ઈશ્વર તો સૌને માથે છે જ. એટલે આપણા ઘોર અજ્ઞાનને લીધે આપણે પોતાને અનાથ માનીએ છીએ. તમારું કવચ ન મણિ હતી ન તમારી પત્ની. એ બધાં ખોટાં કવચ છે, સાચું કવચ આપણી શ્રદ્ધા છે. મનુષ્યશરીરની હસ્તી કાચનાં કંકણ કરતાં પણ બહુ ઓછી છે. કાચનું કંકણ જતનપૂર્વક રાખવાથી સેંકડો વર્ષ પણ નભી શકે. મનુષ્યશરીર તો ગમે તેટલું જતન કરવા છતાં અમુક હદથી આગળ જઈ જ નથી શકતું, અને તે મર્યાદાની અંદર પણ ગમે ત્યારે નાશ પામે. એવી વસ્તુ ઉપર ભરોસો શો કરવો? તમે આશ્રમના કામમાં ઓતપ્રોત થઈ જાઓ. બીજોત્રીજો વિચાર નહીં કરવો. છ વરસની મંગળાની ફિકર કરવા જેવું હોય જ નહીં. તમે પોતે તેને બરોબર સંભાળજો. શાંતિ, જેકોરને સંભાળ રાખતાં શીખવજો. તમે કદાચ નહીં જાણતા હો કે રૂખીબહેન છેક બાળક હતી ત્યારથી સંતોક હયાત છતાં મગનલાલના હાથમાં ઊછરેલી. એની જીવવાની આશા ભાગ્યે જ હતી. માંડ શ્વાસ લઈ શકતી હતી. એ છોકરીને મગનલાલ નવરાવતા, એનું માથું ઓળતા, એની પાસે બેસીને એને ખવડાવતા, અને પોતાનાં બીજાં છોકરાંઓની પણ સંભાળ રાખતા; છતાં તે નોકરીમાં સૌથી વધારે કામ આપતા. સુંદરમાં સુંદર વાડી એણે જ બનાવેલી. ફીનિક્સમાં પહેલું ગુલાબનું ફૂલ એણે જ ઉગાડેલું. ફીનિક્સની કેટલીક કઠણ ભૂમિમાં એની કોદાળીના ઘા પડતા તેથી ધરતી ધ્રૂજતી લાગતી હતી. જે મગનલાલે કરી શક્યા તે બધું તમે કરી શકો છો. આમાં ક્યાંય મેં મગનલાલની ભારે કળાશક્તિની કે એના અક્ષરજ્ઞાનની વાત ન કરી. મગનલાલને આત્મવિશ્વાસ હતો. પોતાના કામ વિષે શ્રદ્ધા હતી. અને ઈશ્વરે તેને બળવાન શરીર આપ્યું હતું. એ શરીર તો આશ્રમના બોજાથી જ અને એની તપશ્ચર્યાથી છેવટે

નબળું પડ્યું હતું. પણ મગનલાલે પોતાના ટૂંક જીવનમાં સો વર્ષ જેટલું કે સેંકડો વર્ષ જેટલું કામ કર્યું એમ હું માનું છું. મગનલાલનો દાખલો તમારી પાસે મૂક્યો છે કેમ કે મગનલાલને તમે ઓળખતા હતા, અને એના પ્રેમભાવને લીધે તમારો આશ્રમની સાથે સંબંધ બંધાયો હતો. મગનલાલને યાદ કરીને પણ તમે અપંગ છો અથવા અંધારામાં છો એવું ભૂલી જજો. જે સગવડો તમારી પાસે સહેજે પડેલી છે એવી આ દેશમાં લાખમાંથી એકની પાસે પણ નહીં હોય એમ માનું છું."

. . .ને: "આપણે મન ઉપયોગી ઉદ્યોગ માત્ર સારા છે અને કરવા યોગ્ય છે. એટલે ચમારકામ, સુથારકામ, પાયખાનાનું કામ, ખેતીનું કામ, વણાટનું કામ, રસોઈનું કામ, ઢોર ચારવાનું કામ, કે એવાં બીજાં કામો બધાં એકસરખાં છે અને હું જો સમાજને સમજાવી શકું તો બધા ધંધા ભણેલા કે વગર ભણેલાના, મહેતાજીના અથવા મહેતરનાની એક જ કિંમત અંકાવું. એવી દૃષ્ટિથી તપાસ કરવા સારુ આશ્રમમાં હાલ કલાકોના જ હિસાબ મંડાય છે, એ તો તમને ખબર હશે જ. એટલે જો હાલ તુરતને સારુ વણાટકામ પૂરતું સૂતર ન મળે તો એમ કદી ન માનવું કે ખેતી વગેરે બીજું કામ કરવાથી તમે કોઈ પણ પ્રકારે ઊતર્યા છો."

. . .ને: ". . . વિષે તમારે પ્રથમ તો તમારું મન તપાસી લેવું ઘટે છે. તમારે હજુ વિષય ભોગવવા છે? નથી જ ભોગવવા એવો દૃઢ નિશ્ચય હોય તો તે . . .ને અને મિત્રોને જણાવી દેવો જોઈએ. એમ થતાં . . .ને આઘાત તો પહોંચશે જ પણ તમારી દૃઢતાની અસર તેની ઉપર વીજળીના જેવી થશે. દૃઢતાનો અર્થ એ છે કે . . . ગાંડી થાય કે મૃત્યુવશ થાય તોયે તમે તે સહન કરવાના છો. એમાં જ તમારું બન્નેનું શ્રેય છે એમ પણ તમને સ્પષ્ટ જણાવું જોઈએ. પણ તમે એટલે લગી ન ગયા હો તો . . .ની સાથે સંવાદ છોડજો. બીજાઓ જેમ પોતાની પત્ની સાથે રહે છે તેમ મૂંગે મોઢે રહેવું ને તેમ રહેતાં જે સંયમ પાળી શકાય તે પાળવો. એ કરશો તેમાં તમારી નિંદા કરવાનો કોઈને અધિકાર નથી. સહુ પોતપોતાની શક્તિ પ્રમાણે જ આગળ વધી શકે. વચલી સ્થિતિમાં લટકી રહેવું, પોતાને, પોતાનાંને અને જગતને છેતરવાં એ નિંદાને પાત્ર છે જ. એ સ્થિતિમાંથી બચી જજો. એટલે કુશળ જ છે. ઝાઝા વિચારના વમળમાં ગોથાં ન ખાતા. વિચારોમાં તમે ઘણાં વર્ષો ગાળ્યાં છે. ઝપાટાથી એક નિશ્ચય કરી લેવો એટલે તમે ખૂબ શાંતિ ભોગવતા થઈ જશો. **व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन**નો અર્થ આ જ

છે. એ શ્લોક અને એ પછીના વિચારી જજો. એટલે આ કાગળ ઉપર વધારે અજવાળું પડશે.''

ગાંધી કુટુંબ પાસેથી તમે શી આશા રાખો? એ સવાલના જવાબમાં : "ગાંધી કુટુંબની પાસેથી મારી આશા એ કે બધાં સેવાકાર્યમાં જ રોકાય, બને તેટલો સંયમ પાળે, ધનનો લોભ છોડી દે. વિવાહનો વિચાર છોડે, વિવાહિત હોય તે પણ બ્રહ્મચર્ય પાળે, સેવામાંથી પોતાની આજીવિકા મેળવે. સેવાક્ષેત્ર એવું વિશાળ છે કે તેમાં અસંખ્ય સ્ત્રીપુરુષો સમાઈ જાય. આટલામાં બધું આવ્યું કે?''

૮-૮-'૩૨

હૉર્નિમૅને હવે ગપોલા હાંકવા માંડ્યા છે. બાપુ કહે: "એ હૉર્નિમૅનની બીજી બાજુ છે.'' 'ફ્રી પ્રેસ' કહે છે કે ગાંધી અને વાઇસરૉય વચ્ચે પત્રવ્યવહાર ચાલે છે. તેને એ. પી. આઈ. જૂઠાણું કહે છે. અને 'ક્રૉનિકલ' એ મોટા અક્ષરોમાં છાપે છે, જાણે એ પોતે એ ગુનામાંથી મુક્ત હોય! 'ક્રૉનિકલ'નાં ત્રણ કૉલમ ભરીને એક લેખ લખ્યો છે તેમાં જબરદસ્ત ભાપાડંબરથી ખબર આપી છે કે અમે જેને વિશ્વાસપાત્ર માનીએ છીએ એવે ઠેકાણેથી પાયાદાર ખબર મળી છે કે મહાત્મા ગાંધીને છોડવામાં આવે તો આશ્ચર્ય ન થાય! પછી સેમ્યુઅલ હોર સાથે પત્રવ્યવહાર વિષે એને કાગળો મળ્યા છે તેની વાત — બલકે એ કાગળમાંથી ઉતારા — અને તેની ઉપર ટીકા. ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી—બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી!

૯-૮-'૩૨

બાપુ મારા ફ્રેંચ અભ્યાસનો ઉલ્લેખ કરીને લખે છે: "એના લોભનો કાંઈ પાર નથી.'' પણ પોતે ઉર્દૂના અભ્યાસ, નાણાશાસ્ત્રના અભ્યાસ, ખગોળના અભ્યાસની લાયબ્રેરી ભેગી કરી રહ્યા છે. આજે અકબર હૈદરીને કાગળ લખ્યો કે ઇસ્લામિયા યુનિવર્સિટીનાં ચૂંટેલાં પ્રકાશનો મને મોકલો. બિરલા પાસે અનેક કરંસી કમિશનના રિપોર્ટો મંગાવ્યા, અને ઉપનિષદમાં ઈશોપનિષદનો ઊંડો અભ્યાસ કરવા માંડ્યો છે. એટલે અનેક જણનાં ભાષ્યો વાંચવા માંડ્યાં છે.

૧૦-૮-'૩૨

મહાભારતમાં માનસશાસ્ત્રના ઊંડા અભ્યાસ ઉપર રચાયેલું નીતિશાસ્ત્ર જેવું મળી આવે છે તેવું બીજે ક્યાંય નથી મળતું. સત્યની અનેક વ્યાખ્યાઓ છે, અને વર્ણનો છે; પણ આ એક શ્લોકમાં સત્યની વ્યાખ્યા અને અસત્યની ગર્હ્તા

જેવી બતાવવામાં આવી છે તેવી ભાગ્યે જ બીજે બતાવવામાં આવી હશે. અને એ પણ આદિપર્વમાં જ.

योऽन्यथासन्तमात्मानमन्यथाप्रतिपद्यते ।
किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ॥

અસત્યાચરણી, દંભી, મિથ્યાચારીના જેવો ભયંકર ચોર બીજો કોઈ નથી, કારણ તેના પાપની બરાબરી કરે એવું એકે પાપ નથી.

૧૧–૮–'૩૨

આજે બધા જેલીઓના જ કાગળો આવ્યા. રામદાસ, મોહનલાલ ભટ્ટ, સૈયદ અબ્દુલ્લા બ્રેલવી, ખારશેદ, મહમદ આલમ. બધા કાગળો અગત્યના હતા.

રામદાસે નીતિના પ્રશ્નો ઉઠાવ્યા હતા, અને બાપુને પૂછ્યું હતું કે તમે જે એક વાર બહુ કડક હતા અને ભારે પ્રાયશ્ચિત્ત કરતા અને કરાવતા તે હવે વધારેપડતા ઉદાર કેમ થઈ ગયા છો? આ ઉદારતાનો માણસો ગેરલાભ પણ લે. પોતે પેલા તજ, લવિંગ અને એલચીના કિસ્સા પછી તજલવિંગ ન ખાવાનું વ્રત લઈ લીધું લાગે છે; એટલે નિમુબહેને દૂધઘી ખાવાં છોડ્યાં.

બાપુએ આજે જ રામદાસને લાંબો કાગળ લખ્યો :

"મારી સમજ તો એવી છે કે તેં હજુ તજલવિંગ છોડવાનો નિશ્ચય નથી કર્યો. હું નિમુને લખવા ધારું છું. જો તે વ્રત લઈ જ બેઠી હશે તો એ મુકાવવાનો આગ્રહ નહીં કરું. માત્ર ધર્મ સમજાવીશ. આવી જાતનાં વ્રત છોડાવવાનો આગ્રહ ન કરવો જોઈએ એમ માનું છું. એવો આગ્રહ કરતાં માણસ પોતાની દૃઢતા મેલી દે છે અને મનને નબળાઈ આવી જાય છે. તું લખે છે એમ મેં પૂર્વે જે સખ્તાઈઓ કરી તેનો પશ્ચાત્તાપ નથી. એ બરોબર હતી, તે વખતને સારુ. આજે મારી જરા જેટલી સખ્તાઈ તે હિમાલય જેટલી ભારે લાગે છે. જે કાર્ય આજે હું ઠપકામાત્રથી લઈ શકું છું તેને સારુ પહેલાં મારે પોતાને ઉપવાસો કરવા પડતા ને બીજાને પણ પ્રમાણમાં તેમ જ કરવું પડતું. પૂર્વે કરતો તેમ જ જો હાલ કરું તો હું નિર્દય ઠરું. ત્યારે શું હું વધ્યો તેમ બીજા પણ વધ્યા? એમ હોવાનું કાંઈ કારણ નથી. પણ મારા સંબંધમાં જેઓ છે તેમની ઉપર મારી અસર ચાલતી જ હોય એટલે વિશેષની જરૂર ન રહે. એટલે કે તારે નિમુની પાસે નોખું કષ્ટ સહન કરાવવાનું કે કરવાનું ન રહે; કેમ કે હું મોટો ચોકીદાર બેઠો છું. મારો દેહ પડે ત્યારે તમારે બધાયને ભારે ચેતવાપણું

રહેશે. વસ્તુસ્થિતિ આમ હોવાથી જ ઘણી વાર મારી ગેરહાજરીમાં મોળાશ આવે છે. જગતનો કાયદો જ આવો છે. એટલે આપણે શિક્ષણ તો એ લેવાનું છે કે આપણી જાગૃતિ આપણે પૂરી સાધી લેવી જોઈએ. આજે ભલે વેલાની માફક ઝાડને ઓથે ચડ્યા હોઈએ, પણ એ પરતંત્રતા છે. તેમાંથી છૂટી પોતાની મેળે ટટાર રહેતાં શીખી લેવું જોઈએ. નિમુ ઉપર જે અસર વીજળીવેગે થઈ તેનું કારણ મેં ઉપર બતાવ્યું તે છે. એવું મારો કાળ તને યાદ છે ત્યારે ન હતું. કેમ કે આસપાસનું વાતાવરણ એવું ઉત્તરદાયી નહોતું. એટલું ચડ્યું નહોતું. હું નિમુને કાંઈ સખ્ત લખું તો એ સોસવાઈ જ જાય. હવે મારી ઉદારતા સમજાઈ? પહેલાંની સખ્તી ને આજની ઉદારતા પાછળ એ જ શુદ્ધ પ્રેમ કામ કરી રહ્યો હતો. બાકી તારું લખવું તો બરોબર છે જ કે મારી ઉદારતાનો અનર્થ કરી કોઈ બેદરકાર થાય તો તે ભૂંડું જ છે. એવો ડર રહે છે તેનું કારણ નોખું છે. હું પોતે મારા પ્રત્યે નરમ થઈ બેઠો છું. પ્રથમની મારી અક્કડતા ચાલી ગઈ છે. માગ્યું કામ શરીર આપતું નથી. અને જે હું ન કરું તે બીજાંની પાસે લેતાં સંકોચ થાય જ. તેથી મેં આશ્રમમાં ઘણી વાર કહ્યું છે કે હું હવે આશ્રમ ચલાવવા લાયક નથી રહ્યો. આશ્રમનો દરવાન-જાગ્રત અને બળવાન હોવો જોઈએ. પહેલાં તો હું કામમાં સૌની સાથે ઊભતો એટલે બીજાએ મારી પાસે ઊભવું જ પડતું. હવે તો મારા કામને જોવાનું ન રહ્યું. મારાં વચનો પ્રમાણે ચાલવાનું રહ્યું. તેથી આસપાસના વાતાવરણમાં તું મોળાશ જોતો જ હશે. આ બધું તું બરોબર સમજ્યો છે ના?

"તારી સાવધાની મને ગમે છે. આ કિસ્સામાં નિમુ પ્રત્યે સખ્ત ન થતો. પતિપત્ની વિષેના સંબંધની બાબત મારા વિચારોમાં ફેર પડ્યો છે ખરો. જે રીતે હું બા તરફ વર્ત્યો તે રીતે તમે કોઈ તમારી પત્નીઓ તરફ ન વર્તો એમ ઇચ્છું ખરો. મારી સખ્તીથી બાએ કાંઈ ખોયું નથી કેમ કે બાને મેં કોઈ દહાડો મારી મિલકત નથી ગણી. તેના પ્રત્યે પ્રેમ અને માન તો હતાં જ. તેને હું ઊંચે ચડેલી જોવા ઇચ્છતો હતો. છતાં બા મને નહોતી વઢી શકતી. હું વઢી શકતો હતો. બાને મેં અમલમાં મારા જ જેટલા અધિકાર નહોતા આપ્યા. અને બામાં બિચારીમાં તે લેવાની શક્તિ ન હતી. હિંદુ સ્ત્રીઓમાં એ શક્તિ હોતી જ નથી. એ હિંદુ સમાજની ખામી છે. તેથી હું ઇચ્છું ખરો કે તું નિમુને તારા જેટલી જ સ્વતંત્ર ગણ. મેં તેને વિનોદમાં એક કાગળમાં લખેલું કે તેણે પોતાને પરાધીન માનીને તને દરેક બાબતમાં પજવવો ન જોઈએ. તો તેણે લખ્યું: 'હું પરાધીન તો છું જ એ રામદાસ જાણે છે.' ભાષા મારી છે, ભાવાર્થ

બરોબર છે. આ પરાધીનતા નીકળી જવી જોઈએ. નિમુને નોકર જોઈએ તો તને શું પૂછે? નારણદાસ પાસે માગે, કરવી હોય તો વઢવેડ કરે. આ તો નજીવું ઉદાહરણ છે. પણ એની બાબતમાં એને સ્વતંત્રતા હોવી જોઈએ. તારે વ્યભિચાર કરવો હોય તો તું નિમુનો ડર નહીં ખાય. તેનો પ્રેમ તને રોકે એ જુદી વાત છે. તેમ જ નિમુને વ્યભિચાર કરવો હોય તો તે નીડર થઈ કરી શકે છે. એકબીજાનો પ્રેમ દંપતીને પાપમાંથી ભલે ઉગારે, ડર કદી નહીં. આ શિક્ષણ આપવાનું હું આશ્રમમાં જ શીખ્યો. બાના પ્રત્યેનું મારું સાબરમતીનું વર્તન ઉત્તરોત્તર આવું થતું ગયું છે. તેથી બા ચઢી છે. આગળનો ડર હજી સાવ નહીં ગયો હોય. પણ ઘણો ગયો છે. મનમાં પણ બાના પ્રત્યે ખીજ ચઢે છે તો મારા પ્રત્યે ખીજ કાઢું છું. ખીજનું મૂળ મોહ છે. મારામાં આ ફેરફાર થયો છે તે મહત્ત્વનો છે અને તેનાં સુંદર પરિણામો આવ્યાં છે. મારો પ્રેમ હજુ નિર્મળ થતો જશે તો જ પરિણામો વધારે સુંદર થશે. અસંખ્ય સ્ત્રીઓ મારો વિશ્વાસ સહેજે કરે છે. તેનું કારણ મારો પ્રેમ અને આદર છે એવો મને વિશ્વાસ છે. એ ગુણ અદૃશ્ય રીતે કામ કર્યાં જ કરે છે."

બ્રેલ્વીનો કાગળ એના સ્વચ્છ હૃદયની, ઉજ્જ્વળ દેશભક્તિની અને લલ્લુભાઈના કુટુંબ પ્રત્યેની એની નિષ્ઠાની નિશાનીરૂપ છે. વૈકુંઠની મિત્રતાને એ જિંદગીમાં બનેલા એક અનુપમ સૌભાગ્ય તરીકે વર્ણવે છે. એક હિંદુ કુટુંબ સાચી ઉદારતાથી રહીને કેટલું કરી શકે છે એ બ્રેલ્વીના કાગળમાંથી જોઈ શકાય છે. આખો કાગળ સંઘરી રાખવા જેવો છે.

**૧૨-૮-'૩૨**

સુપરિન્ટેન્ડન્ટને આવીને What's the news? (શા સમાચાર છે?) પૂછવાની આદત છે. આજે બાપુએ આનો એવો જવાબ આપ્યો કે એ તો સડક જ થઈ ગયો: "સમાચાર તમારી પાસે કે અમારી પાસે? તમે તો મારે માટે જાળ પાથરી હતી અને તેમાં હું ભૂલેચૂકે ગયો હોત તો માર્યો જ જાત ના? તમને ૨૦મીએ અનસારીએ કાગળ લખેલો અને તેની મને વાત ન કરતાં તમે મને પૂછ્યું કે એ આવે તો તમે એને મળો કે? એનો જવાબ હું એમ આપું કે હું ન મળું એટલે સરકારને તમે લખી દો કે એ ન મળે. એટલે સરકાર અનસારીને જવાબ દે કે ગાંધી કોઈને મળતા નથી. એ તો ઠીક છે કે મેં અસાવધ જવાબ દીધો નહીં, નહીં તો તમે તો મને ફાંસામાં ઉતારત જ ના?" પેલો કહે: "ના, મેં એવું ઇચ્છયું જ નહોતું. અનસારી તો મારા મિત્ર છે. હું એને લખત કે ગાંધીજી નથી મળતા એટલે

સરકારને તમારે લખવાની કશી જરૂર નથી. નાહકની ના શા સારુ લેવી?"
બાપુ: "ના મેળવવામાં પણ કાંઈક અર્થ છે. અને એ તો તમે કાગળ આવ્યો ત્યારે મારી સાથે ચર્ચા કરીને, નિર્ણય કરી શકતા હતા. પણ તમે તો કાગળ આવ્યો કે એ સરકારને મોકલ્યો-અને પછી મને પૂછવા આવ્યા ત્યારે પણ કહેતા નથી કે આ કાગળ આવ્યો છે એટલે પૂછું છું." "ના ના, હું સરકારને નહીં લખત, પણ અનસારીને લખત." "અનસારીને તો તમારે પ્રથમ જ લખવાનું હતું. તમે એકી વખતે ઠંડી અને ગરમ બન્ને ફૂંક નથી મારી શકતા. તમારો એ મિત્ર હોય તો તમારે પહેલાં જ એને લખવું હતું. અથવા મને પૂછીને લખી શકતા હતા. મિત્ર ન હોય તો તમે સીધા સરકારને લખી નાખત અને આ વાત છોડી દેત. પણ તમે તો જાળ રચી. જાણીને નહીં. પણ એનું પરિણામ એ જ આવત. એ રીત ભયંકર છે એમ તમને કહી દઉં છું." "મેં એવું કંઈ ઇચ્છયું નહોતું. હું દિલગીર છું." કહીને ગયા. પણ બહુ ભોંઠા પડેલા લાગ્યા.

આશ્રમની ટપાલમાં છોકરીઓના માસિક વ્યાધિ, તે વિષેના અજ્ઞાન અને છુપાવવાની ટેવમાંથી ઉત્પન્ન થતા રોગો વિષેની હકીકત વાંચીને બાપુને બહુ વિચારો આવ્યા, અને લાંબા કાગળો લખ્યા. આનંદીને લાંબો કાગળ લખ્યો. અને એ બધી છોકરીઓને વંચાવવાનો કહ્યો, અને પ્રેમાબહેન સાથે ચર્ચવાનો કહ્યો. અમતુલને પણ એમ જ કહ્યું.

પ્રેમાબહેન ઉપર લાંબો કાગળ લખ્યો.

વ્યક્તિપૂજા અને ગુણપૂજા વિષે: "નારદમુનિનો દાખલો તું આપે છે પણ તેના વચનનું રહસ્ય ક્યાં જાણે છે? તેના જેવી વ્યક્તિપૂજા જરૂર કર. એ તો કરવા યોગ્ય છે. જેવા વૈકુંઠના ભગવાન ઐતિહાસિક તેવા તેના કૃષ્ણ! નારદમુનિના ભગવાન તેના કલ્પનામંદિરમાં વિરાજતા હતા. એ નારદમુનિ તો આજે પણ છે અને એના કૃષ્ણ પણ છે. કેમ કે તે બન્ને આપણી કલ્પનામાં જ રહ્યા છે. મારી દૃષ્ટિએ ઇતિહાસના કરતાં કલ્પના ચઢી જાય છે. રામ કરતાં નામ ચઢી જાય છે, એમ તુલસીદાસે કહ્યું છે તેનો આવો જ અર્થ સંભવે છે. તું વ્યક્તિપૂજાના વમળમાં પડી છો તેથી જ મને ચિંતામાં નાખે છે ના? આશ્રમને વિષે તું મને નિર્ભય નથી કરી શકતી. નારણદાસ કરી શકેલ છે. એવા બીજા નમૂના પણ બતાવી શકું છું. તેઓ પણ વ્યક્તિ-પૂજક તો છે જ. કોણ નથી? પણ છેવટે તેઓ વ્યક્તિને તરી જઈ તેના ગુણ એટલે તેની કૃતિના પૂજારી થાય છે. આ અમૂલ્ય વસ્તુ ભૂલી જઈને આપણે આપણી મૂઢતામાં સ્ત્રીઓને સતી થતાં શીખવ્યું. એ વ્યક્તિપૂજાની પરાકાષ્ઠા! જ્યારે પત્નીનો ધર્મ તો એ છે કે પોતે પતિનું કાર્ય પોતાનામાં

અમર કરે. પતિપત્નીમાંથી વિકારને અને નરનારી જાતિને કાઢી નાખીએ એટલે એ આદર્શ આખા સંસારને સારુ દરેક સ્થિતિમાં લાગુ પડે છે. એટલે કે એ પ્રેમ ભગવાનમાં જઈને મળે છે. પણ હવે એ વિષયને પડતો મૂકું.

"મારા વિરોધીઓ પહેલાં હતા ને આજે પણ છે. છતાં મને તેઓના પ્રત્યે રોષ નથી આવ્યો. સ્વપ્નામાંયે મેં તેમનું ભૂંડું નથી ઇચ્છયું. પરિણામે ઘણા વિરોધીઓ મિત્ર બન્યા છે. કોઈનો વિરોધ મારી સામે આજ લગી કામ નથી કરી શક્યો. ત્રણ વાર તો મારી જાત ઉપર ગયા છતાં હજુ લગી ઊભો છું. તેનો અર્થ એમ નથી કે વિરોધી કોઈ દહાડો પોતે ધારેલી સફળતા ન જ મેળવે. મેળવે કે ન મેળવે તેની મારે લેવાદેવા ન હોય; મારો ધર્મ તેમનું હિત ઇચ્છવાનો છે, અને પ્રસંગ આવ્યે તેમની સેવા કરવાનો છે. આ સિદ્ધાંતનો મેં યથાશક્તિ અમલ કર્યો છે. એ મારા સ્વભાવમાં રહેલી વસ્તુ છે એમ મારી માન્યતા છે. લાખો લોકો મારી પૂજા કરે છે ત્યારે મને થાક ચડે છે. કોઈ દહાડો એ પૂજામાં રસ આવ્યાનું કે તેથી તેને યોગ્ય છું એમ મને નથી ભાસ્યું. પણ મારી અયોગ્યતાનું ભાન રહ્યું છે. માનની ભૂખ મને કોઈ દિવસ રહી હોય એવું યાદ નથી. પણ કામની ભૂખ રહી છે. માન આપનારની પાસેથી કામ લેવા મથ્યો છું. તે નથી આપ્યું ત્યારે તેના માનથી ભાગ્યો છું. હું કૃતાર્થ તો ત્યારે થાઉં કે જ્યારે મારે જ્યાં પહોંચવું છે ત્યાં પહોંચું. લેકિન ઐસે દિન કહાં સે, વગેરે વગેરે.

"દુનિયાની સામે ઊભા રહેવાની શક્તિને સારુ મગરૂરી કે તોછડાઈ કેળવવાની જરૂર નથી. જિસસ દુનિયાની સામે ઊભા; બુદ્ધ પણ પોતાના યુગની સામે થયા. પ્રહ્‌લાદે તેવું જ કર્યું. તેઓ બધા નમ્રતાની મૂર્તિ હતા. એને સારુ આત્મવિશ્વાસ અને પ્રભુ ઉપર શ્રદ્ધા જોઈએ. મગરૂરીમાં સામે થનારા છેવટે પડ્યા છે. તારી મગરૂરી અને તારો ક્રોધ કેટલીક વાર કેવળ ઢોંગ હોય છે. પણ એ ઢોંગ પણ ભૂંડો છે. એમાંથી ઘણી વાર નકામી ગેરસમજનાં કારણ ઊભાં થાય. આમ ન થવા સારુ મનુષ્યે બહુ ચેતીને ચાલવાની જરૂર રહે છે.

"અંત સમે એકાકી ટકી રહેવાની શક્તિ આત્યંતિક નમ્રતા વિના અસંભવિત માનું છું. અને શક્તિ આવી હોય તો જ તે ખરી વસ્તુ ગણાય. એની પરીક્ષા એમાં જ રહેલી છે. ઘણા જે બહાદુર ગણાય છે તે ખરેખર હતા કે નહીં તે પારખવાનો અવસર જ સમાજને નથી મળ્યો હોતો."

૧૩-૮-'૩૨

આજે સવારે ફરતાં બાપુ કહે: "ચુકાદો આવવાનો હોય કે ગમે તે થવાનું હોય, મને ઊંઘ ન આવે એવું કદી બન્યું છે? પણ આજ રાત્રે એમ બન્યું. એ એવૉર્ડનાં મને સ્વપ્નાં આવ્યાં, અથવા તો એના જ વિચાર આવ્યા કીધા. જાગી ઊઠ્યો અને વિચાર આવતા રહ્યા. આખરે તારા જોવામાં ચિત્ત પરોવીને ઊંઘી ગયો અને વિચારો ક્યારે શમી ગયા તે ખબર નથી પડી. આનું કારણ તો એ છે કે, એ ચુકાદા ઉપર તો મારા ભાવી પગલાનો આધાર રહેલો છે ના?"

૧૪-૮-'૩૨

આજે સવારે બાપુ પૂછતા હતા: "વલ્લભભાઈના ઉચ્ચારો સુધરે છે કે?" મેં કહ્યું: "જરૂર. એમને હવે ખબર પડી જાય છે કે આ ઉચ્ચાર ખોટો. સાચી વાત તો એ છે કે એમને આ અભ્યાસમાં ખૂબ રસ પડવા લાગ્યો છે. આજ સુધી આ વસ્તુ જાણી નહોતી. હવે આ નવી જ વસ્તુ હાથ લાધી. **स्वर्ग-द्वारमपावृतम्** — જેવી લાગણી થયેલી છે. એટલે વિદ્યુતવેગે પ્રગતિ કરતા જાય છે." બાપુ કહે: "એ જ અભ્યાસની કૂંચી છે. સંસ્કૃતના તો આપણા જૂના સંસ્કારો. બધું વાતાવરણ એથી ભરેલું એટલે એના અભ્યાસ વિષે લાગે. પણ કોઈ પણ ભાષાનો સૂક્ષ્મ અભ્યાસ કરવા બેસો તો એ જ લાગણી થાય." બાપુનો વ્યુત્પત્તિશાસ્ત્રનો શોખ આમાં બોલી રહ્યો હતો. પણ બાપુના શોખને ક્યાં અવધિ છે? છોકરીઓનાં દર્દોના નિવારણને માટે શરીરવિજ્ઞાનનો અભ્યાસ કરવાની ઇચ્છા થઈ અને મેજર મહેતા પાસે પેલે દિવસે બિનનિષ્ણાતને કામ આવે એવી અને રોગોના ઇલાજનું પણ જેમાં નિરૂપણ હોય એવી ચોપડીની માગણી કરતા હતા.

આશ્રમની ટપાલમાં ઢગલો કાગળો લખ્યા.

છગનલાલ જોષીને: "આશ્રમની મજૂરીની પાછળ સ્વતંત્રતાની માન્યતા રહેલી છે, બીજીની પાછળ પરાધીનતાની છે. હકીકતમાં તો આપણે સારુ બન્નેમાં સ્વતંત્રતા છે. જે હાથે કરીને દુ:ખ વહોરે તેનાથી મનમાંયે દુ:ખની ફરિયાદ ન થાય. ઊલટાનું તે દુ:ખ સુખરૂપ લાગવું જોઈએ. તેલના પેણામાં સુધન્વા કઈ રીતે નાચ્યા હશે! પ્રહ્લાદે લાલચોળ લોખંડના થાંભલાને બાથ કઈ રીતે ભીડી હશે? આને જોડી કાઢેલા કિસ્સા ન માનીએ કેમ કે એવું આજે પણ બની શકે છે. રિડલી, લેટિમર, મનસૂરના દાખલા તો ઐતિહાસિક છે. બીજા તો તમે પોતે યાદ કરી શકો છો. વાત બધી મન ઉપર રહેલી છે."

. . .ને :

"It won't do for any one to say I am only what I am. That is a cry of despair. A seeker of truth will say 'I will be what I ought to be.' My appeal is for you to come out of your shell and see yourself in every face about you. How can you be lonely in the midst of so much life? All our philosophy is vain, if it does not enable us to rejoice in the company of fellow beings and their service."

"કોઈ એમ કહે કે હું તો જેવો છું તે છું, એ ન ચાલે. એ તો નિરાશાના ઉદ્‌ગાર થયા. સત્યનો પૂજારી તો એમ કહેશે કે મારે જેવા થવું જોઈએ તેવો હું થઈશ. મારી તમને એ અપીલ છે કે તમે તમારા કવચમાંથી બહાર નીકળો અને તમારી આસપાસના દરેકમાં તમારી જાતને જુઓ. આટલા માણસોની વચ્ચે તમને એકલું શા માટે લાગવું જોઈએ? જો આપણા પાડોશીઓની સોબતમાં અને તેમની સેવામાં આપણે આનંદ લઈ ન શકીએ તો આપણી બધી ફિલસૂફી મિથ્યા છે."

. . .ને : ". . .ના આત્માને હવે ન હણશો. તેની હદને સારુ મારા મનમાં માન છે. જેને તે ધર્મ માની બેઠેલ છે તેમાં આપણે કેમ વચ્ચે આવીએ? તેને ઉત્તેજન પણ આપીએ. તેનું ભરણપોષણ કરવાનો તમારો ધર્મ છે. તેની ઉપર રોષ હોય નહીં. કોઈ પરાઈ સ્ત્રી હોય તો તેના આચાર વિષે આપણે ક્રોધ ન કરીએ તેમ જ અહીં હોવું જોઈએ. એવા અભેદમાં અંતરસુખની ચાવી છે."

એક બાળાને : "ક્રોધ આવે ત્યારે શું કરવું? એવો પ્રશ્ન ન પૂછતાં, ક્રોધ ન આવે તેને સારુ શું કરવું એમ પુછાય. ક્રોધ ન આવે એવું કરવાને સારુ બધા પ્રત્યે ઉદારતા કેળવવી અને બધામાં આપણે છીએ ને આપણામાં બધા છે એ ભાવના કેળવવી. સમુદ્રનાં બધાં બિંદુ નોખાં છે છતાં એક જ છે તેમ જ આપણે આ સંસારસમુદ્રમાં છીએ. તેમાં કોણ કોની ઉપર ક્રોધ કરે?"

બીજી એક બાળાને : "જહાઁતક તેરા હૃદય દોષ ન માને વહાઁતક દોષ નહીં સમઝના. અંતમેં હમારે પાસ દૂસરા કોઈ નાપ નહીં હૈ. ઇસી લિયે હમ હૃદયકો સ્વચ્છ રખનેકી કોશિશ કરતે હૈં. પાપી મનુષ્ય પાપકો હી પુણ્ય માન લેતા હૈ, ક્યોંકિ ઉસકા હૃદય મલિન હૈ. કુછ ભી હો, જબતક ઉસે જ્ઞાન નહીં હુઆ તબતક પાપકો હી પુણ્ય સમઝકર ચલતા રહેગા. ઇસલિયે તેરે લિયે અચ્છા ક્યા હૈ, વહ ઔર કોઈ નહીં બતા સકતા હૈ. મૈં તો ઇતના હી બતા સકતા હૂઁ કિ હમારે સત્ય ઔર અહિંસાકે

પથ પર ચલના હૈ. ઔર ઐસા કરનેકે લિયે યમ-નિયમાદિકા પાલન આવશ્યક હૈ."

"આશ્રમમાં નાતજાત નથી પળાતી કેમ કે નાતજાતમાં ધર્મ નથી. એને હિંદુ ધર્મ સાથે કશો સંબંધ નથી. કોઈને પણ આપણાથી ઊતરતા કે ચડતા માનવામાં પાપ છે. આપણે બધા સરખા છીએ. આભડછેટ પાપની હોય, મનુષ્યની કદી ન હોય. જે સેવા કરવા ધારે છે તેની પાસે ઊંચનીચ હોય જ નહીં. ઊંચનીચની માન્યતા એ હિંદુ ધર્મ પર કલંક છે. તે આપણે કાઢવું જોઈએ."

"આત્મા, કુટુંબ, દેશ ઔર જગત પ્રતિ ચાર પૃથક પૃથક ધર્મ નહીં હૈ. અપના અથવા કુટુંબકા અકલ્યાણ કરકે દેશકા કલ્યાણ નહીં હો સકતા હૈ. ઇસી તરહ જગતકા અકલ્યાણ કરકે દેશકા કલ્યાણ નહીં હો સકતા. ઇસમેંસે ફલિતાર્થ યહ હોતા હૈ કિ હમ મરકે કુટુંબકો જિલાવેં. કુટુંબ મરકે દેશકો, દેશ જગતકો. પરંતુ બલિદાન શુદ્ધ હી હો સકતા હૈ. ઇસ-લિયે સબ પ્રારંભ આત્મશુદ્ધિસે હોતા હૈ. આત્મશુદ્ધિ હોનેસે પ્રતિક્ષણકે કર્તવ્યકા પતા અપને આપ મિલ જાતા હૈ."

નાળિયેરી પૂર્ણિમા : જેલમાં પવિત્ર બહેનોની રક્ષાગ્રંથિ મળે એ તો સદ્ભાગ્ય જ કહેવાય ના! મણિબહેન પટેલને સવા વરસની

૧૫-૮-'૩૨ સજા થઈ એ તો ઠીક જ છે. પણ એને આપેલા હુકમમાં અમદાવાદ છોડવાનું, અને એના વતન કરમસદમાં જઈને રહેવાનું પણ લખેલું!

દાક્તર સાહેબનું મૃત્યુ કેવા સંજોગોમાં થયું તેનું હૃદયદ્રાવક વર્ણન આપનારો છગનલાલ મહેતાનો પત્ર આવ્યો. તે વાંચતાં ફરી પાછું હૈયું ભરાઈ આવ્યું. આટલી ઉંમરે લકવા અને પ્રમેહના રોગવાળા દાક્તર સાહેબ રાત્રે વાંચતાં વાંચતાં ટેબલ લૅમ્પ ઉપાડીને પુસ્તક શોધવા જાય, લૅમ્પ એમના હાથમાંથી પડે, એમના પગમાં કાચ વાગે, એ ઈજાને ન ગણકારી — લાખોનું દાન કરનારા પોતાના પગ ઉપર આઠ આનાનો પણ ખર્ચ કરતાં સંકોચ કરી દાક્તર સાહેબ ત્રણ દિવસ સુધી હરેફરે અને પોતાનાં ખેતરો વગેરે જોવા જાય, ઘા ઝેરી થાય, અને અંતે પગ કાપવો પડે અને મૃત્યુ થાય. આ બધી વાત આઠ દિવસની અંદર થઈ જાય એ કેવું! ઑપરેશન પછી અને મૃત્યુ પહેલાં એમની આંગળી માળા જપ્યા કરતી હતી, એમ છગનલાલ વર્ણવે છે. બાપુએ વળી પાછા દાક્તરના ગુણગાનના વર્ણનમાં કેટલોક સમય આપ્યો. દાક્તરની પાછળ એના જેવો હિંદનો પ્રતિનિધિ-બરમામાં કોઈ ન

રહ્યો. એ હતા ત્યાં સુધી એમને ત્યાં હિંદમાંથી ગમે તે કોમનો માણસ આવ્યો હોય તે જઈને ઊભો રહેવાનો અને ગમે તે સંસ્થાને નાણાં મળવાનાં !

આજે બાપુની પ્રકૃતિ કંઈક બગડી. લાગટ ત્રણ દિવસ બટાટા ખાવાનું પરિણામ બંધકોષમાં આવ્યું. આજે ખાધા પછી સારી પેઠે ઊલટી થઈ. કૅંપના ભાઈઓને કાગળ લખાવતા હતા ત્યાં ઊલટી થઈ. ઊલટી કરી લીધા પછી મોં ધોઈને પાછા લખાવવા લાગ્યા. વલ્લભભાઈ કહે : "હવે હમણાં રહેવા દોની." બાપુ કહે : "ના રે, હવે તો પેટ હલકું થઈ ગયું, હવે કશું છે જ નહીં." રાજાએ આજે જ લખ્યું હતું : "તમારો પત્રવ્યવહાર બહાર જેટલો જ છે. માત્ર જુદા પ્રકારનો છે, એ વાત સાચી." જેલીઓના કાગળમાં પુછાયેલા અનેક પ્રશ્નોના જવાબમાં લખાયેલો એ લાંબો કાગળ આનો પુરાવો છે.

"અભ્યાસમાં જેઓ ત્યાં એકચિત્ત ન થઈ શકે તેને સારુ આ ઔષધ છે : બહારની દુનિયાને સાવ ભૂલી જવી. ખોળિયું છોડીને જતો જીવ જો હજી મનુષ્યજગતમાં જીવ રાખે તો જેમ અવગતે જાય છે અને પોતે પીડાઈ બીજાને પણ પીડે છે; તેમ કેદીએ સમજવું જોઈએ. એ બહારની દુનિયાનો વિચાર જ ન કરે કેમ કે તેનું તો સાંસારિક મૃત્યુ (civil death) થયું છે. અને સાંસારિક મૃત્યુ પામેલો મનુષ્ય જો સંસારમાં જીવ ઘાલ્યાં કરે તો ઘેલા જેવો લાગે છે. અને પોતાની આસપાસનાંને પણ ઘેલાં કરી મૂકે છે. આ હું લખું છું તે નવી વાત નથી. બનિયન જો બહારના વિચાર કરત તો તેનો અમર ગ્રંથ ન લખી શકત, લોકમાન્ય 'ગીતારહસ્ય' ન લખી શકત."

ભાઈ બુસ્કુટેએ અગાઉ તો ધાર્મિક ચર્ચા કરી લીધી હતી (મુલાકાત દરમ્યાન); તેમણે ટૉલ્સ્ટૉયના વાચનમાંથી વધારે પ્રશ્ન પૂછ્યા. ટૉલ્સ્ટૉય પોતાની આત્મકથામાં લખે છે :

"'I speak of a personal God, whom I do not acknowledge for the sake of convenience of expression. There are two Gods. There is the God people generally believe in, a God who has to serve them sometimes in a very refined way; perhaps merely by giving them peace of mind. This God does not exist. But the God whom we all have to serve, does exist and is the prime cause of our existence and of all we perceive.'

"'હું સગુણ ઈશ્વરની વાત કરું છું. મારા વિચારો વ્યક્ત કરવાની સગવડ ખાતર હું કહું કે હું એને માનતો નથી. બે ઈશ્વર મનાય છે. એક લોકો સામાન્ય રીતે માને છે એવો, જે લોકોની સેવા કરે છે, કેટલીક વાર

બહુ જ સારી રીતે, કદાચ એમને મનની શાન્તિ આપીને. આવો ઈશ્વર હસ્તી ધરાવતો નથી. પણ એવો ઈશ્વર જેની સેવા આપણે સૌએ કરવાની છે તે હસ્તી ધરાવે છે. આપણી હસ્તીનું અને આપણે જોઈએ છીએ, તે સૌનું એ જ મૂળ કારણ છે.'

"આમાંથી આપ કયા ઈશ્વરને માનો છો? હું તો બીજાને માનું છું. અને એ મળ્યા પછી પ્રાર્થના વગેરે બાહ્યાચાર બધો નકામો થાય છે."

એ સવાલના જવાબમાં બાપુએ લખાવ્યું: "મૈં દોનોં ઈશ્વરકો માનતા હૂઁ, જિસકે પાससे હમ સેવા લેતે હૈં, ઔર જિસકી હમ સેવા કરતે હૈં. ઐસા તો હો હી નહીં સકતા કિ હમ સેવા કરેં ઔર કિસી પ્રકારકી સેવા ન લેવેં. લેકિન દોનોં ઈશ્વર કાલ્પનિક હૈં. ઉસકે નજદીક તો વહી ચીજ સચ્ચી હૈ. જો ઈશ્વર સચમુચ હૈ વહ કલ્પનાતીત હૈ. વહ ન સેવા કરતા હૈ, ન સેવા લેતા હૈ. ઉસકે લિયે કોઈ વિશેષણ ભી નહીં હૈ, ક્યોંકિ ઈશ્વર કોઈ બાહ્ય વ્યક્તિ નહીં હૈ, લેકિન વહ હમારે ભીતર હી હૈ. ઔર ક્યોંકિ હમ જાનતે નહીં હૈં કિ ઈશ્વર કિસ તરહસે કામ કરતા હૈ, ઇસલિયે કલ્પનાતીત શક્તિકા સ્મરણ કરના હી ચાહિયે. આર જબ હમને સ્મરણ કિયા વૈસે હી હમારી કલ્પનામય ઈશ્વર પૈદા હુઆ. અંતમેં બાત યહ હૈ કિ આસ્તિકતા બુદ્ધિકા પ્રયોગ નહીં હૈ, વહ શ્રદ્ધાકી બાત હૈ. બુદ્ધિકા સહારા બહુત કમ ઇસ બાતમેં મિલ સકતા હૈ. ઔર જબ હમને ઈશ્વરકો માના તબ વિશ્વકે વ્યવહારકી બાતકા ઝગડા છૂટ જાતા હૈ, ક્યોંકિ પીછે હમકો માનના હોગા કિ ઈશ્વરકી કોઈ કૃતિ બગૈર હેતુ નહીં હો સકતી હૈ. ઇસસે આગે નહીં જા સકતા હૂઁ."

**आचारः प्रथमो धर्मः** — સૂત્ર ટાંકીને એનું રહસ્ય એક ભાઈએ માગ્યું એના જવાબમાં લખ્યું: "આચારનો અર્થ કેવળ બાહ્યાચાર છે અને બાહ્યાચાર વખતોવખત બદલાઈ શકે છે. આંતર આચાર તો હંમેશાં એક જ હોય; એટલે કે સત્ય, અહિંસાદિને વળગી રહેવું; અને તેને વળગતાં બાહ્યાચાર જ્યાં જ્યાં બદલવા પડે ત્યાં ત્યાં બદલી શકાય. આચાર પ્રથમ ધર્મ છે, એવું શાસ્ત્રમાં કહ્યું છે એમ કહીને કે માનીને આપણે કોઈ વસ્તુને વળગી રહેવાની આવશ્યકતા ન હોય. સંસ્કૃતમાં મુકાયેલા બધા વિચારો કાંઈ શાસ્ત્ર નથી. માનવધર્મશાસ્ત્રને નામે ઓળખાતો ગ્રંથ પણ ખરેખર શાસ્ત્ર નથી. શાસ્ત્ર પુસ્તકમાં લખાયેલી વસ્તુ નથી. એ જીવતી વસ્તુ હોવી જોઈએ. તેથી ચારિત્ર્યવાન જ્ઞાની કે જેનાં વચન અને વર્તનમાં મેળ છે તેનું કથન એ આપણું શાસ્ત્ર; અને એવી કોઈ દીવાદાંડી આપણા હાથમાં ન હોય ત્યારે આપણે પોતે જે સંસ્કાર પામ્યા હોઈએ તો આપણને જે સત્ય લાગે તે આપણું શાસ્ત્ર."

પ્રાર્થના અને બ્રહ્મચર્યનો સંબંધ: એક ભાઈ જેમણે કહ્યું કે પ્રાર્થનાની સાથે બ્રહ્મચર્ય ઉપર ભાર મૂકતા જતા કેમ નથી? તેના જવાબમાં જણાવ્યું: "પ્રાર્થના અને બ્રહ્મચર્ય એક જ જાતની વસ્તુઓ નથી. બ્રહ્મચર્ય એ પાંચ મહાવ્રતોમાંનું એક છે. પ્રાર્થના તેને પહોંચી વળવાનું એક સાધન છે. બ્રહ્મચર્યની આવશ્યકતા વિષે તો મેં ઘણું કહ્યું, ઘણું સમજાવ્યું છે. પણ તેને કઈ રીતે પહોંચી વળવું એનો વિચાર કરતાં જવાબમાં પ્રાર્થના એ એક મોટું સાધન મળી આવ્યું છે. જે પ્રાર્થનાની કિંમત જાણી શકે અને કિંમત જાણ્યા પછી જે પ્રાર્થનામાં તન્મય થઈ શકે તેને બ્રહ્મચર્ય સહેલું થઈ પડે છે."

આદર્શ દાક્તર વિષે: "મારો આદર્શ દાક્તર એ કે જે પોતાના ધંધાનું સારું જ્ઞાન મેળવી લે અને તે જ્ઞાનનો ઉપયોગ પ્રજાને વગર પૈસે આપે. પોતાની આજીવિકાને સારુ કાં તો કાંઈ સામાન્ય ધંધો કરે અથવા પ્રજા જે કાંઈ થોડુંઘણું આપે તેમાંથી પોતાનો નિર્વાહ કરે; પણ પોતાના કામની એને કદી ફી ન ગણે. આદર્શ સ્થિતિમાં હું આવા સેવકોનું વર્ષાસન નિર્માણ કરું અને તે ઉપરાંત ધનવાન કે ગરીબ કોઈની પાસેથી તેનાથી કાંઈ લઈ શકાય જ નહીં."

એના જ બીજા પ્રશ્નોના જવાબમાં: "જપયજ્ઞ એટલે હું સમજ્યો છું ત્યાં લગી નામસ્મરણ.

"મિતાહારનું પ્રમાણ કાઢવું મુશ્કેલ છે. અલ્પાહારનું પ્રમાણ સહેજે નીકળે. કેમ કે અલ્પાહાર એટલે હાજત કરતાં નિશ્ચયપૂર્વક ઓછું ખાવું; અને એ જ પસંદ કરવા યોગ્ય છે.

"જે સત્યનું પાલન કરવા ઇચ્છે છે તેની પાસે છાનો રાખવા જેવો એક પણ વિચાર હોવો ન જોઈએ. કાલાઘેલા વિચારો પણ જગત જાણે તેની ફિકર નહીં હોવી જોઈએ. ફિકર તો કાલાઘેલા વિચારની હોવી જોઈએ, પાપની હોવી જોઈએ. મારી રોજનીશી કોઈ જોઈ જશે તો, એ ભયના મૂળમાં પોતે હોઈએ તેના કરતાં સારા દેખાવાપણું છે. અને જે પુરુષ આખું જગત પોતાની ડાયરી જુએ તોય ફિકર ન કરે, તે પોતાની સ્ત્રી પાસે તો સંતાડે જ કેમ?

"વ્રતની મર્યાદા આપણી અશક્તિ હોઈ શકે.

"જ્યાં લગી મિત્ર મિત્ર વચ્ચે પણ હું અને તું નો ભેદ છે, જે ભેદ પતિપત્નીને વિષે રહ્યો જ છે, શરીરધારીને સારુ અનિવાર્ય છે, ત્યાં લગી એકબીજાની વસ્તુ તેની રજા વિના ન જ લે. પાછી તે જ જગ્યાએ મૂકી દેવાનો નિશ્ચય આમાં મદદગાર નથી; તેનું એક મહાકારણ તો એ કે નિશ્ચય કરનારને પોતાને ક્યાં ખબર છે કે બીજી ક્ષણે તે પોતે જીવતો

હશે કે નહીં, અથવા તેના કબજામાં આવ્યા પછી તે વસ્તુ ઊપડી જશે કે નહીં. આ નિયમનું પાલન કરવામાં કોઈ વેદિયાપણાનો કે એથીયે વધારે બૂરો આરોપ મૂકે તો તે સહન કરવા યોગ્ય છે."

૧૬-૮-'૩૨

આજે બાપુએ મિત્રતર્પણમાં જ ઘણો વખત આપ્યો એમ કહેવાય. ડૉ. મહેતાના અવસાન પછી ઊભી થયેલી પરિસ્થિતિનું કોકડું ઉકેલવાને માટે અનેક કાગળો લખ્યા. એ કાગળોનું વિવેચન નકામું છે. પણ એ બધા કાગળોમાં પ્રતિપાદિત એક સિદ્ધાંત અહીં આપી દેવો ઘટે છે: "જે વિશ્વાસપાત્ર નથી તેનો વિશ્વાસ ન કરાય એ તારું લખવું બરોબર છે. મારા લખવાનો હેતુ એ હતો કે આપણે કોઈને વહેમની નજરે ન જોવા. જેમ આપણા વચન ઉપર જગત વિશ્વાસ રાખે એમ આપણે ઇચ્છીએ તેમ સામેનાના વચન ઉપર પણ વિશ્વાસ રાખીએ. તે વિશ્વાસપાત્ર ન નીવડે ત્યારે પસ્તાઈએ નહીં. વિશ્વાસ રાખનારે જગતમાં આજ લગી કંઈ જ ખોયું નથી, વિશ્વાસનો ઘાત કરનાર કરોડો મેળવવા જતાં ખુએ જ છે. આપણો આત્મા અભડાય ત્યારે આપણે ખોયું. ધનદોલત તો આવે છે ને જાય છે. તે જાય તેનો શોક ન જ કરીએ."

મારી જમીનનું મહેસૂલ ભરાયાના સંજોગોનો ચિતાર મગનભાઈના કાગળમાં આવ્યો. ક્યાં મારું નમાલું ગામ અને ક્યાં બોરસદનું રાસ! પેન્શનરોને સરકારે કેવા ગુલામ બનાવી મૂક્યા છે એ આ પ્રસંગે જોવામાં આવે છે. આ આખા તંત્રની એકેએક વસ્તુ બારીકાઈથી જોઈએ તો તંત્રને યાવચ્ચંદ્રદિવાકરૌ ટકાવવા માટે અને લોકો ઉપર ગુલામી રૂપાળી રીતે કાયમ રાખવા જ યોજાયેલી છે. બાપુને, વલ્લભભાઈને અને મને ગાળો દેનારો મામલતદાર મારી નાતનો જ. . . .

૧૭-૮-'૩૨

આજે કોમી ચુકાદો આવ્યો. જાણે કાંઈ ન બન્યું હોય એમ બાપુ સાંજ સુધી વર્તી રહ્યા હતા. મારી પાસે બાજરાનો રોટલો કરાવ્યો અને તે બહુ સ્વાદથી ખાધો. બપોરે બદામનું માખણ પણ સંચામાં બનાવ્યું. સાંજે ફરતાં હોર્નિમેનનો લેખ વાંચ્યો તે ગમ્યો. સવારે વાતવાતમાં ક્યાંક ક્યાંક વાક્યો નીકળતાં હતાં: "લઘુમતી કરારમાં જે હતું તે જ કર્યું છે. બેન્થોલના કાગળમાં જે હતું તે બની રહ્યું છે." મેં કહ્યું: "મૉન્ટફર્ડના સુધારાના કરતાં આ નવું બંધારણ વધારે ભૂંડું છે." બાપુ: "એમાં શંકા જ નથી. પેલા સુધારામાં

તો આપણો લખનૌ કરાર આધાર તરીકે લેવાયો હતો. આ તો દેશના એવા ભાગલા પાડ્યા છે અને એવો છિન્નભિન્ન કરવાની બાજી છે કે જેથી દેશ ઊભો જ ન થઈ શકે." સાંજે પ્રાર્થના પહેલાં કહ્યું : "વારુ, હવે તમે અને વલ્લભભાઈ વિચારી લો. મને જે કહેવાનું હોય તે કહો. સેમ્યુઅલ હોરને લખેલો કાગળ આને લાગુ પડે છે, એટલે હવે આપણે નોટિસ આપવી રહી !" હું ચમક્યો. ચૂપ રહ્યો. અમને પણ એવું તો લાગતું જ હતું. 'અબકી ટેક હમારી' ભજન ગાયું, અને આશ્રમની આવેલી ટપાલ વાંચવી શરૂ કરી.

કાગળો તો જેટલા લખવા ઘટતા હતા તે લખવાની ઉતાવળ કરી જ. રાત્રે મૅકડોનલ્ડને કાગળ લખવો શરૂ કર્યો.

•

૧૮-૮-'૩૨

સવારે કાગળ પૂરો કર્યો અને અમને કહ્યું: "કાંતવાનું છોડીને આ કાગળ વાંચી જાઓ એટલે એ તુરત મોકલી દેવામાં આવે." અમે વાંચી ગયા. વલ્લભભાઈએ કહ્યું : "આમાં ચુકાદાના બીજા ભાગો વિષે કંઈ કહ્યું નથી. એટલે એમ તો અર્થ ન થાય કે એ બધું તમને પસંદ છે ?" બાપુ કહે : "ના. મારા વિચારો ક્યાં અજાણ્યા છે ? છતાં તમે ઇચ્છતા હો તો એ એક પૅરેગ્રાફ નાખું. જોકે, તો અંદર દલીલ દાખલ કરવી પડે અને મારે આ કાગળમાં દલીલ નાખવી નથી. દલીલ જેટલી કરવાની તે બધી સેમ્યુઅલ હોર ઉપરના કાગળમાં થઈ ગઈ." મેં કહ્યું : "એટલું જ માત્ર લખો કે આખા ચુકાદાની સામે મારો આત્મા બંડ કરે છે. પણ એનો અમુક ભાગ એવો છે કે જે રદ કરાવવાને માટે હું પ્રાણ પાથરવાની ફરજ સમજું." બાપુ કહે : "ના, એવી સરખામણી મારાથી ન કરાય. અને તો તો જરૂર એમ મનાય કે આને આખો ચુકાદો રદ કરાવવો છે, પણ આનું બહાનું શોધ્યું છે. આખો રદ કરાવવો છે એ વાત સાચી, પણ બધી વાતો ભેળવી શકાય કે કેમ એવો ગઈ રાત્રે ઘડીક વાર વિચાર કરીને તે વિચાર છોડી દીધો." સાંજે એ જ વાત નીકળી : "મારાથી બીજી વાત ભેળવાય જ નહીં. એ તો ધર્મની સાથે રાજકારણ ભેળવવા જેવું થાય. ને અહીં બન્ને મુદ્દા ભિન્ન છે." પછી કહે : "બધી વાતો મેં મારા મનમાં ફરી ફરી વિચારી લીધી છે. એકે વાત હમણાં સૂઝે છે તે મારા મનમાં નથી આવી ગઈ એમ નહીં. એ બધા વિચાર કરીને જ આ નિર્ણય ઉપર આવ્યો છું. મુસલમાનોને અને બીજાઓને અલગ મતમંડળ આપ્યાં છે તેમાંથી ભયંકર પરિણામો આવવાનાં છે. અંગ્રેજોની સાથે ભળીને બધે એ હિંદુઓને દબાવવાના એ બધું સાચું. પણ એ બધાને

હું પહોંચી વળવાની ઉમેદ રાખું. લડાવનાર પક્ષ એક વાર ચાલ્યો જાય ત્યાર પછી એ બધાને પહોંચી વળી શકાય. પણ અંત્યજોને હું કોઈ પણ બીજી રીતે પહોંચી વળી શકું જ નહીં. હું અંત્યજોને બિચારાઓને કઈ રીતે સમજાવું? મહા દુઃખ આવી પડે ત્યારે પોતા ઉપર સંકટ વહોરી લેવું એ આજની નવી વાત છે? સુધન્વા તેલની કઢામાં પડ્યો હતો અને પ્રહ્લાદ ધગધગતા થાંભલાને વળગ્યો હતો તે શી રીતે? સ્વરાજ મળ્યા પછી પણ અનેક સત્યાગ્રહો કરવાના તો હશે જ. ઘણી વાર મનમાં એમ થતું હતું કે સ્વરાજ પછી કાલીઘાટ ઉપર જઈને સત્યાગ્રહ આરંભવો અને ધર્મને નામે થતી હિંસા અટકાવવી. એ બકરાંની તો અંત્યજોનાં કરતાંયે દયામણી સ્થિતિ છેઃ એ શીંગડાં પણ નથી ચલાવી શકતાં. એનામાં કોઈ આંબેડકર જાગવાનો પણ સંભવ નથી. એ હિંસાની સામે આત્મા ઓછો નથી ધગી ઊઠતો. બકરાંનો ભોગ ધરાવવાને બદલે વાઘનો ભોગ કેમ નથી ધરાવતા?"

આ પગલાંની કેવી અસર થશે તેની સવારે વાતો થઈ. મેં કહ્યું: "આના અનર્થો તો ભયાનક થશે. આપણે ત્યાં એનાં અંધ અને સમજ વિનાનાં અનુકરણ થશે. અમેરિકામાં લોકો કહેશે એણે ઉપવાસ કરીને છુટકારો મેળવ્યો." બાપુ કહે: "હું એ જાણું છું. અમેરિકામાં તો બધું માનશે જ, અને ગમેતેમ મનાવવાવાળા અંગ્રેજો પણ પડ્યા છે ના! જેલમાંથી છૂટવાને ઉપવાસ કર્યો એટલું જ નહીં, ઘણા કહેશે કે આ માણસે હવે દેવાળું કાઢ્યું. એનું અધ્યાત્મ ચાલતું નથી એટલે એણે હવે આપઘાત કર્યો. ધૂર્ત દેવાળિયા ઝેર ખાય છે તેમ. અને આપણે ત્યાં અંધ અનુકરણો થવાનાં, ભયંકર અનર્થો થવાના. સરકાર કાં તો મને છોડી દેશે અને બહાર મરવા દેશે, અથવા અંદર પણ મરવા દે. મેક્સ્વિનીને મરવા દીધો જ હતો ના? આપણા પોતાના માણસો પણ ટીકા કરશે. જવાહરલાલને આ પગલું ગમવાનું નથી જ. એ કહેશે આવો ધર્મ અમને ન જોઈએ. પણ તેથી શું? મહાન શસ્ત્ર વાપરનારને અનર્થોથી કે બીજા વિચારોથી ડરવાનું ન હોય."

૧૯-૮-'૩૨

આજે સપ્રુનો અભિપ્રાય આવ્યો. એને તો બંધારણીય સવાલ આગળ આ સવાલનું મહત્ત્વ નજીવું લાગે છે. આ ચુકાદો આપવામાં સાફ દાનત અને પ્રામાણિક પ્રયત્ન એ જુએ છે. બાપુએ જરાક સરખી ટીકા કરી: "સપ્રુનું કામ મુંજેથી ઊલટું છે. મુંજેને કોમી માગણી મળે તો બંધારણની પરવા

નથી, સપ્રુને બંધારણ મળે તો કોમી પ્રશ્નનું ગમે તે થાય તેની પરવા નથી." માત્ર વલ્લભભાઈના દુઃખનો પાર નથી. એ કહે છે કે: "મને હંમેશાં લિબરલોનું આમ જ લાગ્યું છે. ક્યારે એ લોકો શું કરશે એ કહેવાય જ નહીં. ડહાપણનો ઇજારો એ લોકોનો જ. આજે બ્રિટિશની સાફ દાનત એ લોકોને દેખાય છે, જ્યારે દેશમાં કોઈને સાફ દાનત દેખાતી નથી. એનું કારણ છે. હજી એમને પોતાનું ખોયેલું સ્વમાન મેળવવું છે. નહીં તો પછી એમને ઊભા રહેવાનું રહ્યું નહીં ના!" મેં કહ્યું: "એ લોકો તો બાપુનું પગલું વખોડી કાઢવામાં સરકાર સાથે ભળવાના." વલ્લભભાઈ: "પણ શું થાય? બાપુની રીત કઢંગી છે. બાપુએ આ પગલા વિષે શાસ્ત્રી જેવાને પણ વાત કરી હોત તો સારું હતું. કોણ એમ ધારે કે આવું પગલું બાપુ લેશે? દેશમાં કોઈ પણ જણ આ પગલાની કલ્પના કરે એમ હું માનતો નથી."

આજના અભિપ્રાયો વાંચીને બાપુ કહે: "દેશમાં તો શાંતિ જ થઈ જવાની. થોડા દહાડા બોલશે અને પછી ચૂપ. બાકી મારા ઉપવાસ પછી ખળભળાટ થાય તો કોણ જાણે? અને શાંતિ થાય તેમાં શી નવાઈ? લોકો બિચારા થાકેલા છે. માત્ર આપણને થાક નથી. એટલે અહીં બેઠા બેઠા ઝીણું કાંત્યાં કરીએ છીએ."

બાજરીનો રોટલો શરૂ કર્યો તેની અસરની વાત કરતાં કહે: "મેં એની સાથે દૂધ કોઈ દિવસ લીધું નથી, એટલે કહી નથી શકતો. પણ જોશું, એનો અખતરો કરશું." મેં કહ્યું: "હવે અખતરા કરીને ક્યાં સુધી કરવાના? ૨૦મી સપ્ટેમ્બર સુધી છે." બાપુ કહે: "મને તો એનો વિચાર નથી આવતો. હું તો એ દિવસ આવશે ત્યારે જ વિચાર કરીશ. ત્યાં સુધી અખતરા કર્યાં જ કરવાનો." મેં કહ્યું: "અમે શાંત રહી નથી શકતા." બાપુ કહે: "એ હું જાણું છું. પણ હું શાંત ન રહી શકતો હોઉં તો મરી જ જાઉં ના!"

* * *

સુપરિન્ટેન્ડન્ટ આવીને કહે: "આટલું બધું ઉગ્ર પગલું?" બાપુ કહે: "છૂટકો નહોતો." કદાચ હોરે બ્રિટિશ પ્રધાનમંડળને ખબર પણ ન આપી હોય, એવી શંકા એણે કરી. બાપુ કહે: "હું માનું છું કે આપી હશે. પણ તમારી શંકા બરાબર છે, એ એવો માણસ છે ખરો કે ન આપે. અને ખબર પડે તો એ કહે કે, આવી ધૂળ જેવી બાબત ઉપર જે માણસ મરવાને તૈયાર થયો છે તેની વાતથી કેબિનેટને શી તકલીફ આપવી? પણ મને લાગે છે કે એણે ખબર ન આપી હોય તો એને પોતાની આખી

કારકિર્દી અને આબરૂ ખોવી પડે." સુપરિન્ટેન્ડન્ટ: "આની અસર એ લોકો ઉપર શી થશે? અહીં શું થશે?" બાપુ: "કાંઈયે ન થાય! બધા અંત્યજો સંયુક્ત મતમંડળ માગે તોપણ એ લોકો કહી શકે છે કે સૈકાઓ થયાં કચડાયેલી લઘુમતી છે તેને આ બાબતમાં ન્યાય શેમાં રહેલો છે તેનો અમે જ નિર્ણય કરી શકીએ. એમાં એને કચડનારાઓને શી ખબર પડે?" પછી બાપુએ કહ્યું: "મારી જિંદગી જ આમ ગઈ છે. ૨૫ વર્ષ થયાં જે ધોરણે આ જિંદગી ગઈ છે તે જિંદગીનો કળશ આ અંતિમ પગલામાં છે. મને ખબર નહોતી કે આને માટે જિંદગીનો ત્યાગ કરવો પડશે. પણ આ એક ભારે હેતુ છે." પછી કહે: "આરંભ તો ખરું જોતાં ૫૦ વર્ષ ઉપર થયેલો, જ્યારે મેં બીડી પીવા માંડેલી અને લાગેલું કે આ ખોટું થાય છે અને કબૂલ કરી લેવું જોઈએ. ત્યાર પછી ઉત્તરોત્તર સત્યની સમજ અને અમલમાં વિકાસ જ થતો આવ્યો છે."

બપોરે કલેક્ટર આવ્યો. તે કહે: "આવો ચુકાદો ન આપે તો શું થાય? કાંઈક નિરાકરણ તો કાઢવું જોઈએ જ ના! તદ્દન ન્યાય અને હક ઉપર આવી બાબતમાં શી રીતે આગ્રહ રાખી શકાય?" બાપુ કહે: "ના, એ નિરાકરણ ગેરવાજબી ભલે હોય, પણ સર્વસંમત હોવું જોઈએ. આની પાછળ તો કશી સંમતિ નથી. વિલાયતમાં માગ્યું પણ એ લોકોએ એ ન જોયું કે ત્યાં તો બાંધી લીધેલા અભિપ્રાયવાળી સભા પાસે એ નિરાકરણ માગતા હતા. તે ન મળી શકે." પછી દલિત કોમોની વાત નીકળી. એ તો પૂનાના અંત્યજો ઉપરથી જ અનુમાન બાંધતો હતો. આખરે કહે: "આ તો ખૂબ જ મૂર્ખાઈભરેલી અને પ્રજાતંત્રવિરોધી ગોઠવણ છે. પણ બીજું શક્ય શું છે?"

સવારે બાપુ કહે: "સત્યાગ્રહનો નિયમ છે કે જ્યારે માણસની પાસે બીજું એકે સાધન ન રહે, બુદ્ધિ થાકીને બેસે ત્યારે એણે પોતાના શરીરનો ત્યાગ કરવાનું અંતિમ પગલું લેવું. રાજપૂત સ્ત્રીઓ શું કરતી હતી? કમલાવતી જેને વિષે પેલે દિવસે આપણે વાંચતા હતા તેણે શું કર્યું? શત્રુના હાથમાં જીવતા તો ન જ જવું એ નિશ્ચય એનો હતો એટલે મૃત્યુના મુખમાં ધસી."

**૨૦-૮-'૩૨** આજે મને અને વલ્લભભાઈને કોઈ પણ રીતે આ ખબર બહાર પહોંચી જવા જોઈએ એવા બહુ વાર વિચાર આવ્યા. પણ બાપુના વચનનો ભંગ કેમ થાય? બાપુ તો વચન આપીને બેઠા છે કે અમારા તરફથી તો આ વાત ક્યાંયે બહાર ન જાય, એટલે બાપુને શી રીતે બેવફા થઈ શકાય? વલ્લભભાઈ

ભારે મૂંઝાયેલા હતા. આજે બાપુએ બહુ કાગળો લખ્યા. આશ્રમની ટપાલ ઢગલો લખી. એમાં છગનલાલ જોષી ઉપરનો કાગળ જોકે સત્યાગ્રહનાં શાશ્વત સૂત્રો રજૂ કરે છે, પણ તેમની વર્તમાન મનોદશાનો પણ સૂચક છે. (જોષીના કાગળમાં આસપાસના વાતાવરણ ઉપરથી ઊપજતી નિરાશા અને ઘણાં કામને પહોંચી વળવાની અધીરાઈ હતી.) આ રહ્યો તે કાગળ :

"શરીર બગાડવાનાં અનેક કારણોમાં એક કારણ અધીરાઈ છે. મન પહેલું અધીરું બને છે, પછી શરીર બને છે. પણ 'અધીરા સો બાવરા ધીરા સો ગંભીર' એમ અનુભવવાક્ય છે. જગત સળગે તે કાંઈ આપણે અધીરાઈથી ઠારી શકીએ? આપણે ઠારવાનું જ ક્યાં છે? મોટો ભડકો થાય ત્યારે બંબાવાળા ભડકા ઉપર પાણી છાંટતા જ નથી તે જાણો છો? તે આસપાસના ભાગને જ સંભાળે છે. અને એટલું કરે તો તે કર્મકુશળ એટલે યોગી ગણાય. આપણે પોતાનું કર્તવ્ય કરીએ એટલે આખો અગ્નિ ઓલવ્યા બરોબર છે. જોવામાં ભલે તે ઓલવાયો ન લાગે પણ તે ઓલવાયો જ જાણવો. સત્યની શોધ કરતાં કરતાં મને તો બીજું કાંઈ જડયું નથી ને હવે પછી જડે એમ પણ લાગતું નથી. જો આ બરોબર ન હોય તો સત્ય આચરણ અને સત્યનો આગ્રહ અશક્ય થઈ પડે. આગ્રહ એનો જ હોય જે શક્ય છે. ચંદ્રમામાં રહેલા પર્વતો ઉપર હવાનો આગ્રહ રાખે તે શેખચલ્લીમાં ખપે. કેમ કે તે અશક્ય છે. તેમ જ આપણા કર્તવ્યને વિષે છે. અને સહુને ખરું જોતાં પોતાનું કર્તવ્ય જડેલું હોય છે. કેમ કે તેને દૂર નજર કરવાની હોતી નથી. નાકની અણી લગી જ નજરને મોકલવાની છે. પગની આગળ પડેલો કચરો કાઢવાનો છે. કાઢતો જશે તેમ તેમ બીજો નજરે ચડતો જશે ને કાઢતો જશે. ભલેને જિંદગીને અંતે તે ખૂટયો ન લાગે. જિંદગીનો અંત ક્યાં છે? શરીરનો અંત છે તેની શી ફિકર! અને જિંદગીનો અંત નથી તો કચરાનો અંત આપણે ન જોઈએ તેથી થાક ન લાગવો જોઈએ. દરજીનો છોકરો જીવે ત્યાં લગી સીવે. હાથમાં સોય હોય ને છેલ્લું બગાસું ખાય તો તે કર્તવ્યપરાયણ ગણાય."

એવા જ વિષયો ચર્ચતો બીજો કાગળ બાળકૃષ્ણને હતો : "માયાને શંકરાચાર્ય કઈ રીતે માનતા તે હું નિશ્ચયપૂર્વક નથી જાણતો. હું આમ માનું છું : જે રીતે આપણે જગતને માનીએ છીએ, જોઈએ છીએ તે આભાસ છે, આપણી કલ્પના છે. પણ જગત પોતાને રૂપે તો છે જ. એ કેવું છે તે આપણે નથી જાણતા. બ્રહ્મ છે એમ કહેવાની સાથે જ તેને નેતિરૂપે વર્ણવીએ છીએ. જગત પણ બ્રહ્મ છે. તે બ્રહ્મથી જુદું નથી. જે જુદાપણું આપણે જોઈએ છીએ તે આભાસમાત્ર છે.

"મારો અભિપ્રાય એવો છે કે આપણા આયુષ્યનું માપ લાંબુંટૂંકું થઈ શકે છે. વસ્તુતઃ પ્રત્યેક દેહ પોતાના બધા ધર્મની સાથે ઉત્પન્ન થાય છે. તે કયા તે આપણે જાણતા નથી. તે જાણવાની આવશ્યકતા નથી.

"કાળના વિભાગ મનુષ્યકૃત છે અને તે કાળચક્રમાં રજકણથીયે નાના છે. આપણી ગણનાના કરોડો હિમાલય એકઠા કરીએ તોય તે કાળચક્ર કરતાં નાના છે. એટલે મનુષ્યના હાથમાં છે તે નહીંવત્ છે. ભલે તેમાં તે મહાલે.

"સ્વપ્નાનાં ભૌતિક કારણો તો અસંખ્ય છે. સ્વપ્નમાં સ્વપ્નનું મિથ્યાત્વ જોઈ શકાય છે એમ મને લાગ્યું છે. એ કદાચ જાગૃતિ અને સ્વપ્નાવસ્થાનો સંધિકાળ હોય. સ્વપ્નદોષ કેટલીક વાર કેવળ યાંત્રિક કારણથી વિનાવિકારે થાય છે. તેનું નિવારણ ખોરાકના ફેરફારથી થાય. ઘણે ભાગે તેનું કારણ બંધકોષ હોય છે. દૂધથી સ્વપ્નદોષ થાય છે તેમાં ઘણે ભાગે વિકાર કારણ હોય છે, કેમ કે દૂધ વિકારોત્તેજક છે. પણ તમને તે લાગુ ન પડે. એટલે કે જેનાં શરીર નંખાઈ ગયાં છે તેને દૂધ વિકાર પેદા કરવા સમર્થ નથી. ભલે પછી તે વિકારી પુરુષે લીધેલું હોય. જેનાં શરીર નંખાઈ ગયાં છે તેને પોષણ આપવામાં જ દૂધની બધી શક્તિ વપરાઈ જાય છે. દા. રજબઅલી કહે છે એ અમુક મર્યાદામાં સાચું છે. શરીરે અને મને સાવ નીરોગી હોય તે દા. રજબઅલીના કથનને ઓળંગી જાય છે.

"જ્ઞાની પુરુષના સ્વભાવમાં લોકસંગ્રહ આવશ્યક છે. એને અપવાદ જ ન હોય.

"મન નિર્વિચાર કેટલી મુદ્દતને સારુ હું રાખી શકું એ કહી ન શકું. કેમ કે એવું માપ મેં કાઢી નથી જોયું. પણ આટલું જાણું છું કે મારા મનમાં નકામા વિચારો સ્થાન લઈ ન શકે. આવી જાય તો તેને ચોરની જેમ ભાગવું પડે છે."

"દંભ એ તો કેવળ અસત્યનો પોશાક છે."

અનેકને લખ્યું: "સંબંધીના કાગળની હંમેશાં આશા રાખું. તમે મને એક કાગળ વિના ન રાખો. તમારા કાગળની ચાતક જેમ મેઘરાજાની રાહ જુએ તેમ જોતો હતો."

મથુરાદાસને યાજ્ઞિક સીવણ ઉપર લંબાણથી: "યાજ્ઞિક સીવણની કલ્પના ગરીબોને ખાદી સીવવાનો ઉદ્યોગ આપવાને અર્થે નથી. પણ ગરીબોએ વણેલી ખાદી વગર ખોટે ઝપાટાબંધ ખપાવવાને સારુ છે. મોંઘી લાગતી ખાદી સોંઘી કરવાને સારુ છે."

ખોરાક વિષે પણ લંબાણથી લખ્યું, અને છેવટે વ્રત વિષે: "વિકારનું પણ ચિંતન ન કરશો. અમુક વસ્તુનો નિશ્ચય કર્યા પછી તે થાળે પડી સમજવી

જોઈએ. વ્રતનો અર્થ જ એ છે કે જે વસ્તુનું વ્રત લીધું છે તે વિષે આપણું મન જ રોકાતું બંધ થયું. વેપારી અમુક વસ્તુનો સોદો કરે, પછી જેમ તેનો વિચાર નથી કરતો અને બીજાનું ધ્યાન ધરે છે તેમ વ્રતનું છે."

. . .ને : "જાહેરમત એટલે જે સમાજના મતની આપણને દરકાર છે તેનો મત. એ મત નીતિની વિરુદ્ધ ન હોય ત્યાં લગી તેને માન આપવાનો ધર્મ છે. ધોબીના કિસ્સા ઉપરથી શુદ્ધ નિર્ણય કરવો મુશ્કેલ છે. આપણને તો અત્યારે તે ન જ રુચે. એવી ટીકા સાંભળીને પોતાની પત્નીનો ત્યાગ કરનાર નિર્દય અને અન્યાયી જ ગણાય. પણ રામાયણમાં કવિએ એ કિસ્સો કેવી દૃષ્ટિથી ગોઠવ્યો છે એ હું નથી કહી શકતો. આપણે તે પંચાતમાં પડવાનું કામ નથી. હું તો એ ભાંજગડમાં જ ન પડું. રામાયણ જેવાં પુસ્તકોને પણ હું એવી દૃષ્ટિથી નથી વાંચતો. છોકરીઓની સાથેની મારી છૂટથી આશ્રમવાસીને આઘાત પહોંચે તો મારે તે છૂટ લેતાં બંધ થવું જોઈએ, એવી મારી માન્યતા છે જ. એ છૂટ લેવાનો કોઈ સ્વતંત્ર ધર્મ નથી, ન લેવામાં નીતિનો ભંગ નથી. પણ એવી છૂટ ન લેવાથી છોકરીઓ ઉપર ખોટી અસર થાય તો હું આશ્રમવાસીને સમજાવું ને છૂટ લઉં. છોકરીઓ જ મને ન છોડે ત્યારે જોઈ લેવાનું મારું કામ હોય. હું જે છૂટ જે પ્રકારે લઉં તેની નકલ તો કોઈથી ન થાય. એ વસ્તુ સ્વાભાવિક થઈ પડવી જોઈએ. આજથી મારે છૂટ લેવી છે એવો વિચાર કરીને કૃત્રિમપણે કોઈ છૂટ લઈ શકતું નથી. અને લે તો એ ખોટું જ ગણાય. મૂળ વાત એ છે કે જે વિકારવશ થઈને નિર્દોષમાં નિર્દોષ લાગતી છૂટ પણ લે તે ખાઈમાં પડે છે, ને બીજાને નાખે છે. આપણા સમાજમાં જ્યાં લગી સ્ત્રીપુરુષોનો સંબંધ સ્વાભાવિક નથી થયો ત્યાં લગી અવશ્ય ચેતીને ચાલવાની જરૂર છે. આ બાબતમાં બધાંને લાગુ પડે એવો કોઈ રાજમાર્ગ નથી. તારી પોતાની રીતભાતમાં ઘણું અણઘડપણું રહેલું જ છે. તારી સ્વાભાવિક નિર્દોષતા તને બચાવે છે. પણ તેનું અભિમાન તું કરે છે અને તેને હઠપૂર્વક પકડી રાખે છે એ બરોબર નથી જ. એમાં અવિચાર છે. આજે તેનો ગેરલાભ તને જણાતો નથી, પણ કોઈ દહાડો પસ્તાવું પડે ખરું. અભિમાન કોઈનું નથી ટક્યું. લૌકિક મર્યાદામાત્ર ખરાબ છે એમ કરીને સમાજ ઉપર આઘાત ન પહોંચાડાય."

બાને લખ્યું : "હવે તો તું છૂટશે. પણ મને નહીં મળાય એનું તને દુઃખ થશે, મને તો છે જ. તારે ખાતર પણ છૂટ લેવાનું મન થાય. છતાં એ ન શોભે એમ તું પણ માનશે. આપણું જીવન ત્યાગથી જ ઘડાયેલું છે એટલે શાંતિ રાખજે. મને બરોબર લખજે."

આજે પ્રભાતે પાછી ચુકાદા ઉપર વાતો ચાલી. જયકર, સપ્રુ અને ચિંતામણિના અભિપ્રાયો ચર્ચાયા. બાપુ કહે: "જયકર સપ્રુનાથી અહીં છૂટા પડશે એમ આશા રાખીએ." વલ્લભભાઈ: "બહુ આશા રાખવા જેવું નથી." બાપુ: "વિલાયતમાં પણ આ બાબતમાં એના વિચાર જુદા પડતા હતા એટલે આશા રાખીએ; બાકી તો શું?" વલ્લભભાઈ: "ચિંતામણિએ આ વખતે બરોબર શોભાવ્યું." બાપુ: "કારણ ચિંતામણિ એ હિંદી છે, જ્યારે સપ્રુનું માનસ યુરોપિયન છે. ચિંતામણિ સમજે છે કે આ ચુકાદામાં જ બંધારણ ઘણું આવી જાય છે. પેલા એમ માને છે કે બંધારણ મળ્યું એટલે પછી આવી બાબતોની ફિકર જ નથી. કોઈ પણ હિંદીને સમજાવવાની જરૂર ન હોય કે ગમે તેવું સારું બંધારણ ગુંડાઓના હાથમાં મૂકશો તો તેના ભુક્કા થઈ જવાના છે. અને આ ચુકાદાથી એ ગુંડાઓના જ હાથમાં મુકાય છે. હજી તો વડી સરકારનું ઊભું છે. એ વડી સરકારને એક ધગધગતો કુંડ કરી મૂકવાના છે, અને કહેશે કે હવે એમાં પડો અને બળી મરો."

૨૧-૮-'૩૨

મેં કહ્યું: "માલવીજી કેમ ચૂપ છે?"

બાપુ: "માલવીજીને કાંઈ બોલવાપણું હોય નહીં. એ તો કદાચ વિચારતા હશે કે આમાં હવે શું થાય? એને મારા વિચારોની તો ખબર નથી, એટલે મૂંઝાઈ રહેલા હશે."

વલ્લભભાઈ: "એ જ તમારી સાથે દુઃખ છે ના કે તમે આખર સુધી કશું જાણવા દેતા નથી અને તમારી સાથેના માણસોની સ્થિતિ પણ તદ્દન કફોડી કરી મૂકો છો! આ જ તમારી સામે તમારા સાથીઓની તકરાર છે. સૌને એમ છે કે તદ્દન ન કલ્પેલી પરિસ્થિતિમાં તમે અમને સૌને ફેંકો છો."

બાપુ: "પણ એમાં શું થાય?"

વલ્લભભાઈ: "અમને પણ કોઈ કહેશેને કે તમે સાથે હતા, તમે ગમે તે રીતે એ વસ્તુની બહાર ખબર તો આપી શકતા હતા. ડાહ્યાભાઈ તો દર અઠવાડિયે આવે છે, એની સાથે ખબર આપી શકાત."

બાપુ: "એ તો કેમ જ થઈ શકે? આપણે એમને એમ કહીએ કે જાઓ અમે તો હવે આ વસ્તુને ગમે તે રીતે પ્રગટ કરીએ છીએ? એમને આપણે વચન આપી ચૂક્યા કે અમારા તરફથી આ વસ્તુ બહાર ન આવે, એટલે થયું. એ તો તમે કાગળમાં ન જોયું કે, તદ્દન બેપરવાઈથી મેં લખ્યું છે કે આ પ્રગટ કરીને લોકમત જાગ્રત થવા દેવો હોય તો જાગ્રત થવા દેજો, અને ન પ્રગટ કરો તોપણ ભલે. માલવીજી અને રાજગોપાલાચાર્યને

આ વસ્તુની આજે ખબર પડે તો શું કરી શકે? થોડા દહાડાની જ વાત છે ના? મને તો લાગે છે કે માલવીજી અને રાજાને પણ આ વાતથી થોડો આઘાત આપવાની જરૂર છે. રાજા તો એટલી તેજસ્વી બુદ્ધિના છે કે એને તરત જ ખબર પડી જશે કે આ માણસે આ પગલું કેમ લીધું? એ વસ્તુ એવા આઘાતથી જ સમજાઈ જાય. જુઓની આ કાગળમાં મેં કશી દલીલ જ નથી કરી. નહીં તો શું હું એક મોટું તહોમતનામું નહોતો બનાવી શકતો? પણ મેં તો આ એક વસ્તુ લીધી અને એને માટે જાત ખપાવી દેવી છે. આ જિંદગી વધુ ઉદાત્ત હેતુ માટે અનામત રાખી હતી પણ આ પ્રસંગ આવ્યો. હવે શું થાય? અને આ સત્યાગ્રહ તો થોડા જ કોંગ્રેસીઓની સામે છે? એ તો બાપડા જેલમાં પડેલા છે. આ સત્યાગ્રહ તો બિન-કોંગ્રેસીઓની સામે છે, કે તેઓ શું કરી રહ્યા છે તે એમને સમજાય. જુઓને આજે ક્યાંય અંત્યજોની સાથે જે કરવામાં આવ્યું છે તે કોઈ જુએ છે? એ જડતા પણ મને હેરાન કરી રહી છે. એ જડતા આવાં પગલાં સિવાય શી રીતે ઉડાડી શકાય? અંત્યજોને અલગ મતમંડળ આપવાથી શું થાય એનો વિચાર જ મને મુંઝાવી રહ્યો છે. બીજી ગમે તેટલી કોમોને અલગ મતમંડળ આપે એને પહોંચી વળી શકું એમ છું, પણ આ લોકોને પહોંચી વળવાનો મારી પાસે બીજો માર્ગ નથી. અંત્યજો પણ બિચારા કહેશે, આ માણસ તો અમને ચાહનાર છે, એ શા સારુ અમને થોડા વધારે હક્ક મળે છે તેમાં સત્યાગ્રહ કરતો હશે? અમે જુદા મત આપવાના પણ એની સાથે રહીને આપવાના છીએ ના? એમને શી ખબર પડે કે આથી તો હિંદુઓમાં બે ભાગલા પડશે, અને છરા ઊછળશે, મારામારી કાપાકાપી થશે, અંત્યજ ગુંડાઓની સાથે મુસલમાન ગુંડાઓ ભળશે અને હિંદુઓના કટકા કરી નાખશે? આ બધું સરકારે નહીં કલ્પ્યું હોય? હું માનતો જ નથી કે એ વસ્તુ એની કલ્પનાની બહાર હતી. અને જાણે કાંઈ બાકી હોય તેમ એમાં અર્વિનને ભેળવ્યો. કેન્ટર્બરી કહે કે અર્વિન ન હોય ત્યાં અમને સંતોષ ન થાય; એ ખ્રિસ્તી અર્વિને આવીને આ કરવામાં ભાગ લીધો!

"નહીં, વલ્લભભાઈ, આ વસ્તુની પહેલેથી જાણ થવામાં કંઈ લાભ નથી, બધું ચૂંથાઈ જાય, અચાનક ભડાકો થાય એ જ બરોબર છે. હા, તમને એમ લાગતું હોય કે આ તો ભયાનક ભૂલ થઈ છે તો જુદી વાત છે. જોકે તમે તો બંને એમાં ભળેલા છો એટલે તમારી જવાબદારી ખરી, પણ છેવટે તો મારી જ જવાબદારી છે, કારણ મને જે ઊગી ગયું એ કર્યું. આ વસ્તુ જ એવી છે કે એમાં કોઈની સંમતિની જરૂર ન હોય. મુંબઈનાં રમખાણોને માટે મેં ઉપવાસ કર્યા ત્યારે દાસ અને નેહરુએ મને કહ્યું

હતું જ તો કે અમને પૂછ્યા વિના તારાથી આ કેમ થાય? મેં એમને સમજાવેલું કે ભાઈ, આ કૉંગ્રેસી તરીકે નહીં પણ માણસ તરીકે કરું છું. અમુક ધર્મ હું પાળું છું, અને તેને અનુસરીને આ કરવું પડે છે. હકીમજીને હિંદુમુસલમાન ઉપવાસ વખતે પણ આ જ વાત મેં કહેલી. આ વખતે પણ આ પ્રશ્ન મારી પાસે કેવળ ધાર્મિક છે, એમાં રાજકાજની જરાય ગંધ નથી.

"મૂંઝવણ તો થશે. બિચારા કેંપવાળાઓનું શું થશે? પણ એ બધાને આપણે પહોંચી વળશું. એ લોકોને કહીશું કે ખબરદાર ઉપવાસ કર્યા તો. સરકારને પણ આપણી સામે કહેવાપણું રહે એ ઉપવાસ તદ્દન કૃત્રિમ થઈ પડે. તમારો સમય આવે ત્યારે ઉપવાસ કરજોની! સામુદાયિક ઉપવાસ ન થઈ શકે એમ નથી. હિંદુમુસલમાન આગ લાગી હોય તે વેળા હિંદુઓને રોકયા હોય, અને પછી તમારાથી કશું થઈ શકતું ન હોય તો તમે સામુદાયિક ઉપવાસ આદરી શકો છો. મેં પોતે પણ હિંદુમુસલમાન સવાલ વિષે હાથ ધોઈ નથી નાખ્યા. પણ હું જોઉં છું કે હિંદુ કોમ મારી સાથે હજી નથી, એને હજી મારવાનો ચડસ છે, ત્યાં સુધી મારાથી કાંઈ નહીં થાય. જો એ લોકો મારી સાથે અહિંસક બને તો આવો ઉપાય લઈને એવા ઝઘડાઓનો તો અંત આણું. નહીં, તમે અકળાઓ નહીં, સમજપૂર્વક માનો કે આ વસ્તુ એના કાળે જણાઈ રહેશે, એ જ બરોબર છે."

ગૃહસ્થાશ્રમી તરીકે બાપુને એમના ઉત્તમ સ્વરૂપમાં જોવા હોય તો જુઓ આ કાગળ પુત્રવધૂ સુશીલાને લખેલો :

૨૨-૮-'૩૨ "તને આળસુને તારો બે પાનાંનો કાગળ લાંબો લાગ્યો, ત્યારે મને તો જરાક જેટલો લાગે છે. તને ખબર છે કે મારા ભાઈને હું જ્યારે વિલાયતથી કાગળ લખતો ત્યારે વીસ પચીસ પાનાં ભરતો છતાં તે કાગળ ટૂંકો લાગતો? ભાઈને પણ મોટો લાગશે ને વાંચવાની તકલીફ પડશે એવું ન થતું; પણ તેને તે ગમશે તેવી ખાતરી હતી. અઠવાડિયામાં જે કર્યું હોય, જેને મળ્યા હોઈએ, જે વાંચ્યું હોય, જે દોષો કર્યા હોય એ બધું લખવામાં પાનાં ભરાઈ જાય, એમાં શી નવાઈ? અને વળી તે પણ ભાઈને જ લખવાનું એટલે જેટલું હોય તેટલું તેમાં ઠાલવવું

પણ તું એક લીટીમાં પતાવનારી છૂટા અક્ષરે પચાસ લીટી લખે ત્યાં તો બહુ જ લાગે -એવી શાહજાદી. ભલે, તું તારે મણિલાલ ઉપર

અંકુશ રાખ એટલે બસ છે. મણિલાલ તો ભોળો છે, તું ગંભીર છો એમ જાણીને તો તને પરણાવી છે. લોકોની તારી પરીક્ષા સાચી જ હોય એમ માનું છું. હજુ જરા વધારે અંકુશ રાખજે. એમ ન માનતી કે એ પતિ થયો એટલે તેને કહી દીધું એટલે બસ. સાચી પત્ની પતિનો કાન ઝાલીને તેને ખાડામાં પડતો રોકે. એ બધું તારા હાથમાં છે એમ હું માનું છું. મણિલાલ સાથે મારે કરાર છે કે એ તને દાસી ન ગણે પણ સહચરી, સહધર્મિણી, અર્ધાંગના ગણે. એટલે તમારા બન્નેનો એકસરખો હક એકબીજા ઉપર છે. તારામાં અંતરજ્ઞાન વધારે છે એટલે અંશે એ ક્ષેત્રમાં તારો હક વધારે. મણિલાલને સંચો ચલાવતાં વધારે આવડતો હશે એટલે તેમાં તેનો હક વધારે. પાણીના ઉપચાર તે વધારે જાણે એટલે તેમાં તેનો ભલે વધારે.”

આજે ૨૦મી સપ્ટેમ્બરના પગલાને વિષે કેટલાક પ્રશ્નો લખી કાઢેલા બાપુને બતાવ્યા, અને તેમની પાસે લેખી કાંઈક માગ્યું. બાપુ કહે: “હું મોઢેથી જવાબ આપું, અને તને પછી જેટલું પચે તેટલું લખી નાખ. એમાંના કેટલાક સવાલ એવા છે કે જેનો વિસ્તારથી જવાબ આપેલે પણ પાર ન આવે.” એમનું કેટલુંક કહેલું આજે નોંધી લઉં છું:

હોરના કાગળમાં લખેલી બે બાબતો — દમન વિષેની અને અલગ મતમંડળની — ભિન્ન ભિન્ન પ્રકારની છે. એટલે એમાં સરખામણી હોઈ જ ન શકે. બાપુના પોતાના વિચાર પ્રમાણે તો તેમને દમનની બાબતમાં સત્યાગ્રહ કરવાનો આવે તો વિચાર થઈ પડે, જ્યારે આ બાબતમાં વિચાર જ નથી કરવો પડતો. એ તદ્દન સ્વાભાવિક છે, એ વિના આરો જ નથી દેખાતો. “બહાર હોત તો ઉપવાસ કરવાનો પ્રસંગ કદી આવત જ નહીં, એમ નહીં, પણ બહાર રહીને તો મેં પ્રચંડ આંદોલન કર્યું હોત અને એ વસ્તુને અશક્ય બનાવી મૂકી હોત. આ ઉપવાસ સરકારની સામે નહીં પણ મુસલમાનો સામે છે, હિંદુઓ સામે છે, અને અંગ્રેજ પ્રજા અને બીજા ઘણાને જાગ્રત કરવાને માટે છે. જેની સામે ઉપવાસ કરવા પડે તે એ પગલાને સમજી શકે એવું હોવું જોઈએ એ આવશ્યક નથી. ધારો કે આજે મને ખબર મળે કે મુસલમાનો આવીને આશ્રમમાંથી કોઈ છોકરીને ઉપાડી ગયા છે તો જરૂર હું અહીં બેઠાં અનશન આદરું, અને સરકારને કહું કે મારા આ પગલાની મુસલમાનોને ખબર આપજો અને કહેજો કે જે કોમનું મેં કદી બૂરું ઇચ્છ્યું નથી, જેને માટે પ્રાણ આપવાનો પ્રસંગ આવે તો પ્રાણ આપવા તૈયાર થાઉં તે કોમ આ સાંખી શકે છે તો મારે બીજો ઉપાય રહેતો નથી. આજે અસ્પૃશ્યો ભારે આફતમાં આવેલા છે. એ કોઈ

સમજતું નથી એ, સ્થિતિને વધારે દુ:ખદ કરે છે. મને જે દિવસે છોડવામાં આવે તે દિવસે તો સ્થિતિ તદ્દન ન સુધારી શકાય એવી થઈ ગયેલી હોય, કાં તો ઢગલો અસ્પૃશ્યો મુસલમાન થઈ ગયેલા હોય, કાં તો સનાતનીઓ એને સારી પેઠે સિસકારીને કનડતા હોય અને વધારે કચરી નાખ્યા હોય. અને આપણે છૂટીએ ત્યારે થવાનું પૂરેપૂરું થઈ ચૂકેલું હોય. મને તો આ વસ્તુ આખા ચુકાદામાં એટલી ભયાનક લાગે છે કે, ચુકાદાના બીજા બધા ભાગ બહુ સારા અને સ્વીકારી શકાય એવા હોત તોયે આની સામે હું આવું પગલું લેવાને તૈયાર થાત."

૨૩-૮-'૩૨

ગઈ કાલની વાતના બાપુના કેટલાક ઉદ્‌ગાર હંમેશને માટે યાદ રહેશે: "મને લાગતું જ નથી કે અહીં મારું જીવન નિરર્થક જાય છે. અહીં બેઠાં બેઠાં હું ઘણુંયે કામ કરી શકું છું, ઘણાંને દોરી શકું છું. એક પળ નિરર્થક જતી નથી. સાંસારિક મૃત્યુ શબ્દ કેવળ સરકારે આપણને જે કારણસર પૂરેલા હોય તે કારણ પરત્વે જ છે, બાકી તે સિવાયની બાબતમાં તો આપણે જેટલું કામ કરવું હોય તેટલું કરી શકીએ. ડૉક્ટર મહેતાની બાબતમાં જો હું બધાને મળી શકું તો પૂરેપૂરો ફડચો કરી આપું. આશ્રમને દોરી રહ્યો છું એ તો તમે જુઓ છો."

એ જ દૃષ્ટિએ ઘણાય કાગળો લખાય છે. કૅંપ જેલના ઘણા કાગળો ધાર્મિક શંકા અને પ્રશ્નોવાળા હોય છે. દરબારીએ પૂછેલું: "અમસ્થા વિચાર બોજારૂપ છે, પણ કંઈ ક્રમ જ એવો લાગે છે કે, અમુક કાળ માણસમાત્ર વિચારમાં — કલ્પનામાં રમે છે, પણ સત્યશોધક તેનો પણ અનુભવ થયે નીકળી જાય છે. નિષ્કામકર્મથી ચિત્તની શુદ્ધિ થાય છે એ સાચું, પણ અમુક ચિત્તશુદ્ધિ થયા પછી સાધકને આંતરિક ક્રિયાનું અવલોકન કરવું રહે છે ના? સાધકને અમુક કાળ સ્વસ્થ બેસી એમાં ગાળવાની આવશ્યકતા રહે છે કે નહીં? યા માત્ર કર્મથી જ એનો ઉકેલ આવી જાય છે? બુદ્ધ ભગવાને પ્રવૃત્તિ નિવૃત્તિનું મિશ્રણ એ જ કારણે શોધ્યું. આપે કર્મયોગને જ રાજમાર્ગ બતાવ્યો છે. પણ માત્ર એનાથી જ માણસ આત્માની ક્રિયાને સમજી જાય છે?"

બાપુએ લખ્યું: "એમ કહેવું કે માણસ કેટલોક કાળ નકામા વિચારો કરવામાં ગાળે છે એવો ક્રમ છે, એ મને બરોબર નથી લાગતું. જો એમાં એક પણ અપવાદ હોય તો એ ક્રમ છે એમ નહીં કહી શકાય. અને અપવાદો તો ઘણા આપણી નજરે આવે છે. એટલું ખરું કે અસંખ્ય માણસો

અનેક પ્રકારના મનસૂબા કરે છે એટલે કે ફોકટના વિચારો કર્યાં કરે છે. એમ ન હોય તો એકાગ્રતા વગેરેની ઉપર ભાર મૂકવામાં આવે છે એની આવશ્યકતા ન હોય. આપણને અત્યારે જે કામની વસ્તુ છે તે તો આ છે: આપણે પોતે અનેક પ્રકારના ઘોડા ઘડીએ છીએ, અનેક પ્રકારના વિચારો કરીએ છીએ. તેમાંના ઘણા તો યાદ પણ નથી રહેતા. આ બધા વિચાર વ્યભિચાર કહેવાય. સામાન્ય વ્યભિચારથી જેમ માણસ પોતાની શારીરિક શક્તિનો નાશ કરે છે તેમ જ વિચારવ્યભિચારથી માનસિક શક્તિનો નાશ કરે છે. અને શારીરિક અશક્તિની જેમ મનની ઉપર અસર થાય છે તેમ મનની અશક્તિની અસર શરીર ઉપર થાય છે. તેથી જ મેં બ્રહ્મચર્યની વ્યાપક વ્યાખ્યા કરીને નિરર્થક વિચારને પણ બ્રહ્મચર્યના ભંગરૂપે માનેલ છે. બ્રહ્મચર્યની સંકુચિત વ્યાખ્યા કરીને આપણે તેને વધુ કઠિન વસ્તુ બનાવી દીધી છે. વ્યાપક વ્યાખ્યાનો સ્વીકાર કરીને ઇંદ્રિયોમાત્રનો, અગિયાર ઇન્દ્રિયોનો સંયમ કરીએ તો એકેન્દ્રિયસંયમ પ્રમાણમાં ઘણો જ સહેલો થઈ પડે છે. તમે ઊંડે ઊંડે એમ માનતા જણાઓ છો: બાહ્ય કર્મ કરતાં આંતરશુદ્ધિનું અવલોકન રહી જાય છે અથવા ઓછું થાય છે. મારો અનુભવ એથી તદ્દન ઊલટો છે. બાહ્ય કર્મ આંતરશુદ્ધિ વિના નિષ્કામ ભાવે થઈ જ ન શકે. તેથી ઘણે ભાગે આંતરશુદ્ધિનું માપ બાહ્ય કર્મની શુદ્ધિથી જ નીકળે છે. બાહ્ય કર્મ વિના આંતરશુદ્ધિ સાધવા જાય એને ભુલાવામાં પડી જવાનો પૂરો ભય રહે છે. એવા તો મેં ઘણા દાખલા જોયા છે. એક પ્રાકૃત દાખલો જ આપું. જેલમાં ઘણા સાથીઓએ અનેક જાતના શુભ નિશ્ચયો કરેલા મેં ભાળ્યા છે. બહાર જતાં તે પડેલે જ ઝપાટે તૂટી ગયેલા પણ ભાળ્યા છે. જેલમાં તો તેઓએ માની જ લીધેલું કે તેમનો નિશ્ચય કદી ફરવાનો જ નથી, આંતરશુદ્ધિ પૂરી થઈ છે, અવલોકન શાંતિથી થયું છે, પ્રાર્થનામાં એકાગ્રતા આવી છે. પણ દીવાલની બહાર નીકળતાં જ એ બધું સ્વપ્નવત્ થઈ ગયેલું મેં જોયું છે. ગીતાજીના ત્રીજા અધ્યાયમાંનો પાંચમો શ્લોક અત્યંત ચમત્કારિક છે. ભૌતિકશાસ્ત્રીઓ બતાવી ગયા છે કે એમાં કહેલો સિદ્ધાંત એ સર્વવ્યાપક છે. એનો અર્થ તો એ છે કે કોઈ પણ માણસ એક ક્ષણને સારુ પણ કર્મ કર્યા વિના નથી રહી શકતો. કર્મ એટલે ગતિ, એ જડચેતન બધાને સારુ સર્વવ્યાપક નિયમ છે. મનુષ્ય એ નિયમને નિષ્કામ ભાવે અનુસરે એ તેનું જ્ઞાન અને એ તેની વિશેષતા. આની જ પૂર્તિમાં ઈશોપનિષદના બે મંત્રો છે. એ પણ એવા જ ચમત્કારિક છે. બુદ્ધ ભગવાનની ટીકા મારા જેવા શું કરે? વળી હું તો તેમનો પૂજારી છું. પણ બુદ્ધ ભગવાને પોતે રચના કરી કે તેની પાછળનાએ?

ગમે તેમ થયું હોય પણ જે સંઘો નીકળ્યા એ આ સર્વવ્યાપક નિયમને જ અનુસરીને જડવત્ બની ગયા, અને છેવટે આળસુ તરીકે પંકાયા. આજ પણ સિલોનમાં, બ્રહ્મદેશમાં, તિબેટમાં, બૌદ્ધ સાધુઓ જ્ઞાનહીન અને આળસનાં જ પૂતળાં જેવા જોવામાં આવે છે. હિંદુસ્તાનમાં પણ સંન્યાસીને નામે ઓળખાતા સાધુઓ દીપી નીકળતા જોવામાં નથી આવતા. એથી મને તો એમ લાગે છે જ કે ખરી અને શાશ્વત ચિત્તશુદ્ધિ માણસ કર્મ કરતો કરતો જ સાધી શકશે. વળી ગીતાનું વચન ટાંકવાનું મન થઈ જાય છે. ચોથા અધ્યાયના અઢારમા શ્લોકનો અર્થ એ છે કે કર્મમાં જે અકર્મ અને અકર્મમાં જે કર્મ જુએ છે એ જ બુદ્ધિમાન છે, એ જ યોગી છે, એ જ પૂરો કર્મી છે. પણ આ તો મારા અનુભવની વાત મેં લખી. ગીતાના શ્લોકો ટાંકયા છે કેમ કે એમાં રહેલું શિક્ષણ મારા અનુભવમાં આવ્યું છે. મેં અનુભવથી પારખી ન જોયાં હોય એવાં શાસ્ત્રવચનો હું ન ટાંકું. મારા અનુભવથી વિરોધી બીજાનો અનુભવ હોઈ શકે અને તેઓ ગીતામાંથી વિરોધી વચનો પણ કદાચ ટાંકી શકે. વળી હું જે શ્લોકો ટાંકું છું એ જ શ્લોકોનો બીજો અર્થ કરીને પોતાના અનુભવના સમર્થનમાં બીજા ટાંકી શકે એ બધું સંભવે. તેથી મારા અનુભવના સ્વીકારને વિષે મને કોઈ જાતનો આગ્રહ હોય જ નહીં."

* * *

ઉપવાસ વિષે કાંઈ શંકાઓ હોય તો પૂછવાનું બાપુએ કહ્યું. વલ્લભભાઈ કહે: "બધું એ બનાવ બન્યા પછી સમજાઈ જશે; આજે ભલે નહીં સમજાતું હોય. અને આજે તમારી સાથે દલીલ કરીને શું કરવું? જે થનાર તે થઈ ગયું. મારું કહ્યું માન્યું હોત તો આ ચુકાદો ન આવત. આ તો તમે એ કાગળ લખ્યો એટલે એવો ચુકાદો આપ્યો! અહીંના બધા એવા છે કે કોઈ પણ રીતે તમે જાઓ તો છૂટીએ."

* * *

રાત્રે કોક વાર વરસાદ આવે ત્યારે ખાટલો ઉપાડીને વરંડામાં લાવવો ભારે પડે છે, એટલે બાપુએ મેજર પાસે હલકો ખાટલો માગ્યો. એ કહે કે "કાથાની દોરીની ચારપાઈ છે, ચાલશે?" બાપુ કહે: "હા." મેજર કહે: "તમે કહો તો કાથાની દોરી કાઢીને એના ઉપર પાટી ભરી આપીશ." સાંજે ખાટલો આવ્યો. બાપુ કહે: "એ મને ગમ્યો, આના ઉપર પાટી બંધાવવાની કશી જરૂર જ નથી, મારી પથારી આજે એના ઉપર કરજો." વલ્લભભાઈ કહે: "અરે શું? એના ઉપર તે સુવાતું હશે? ગાદલામાં કાથાના વાળ ઓછા છે જે કાથાની દોરી ઉપર સૂવું છે?"

બાપુ: "પણ જુઓની, આ ખાટલો કેટલો સ્વચ્છ રહી શકે છે?"

વલ્લભભાઈ: "તમેયે ખરા છો! એના ઉપર તો ચાર નાળિયેર ચાર ખૂણે બાંધવાનાં બાકી છે. એવો અપશુકનિયો ખાટલો નહીં ચાલે. એના ઉપર પાટી કાલે ભરાવી દઈશ."

બાપુ: "ના વલ્લભભાઈ, પાટીમાં ધૂળ ભરાય, પાટી ધોવાય નહીં; આના ઉપર પાણી રેડ્યું કે સાફ."

વલ્લભભાઈ: "પાટી ધોબીને આપી કે બીજે દિવસે ધોવાઈને આવે."

બાપુ: "પણ આ તો દોરી ઉખેડવી ન પડે, એમ ને એમ ધોઈ શકાય."

હું: "હા, બાપુ એ તો ગરમ પાણીએ ઝારી શકાય, અને એમાં માકણ પણ ન રહી શકે."

વલ્લભભાઈ: "ચાલો હવે તમેયે મત આપ્યો. એ ખાટલામાં તો ચાંચડમાકણ એટલા થાય કે વાત ન પૂછો."

બાપુ: "હું તો એના ઉપર જ સૂઈશ, ભલે તમે એવો ન મંગાવતા. મારે ત્યાં તો બાળપણમાં આવા જ ખાટલા વપરાતા એ યાદ છે. મારી બા તો એના ઉપર આદુ ઘસતી."

હું: "એ શું? એ તો હું ન સમજ્યો."

બાપુ: "આદુનાં અથાણાં કરવાં હોય ત્યારે આદુને છરીએ સાફ ન કરતાં આના ઉપર ઘસે એટલે છોતરાં બધાં સાફ થઈ જાય."

વલ્લભભાઈ: "તેમ જ આ મૂઠી હાડકાં ઉપરની ચામડી ઊખડી જશે. એટલે જ કહું છું કે પાટી ભરાવો."

બાપુ: "અને પાટી તો ઘરડી ઘોડી ને લાલ લગામ જેવું થઈ પડશે. આ ખાટલા ઉપર પાટી શોભે નહીં; એના ઉપર કાથો જ શોભે. અને પાણી રેડીએ એટલે બિલકુલ ધોવાઈ જાય, જેમ કપડાં ધોવાય, એ કેવું સુખ? વળી કાથો કોઈ દિવસ સડવાનો નહીં!"

વલ્લભભાઈ કહે: "વારુ ત્યારે મારું કહ્યું ન માનો તો ભલે." ખાટલો બાપુએ વરંડા ઉપરથી નીચે લેવરાવ્યો. નીચે લીધા પછી વલ્લભભાઈ કહે: "પણ વરસાદ આવશે તો?" બાપુ: "તો ઉપર લઈશું." વલ્લભભાઈ: "ततो दुःखतरं नु किम्?" બાપુ: "એ તો હું જાણતો જ હતો કે આ શ્લોકનો ઉપયોગ કરવાને માટે જ તમે આ સવાલ પૂછો છો."

આજે જન્માષ્ટમી એટલે સરઘસ આવ્યું નહીં. જેલની રજા. આજે બાપુ કહે: "હવે તમે તૈયાર રહેજો હો, ખસેડવા હશે તો એમ જાણો કે આવ્યું જ છે." મેં કહ્યું: "એ તો સાપે છછુંદર ગળ્યા જેવું છે. તમને અંદર રાખીને ઉપવાસ કરાવવા એ તો વસમા છે જ. બહાર રાખીને ઉપવાસ કરાવવા તે પણ વસમા છે." વલ્લભભાઈ: "પણ એ હોય એ જ એ લોકોને વસમી વાત છે તો! એમને તો છેવટ સુધી લડી લેવું છે એટલે આ વખતે કશું કરતાં પાછું વાળીને જોવાના નથી. મરવાનો હોય તો ભલે મરે, જોઈ લેશું."

૨૪–૮–'૩૨

બાપુનું કામ તો જાણે કશું ન બન્યું હોય તેમ ધમધોકાર ચાલ્યે જાય છે. આજે ૨૨ કાગળો નાનાંમોટાં પાનાંના હાથે જ લખ્યા. ટપાલ ચઢેલી હોય તે કેમ સહન થાય? એમાંના ઘણા કાગળ તો ડૉ. મહેતાના મરણથી ઊભી થયેલી પરિસ્થિતિના ઉકેલને અંગે હતા. પણ કોક બાળકોને પણ હતા. વિલાયતમાં એસ્થર મેનન રહે છે. તેની સાતઆઠ વર્ષની છોકરીએ કાગળ લખેલો. તેની સાથે તેની અંગ્રેજ બહેનપણીઓએ કાગળો લખેલા. એક તો ચાર વરસનીએ લખેલું કે "મારી મા કહે છે કે તમે બહુ સારા માણસ છો એટલે અમે કાગળ લખીએ છીએ. તમે અમને લખજો." બીજીએ લખેલું: "અમે લડાઈ અટકાવવાને માટે કામ કરીએ છીએ, દીવાલચિત્રો બનાવીએ છીએ. ઈશ્વર તમારું ભલું કરો." એમને બાપુએ લખ્યું (એમાં પણ બાપુનો રાતદિન ચાલતો અહિંસાપ્રચાર તો હતો જ):

"My Dear Little Friends,

"I was delighted to have your sweet notes with funny drawings made by you. You *do not mind* my sending one note for all of you. After all you are all one in mind, though not in body. Yes, it is little children like you who will stop all war. This means that you never quarrel with other boys and girls or among yourselves. You cannot stop big wars, if you carry on little wars yourselves. How I wish I was there to celebrate Nani's and Amma's birthday. May God bless you all. My kisses to you all, if you will let me kiss you and Nani will pass on my love to Esther. Won't she?"

"વહાલાં બાળમિત્રો,

"તમારા મીઠા કાગળો અને તમારાં રમૂજી ચિત્રો જોઈ મને બહુ આનંદ થયો. હું તમને બધાંને ભેળો કાગળ લખું છું તે ચાલશે ના? તમારાં શરીર જુદાં છે, પણ મનથી તો બધાં એક જ છો. એ વાત સાચી છે કે તમારા જેવાં નાનાં બાળકો જ યુદ્ધને સદંતર નાબૂદ કરી શકવાનાં છે. એનો અર્થ એ કે તમારે અંદર અંદર અથવા બીજાં બાળકો સાથે તો ન જ લડવું જોઈએ. તમે જો તમારી અંદર અંદરની નાની લડાઈઓ બંધ ન કરી શકો તો મોટી લડાઈઓ ન જ રોકી શકો. નેની અને અમ્માના જન્મદિવસની ઉજવણીમાં ભાગ લેવા ત્યાં હું હોત તો કેવું સારું એમ મને થાય છે. ઈશ્વર તમારું બધાંનું ભલું કરો. તમને બધાંને મારાં ચુંબન, જો તમે મને કરવા દો તો. અને નેની એસ્થરને મારો પ્યાર પહોંચાડે. પહોંચાડશે ને?"

**૨૫-૮-'૩૨**

આજે બાપુ કહે: "સરકાર મને કફોડી સ્થિતિમાં મૂકી શકે છે ખરી. એ લોકો ૨૦મી પહેલાં મને છોડી દે, કાંઈ પણ કારણ આપ્યા વિના, અને પછી મને જે કરવું હોય તે કરવા દે. મને લાગે છે કે ૨૦મીના થોડા દહાડા પહેલાં મને છોડે તો ૨૦મીએ ઉપવાસ કરવાને બદલે હું વંટોળ ચલાવું અને બંગાળમાં પણ જાઉં. પણ સંભવ છે કે ૨૦મી પહેલાં છોડે તોયે ઉપવાસ કરવાનું તો ઊભું ને ઊભું રહે. ગમે તેમ હોય, આપણને આ જ અઠવાડિયે કાંઈક ખબર પડી જવી જોઈએ."

જરા રહીને કહે: "ગમે તેમ હોય. એ મને ભલેને કફોડી સ્થિતિમાં મૂકવા માગે, એના પાસા અવળા જ પડવાના છે. આપણા સવળા પડશે."

**૨૬-૮-'૩૨**

કાલે જ બાપુએ કહ્યું હતું તે પ્રમાણે આજે સવારે ડોઈલે બાપુને બોલાવ્યા, દાંતની વાતો કરી, સરસ ચોકઠું કરવું જોઈએ. એ માણસ ધીરો અને સરસ છે, કહે કે "હું ઇચ્છું છું કે તું એ દાંત ઘણાં વરસ પહેરે." કાકાની ખબર આપી. એને કપડાં વગેરે બધું મળે છે, ખોરાક પણ મળે છે. અને ગઈ કાલે અહીંથી પસાર થયા અને આજે અમદાવાદમાં હશે એમ પણ ખબર આપી, અને બાપુને આગ્રહ કર્યો કે એના પીઠના દરદને માટે તું એની પાસે રેંટિયો છોડાવ. પછી ઉપવાસની વાત નીકળી અથવા કાઢી. ડોઈલ તરીકે જ કહું છું, સરકાર તરફથી નહીં એમ

પણ કહ્યું. આનો ફરી વિચાર ન કરી શકાય? સરકારની સાથે પત્ર-વ્યવહાર કરીને શંકાસ્પદ મુદ્દાઓ સમજી લો. બાપુ કહે: "સરકારે માર્ગ રાખ્યો નથી. મેં એને છ માસ આગળ નોટિસ આપી હતી." પેલો કહે: "કાંઈ કાયદાથી એમાં ફેરફાર કરાવી શકાય, પણ આવું ઉગ્ર પગલું લઈને અમને પણ મુશ્કેલીમાં શા સારુ મૂકો છો? તાર તમારો મેં તે જ દિવસે સાંજે પહોંચાડેલો અને બીજે દિવસે એ આખો કાગળ વિલાયત તારથી મોકલવામાં આવ્યો હતો એટલી તમને ખબર આપું છું." બાપુએ કહ્યું: "આજે હંમેશ કરતાં પણ વધારે મીઠાશથી વાત કરતો હતો: 'તારે જે બાબત મને લખવું હોય તે બાબત લખજે.' ૪૦ ૪૦. કદાચ એને હશે કે હવે કેટલા દહાડા છે એમ કરીને આટલી મીઠાશ બતાવી હશે!" કહીને બાપુ હસ્યા.

સિવિલ સર્જન વિષે કહે: "એ માણસને આપણે અતડો કરીને કાઢી નાખ્યો હતો, પણ એમ નથી. માણસ સરસ લાગ્યો. એની આંખ મેં ઘણો વખત જોયાં કીધી, એમાં મને ભલમનસાઈ લાગી. ડોઈલ આટલો સારો છે, પણ ભરાડી છે. આ માણસ ભરાડી નહીં લાગ્યો. એની વાતો — દરદીઓ વિષેની, અહીંના લોકોના દાંતમાં ૮૦ ટકા પાયોરિયા હોવાનું, ઉત્તરમાં તે ન હોવાનું કારણ ખોરાક છે, વગેરે. અહીંના છોકરા પુસ્તકજ્ઞાન બહુ જાણે છે, પણ પ્રત્યક્ષ કાર્યમાં શૂન્ય. સુવાવડનો કેસ થઈ ગયો કે પછી તેને છોડી પાછા જોવા જાય જ નહીં. પછી કહે, પણ એ છોકરાઓને કેવી મુશ્કેલી છે? અમે નાનપણથી ગ્રીક-લૅટિન જાણીએ, બધા શબ્દો પરિચિત જેવા હોય. આ છોકરાને પગલે પગલે ડિકશનરી જોવી પડે, અને યાદ રાખવાની કેટલી મુશ્કેલી."

**૨૭–૮–'૩૨**

આજે મેજરને બાપુએ બા અને કાકા ઉપરના કાગળો અડવાનીને મોકલવાને આપ્યા. બાની વાત નીકળતાં બાપુએ કહ્યું કે "એનું વજન ૧૬ રતલ ઘટી ગયું છે એમ સાંભળ્યું છે, પણ એ અતિશયોક્તિ છે. કારણ એમ હોય તો એ હાડપિંજર થઈ જાય." મેજરે કહ્યું: "એ વાત સાચી હશે. કારણ અડવાનીએ મેજર ડોઈલને લખ્યું હતું કે એમનું વજન ઘટતું જાય છે અને હું માખણ વધારે આપવાનો આગ્રહ કરું છું પણ લેવાની સાફ ના પાડે છે. એટલે ડોઈલે લખ્યું કે ન લે તો પરાણે થોડું જ લેવડાવી શકશો? તમારે તો દાક્તર તરીકે જે કરવું ઘટે તે કરવું."

સુપરિન્ટેન્ડન્ટે કહ્યું કે અમને બીજા નંબરનું અનાજ લેવાનો હુકમ છે પણ હું પહેલા નંબરનું જ લઉં છું, કારણ કે આખરે બીજા નંબરનું

અનાજ મોંઘું થઈ પડે છે, કેદીઓની તબિયત બગડે છે અને દવામાં ખર્ચ થાય છે.

રેસિંગ વિષે બાપુએ એક વાર થોડા દહાડા ઉપર સુપરિન્ટેન્ડન્ટને ભાષણ આપ્યું હતું. એણે બચાવમાં મતાચારની દલીલ કરી હતી. બાપુએ કહ્યું હતું કે પશ્ચિમના દુર્ગુણોનું જ આપણે અનુકરણ કરતાં શીખ્યા છીએ. કેટલાંય કુટુંબોનો એમણે નાશ કર્યો છે એનો વિચાર કરતા જ નથી. છતાં કાલે પાછા લિજ્જતથી સુપરિન્ટેન્ડન્ટ એની વાત કરતા હતા. ફલાણાએ આટલું ખોયું, ફલાણાએ પોતાની શાખ ખોઈ, ફલાણાએ આખી મિલકત ખોઈ, વગેરે વગેરે. છતાં પોતે તો 'મર્યાદામાં રમે છે! અને એમાં ભારે મજા છે.'

૨૮-૮-'૩૨

કાલે . . . બહેને . . .ની સાથે લગ્ન કરવાનો કાગળ મોકલ્યો હતો અને અમારા ત્રણેના આશીર્વાદ માગ્યા હતા. બાપુએ ત્રણે તરફથી આશીર્વાદ મોકલી લખ્યું: "તમને અને . . .ને અમારા ત્રણેના આશીર્વાદ છે. અમારી એવી આશા છે કે તમારું યુક્ત જીવન સુખી થશે; તમે બન્ને પૂરું આયુ ભોગવશો અને નિત્ય સેવાપરાયણ રહેશો. તો જ તમારો સંબંધ યોગ્ય અને સફળ ગણાશે." જીવતા પતિએ હિંદુ સ્ત્રીને લગ્ન કરવાની પરવાનગી બાપુએ આપ્યાનો અને એવો કિસ્સો હિંદુ સમાજમાં બન્યાનો આ પહેલો જ પ્રસંગ છે.

મિસ ઇલિઝાબેથ હાવર્ડે ઇંગ્લંડની એક ફેલોશિપ સભાનું વર્ણન આપ્યું હતું, તેને લખ્યું:

"This fellowship is a difficult thing. It can come only through constant practice in all walks of life and among all the different races and nationalities."

"બંધુતા એ કઠણ વસ્તુ છે. જીવનનાં તમામ ક્ષેત્રમાં અને ભિન્ન ભિન્ન જાતિઓ તથા રાષ્ટ્રો વચ્ચે ભાઈચારાના સંબંધનો સતત અભ્યાસ રહે તો જ એ આવી શકે છે."

આશ્રમની બધી ટપાલ બાપુએ આજે બપોર થતાં પૂરી કરી લીધી હતી. (છતાં ૫૪ કાગળો હતા!)

બાળકબાળાઓના કાગળમાંથી: "આશ્રમમાં જે શીખવાનું મળે છે તે બરોબર શીખી લેવું. મોટામાં મોટું શિક્ષણ સત્યનું છે એ યાદ રાખવું."

બંડનાં બીજ તો જ્યાં ત્યાં વાવ્યે જ જાય છે. જુઓ આ કાગળ:

"જેની સાથે સગાઈ થઈ છે તેનો ઇતિહાસ જાણી લેવો જોઈએ. ન ગમે તો સગાઈ તોડવાનું કહેવું. પરણવાની ચોખ્ખી ના પાડતાં સંકોચાવું નહીં. પણ આ બધું તારે કરવું હોય તો ખોટી શરમ છોડવી જોઈએ.

વિનય ન છોડવો ને દુઃખ પડે તે સહન કરવા તૈયાર રહેવું જોઈએ. આમ કરનારની પવિત્રતા એવી હોવી જોઈએ કે તેની અસર પડ્યા વિના ન જ રહે."

"રીસ ચડે ત્યારે મૂંગા થઈ જવું ને રામનામ લઈને તે કાઢી નાખવી."

વલ્લભભાઈનાં પરબીડિયાંનાં અને સંસ્કૃત અભ્યાસનાં કાગળે કાગળે વખાણ લખે છે. ગઈ કાલે કાકાને લખતાં લખ્યું હતું કે "ઉચ્ચૈઃશ્રવાની ગતિથી વલ્લભભાઈનો અભ્યાસ ચાલે છે." આજે પ્યારેલાલને લખ્યું: "વલ્લભભાઈ અરબી ઘોડાને વેગે દોડી રહ્યા છે. સંસ્કૃત ચોપડી હાથમાંથી છૂટતી જ નથી. આની મેં આશા નહોતી રાખી. પરબીડિયાંમાં તો તેને કોઈ પહોંચી શકનાર નથી. એ પરબીડિયાં માપ વિના બનાવે છે અને આંખથી જ કાપતાં છતાં સરખાં ઉતારે છે, છતાં બહુ વખત જતો હોય એમ લાગતું નથી. એમની વ્યવસ્થા આશ્ચર્ય પમાડનારી છે. જે કરવાનું હોય તે યાદ રાખવા જેવું રાખતા જ નથી. આવ્યું તેવું કરી નાખવું. કાંતવાનું લીધું છે ત્યારથી કાંતવાનો સમય બરોબર સાચવે છે. એટલે રોજ સૂતરમાં ને ગતિમાં સુધારો થતો જાય છે. હાથમાં લીધેલું ભૂલી જવાનું તો ભાગ્યે જ હોય. ને આટલી વ્યવસ્થા હોય ત્યાં ધાંધલ જેવું તો હોય જ શાને?"

છોકરીઓનું ઘડતર હમણાં બાપુએ હાથમાં લીધું છે. . . .એ લખ્યું: "તમારો કાગળ વાંચ્યા પછી મેં અખંડ બ્રહ્મચર્યનું વ્રત લેવાનો નિશ્ચય કર્યો છે." તેને લખ્યું: "તું અખંડિત કુમારિકા રહી શકે એ મને તો જરૂર ગમે. પણ ઘણાં છોકરા અને છોકરીઓને પોતાને છેતરતાં મેં જાણ્યાં છે. જેને પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું છે તેનામાં પૂર્ણ સત્ય જોઈએ ને તે કશું છુપાવે નહીં. અને બ્રહ્મચર્ય એટલે શું એનું પૂરું જ્ઞાન હોવું જોઈએ. વિકારને વશમાં રાખવા એ મોટી વાત છે. એમ કરવા ઇચ્છે તેણે ભોગોમાત્રનો ત્યાગ કરવો જોઈએ. એટલે કે જે તે કરે તે ભોગને સારુ નહીં, પણ આવશ્યક છે એમ જાણીને. અને તેથી જે આવશ્યક ન હોય તે ન જ કરે. આમ ખાવા-પીવાની, બેસવાઊઠવાની, પહેરવાઓઢવાની બધી ક્રિયા થાય. આ બધું કરવાની તારામાં શક્તિ હોય તો બહુ સારું. ન હોય તો નમ્રપણે તે કબૂલ કરી લેવું ને જેમ અસંખ્ય છોકરીઓ કરે છે તેમ તારે પણ કરવું. તેમાં કાંઈ દોષ નહીં ગણાય. શક્તિ ઉપરાંત કાંઈ ન થાય."

. . .ને પ્રાર્થનાના મૌન વિષે લખતાં લખ્યું: "પ્રાર્થનામાં સાંજને સારુ પાંચ મિનિટની સૂચના મારી હતી. બેય વખત એટલું મૌન રખાય તો અવશ્ય વધારે સારું. બધાં તેમાં દિલ દઈને ભળે તો અવાજ બંધ થાય જ. છોકરાંઓને પણ એટલો વખત સાચવવાની ટેવ પડે. હું તો અર્ધો કલાક મૌન પળાય એવી સભામાં પણ ગયેલો છું. આ વિલાયતમાં.

આપણામાં માનનો બહુ મહિમા છે. સમાધિ એ મૌન છે. મુનિ શબ્દની ઉત્પત્તિ પણ એમાંથી જ છે. માન વખતે પ્રથમ ઝોલાં આવે, અનેક વિચારો આવે એ બધું સાચું છે. એ કાઢવાને સારુ જ મૌનની જરૂર છે. આપણને બહુ બોલવાની ને અવાજો સાંભળવાની ટેવ પડી ગઈ છે. એટલે મૌન અઘરું લાગે છે. જરા અભ્યાસથી તે ગમી જશે ને ગમ્યા પછી તેમાંથી જે શાંતિ મળશે તે અલૌકિક હશે. આપણે સત્યના પૂજારી છીએ તેથી મૌનનો અર્થ જાણી તે અર્થને અનુસરે એવું જ મૌન પાળવાનો પ્રયત્ન કરીએ. મૌનમાંયે રામરટણ કરાય જ. મૂળ વાત એ છે કે આપણું મન મૌનને સારુ તૈયાર હોવું જોઈએ. જરા વિચાર કરવાથી તેની અગત્ય સમજાય એવી છે. શું સમાજમાં પાંચ મિનિટ લગી સ્થિર બેસતાં આપણને ન આવડે? તમે કોઈ દિવસ નાટકમાં ગયાં છો? ઘણી નાટકશાળામાં વાતો કરવાની મનાઈ હોય છે. મારા જેવા રસિયા કલાક વહેલા જઈને બેસે. નાટકનો રસ એક કલાકનું માન પળાવે. પણ એથીયે બસ નથી થતું. નાટક તો ચારપાંચ કલાક ચાલે. એ આખો વખત પણ જોનારે તો મૌન જ પાળવું રહ્યું ના? પણ એ તો ગમે. એને મન અનુકૂળ છે તેથી તે મૌન વસમું નથી લાગતું. ત્યારે ઇશ્વરપ્રીત્યર્થે પાંચ મિનિટનું ભારે પડે? આ વિચારશ્રેણીમાં ભૂલ હોય તો બતાવજો ને ભૂલ ન હોય તો રસપૂર્વક મૌન ધારણ કરજો ને તેની સામે થનારાની પાસે મારી વતી વકીલાત કરજો.

"એમ પણ ન માનીએ કે આપણામાં હોય તેટલા જ દોષ સહન કરવા યોગ્ય છે. મારો અભિપ્રાય તો એવો છે કે જે સુધરવાની કોશિશ કરનારાં હોય તેવાં બધાંને સંઘરીએ. જે પોતાના દોષોના પૂજારી છે એટલે દોષોને ગુણરૂપે જુએ છે તેનાથી તો ઈશ્વર પણ ભાગતો ફરે છે એમ તુલસીદાસ આપણને શીખવે છે."

પરશરામનો કાગળ વાંચતાં એટલું હસ્યા કે કાગળ આગળ વાંચી ન શક્યા. મારે બાકીનો વાંચી સંભળાવવો પડ્યો. એને લખ્યું: "તમારું નવ પાનાંનું નાનકડું પુસ્તક વાંચીને હું તો હસી હસીને ઢગલો થયો છું. આટલું તો એક દિવસ જુવાનીમાં ભાંગ પીધી હતી ત્યારે હસ્યો હતો એમ સાંભરે છે."

એ જ કાગળમાં: "મહાભારતમાં અર્જુન માત થાય છે અને છેવટે કોઈ બચતું જ નથી એ વર્ણન આપીને મહાભારતકારે શસ્ત્રયુદ્ધની મૂર્ખતા સિદ્ધ કરી છે. ગીતામાં ભગવાને પોતાનું વર્ણન કર્યું છે એટલે કે ગીતાકારે ભગવાનના મુખમાં એવું વર્ણન મૂક્યું છે. બાકી ભગવાન તો અરૂપ છે, બોલતાચાલતા નથી. ત્યારે પ્રશ્ન એ રહે છે કે ભગવાનના મુખમાં એવાં

વિનય ન છોડવો ને દુઃખ પડે તે સહન કરવા તૈયાર રહેવું જોઈએ. આમ કરનારની પવિત્રતા એવી હોવી જોઈએ કે તેની અસર પડયા વિના ન જ રહે."

"રીસ ચડે ત્યારે મૂંગા થઈ જવું ને રામનામ લઈને તે કાઢી નાખવી."

વલ્લભભાઈનાં પરબીડિયાંનાં અને સંસ્કૃત અભ્યાસનાં કાગળે કાગળે વખાણ લખે છે. ગઈ કાલે કાકાને લખતાં લખ્યું હતું કે "ઉચ્ચૈઃશ્રવાની ગતિથી વલ્લભભાઈનો અભ્યાસ ચાલે છે." આજે પ્યારેલાલને લખ્યું: "વલ્લભભાઈ અરબી ઘોડાને વેગે દોડી રહ્યા છે. સંસ્કૃત ચોપડી હાથમાંથી છૂટતી જ નથી. આની મેં આશા નહોતી રાખી. પરબીડિયાંમાં તો તેને કોઈ પહોંચી શકનાર નથી. એ પરબીડિયાં માપ વિના બનાવે છે અને આંખથી જ કાપતાં છતાં સરખાં ઉતારે છે, છતાં બહુ વખત જતો હોય એમ લાગતું નથી. એમની વ્યવસ્થા આશ્ચર્ય પમાડનારી છે. જે કરવાનું હોય તે યાદ રાખવા જેવું રાખતા જ નથી. આવ્યું તેવું કરી નાખવું. કાંતવાનું લીધું છે ત્યારથી કાંતવાનો સમય બરોબર સાચવે છે. એટલે રોજ સૂતરમાં ને ગતિમાં સુધારો થતો જાય છે. હાથમાં લીધેલું ભૂલી જવાનું તો ભાગ્યે જ હોય. ને આટલી વ્યવસ્થા હોય ત્યાં ધાંધલ જેવું તો હોય જ શાને?"

છોકરીઓનું ઘડતર હમણાં બાપુએ હાથમાં લીધું છે. . . .એ લખ્યું: "તમારો કાગળ વાંચ્યા પછી મેં અખંડ બ્રહ્મચર્યનું વ્રત લેવાનો નિશ્ચય કર્યો છે." તેને લખ્યું: "તું અખંડિત કુમારિકા રહી શકે એ મને તો જરૂર ગમે. પણ ઘણાં છોકરા અને છોકરીઓને પોતાને છેતરતાં મેં જાણ્યાં છે. જેને પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું છે તેનામાં પૂર્ણ સત્ય જોઈએ ને તે કશું છુપાવે નહીં. અને બ્રહ્મચર્ય એટલે શું એનું પૂરું જ્ઞાન હોવું જોઈએ. વિકારને વશમાં રાખવા એ મોટી વાત છે. એમ કરવા ઇચ્છે તેણે ભોગોમાત્રનો ત્યાગ કરવો જોઈએ. એટલે કે જે તે કરે તે ભોગને સારુ નહીં, પણ આવશ્યક છે એમ જાણીને. અને તેથી જે આવશ્યક ન હોય તે ન જ કરે. આમ ખાવા-પીવાની, બેસવાઊઠવાની, પહેરવાઓઢવાની બધી ક્રિયા થાય. આ બધું કરવાની તારામાં શક્તિ હોય તો બહુ સારું. ન હોય તો નમ્રપણે તેં કબૂલ કરી લેવું ને જેમ અસંખ્ય છોકરીઓ કરે છે તેમ તારે પણ કરવું. તેમાં કાંઈ દોષ નહીં ગણાય. શકિત ઉપરાંત કાંઈ ન થાય."

. . .ને પ્રાર્થનાના મૌન વિષે લખતાં લખ્યું: "પ્રાર્થનામાં સાંજને સારુ પાંચ મિનિટની સૂચના મારી હતી. બેય વખત એટલું મૌન રખાય તો અવશ્ય વધારે સારું. બધાં તેમાં દિલ દઈને ભળે તો અવાજ બંધ થાય જ. છોકરાંઓને પણ એટલો વખત સાચવવાની ટેવ પડે. હું તો અર્ધો કલાક મૌન પળાય એવી સભામાં પણ ગયેલો છું. આ વિલાયતમાં.

આપણામાં મૌનનો બહુ મહિમા છે. સમાધિ એ મૌન છે. મુનિ શબ્દની ઉત્પત્તિ પણ એમાંથી જ છે. મૌન વખતે પ્રથમ ઝોલાં આવે, અનેક વિચારો આવે એ બધું સાચું છે. એ કાઢવાને સારુ જ મૌનની જરૂર છે. આપણને બહુ બોલવાની ને અવાજો સાંભળવાની ટેવ પડી ગઈ છે. એટલે મૌન અઘરું લાગે છે. જરા અભ્યાસથી તે ગમી જશે ને ગમ્યા પછી તેમાંથી જે શાંતિ મળશે તે અલૌકિક હશે. આપણે સત્યના પૂજારી છીએ તેથી મૌનનો અર્થ જાણી તે અર્થને અનુસરે એવું જ મૌન પાળવાનો પ્રયત્ન કરીએ. મૌનમાંયે રામરટણ કરાય જ. મૂળ વાત એ છે કે આપણું મન મૌનને સારુ તૈયાર હોવું જોઈએ. જરા વિચાર કરવાથી તેની અગત્ય સમજાય એવી છે. શું સમાજમાં પાંચ મિનિટ લગી સ્થિર બેસતાં આપણને ન આવડે? તમે કોઈ દિવસ નાટકમાં ગયાં છો? ઘણી નાટકશાળામાં વાતો કરવાની મનાઈ હોય છે. મારા જેવા રસિયા કલાક વહેલા જઈને બેસે. નાટકનો રસ એક કલાકનું મૌન પળાવે. પણ એથીયે બસ નથી થતું. નાટક તો ચારપાંચ કલાક ચાલે. એ આખો વખત પણ જોનારે તો મૌન જ પાળવું રહ્યું ના? પણ એ તો ગમે. એને મન અનુકૂળ છે તેથી તે મૌન વસમું નથી લાગતું. ત્યારે ઇશ્વરપ્રીત્યર્થે પાંચ મિનિટનું ભારે પડે? આ વિચારશ્રેણીમાં ભૂલ હોય તો બતાવજો ને ભૂલ ન હોય તો રસપૂર્વક મૌન ધારણ કરજો ને તેની સામે થનારાની પાસે મારી વતી વકીલાત કરજો.

"એમ પણ ન માનીએ કે આપણામાં હોય તેટલા જ દોષ સહન કરવા યોગ્ય છે. મારો અભિપ્રાય તો એવો છે કે જે સુધરવાની કોશિશ કરનારાં હોય તેવાં બધાંને સંઘરીએ. જે પોતાના દોષોના પૂજારી છે એટલે દોષોને ગુણરૂપે જુએ છે તેનાથી તો ઈશ્વર પણ ભાગતો ફરે છે એમ તુલસીદાસ આપણને શીખવે છે."

પરશરામનો કાગળ વાંચતાં એટલું હસ્યા કે કાગળ આગળ વાંચી ન શક્યા. મારે બાકીનો વાંચી સંભળાવવો પડ્યો. એને લખ્યું: "તમારું નવ પાનાંનું નાનકડું પુસ્તક વાંચીને હું તો હસી હસીને ઢગલો થયો છું. આટલું તો એક દિવસ જુવાનીમાં ભાંગ પીધી હતી ત્યારે હસ્યો હતો એમ સાંભરે છે."

એ જ કાગળમાં: "મહાભારતમાં અર્જુન માત થાય છે અને છેવટે કોઈ બચતું જ નથી એ વર્ણન આપીને મહાભારતકારે શસ્ત્રયુદ્ધની મૂર્ખતા સિદ્ધ કરી છે. ગીતામાં ભગવાને પોતાનું વર્ણન કર્યું છે એટલે કે ગીતાકારે ભગવાનના મુખમાં એવું વર્ણન મૂક્યું છે. બાકી ભગવાન તો અરૂપ છે, બોલતાચાલતા નથી. ત્યારે પ્રશ્ન એ રહે છે કે ભગવાનના મુખમાં એવાં

વચનો મૂકી શકાય કે નહીં? મને લાગે છે કે અવશ્ય મૂકી શકાય. ભગવાન એટલે સર્વશક્તિમાન, સર્વજ્ઞ. સર્વજ્ઞને મુખે જે વચન નીકળે તે કેવળ સત્ય જ હોય એટલે એ બડાઈમાં ન ખપે. મનુષ્ય પોતાની શક્તિનું માપ નથી કાઢી શકતો એટલે તેને મોઢે એવું વર્ણન ન શોભે. પણ પ્રશ્ન ઉપસ્થિત થતાં કોઈ મનુષ્ય પોતાની ઊંચાઈ યથાર્થ બતાવે તો એમાં બડપ્પન નથી, પણ સત્ય છે. પાંચ ગજ ઊંચો પોતે ચાર ગજ છે એમ કહે તો તેમાં નમ્રતા નથી, ઘોર અજ્ઞાન અથવા તો દંભ હોય."

. . . ના કાગળમાં: "આપણી સ્ત્રીઓ વિકારશૂન્યતાનો ગુણ કેળવતી નથી. તેને પત્ની થતાં આવડે છે, બહેન થતાં નથી આવડતું. બહેન થવામાં ભારે ત્યાગવૃત્તિની આવશ્યકતા છે. જે પત્ની થાય તે પૂર્ણપણે બહેન ન જ થઈ શકે, એ સ્વયંસિદ્ધ મને તો લાગે છે. ખરી બહેન આખા જગત પ્રત્યે થઈ શકે. પત્ની તો પોતાને એક પુરુષને સોંપી દે છે. પત્નીગુણની જરૂર છે, પણ તે કેળવવો નથી પડતો કેમ કે તેમાં વિકારશાંતિને અવકાશ છે. જગતની બહેન થવાનો ગુણ કષ્ટસાધ્ય છે. તે તો જેનામાં બ્રહ્મચર્ય સ્વભાવસિદ્ધ છે અને જેનામાં સેવાભાવ ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચ્યો છે તે જ થઈ શકે."

સારાં માબાપનાં બચ્ચાં ખરાબ અને ખરાબનાં સારાં કોઈ વાર હોય છે એનું કારણ શું? એ સવાલનો જવાબ . . .ના કાગળમાં આપ્યો: "સારાં સંસ્કારવાળાં માબાપની પરીક્ષા કોણ કરી શકે? જ્યારે ગર્ભ રહે ત્યારે માબાપની કેવી સ્થિતિ હતી એ કોણ કહી શકે? તેથી મને લાગે છે કે સારાંનું ફળ સારું જ હોય એ નિરપવાદ નિયમને વળગી રહેવામાં જ સાર છે. હરેક વખતે એ નિયમ આપણે અમુક વ્યક્તિને વિષે સિદ્ધ ન કરી શકીએ તેમાં આપણું અજ્ઞાન હોય, નિયમની અપૂર્ણતા નહીં."

બીજા એ સવાલનો જવાબ: "દૈવને હું માનું તોયે તે મિથ્યા કરી શકાય એમ નથી. દૈવ એટલે પૂર્વકર્મની અસર."

"વેશ્યાનો ઉદ્ધાર કરવા સારુ પુરુષોએ પશુ મટવું રહ્યું છે. જ્યાં લગી પુરુષપશુ જગતમાં રહેશે ત્યાં લગી વેશ્યા પણ રહેવાની જ. વેશ્યા પોતાનો ધંધો છોડે ને સુધરે તો તેને કુલીન કહેવાતા માણસો અવશ્ય પરણે. એક વાર વેશ્યા તે હંમેશાં વેશ્યા જ રહેવાની એવો નિયમ નથી."

આ વખતનો લેખ 'સવિચાર કાર્ય અને વિચારરહિત કાર્ય' એમાં પાયખાનાંસફાઈનું રહસ્ય અદ્ભુત રીતે સમજાવ્યું અને એ ઉત્તમોત્તમ સેવાકાર્ય કેમ થઈ શકે તે સમજાવ્યું છે.

હીરાલાલને એક કાગળમાં બાપુએ ખગોળના અભ્યાસ વિષે લખ્યું, તેમાં "હું મને મંદબુદ્ધિ માનું છું. ઘણી વસ્તુ મને બીજાઓના

૨૯–૮–'૩૨ કરતાં સમજતાં વાર લાગે છે. પણ એની મને ચિંતા નથી. બુદ્ધિના વિકાસને સીમા છે. હૃદયના વિકાસને અંત નથી" કે એવા જ કંઈક ભાવનું લખ્યું. એ કાગળની નકલ કરવાનું રહી ગયું.

કાંતિ એક કાગળ બાપુને માટે મેજરને આપી ગયો હતો. એ એણે ન આપતાં આઈ. જી. ને મોકલ્યો. અમને સૌને એ

૩૦–૮–'૩૨ ખરાબ લાગ્યું. એણે ન આપવો હતો તો નહોતો આપવો, પણ શા સારુ ત્યાં મોકલ્યો? એમાં કોકનો સરકારને ત્યાં સારા થવાનો પ્રયત્ન હોય, અથવા વીસાપુરમાં અપાતી છૂટ વિષે ખબર આપી ત્યાંના અમલદાર સામે ખાર કાઢવાની પણ વૃત્તિ હોય. સવારે મેજરે પોતે આવીને કહ્યું કે એ કાગળમાં કશું જ વાંધાભરેલું નહોતું, પણ મને આઈ. જી. કહે છે કે ક્યાંય કાંતવાનું કામ આપવાની મેં રજા આપી નથી, અને વીસાપુરમાં ૧૧૦૦ જણા કાંતે છે એમ કાંતિ લખે છે. એટલે મેં એને પૂછ્યું કે વીસાપુરમાં આ રજા હોય તો અહીં શા સારુ આ રજા ન આપો? મેજર ગયા એટલે બાપુ કહે: "મેજરને અન્યાય જ થયેલો ના?" વલ્લભભાઈ કહે: "હું તો ધારતો હતો તે ખરું પડ્યું. એણે આ કહ્યું એટલે ત્યાં કાંતવાનું બંધ કરાવશે." બાપુ કહે: "એણે એ માટે નથી લખ્યું. એણે ત્યાંના અમલદારની વિરુદ્ધ કાંઈ હકીકત મોકલી હશે એમ માનવાનો મેં એના પ્રતિ અન્યાય કરેલો એટલા પૂરતી મારું હૃદય તો એની માફી માગે છે." વલ્લભભાઈ: "ભલે, મને તો મારું માનવું ખરું લાગે છે. જ્યારે જ્યારે એક જેલમાં અમૂક છૂટ મળે છે એવી ખબર બીજી જેલમાં પડી અને તેની તપાસ થઈ કે એ છૂટ લઈ જ લેવામાં આવ્યાનું જાણ્યું છે." બાપુ: "પણ સરકારી રીતે એ છૂટ એક ઠકાણે અપાતી હોય તો બીજે અપાવી જોઈએ એમ કેમ માગણી ન થાય?" આ ચર્ચા ઠીક લંબાઈ પણ સાર એટલો જ કે બાપુ જાણ્યેઅજાણ્યે કોઈને પણ અન્યાય કરે તો તેની માફી તો પ્રકટ અપ્રકટ માગી લે છે જ.

હજી ઉપવાસ વિષે કાંઈ ખબર આવી નથી. બાપુ કહે: "એ લોકોના મદનો પાર નથી એટલે એની જરાય નોટિસ

૩૧–૮–'૩૨ ન લે તો મને નવાઈ ન લાગે." સી. પી. કહે છે: 'જ્યાં સુધી કૉંગ્રેસ કાનૂનભંગ ન છોડે ત્યાં સુધી એની સાથે સુલેહ શી રીતે થાય?' અને લિબરલોની સાથે એને સંબંધ શો? લિબરલો તો કાનૂનભંગની વિરુદ્ધ છે.

જેરાજાણીની ભત્રીજીનો જેલમાં પહોંચતાં પહેલાં એસ્પ્લેનેડ કોર્ટમાંથી લખેલો કાગળ આવ્યો: "આખરે, બાપુ, હું પણ મંદિરમાં પહોંચી. આજે જ તમારો કાગળ મળ્યો હતો." કોર્ટમાંથી કોકની પાસે કાગળની કાપલી લઈને એની ઉપર લખ્યું હતું. બાપુ કહે: "જુઓ, હવે આ કાગળ જોઈને કોણ કહે કે કોંગ્રેસ મરી ગઈ છે?"

મિસ વિલકિન્સન, મિસ વ્હેટલી, મેનન અને મેટર્સનો અભિનંદન અને પ્રેમ પાઠવતો એક નાનકડો સંદેશો આવ્યો, જેમાં જણાવ્યું કે "તમે વિલાયતમાં હિંદી લીગના જે નાનકડા મંડળને મળ્યા હતા તે હજી પોતાનું કામ કરી રહ્યું છે. અમને તમોને મળવાની તો રજા નથી મળી શકી એટલે આટલી ચિઠ્ઠી લખીએ છીએ."

મીરાબહેનના પાછા આર્થરરોડથી નિયમિત મૌનવારના કાગળો આવવા લાગ્યા છે. એમાં પોતાના ખાવાપીવાની, પહેરવાઓઢવાની, સૂવાબેસવાની રજેરજ ખબર એણે આપી છે. આટલો વિશ્વાસ, આટલી નિષ્ઠા, આટલી વફાદારી સૌનામાં હોય તો?

**૧-૯-'૩૨** શિક્ષણ વિષેના બાપુના વિચારોનો પ્રચાર બાપુ પોતાના મંડળમાં કરવાને કેટલા આતુર છે તેનો દાખલો. મથુરાદાસના ચિ. દિલીપના માસ્તરને આ પ્રમાણે કાગળ લખ્યો:

"દિલીપની પાસેથી મેં તમારું નામ માગ્યું હતું. જોકે આપણે કદી મળ્યાનું મને યાદ નથી તોપણ આ લખવાની મેં હિંમત કરી છે. બાળકોની કેળવણી વિષે મારા મનમાં હંમેશાં ખ્યાલ રહ્યો છે કે તેઓને બારાખડી પ્રથમથી શીખવવા જતાં તેમની બુદ્ધિને આપણે રૂંધીએ છીએ ને તેના અક્ષર બગાડીએ છીએ. મારો અભિપ્રાય છે કે બાળકોને બારાખડીનું જ્ઞાન આપવા પહેલાં મોંએથી ઘણું સામાન્ય જ્ઞાન આપી દેવું જોઈએ — પોતાના શહેરના કે ગામના ઇતિહાસભૂગોળથી માંડીને પ્રાંતનું, દેશનું અને જગતનું થોડું જ્ઞાન, સૃષ્ટિસૌંદર્યનું, આકાશનું, ઝાડપાનનું, મોઢે શીખવાના ગણિતનું, ભૂમિતિનું, સાહિત્યનું, એટલે કે શુદ્ધ ઉચ્ચાર, વ્યાકરણ, કાવ્યો, શ્લોકો વગેરે. આમાંના એકેને સારુ પ્રથમ લખવાવાંચવાનું શીખવવાની મુદ્દલ આવશ્યકતા નથી. બાળક લખવાનું શીખે તેના પહેલાં તેને વાંચતાં શીખવવું જોઈએ. લખતાં છેલ્લે શીખવવું. બારાખડી લખે તે પહેલાં તેણે ચિત્ર કાઢતાં શીખવું જોઈએ. સીધી લીટી, આડી લીટી, ત્રિકોણ વગેરે બરોબર કાઢે પછી અક્ષરોનાં પણ ચિત્રો જ કાઢે. આમ પદ્ધતિ રાખતાં બાળકને ત્રાસ ન થાય, ઘણું જ્ઞાન મોંએથી મેળવી લીધું હોય ને અક્ષર

તે કાઢે તે મોતીના દાણા જેવા હોય. 'દાસબોધ'માં અક્ષરની ઉપર એક પ્રકરણ છે તે વાંચવા-વિચારવા યોગ્ય છે. દિલીપના અક્ષર જોઈને આ લખવાનું મન થયું. આમાંથી જેટલું તમને ગ્રહણ કરવા યોગ્ય લાગે તે લઈને બાકીનું વીસરી જજો. મારા ઘણા ખરાબ અક્ષર મારા અભિપ્રાયનું સમર્થન કરે છે. મારા અક્ષર ખોટા શિક્ષણનું પરિણામ છે."

ડૉ. મહેતાએ છોકરીઓને આધુનિક પદ્ધતિનું ઊંચું શિક્ષણ આપવા પ્રયત્ન કરેલો; પિયાનો વગાડતાં શીખવાને શિક્ષક રાખેલા વગેરે વાતો કરી. મેં કહ્યું: "પિયાનો વગાડતાં શીખનાર પિયાનો પણ રાખશે એવી આશા રખાયને?" બાપુ કહે: "હાસ્તો, અને એની કિંમત ચારપાંચ હજાર રૂપિયા તો પડે." દક્ષિણ આફ્રિકામાં પોતે મણિલાલને માટે વસાવેલ પિયાનાની વાત કરી: "એ પિયાનો હજી ફીનિક્સમાં હોવો જોઈએ — જો મણિલાલે વેચ્યો ન હોય તો. મેં તો નહોતો વેચ્યો. એણે ઠીક કામ આપ્યું. પ્રાર્થનામાં અનેક ભજનો એમાં ઉતારાતાં, કેરાન એના ઉપર વગાડતો, વેસ્ટ, રોયપન, બધાએ એનો ઉપયોગ કરેલો. હુસેન 'હૈ બહારે બાગ દુનિયા ચંદરોજ' એના ઉપર વગાડતો અને ગાતો, અને એનો સૂર એટલો મધુર હતો કે પિયાનો વાગે છે કે હુસેન ગાય છે એ કહેવું મુશ્કેલ પડતું."

આજે ડાહ્યાભાઈ વલ્લભભાઈને મળી ગયા.

૨-૯-'૩૨

હવે નારણદાસભાઈના કાગળ સિવાયના ઘણાખરા કાગળ બાપુ જાતે જ લખી કાઢે છે.

બે ત્રણ દિવસ ઉપર હીરાલાલને લખ્યું હતું: "હું મને મંદ બુદ્ધિનો માનું છું. એ વસ્તુને આજે . . . ના કાગળમાં વધારે લંબાવી:

"મારા જીવનમાં બુદ્ધિનો ફાળો ઓછો જ રહ્યો છે એમ ગણાય. મને પોતાને હું મંદબુદ્ધિ માનું છું. શ્રદ્ધાવાનને બુદ્ધિનો યોગ ભગવાન કરાવી આપે છે એ મારા વિષે તો શબ્દશઃ સાચું પડ્યું છે. મારામાં હંમેશાં વડીલો, જ્ઞાનીઓ પ્રત્યે માન અને શ્રદ્ધા રહ્યાં છે. અને મારી મોટામાં મોટી શ્રદ્ધા સત્યને વિષે રહેલી છે તેથી મારો માર્ગ હંમેશાં કઠિન છતાં સરળ લાગ્યો છે."

. . . ને: "ગમે તેવો રાક્ષસી માણસ ચડી આવે તોયે તેની સામે થવા જેટલું બળ ઈશ્વર તને આપી રહેશે એવો વિશ્વાસ રાખવો. મુદ્દલ ડરવાનું છે જ નહીં. એવો બનાવ બની આવે ત્યારે જેટલું બળ હોય તેટલું કાઢવું. એનું નામ હિંસા નથી. ઉંદર બિલાડીની હિંસા કરી જ ન શકે. પણ ઉંદર ધારે તો બિલાડી તેને જીવતો ખાઈ ન શકે. આમ બિલાડીના મોંમાંથી નીકળી જનાર ઉંદર બિલાડીની હિંસા નથી કરતો.

આટલું સમજાય છે કે? વ્યભિચારી પુરુષ હંમેશાં રાંક હોય છે એ યાદ રાખવું. તે પવિત્ર સ્ત્રીનું તેજ જીરવી શકતો નથી. તેની રાડથી તે કાંપે છે."

. . . ને લખ્યું: "પ્રિયજન ઉપર એવો પ્રેમ ન રાખવો કે જેથી તેના શબ્દેશબ્દમાં તેના દુભાવાની જ ગંધ લાગતી હોય. પ્રિયજન આપણાથી દુભાય જ નહીં એવો આત્મવિશ્વાસ આપણામાં હોવો જોઈએ. એ ન હોય તો પ્રિયજનને આપણે અન્યાય કરતા થઈ જઈએ."

રેહાનાએ સુંદર ગઝલ મોકલી છે તેમાં છેલ્લું આ છે:

"ઝફર ઉસસે છુટકે જો જસ્ત કી,
તો યે દેખા હમને કિ વાકઈ એક કૈદ ખુદીકી થી.
ન કફસ થા, ન કોઈ જાલ થા."

ઝફર કહે છે, એમાંથી છૂટીને છલંગ મારી તો જોયું કે ખરેખર એ અહંકારની કેદ હતી. એ કોઈ પીંજરું કે જાળ નહોતી.

આ કેટલું બધું સાચું છે!

૩-૯-'૩૨

આજે શેઠ . . . નો કાગળ આવ્યો. તેમાં પોતાના મિલકતત્યાગ વિષે પિતાની ઉપરનો પત્ર તથા પિતાને મિલકત વહેંચવાની સૂચના કરનારા પત્રની નકલો બીડેલી હતી. અને જાણે કશું ન બન્યું હોય તેમ એક લીટી માત્ર લખી હતી કે "આશા રાખું છું કે આપને એ પસંદ પડશે. '૨૧માં તમે અમારે ત્યાં આવ્યા ત્યારે મારે એ વિષે આપની સાથે વાત થઈ હતી અને આપની એવી જ સલાહ હતી." પિતાપુત્રના કાગળ હૃદયદ્રાવક છે, અને આખી વસ્તુ એ એક મોટું વીરકાવ્ય છે. હિંદુસ્તાનના સ્વાતંત્ર્યના ઇતિહાસમાં આ વસ્તુ અમર રહી જશે. પ્રતિજ્ઞાપાલનનું આ એક અનુપમ દૃષ્ટાંત છે. . . . કહે છે કે "હું તુચ્છ વ્યક્તિ છું, પણ પ્રતિજ્ઞાનો ભંગ જિંદગીમાં કોઈ વાર કીધો નથી. અત્યાર સુધી પ્રહ્‌લાદનો સંબંધ રહ્યો છે. હવે રામચંદ્રની જેમ સર્વસ્વનો ત્યાગ પિતાની આજ્ઞાથી કરું છું." જેલમાંથી નીકળ્યા પછી કિસાનોને બોલાવવા, તેમને સૌને તેમના હાલ પૂછવા અને પિતાએ લગાન લીધું છે માટે ગૃહમાં પ્રવેશ ન કરવો એ ભારે વીરોચિત ધર્મભાવના સૂચવે છે. એને બાપુએ કાગળ લખ્યો: "આપકા ત્યાગપત્ર હૃદયદ્રાવક હૈ. પિતાજીકા ભી ઐસા હૈ. મેરા અભિપ્રાય હૈ કિ વે દૂસરા કુછ નહીં કર સકતે થે. મોહ છુટના સામાન્ય વસ્તુ નહીં હૈ. ઇસ યુગમેં નવયુવકોમેં જો ત્યાગશક્તિ પૈદા હુઈ હૈ ઉસકી આશા વૃદ્ધોંસે નહીં રખ સકતે હૈં. આપને સર્વસ્વકા ત્યાગ કિયા વહ ઉચિત હી કિયા

है, इसमें मुझे संदेह नहीं है. '२१ सालकी बात मैं तो भूल गया था. अब स्मरण हुआ. मेरा विश्वास है कि आप लोगोंके बीचमें अब प्रेम बढेगा. संभव तो है कि अब पिता कुछ न कुछ तो त्याग अवश्य करेंगे ही. आपके दिलमें उनके लिये वही भक्ति कायम है वह बहोत अच्छी बात है. . . . देवीका इस त्यागमें सहारा था क्या? वह शिक्षिता है? मेरी उम्मीद है कि उनका शरीर दिनप्रतिदिन अच्छा होता रहेगा. ईश्वर आपकी पवित्रतामें वृद्धि करे. सरदार और महादेव भी आपको धन्यवाद भेजते हैं. त्यागपत्रके बारेमें मैंने पढा था परंतु इस बारेमें कुछ भी यहाँसे लिखना मैंने उचित नहीं माना. क्योंकि आपका खत मेरे तक आने दिया है इसलिये मैंने इतना लिखा है. मेरी सलाह है कि मेरे इस पत्रको अखबारमें न भेजा जाय."

આજે સવારે કાનજીભાઈનો પુત્ર પકડાયો એ ખબર વાંચીને બાપુ બોલ્યા હતા: "દેશમાં આવી ગયેલી નબળાઈ જોઈને મને આશ્ચર્ય નથી થતું તેમ આવાં આખાં કુટુંબો હોમાતાં જોઈને પણ આશ્ચર્ય નથી થતું. બન્ને વસ્તુઓ આજે દેખા દઈ રહી છે."

૪–૯–'૩૨

આજે બાપુ અને વલ્લભભાઈને આઠ મહિના જેલમાં પૂરા થયા. બાપુ કહે: "મહાદેવના સાત પૂરા થયા." એટલે વલ્લભભાઈ કહે: "હા, પણ 'पर्याप्तमिदं एतेषाम्'! આપણી તો 'अपर्याप्त' મુદત છે ને?"

. . . રંગૂનથી કાગળો લખતા હતા તે બધા . . .એ લખાવેલા હતા એવી ફરિયાદ આવ્યાં કરતી હતી. કાગળો એવા સ્વાભાવિક લાગતા કે બાપુ એ ફરિયાદ માનતા નહોતા. આખરે . . .નો જ તાર હતો. તેમાં તેણે જણાવ્યું કે કાગળોના મુસદ્દા બધા એના હતા. બાપુએ એ તારની નકલ . . .ને મોકલી અને જણાવ્યું: "હવે તારા જે કાગળોની અમારા બધા ઉપર બહુ અસર પડી એ કાગળો તો નકલી હતા. અસલ તારા નહોતા, એટલે એની કિંમત પણ એટલી જ આંકું ના? અને વળી એ વાત તેં મારાથી છુપાવી. હવે તો એ કાગળમાં કરેલી પ્રતિજ્ઞાઓ તું સાચી પાડ!" વલ્લભભાઈ કહે: "એ તારની નકલ એને શા સારુ મોકલો છો? એને લખો કે મારી પાસે આવી ફરિયાદ આવી છે એ સાચી છે? એ બાબતમાં તારે શું કહેવાનું છે? એટલામાં એ બરાબર પકડાઈ જશે." બાપુને એ સૂચના પસંદ ન આવી. એ સૂચના સ્વીકારવામાં હિંસા રહેલી હતી. "માણસને જૂઠું બોલવાની તક આપવી અને જૂઠું બોલાવવો એ હિંસા છે. આ તો જે હકીકત આપણી પાસે છે તે એની

પાસે મૂકી દઈને એને જૂઠું બોલવાની તક ન આપવી એમાં પરિપૂર્ણ દયા છે અને એના હૃદય ઉપર પણ એની અસર થયા વિના ન રહે." આટલો નાનકડો કિસ્સો બાપુ અને વલ્લભભાઈની મનોવૃત્તિનો ભેદ બતાવવાને પૂરતો છે.

આજે 'ભીડ પડે ત્યારે બાળાઓએ શું કરવું' એ લેખ લખ્યો અને મને અને વલ્લભભાઈને ધ્યાનપૂર્વક વાંચીને એમાં કાંઈ ચર્ચવા જેવું હોય તો ચર્ચવાનું કહ્યું. એમાં પવિત્રતાના ભાનવાળી અને અહિંસા ચાહનારી બાળાએ પુણ્યપ્રકોપ પ્રગટાવી પેલાને તમાચો ઠોકવો અને એમ કરી પોતે જાગ્રત થઈ, પેલાને જાગ્રત કરવો, શરમાવવો, ન શરમાય તો મરણને ભેટવાને તૈયાર થવાની સૂચના આપી હતી. તમાચો એ હિંસા નથી, પણ પેલાને જાગ્રત કરનારો હોઈ અહિંસામય છે. મારી મુશ્કેલી એ નહોતી કે એ તમાચામાં હિંસા છે — હું તો આ સંજોગોમાં તમાચા કરતાં આકરા ઉપાયને પણ હિંસા ન ગણું — પણ મારી મુશ્કેલી એ છે કે એ તમાચો કોઈ પરિચિત માણસ ઉપર અસર કરે, એ શરમાય અને પગે પડે. પણ જાલિમ વશ થાય? જાલિમ તો હાથપગ બાંધે અને મોઢે ડૂચા બાંધી અત્યાચાર કરે તો? બાપુએ લખ્યું: "ત્યારે તમે મારો લેખ નથી સમજ્યા. મેં તો સૂચવ્યું છે કે તમાચો એ જાગ્રતિ પેદા કરે છે, નિર્ભયતા આપે છે, ને સહુથી વધારે તો મરણશક્તિ આપે છે. જાલિમ આવી જાતના તેને મન ફોગટ વિરોધને સારુ તૈયાર જ નથી હોતો. તેથી હઠી જવાનો સંભવ રહે છે. પણ એ ગૌણ વસ્તુ સમજું છું. પેલી સ્ત્રીમાં જે જોમ આવે છે તે મૃત્યુને સારુ બસ છે. પેલો જાલિમ તેની સાથે લડી લે ત્યાં પેલી તો મૃત્યુને શરણ ક્યારની પહોંચી હોય. કેમ કે તે તો મૃતપ્રાય થઈને ઝૂઝે છે, તે પ્રહાર કરવાનો ખ્યાલ નથી કરતી. તેને તો રટણ માત્ર કરવાનું છે. આ ઉપાય બધા વાતાવરણને માટે સૂચવું છું, અને જે પવિત્ર છે અને જે અહિંસા વડે જ રક્ષિત રહેવા ઇચ્છે છે તેવી બહેનોને સારુ છે. મારી ઉપર વીતેલામાંથી આ લેખ ઉત્પન્ન થયો છે. હું જ્યારે પેલા સળિયાને ઝાલીને જ વળગી રહ્યો ત્યારે મેં મરણની તૈયારી કરી લીધી. પેલાને હું ઈજા ન પહોંચાડી શકત. પણ મારો હાથ ત્યાંથી છૂટચો હોત તો હું તો તરફડિયાં મારત, કદાચ તમાચા મારત, કદાચ દાંતે કરડત, પણ મરતાં લગી ઝૂઝત. આમ ઝૂઝયા કરતાં છતાં એમાં હિંસા ન હોત. કેમ કે હું પેલાને ઈજા કરવા અશક્ત હતો ને ઈજા કરવાનો હેતુ પણ ન હતો. હેતુ માત્ર મરવાનો અને અંદર જતાં છૂટવાનો. અહિંસાની આ જ પરીક્ષા છે; તેનો હેતુ દુઃખ દેવાનો ન હોય ને પરિણામે પણ દુઃખ ન હોય."

મેં કહ્યું: "એ હું સમજું છું. પણ પવિત્રમાં પવિત્ર બાળા એક તમાચાથી જાલિમને નથી વશ કરી શકતી અને અનેક માણસો હોય તો લાચાર થઈ જાય છે."

બાપુ: "હું તો અસંભવિત માનું જ છું. પણ મેડિકલ જ્યુરિસ્પ્રુડન્સ પણ અસંભવિત માને છે. જ્યાં લગી સ્ત્રી 'રિલેક્સ' ન કરે (ઢીલી ન પડે) ત્યાં લગી કામી પુરુષ પોતાનો કામ પૂરો ન પાડી શકે. મોતને શરણ થવા નથી માગતી તેથી સ્ત્રી અનિચ્છાએ પણ 'રિલેક્સ' કરે છે, પડતું મેલે છે, એટલે કામીને વશ થાય છે. જેનામાં મરણિયાપણું આવ્યું છે તે બંધન તોડે છે અથવા તો તે પોતે તૂટે છે. આટલું જોર પ્રાણીમાત્રમાં છે. વાત એ છે કે જીવવાનો લોભ એટલો બધો રહે છે કે માણસ મરે ત્યાં લગી જોર કરતો જ નથી. જે સ્ત્રી એટલું જોર કરે તે તો એક માણસની સામે ઝૂઝતાં છોતાં થઈ જાય, અને પોતાનાં પાંસળાં ઝઝૂમવામાં તોડી નાખે."

મેં કહ્યું: "પણ આટલા આત્મબળવાળી સ્ત્રીને તમાચો મારવાની સૂચનાની જરૂર નથી. એને તો ગમે તે ઉપાય સૂઝી જ જશે."

બાપુ: "એ બધું તો હું બોલું ત્યારે જ સમજાવું."

એક બાઈ મિસિસ સત્યવતી ચિદંબર પોતાને હિંદી ખ્રિસ્તી તરીકે વર્ણવી લખે છે:

"You will be far greater if you accepted Him and tried to be a true Christian. It is for the sake of India you love that I plead with you to give Jesus a chance in your heart and in your life. Christ is waiting with outstretched arms to accept India. You cannot be an orthodox Hindu and follow the principles of Jesus as given in the sermon on the Mount. Jesus is the only Savior of the world."

"તમે જો ઈશુનો સ્વીકાર કરો અને સાચા ખ્રિસ્તી થવાનો પ્રયત્ન કરો, તો છો તે કરતાં ઘણા વધારે મહાન બનો. જે હિંદને તમે ચાહો છો તેની ખાતર જ હું તમને તમારા હૃદયમાં અને જીવનમાં ઈશુને સ્થાન આપવાની અપીલ કરું છું. ઈશુ તો હાથ પહોળા કરીને હિંદને અપનાવવા ઊભા છે, તમે સનાતની હિંદુ રહો અને ઈશુના ગિરિપ્રવચનના સિદ્ધાંતોને અનુસરો એ શક્ય નથી. ઈશુ જ એક દુનિયાનો તારણહાર છે."

એને બાપુએ સખ્ત કાગળ લખ્યો:

"Dear Sister,

"I have your letter. Why do you think that the truth lies only in believing in Jesus as you do? Again why do you think that an orthodox Hindu cannot follow out the

precepts of the Sermon on the Mount? Are you sure of your knowledge of an orthodox Hindu? And then are you sure again that you know Jesus and His teachings? I admire your zeal but I cannot congratulate you upon your wisdom. My fortyfive years of prayer and meditation have not only left me without the assurance of the type you credit your self with, but have left me humbler than ever. The answer to my prayer is clear and emphatic that God is not encased in a safe to be approached only through a little hole bored in it, but that He is open to be approached through billions of openings by those who are humble and pure of heart. I invite you to step down from your pinnacle where you have left room for none but yourself. With love and prayer,

Yours,

M. K. G."

"વહાલાં બહેન,

"તમારો કાગળ મળ્યો. શું કામ તમે એમ માનો છો કે જે રીતે તમે ઈશુને માનો છો એ રીતે એને માનવામાં જ સત્ય રહેલું છે? વળી શા માટે તમે એમ માનો છો કે ગિરિપ્રવચનના સિદ્ધાંતો સનાતની હિંદુ ન પાળી શકે? સનાતની હિંદુનો અર્થ તમે બરાબર જાણો છો એવી ખાતરી છે? એથીયે આગળ જઈને પૂછું કે ઈશુ અને એના ઉપદેશના અર્થ વિષે તમારી પૂરી ખાતરી છે? તમારા ઉત્સાહની હું કદર કરું છું પણ તમારા જ્ઞાન વિષે તમને હું અભિનંદન આપી શકતો નથી. પિસ્તાળીસ વર્ષની પ્રાર્થના અને ચિંતનથી મારામાં તો તમારામાં જે પ્રકારની ખાતરી છે તેવી નથી આવી. હું તો પહેલાં કરતાં વધુ નમ્ર બન્યો છું. મારી પ્રાર્થનાનો મને તો સ્પષ્ટ અને આગ્રહભર્યો જવાબ મળ્યો છે કે ઈશ્વર એવી તિજોરીમાં પુરાયેલો નથી, જેમાં પાડેલા એક જ કાણામાંથી એ જોઈ શકાય. પણ એ તો જેઓ નમ્ર અને વિશુદ્ધ હૃદયના છે તેમનાથી કરોડો માર્ગે જોઈ શકાય એવો છે. તમે જે શિખરે ચડ્યાં છો, જ્યાં તમારા વિના બીજાને ઊભવાને તમે અવકાશ નથી રાખ્યો, ત્યાંથી ઊતરવાની હું તમને સલાહ આપું છું. તમારે માટે પ્યાર અને પ્રાર્થના કરતો,

તમારો

મો. ક. ગાંધી."

. . .ને: "હું તારી જેમ હારીને નથી બેસતો. પણ કઠોરતમ હૃદયને પણ ઈશ્વરકૃપાએ પિગળાવવાની આશા રાખું છું ને તેથી પ્રયત્નશીલ રહું છું."

इति शम्

# સૂચિ

[ગાંધીજી, સરદાર વલ્લભભાઈ પટેલ અને મહાદેવભાઈ એ ત્રણના ઉલ્લેખો પુસ્તકમાં ઠેર ઠેર, લગભગ પાને પાને આવતા હોવાથી તેમનાં નામનો સૂચિમાં સમાવેશ કર્યો નથી.]


અકબરઅલી ૫
'અજમેરી' ૧૧૫
અડવાની ૩૮૪
અડાજણિયા, સોરાબજી ૧૨૪
'અધર સાઈડ ઑફ ધિ શીલ્ડ' ૧૧૧
'અનઘ' ૩૦, ૩૨, ૩૫
અનસારી ૩૫૭, ૩૫૮
'અનાસક્તિયોગ' ૧૨૮
'અન્કલ ટોમ્સ કેબિન' ૨૬૦
'અન્ટુ ધિસ લાસ્ટ' ૫૨
અમતુલ ૬૫, ૩૫૮
અમદાવાદ ૪, ૩૬૨, ૩૮૩
અમીના ૭૬
અમીરઅલી ૩૩૪
અમેરિકા ૩૯, ૪૦, ૪૧, ૯૧, ૧૪૧, ૨૦૪, ૨૦૫, ૨૫૩, ૨૬૩, ૩૬૮
અમ્મા ૩૮૩
અરબ ૧૫૮
અરબસ્તાન ૩૩૪
અરવિંદ, યોગી ૧૨૮
અર્વિન, લૉર્ડ ૯, ૪૭, ૧૨૯, ૧૩૦, ૧૩૧, ૧૩૨, ૨૦૬, ૩૧૫, ૩૭૫
અર્વિંગ, માઈલ્સ ૧૧૧
'અલફારૂક' ૩૩૨
અલેક્ઝાન્ડર, હોરેસ ૨૩૨, ૨૭૯
અલ્લાહાબાદ ૨૬૪
અશોક ૨૦૬
અંજુમને હિમાયત ઇસ્લામ ૨૧૦
અંદલુસ ૧૫૯, ૧૬૦
આઈઝેવ ૫૭–૮
આગાખાન ૧૩૧, ૨૮૯
'આત્મકથા' ૩૭, ૬૭, ૮૮, ૧૧૪, ૧૨૪, ૧૩૦, ૨૫૦
'આધ્યાત્મિક ક્ષેત્રમાં કુદરતનો કાનૂન' ૨૬૦
આપ્ટે, હરિનારાયણ ૬૮
આફ્રિકા ૭૬, ૮૦; ૦દક્ષિણ ૧૦, ૧૬, ૧૮, ૨૪, ૨૮, ૬૬, ૬૭, ૮૦, ૧૧૨, ૧૧૪, ૨૪૩, ૩૨૨, ૩૩૩, ૩૬૧
આબુ ૧૬૭
આયર્લૅન્ડ ૫૪
'આરોગ્યનો છડીદાર' ૭૯
આર્થર રોડ ૩૬૦
આશ્રમ ૩૮, ૭૩, ૭૬, ૧૦૪, ૧૦૯, ૧૧૨, ૧૧૯, ૧૩૪, ૧૩૫, ૧૩૮, ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૨૧૦, ૨૧૧–૨
આસર, આનંદી ૨૧૦, ૩૫૮
આસામ ૧૦૫
આંબેડકર ૬૮
ઇકબાલ ૪૫, ૧૫૯, ૧૬૦
ઇકટેરિનબર્ગ ૬૪
ઇટલી ૧૭૯, ૩૪૭
ઇનસીન ૨૨
'ઇન્ડિયન ઓપીનિયન' ૨૫, ૩૩૩
'ઇન્ડિયન સોશિયલ રીફૉર્મર' ૧૭૫
ઇન્ડિયા ઑફિસ ૨૫૩
ઇન્દુલાલ ૧૯૫
ઇબ્રાહીમજી ૧૩૬–૭
ઇમર્સન ૯, ૧૪, ૪૭
ઇમામ સાહેબ ૧૯, ૨૬
ઇર્કુટ્સ્ક ૫૬
'ઇલસ્ટ્રેટેડ વીકલી' ૧૨
ઇલિઝાબેથ ૫૭ અને પછીનાં, ૭૦
ઇલિઝાબેથ હાવર્ડ, મિસ ૩૮૫
'ઇસ્લામનું હાર્દ' ૩૩૪
ઇંગ્લંડ ૫૩, ૫૪, ૫૭, ૧૩૨, ૧૮૦, ૨૦૫, ૨૭૯, ૩૩૩, ૩૮૫

ઈન્સ, સર ચાર્લ્સ ૫
ઈશુ ખ્રિસ્ત ૪૦,૪૨,૪૩,૪૪,૪૭,૭૧,૧૧૧,
૧૧૫, ૧૧૬, ૧૧૭, ૧૮૯, ૨૩૬, ૨૬૦,
૨૬૧, ૩૦૮, ૩૧૨, ૩૧૩, ૩૯૫, ૩૯૬
ઈશોપનિષદ ૩૯,૨૯૫,૩૧૭,૩૩૫, ૩૫૪,
૩૭૯
ઈસ્ટ ઇન્ડિયા કંપની ૯૧

ઉપનિષદો ૭૩, ૮૧, ૧૭૩, ૩૧૨
'ઉષા' ૭૯

ઊર્મિલા ૨૬, ૧૧૫

'એડમ્સ પીક ટુ એલીફન્ટા' ૧૦,૨૦,૩૦
'એડવાન્સ' ૨૨
એડી, મિસિસ ૭૧,૭૨
એડી, શેરવૂડ ૧૧
એનીટા ૨૫૯, ૨૬૦
ઍન્ડર્સન, જોન ૬૬
ઍન્ડ્રૂઝ ૩૨, ૪૩
એબરડીન, લેડી ૨૧૪
એમહર્સ્ટ ૩૮
એરિસ્ટાર્શી, પ્રિન્સેસ એફી ૧૪૫,૨૩૭,
૨૩૮
એલિસ ૫૭
એલેપ્પો ૭૭
એલ્ફોન્ઝો ૨૫૫
એલ્વિન, ફાધર ૧૧૫, ૧૧૬–૭, ૧૪૫,
૧૮૨, ૨૧૪
એસ., મિ. ૧૧૫
એસ્થર, મેનન ૧૮૭, ૨૭૯, ૨૯૮, ૩૪૫,
૩૮૨, ૩૮૩
એસ્પ્લેનેડ કોર્ટ ૩૯૦

ઑક્સફર્ડ ૫૫,૧૧૧, ૨૬૩, ૨૬૪
ઓટાવા ૨૨૧,૩૨૪
ઓ., મિસિસ ૨૪૫ (મિસિસ પી.)
ઓરિસ્સા ૨૩૪
ઑસ્ટ્રિયા ૧૭૨
ઑસ્ટ્રેલિયા ૨૮, ૯૧

કઝાન ચોક ૬૦
કટેલી ૬,૨૫, ૯૯
કનૈયાલાલ ૨૮૪
કન્યાકુમારી ૨૦૪
કપિલ ૩૨૩
કમલાવતી ૩૭૦
કરમસદ ૩૬૨
કરાડી ૧૮૫
કર્ણાટક ૭૬,૧૫૪
કમિશનર, કેડલ ૪૦,૪૬
કરમચંદ ૧૪૯
કરાંચી ૬૬,૧૧૬
કલકત્તા ૩૩,૨૬૬
'કલ્યાણ' ૧૭૦,૨૪૧
કાગાવા ૩૪૫
કાનજીભાઈ ૩૯૩
કાનપુર ૧૬૧,૧૬૭
'કાયદાની સામે થવાની ફરજ' ૩૫
કાર્પેન્ટર, એડવર્ડ ૧૦
કાલિદાસ ૮૭
કાલીઘાટ ૩૬૮
કાર્લીવ ૫૮–૬૦
કાલેલકર, કાકાસાહેબ ૮,૧૦, ૧૭, ૧૮,
૩૬, ૪૬ ,૭૫, ૧૦૦–૧, ૧૧૪, ૧૧૫,
૧૨૦,૧૪૦, ૨૪૨, ૩૨૪
કાશી ૩૦૦
કાશીભાઈ ૨૪૦
કાંતિ ૩૮૯
કિચન ૧૦,૧૬
કિસન ૭૩
કિસા ગોતમી ૧૫૮
'કિંગ્ઝ કૉલેજ ૪૮'
કિંગ્સલી ૧૦
કીર્તિકર ૨૦૨, ૨૦૪
કુમુદ ૩૭
કુરાન ૯૫
કુરેશી ૬૮
કુસુમ ૧૩૬

કૂપર ૨૦૦
કૃષ્ણદાસ ૮૬, ૨૧૯, ૨૨૦, ૨૮૦, ૩૪૭
કેનિંગ ૧૫૫
કૅનેડા ૧૮૯, ૨૦૬
કેન્ટ ૨૧૬
કેન્ટબરી ૩૭૫
કેમ્બ્રિજ ૫૫
કેરલ ૧૫૫
કૅરાન ૩૯૧
કૅલનબૅક ૧૧૪, ૧૨૫
કેશુ ૨૫૬
કેસમેન્ટ, રોજર ૫૪
કૈસરલિંગ, કાઉન્ટ ૨૬૧, ૨૭૫, ૩૦૧
કોઠાવાળા ૩૪૪
કૉની, કૅપ્ટન ૫૬
કૉન્ગો ૫૪
કૉન્ફ્યુશિયસ ૩૧૦
કૉલચેક, ઍડમિરલ ૫૬
કૉસંબી, ધર્માનંદ ૩૨
કૉંગ્રેસ ૨૦, ૬૬, ૧૧૧, ૧૨૯-૩૦, ૧૩૨, ૨૧૪, ૨૫૮, ૨૭૭, ૩૧૬, ૩૧૮, ૩૯૦
ક્રાઈસ્ટ જુઓ ઈશુ ખ્રિસ્ત
ક્રુગર ૨૮
'ક્રેડલ ટેલ્સ' ૧૦
ક્રેમલિન ૫૭, ૬૩
ક્રેસવેલ ૨૫૫
ક્રોઝીયર ૨૬, ૬૯
ક્લાઈવ ૯૧
ક્લેટન ૨૯૯
ક્વીન ૧૬૦

'ખગોલચિત્રમ્' ૧૪૧
ખાદી પ્રતિષ્ઠાન ૧૨૪, ૧૨૫
'ખૂનીનો પસ્તાવો' ૮૦
ખેડા ૭૬
ખોરશેદ ૩૫૫

ગંગાજી ૩૦૦
ગંગાદેવી ૧૬૧, ૧૮૭
ગંગાબહેન ૨૩, ૭૬, ૯૨, ૧૩૭-૮, ૨૮૪, ૩૨૦
ગંગાબહેન (મોટાં) ૧૩૮
ગાંધી, કસ્તૂરબા ૧૨, ૨૦, ૬૬, ૬૭, ૭૪, ૮૯, ૯૦, ૧૨૬, ૨૦૮, ૨૯૭, ૩૫૬, ૩૫૭
ગાંધી, છગનલાલ ૨૫, ૮૧, ૨૦૯, ૨૩૫
ગાંધી, જેઠાલાલ ૨૧૧
ગાંધી, દેવદાસ ૩૮, ૪૬, ૧૧૦, ૧૫૪, ૧૮૧, ૨૨૦, ૨૩૧, ૨૪૫, ૨૫૮, ૨૫૯, ૨૬૦, ૨૭૪, ૨૯૬
ગાંધી, નારણદાસ ૧૪, ૨૪, ૩૦, ૧૦૪, ૧૩૪, ૧૩૫, ૧૫૩, ૧૭૨, ૧૮૧, ૨૧૨, ૨૪૫, ૨૪૬, ૨૪૮, ૨૫૬, ૨૮૩, ૨૯૭, ૩૧૭, ૩૫૭, ૩૫૮, ૩૯૧
ગાંધી, પૂતળીબાઈ ૨૯, ૬૭
ગાંધી, પ્રભુદાસ ૧૭, ૩૬, ૪૩, ૧૪૦, ૧૬૪, ૨૦૮, ૨૦૯, ૩૨૨, ૩૫૧
ગાંધી, મગનલાલ ૮૧, ૧૩૦, ૨૦૮, ૨૦૯, ૩૪૪, ૩૪૫, ૩૫૨, ૩૫૩
ગાંધી, રામદાસ ૩૧૮, ૩૧૯, ૩૩૦, ૩૪૬, ૩૫૫, ૩૫૬
ગાંધી, હરિદાસ ૧૭, ૨૨, ૨૩, ૨૫, ૪૫, ૪૬
ગાંધી, હરિલાલ ૧૯, ૭૩, ૭૪, ૯૨, ૧૨૫-૬, ૧૩૪, ૧૭૨, ૨૩૧ ૨૪૫
ગિજુભાઈ ૭૮
ગિબન ૧૮૯, ૧૯૦, ૧૯૧, ૨૨૧
ગિરધારી ૧૧૫, ૧૩૬
'ગીતગોવિંદ' ૧૯૬
ગીતા ૨૧, ૭૦, ૭૩, ૭૪, ૮૧, ૧૦૫, ૧૧૫, ૧૨૭, ૧૨૮, ૧૪૬, ૧૫૬, ૧૮૨, ૧૯૨, ૧૯૫, ૨૨૭, ૨૨૮, ૨૩૧, ૨૩૩, ૨૭૭, ૨૭૬, ૨૮૦, ૩૦૬, ૩૦૭, ૩૧૨, ૩૧૭, ૩૪૧, ૩૫૧, ૩૭૯, ૩૮૦, ૩૮૭
'ગીતારહસ્ય' ૩૬૩
'ગુજરાત' ૧૨, ૯૦, ૧૨૬
'ગુજરાતી' ૬૮
ગુપ્ત, મૈથિલીશરણ ૨૬, ૩૦, ૩૨, ૩૫, ૧૧૫

ગેટે ૪૮, ૪૯, ૨[illegible], ૨[illegible]
ગુલચેન લમ્સડેન; મિસ ૨૮૯
ગોકળદાસ તેજપાલ હૉસ્પિટલ ૧૨૩, ૧૨૪
ગોખલે, ગોપાળ કૃષ્ણ ૨૫, ૬૮, ૨૯૪
ગો[illegible] ૪૮
ગો[illegible]પુર ૨૨૦, ૨૩૧
[illegible]નરામ ૩૭
[illegible]સીબહેન ૧૮૫
ગૌડપાદાચાર્ય ૩૦૫
ગૌરીપ્રસાદ ૩૨૪
ગ્રાંડ ડચેસ ૨૪
ગ્રાંડ ડ્યૂક ૫૮
ગ્રાંડ ડ્યૂક ચોથો ૫૭
ગ્રાંડ ડ્યૂક સર્જ ૫૭
ગ્રિફિથ ૧૯, ૧૭૪, ૧૭૫
ગ્રેગ ૩૨
ગ્રેબિયલ ૩૩૩
ગ્રે, લૉર્ડ ૨૫૫
ગ્રે, હર્બર્ટ ૧૨૧

ઘુમલી ૧૮૧

ચરસાડા ૧૮૧
ચરોતર ૯૧
ચર્ચિલ, વિન્સ્ટન ૧૯૦
ચલાળા ૯૦, ૯૧
ચંચળબહેન ૭૬
'ચંડી માહાત્મ્ય' ૩૦૨
ચંડોળા તળાવ ૯
ચંદુલાલ, ડૉક્ટર ૫
ચંપારણ ૧૯૭
ચિટગોંગ ૧૯૯
ચિંતામણિ ૧૯૯, ૨૬૩, ૨૭૫, ૩૭૪
ચીન ૬૯, ૧૨૧, ૧૫૮, ૨૭૯, ૩૦૯, ૩૧૦, ૩૩૩
ચેટર્જી, અતુલ ૨૨૧
ચેટરજી, રામાનંદ ૩૮, ૨૮૮
ચેટી, ષણ્મુખમ્ ૨૨૧
ચેમ્સફર્ડ ૧૬૮

છક્કડદાસ ૧૭૯
છપરા ૩૦૦

જગજીવન ૩૪૩
જપાન ૫૬, ૬૯, ૧૦૪, ૧૨૧, ૩૦૧, ૩૧૧
જમનાદાસ ૩૪૬, ૩૪૭
જમનાલાલજી ૧૮, ૨૫, ૩૬, ૪૬
જયકર ૧૧૨, ૨૦૪, ૨૫૩, ૨૫૫, ૨૬૩, ૨૬૪, ૨૬૫, ૨૭૫, ૨૮૦, ૩૭૪
જયદ્રથ ૩૪
જરથોસ્ત ૧૭૩
જલિયાંવાલા ૧૧૧
જહાંગીર ૩૪૪
જામ ૩૪૬
જાલભાઈ ૧૮૬
જિસસ ક્રાઈસ્ટ જુઓ ઈશુ ખ્રિસ્ત
જીવાણુજી ૨૦
જીવરામ ૨૩૪, ૨૩૫
જુગતરામ ૬, ૩૪
જૂનાગઢ ૨૪
જેકોર ૩૫૨
જેઠાલાલ ૨૩૪, ૨૩૫
જેમીસન રેડ ૨૮
જેમ્સ જીન્સ, સર ૨૨૩
જેમ્સ બેરી ૨૫૫, ૨૭૩
જેરાજાણી ૩૯૦
જોધા માણેક ૧૮૧
જોન અર્નશૉ ૩૩૩
જોની ૫૫
જોષી ૨૫
જોષી, છગનલાલ ૨૩, ૨૬, ૧૫૪, ૧૭૨, ૧૮૦, ૨૦૮, ૨૧૧, ૨૨૪, ૨૭૧, ૨૮૪, ૩૧૮, ૩૧૯, ૩૨૦, ૩૪૩, ૩૬૦, ૩૭૧
જોસેફ ૧૫૫
'જ્ઞાન કિરણો' ૨૦
જ્ઞાનેશ્વર ૨૨૮
જ્યુલિયસ સીઝર ૪૬
જ્યુલ્સ વર્ન ૧૦
જ્યૉર્જ, લૉઈડ ૮૮
જ્યૉર્જ, હેનરી ૧૪૦

